## * સંપાદક મંડળ *

□ ઘનશ્યામ શાહ □ અચ્યુત યાજ્ઞિક

**લેખકોને :** અર્થાત્ એ સમાજપરિવર્તનને પુરસ્કૃત કરતું ત્રૈમાસિક છે. તેને અનુરૂપ વૈચારિક અને સંશોધનલક્ષી લખાણો આવકાર્ય છે. લેખ ફુલસ્કેપ પેપર પર એક બાજુ ટાઈપ કરેલો અથવા સુવાચ્ય અક્ષરે લખેલા હોય તે જરૂરી છે. સંદર્ભ–નોંધો લેખને અંતે મૂકવી. અને તે માટે ઉદાહરણ રૂપ નીચે આપેલ સ્વીકૃત પદ્ધતિ વાપરવી :

૧ **ગુજરાતી લેખનો સંદર્ભ હોય તો :** મહેતા સુમંત, કાળીપરજ કે રાનીપરજ, યુગધર્મ. ૩, ૧૯૨૪, પૃ. ૪૪૪,

૨ **ગુજરાતી પુસ્તકનો સંદર્ભ હોય તો :** દેસાઈ ઈશ્વરલાલ ઇચ્છારામ, સુરત સોનાની મુરત, કસ્સનદાસ નારણદાસ એન્ડ સન્સ, સુરત. ૧૯૫૮, પૃ. ૧૩૯.

૩ **અંગ્રેજી લેખ :** Mukherjee R. Trends in Indian Sociology, Current Sociology Vol. 25 No. 3, 1977, P. 31.

૪ **અંગ્રેજી પુસ્તક :** Shah Ghanshyam, Economic differentiations and Tribal identity, Ajanta Publications, Delhi 1984. P. 97.

**ગ્રાહકોને :** સંસ્થાગત લવાજમ રૂ. ૩૦ તથા વ્યક્તિગત લવાજમ રૂ. ૨૦ છે. ગમે તે અંકથી ગ્રાહક થઈ શકાય છે. નવા ગ્રાહક થનારને જે તે વર્ષના પાછળના અંકો મોકલી અપાય છે. વર્ષમાં જાન્યુઆરીથી ડિસેમ્બર સુધી ચાર અંકો પ્રગટ થાય છે. અંક ન મળ્યા બદલની ફરિયાદ મળતાં અંક જો સિલકમાં હોય તો મોકલી અપાય છે.



**પત્રવ્યવહાર :**
સંપાદક, અર્થાત્
સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ
દ. ગુ. યુનિવર્સિટી કેમ્પસ
ઉધના–મગદલ્લા રોડ. સુરત–૩૯૫ ૦૦૭.

સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝનું ત્રૈમાસિક

# અર્થાત્

ાન્યુઆરી/માર્ચ–૮૫ અને એપ્રિલ/જુન–૮૫ : ગ્રંથ ૪ અંક–૧ ૨

વિભાગ : ૧ સદ્ગત આઈ. પી. દેસાઈને શ્રદ્ધાંજલિઓ :





મુખપૃષ્ઠ રેખાંકન : કલાકાર દશરથ પંચાલ

# લેખક પરિચય

૧. નારાયણ શેઠ : નિયામક, ઈન્ડીયન ઈન્સ્ટીટ્યુટ ઓફ મેનેજમેન્ટ, અમદાવાદ.
૨. એમ. એસ. ગોરે : ઉપકુલપતિ, મુંબઈ યુનિવર્સિટી, મુંબઈ.
૩. તારાબહેન પટેલ : સમાજવિદ્યામાં નિવૃત્ત પ્રોફેસર, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ.
૪. ઘનશ્યામ શાહ : સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, સુરત.
૫. કશ્યપ મંકોડી : સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, સુરત.
૬. સુરેશ જોષી : ગુજરાતીના નિવૃત્ત પ્રાધ્યાપક અને ગુજરાતી સાહિત્યના જાણીતા વિવેચક/
૭. અચ્યુત યાજ્ઞિક : સેતુ, અમદાવાદ.
૮. હરબન્સ પટેલ : સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, સુરત.
૯. સાવિત્રી સહાની : ઈન્ડીયન ઈન્સ્ટીટયુટ ઓફ એજ્યુકેશન, પુના.
૧૦. ક્રીસ બક્સ : સ્ટેટ યુનિ. ઓફ યુટેક્ટ નેધરલેંડ.
૧૧. ડેવીડ પોકોક : યુનિવર્સિટી ઓફ સસેક્સ, ઈંગ્લેન્ડ.
૧૨. જાન બ્રેમન : ઈરસમસ યુનિવર્સિટી, નેધરલેન્ડ.
૧૩. અંબાલાલ પટેલ : સમાજશાસ્ત્ર વિભાગના વડા, સ. પ. યુનિ. વિદ્યાનગર.
૧૪. નરહરિ સી. ઠાકર : સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, સુરત.
૧૫. યોગેન્દ્ર સિંઘ : સેન્ટર ફોર સોશ્યલ સીસ્ટમ, જવાહરલાલ નહેરુ યુનિ. દિલ્હી.
૧૬. ધીરુભાઈ શેઠ : નિયામક, સેન્ટર ફોર ધી સ્ટડી ઓફ ડેવલપીંગ સોસાયટીઝ દિલ્હી.
૧૭. શરદ પાટીલ : સત્યશોધક માર્ક્સવાદી પક્ષ, ધુલીયા સમાજશાસ્ત્ર વિભાગ.
૧૮. સી. પાર્વર્થમ્મા : સમાજશાસ્ત્ર વિભાગ, મૈસુર યુનિવર્સિટી, મૈસુર.
૧૯. આર. કે. હેબ્સુર : ટાટા ઈન્સ્ટી. ઓફ સોશ્યલ સાયન્સીઝ, મુંબઈ.
૨૦. એ. આર. દેસાઈ : સમાજવિદ્યાના નિવૃત્ત પ્રોફેસર, મુંબઈ યુનિ., મુંબઈ.
૨૧. ઉપેન્દ્ર બક્ષી : ભૂતપૂર્વ ઉપકુલપતિ દ. ગુ. યુનિ. અને પ્રોફેસર ઓફ લૉ. દિલ્હી યુનિ. દિ
૨૨. વિમલ શાહ : સમાજશાસ્ત્ર વિભાગના વડા, ગુજ. યુનિ. અમદાવાદ.
૨૩. વિભૂતિ પટેલ : ઈન્કલાબી કોમ્યુનિસ્ટ લીગ, મુંબઈ.
૨૪. અમર જસાણી : ફાઉન્ડેશન ફોર રીસર્ચ ઈન કોમ્યુનીટી હેલ્થ, મુંબઈ.
૨૫. સૂર્યકાન્ત શાહ : કે. પી. કોમર્સ કોલેજ, સુરત.
૨૬. હરિશ દોશી : સમાજશાસ્ત્ર વિભાગના વડા, દ. ગુ. યુનિ., સુરત.
૨૭. ધીરુભાઈ દેસાઈ : સમાજશાસ્ત્ર વિભાગ, ગુજરાત યુનિ., અમદાવાદ.
૨૮. એસ. પી. પુનાલેકર : સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, સુરત.
૨૯. પ્રદિપ ઓઝા : સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, સુરત.

ખૂબ ગુણગાન ગવાય અને શોકાંજલિઓ અર્પણ થાય. અમે અલબત્ત કેટલીક અંજલિઓ આ અંકમાં પ્રસિદ્ધ કરી છે, તે અંજલિઓમાં શબ્દોની રમત અને આવેશયુક્ત શબ્દોને બદલે આઈ. પી. દેસાઈના વ્યક્તિત્વના જુદાં જુદાં પાસાંનું પૃથક્કરણ પ્રસ્તુત કરવાનો પ્રયત્ન છે. વાંચકોને યાદ હશે કે અર્થાત્‌ના ગયા અંકમાં આઈ. પી. દેસાઈનો "'પછાતપણું' નક્કી કરવાનો માપદંડ શું જ્ઞાતિ હોવી જોઈએ?" લેખ પ્રકાશિત કર્યો હતો. આ અંકમાં એ લેખ પર ચર્ચા યોજી છે. અમને લાગે છે કે કોઈ પણ વ્યક્તિને અંજલિ આપવા માટે તેનાં કાર્યો અને વિચારોની ગંભીરતાપૂર્વક ચર્ચા થાય તે યોગ્ય ગણાય. તે રીતે આ અંકના છેલ્લા ભાગમાં આઈ. પી. દેસાઈના ત્રણ પુસ્તકોનું અવલોકન આપ્યું છે. આઈ. પી. દેસાઈને આ રીતે અંજલિ આપવાના અમારા આ પ્રયત્નને વાંચક મિત્રો સ્વીકારશે તેવી અમને આશા છે.

અનિવાર્ય સંજોગોને કારણે આ અંક અમે ધાર્યા કરતાં મોડો પ્રગટ કરી શકયા છીએ તે માટે અમે સૌ વાંચકોની માફી માંગીએ છીએ. જે લેખક મિત્રોએ આ અંક માટે તાત્કાલિક લેખ લખી આઈ. પી. દેસાઈને અંજલિ આપવા પ્રયત્ન કર્યો છે તે સૌ મિત્રોનો હાર્દિક આભાર માનીએ છીએ. આ અંકનું કદ લગભગ બમણું થયું છે એટલે એને અંક ૧–૨ ગણવા અમારી વિનંતી છે. આગામી અંક સપ્ટેમ્બર માસમાં પ્રસિદ્ધ થશે.

ગુજરાત રાજ્યની સ્થાપના ૧૯૬૦માં થઈ હતી. એટલે રાજ્ય ૨૫ વર્ષ પુરાં કરે છે. આ પચ્ચીસ વર્ષમાં ગુજરાતમાં શું શું પ્રગતિ થઈ, એના કયા કયા પ્રશ્નો છે અને એની ભાવિ દિશા શું છે–શું હોઈ શકે તે ચર્ચા કરવા ઓકટોબર–ડીસેમ્બરનો અંક 'ગુજરાત અંક' તરીકે પ્રસિદ્ધ કરવાનો વિચાર કર્યો છે. લેખક મિત્રોને આ વિષય પર ૩૧ જુલાઈ સુધીમાં લેખો મોકલવા હાર્દિક આમંત્રણ છે.

□

# આઈ. પી. દેસાઈ

એમ. એસ. ગોરે

આઈ. પી.ના દેહાવસાનને ૧૦ દિવસ વીતી ગયા. મારા તે અત્યંત નજદિકના અંગત મિત્ર હતા. હા, એમના વિષે કાંઈ પણ અંજલિરૂપે લખવું તે મારે માટે દુષ્કર છે.

હું એમને સૌ પ્રથમ મળ્યો ૧૯૫૩-૫૪ના વર્ષમાં. આઈ. પી.ની મુંબઈ ખાતેની મુલાકાતો દરમ્યાનની એક મુલાકાત વખતે હામલેએ મને એમનો પરિચય કરાવ્યો. ત્યારે હું દિલ્હી ખાતે કામ કરતો હતો. એ કેવળ સંયોગ જ હતો કે અમે બન્ને તે વખતે મુંબઈમાં ભેગા થઈ ગયા હતા. મારા કરતાં તેઓ ૧૦ વર્ષ મોટા હતા. પણ અમારી વચ્ચે વયનું અંતર કોઈ ગણતરીમાં રહ્યું નહીં. પાછળથી મને ખબર પડી કે આ એમના ઉમદા ગુણોમાંનો એક હતો. વયના અંતરને ગણકાર્યા વિના તેઓ લોકો જોડે અંગત મૈત્રી સ્થાપી શકવાની તેમની આવડતથી જુદા પડતા. તેઓ વિદ્યાર્થીઓની બહુ ચાહના પામેલ શિક્ષક હતા.

લોકો સાથે તે સમાન ભૂમિકાએ ઊભા રહી વાત કરતા અને ૨૦ થી ૨૫ વધુ વર્ષો પહેલાં એમના વિદ્યાર્થી તરીકે રહી ચૂકેલા જુવાન વિદ્યાર્થીઓ પર પણ ક્યારેય મોટાઈ દર્શાવતા નહિ.

વિદ્યાર્થી તરીકે તેઓ જે સમાજવિદ્યા ભણ્યા હતા તે ભારતીય વિદ્યા (Indology), નૈતિક તત્વદર્શન (Moral Philosophy) અને સમાજ નૃવંશશાસ્ત્ર (Social Enthropology)નું સંમિશ્રણ હતું. પદ્ધતિસરના વાંચન અને મિત્રો તથા સાથીઓ સાથેની મુક્ત ચર્ચાઓથી તેઓ પોતાના વિષયના શિખરે પહોંચ્યા હતા. સમાજશાસ્ત્ર અંગેના ચિંતનના બધા જ અત્યાધુનિક પ્રવાહોથી તેઓ પરિચિત હતા.

મારી જાણ મુજબ તેઓ ક્યારેય સેમિનાર કે કોન્ફરન્સમાં ભાગ લેવા પરદેશ ગયા નહોતા અને છતાં પરદેશથી આવતા સમાજશાસ્ત્રના વિદ્વાનો સૌથી વધુ તેમનો જ સંપર્ક ઇચ્છતા અને કેટલાક તો તેમની સાથે તેમના મહેમાન બનીને તેમને ત્યાં પ્રારંભમાં વડોદરા અને પછીથી સુરત ખાતે રહેતા.

સમાજશાસ્ત્રનાં વિવિધ ક્ષેત્રોમાં એમનું પ્રદાન છે. શિક્ષણના સમાજશાસ્ત્ર અને ભારતીય કૌટુમ્બિક સમાજશાસ્ત્રના ક્ષેત્રે તેમનું પ્રદાન પાયાનું છે. તેમના મહુવાના અભ્યાસે નાનાં નગરોના અભ્યાસમાં નવું પરિમાણ ઉમેર્યું. સોશ્યોલોજીકલ બુલેટીનમાં પ્રગટ થયેલ એમની 'કુટુમ્બ' વિષયક ટૂંકી નોંધ અને 'જ્ઞાતિ' વિષયક તેમની લંબાણ ચર્ચા, એમણે ઉઠાવેલા પ્રશ્નોને કારણે એમનાં મહત્વનાં પ્રદાન બની રહે છે.

સોશ્યોલોજી ઓફ એજ્યુકેશન અંગેના ૧૯૬૪-૬૬ દરમ્યાન યોજવામાં આવેલા સેમિનારના સંયુક્ત સંયોજક તરીકે એમની સાથે કામ કરતી વખતે અને પાછળથી આ સેમિનારમાં રજૂ થયેલ વ્યક્તવ્યોને પ્રકાશિત કરતી વખતે મને એમનો બહુ જ સર્જનાત્મક અને શિક્ષણાત્મક અનુભવ થયેલો.

સોશ્યોલોજીકલ સોસાયટી અને ઓલ ઈન્ડીયા સોશ્યોલોજીકલ કોન્ફરન્સને એક સાથે સંયુક્ત માળખામાં આણવાનું પણ એમના જ કારણે શક્ય બનેલું. આઈ. પી.

સમાજશાસ્ત્રીઓનાં બધાંજ તડાં વયજૂથો અને પ્રાંતીય જૂથોમાં આદર અને પ્રેમના અધિકારી હતા.

શ્રીનિવાસ અને આઇ.પી. એ વડોદરા ખાતે શક્તિશાળી સમાજશાસ્ત્ર વિભાગની મુદ્રા ઉપસાવી હતી પણ યુનિવર્સિટીનું વિભાગીય માળખું કુંઠીત કરનારૂં નહિ તો મર્યાદિત તો હતું જ એવું એમને લાગવા માંડયું હતું. એ વાતની મને ગંધ આવી ગઈ હતી. વળી તે દરમ્યાન શ્રીનિવાસ પણ દિલ્હી ચાલ્યા ગયા હતા. આઇ. પી. એ યુનિવર્સિટીમાંથી વહેલી નિવૃત્તિ લેવાનું અને પોતે જ્યાં મુક્તપણે પોતાના રસની પ્રવૃત્તિ હાથ ધરી શકે તેવી સંશોધન સંસ્થા સ્થાપવાનું નક્કી કર્યું. દસ જ વર્ષના ટૂંકા ગાળામાં (૧૯૬૬–૧૯૭૭) તેઓ યુવાન સ્કોલરોના જૂથને પોતાની પ્રતિ આકર્ષી શકયા અને પોતાના સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ માટે ગુજરાત સરકાર તથા આઈ. સી. એસ. એસ. આર. ની નાણાંકીય સહાયથી સલામત પાયો નાંખી શકયા.

સેન્ટરમાં કામ કરતાં તેઓને હરિજનો અને આદિવાસીઓના પ્રશ્નોમાં રસ પડવા માંડયો. ગ્રામીણ ગુજરાતમાં હરિજનોની સ્થિતિ વિષયક પુસ્તક તેમણે તેમના સંશોધનનાં તારણો રૂપે પુરૂં કર્યું અને ૭૦ વર્ષની વય પસાર કરી દીધી હતી ત્યારે તેઓએ રાજ્ય સરકારે શૈક્ષણિક અને સામાજિક પછાત વર્ગ નક્કી કરવાના પંચનું સભ્યપદ સ્વીકાર્યું આને કારણે એમને દૂરનાં ગામડાંના અંતરિયાળ પ્રદેશોમાં જવું પડયું. આની અસર તેમની નાદુરસ્ત તબિયત પર પડી જ હશે, પણ તેમને તો વિષયમાં રસ હતો.

આઈ. પી. ને સાંમાજિક વાસ્તવિકતાઓ સમજવા માટેની સોશ્યલ થીયરી કે સાધનમાં રસ હતો. તે કોઈ એક વૈચારિક સ્કૂલને વળગી રહ્યા નહોતા કે ન તો પોતાને સામાજિક થીયોરીસ્ટ ગણતા હતા. એમની નિસ્બતતા તો નીતિના ઘડતર અને અમલીકરણ પ્રતિ હતી. આનો પુરાવો તેમના શિક્ષણ અને પછાત જ્ઞાતિઓ વિષેના જુદા જુદા અભ્યાસોમાથી મળે છે.

○ ○ ○

# આવજો, દેસાઈ સાહેબ !

નારાયણ શેઠ

પ્રાચીન લોકસાહિત્યમાં "વજ્રથી પણ કઠોર અને કુસુમથી પણ કોમળ" એ વર્ણન મોટેભાગે ઈશ્વરલાલ પ્રાગજીભાઈ દેસાઈ જેવા લોકોત્તર માનવ-નમૂનાઓને ધ્યાનમાં રાખીને લખાયું હશે. વ્યવસાય, વ્યવહાર અને આહારમાં બહારથી લગભગ સમગ્ર રીતે મનસ્વી અને ઘણીવાર સ્વચ્છંદી હોવાનું પ્રતિબિંબ ઉપસાવતા દેસાઈ સાહેબમાં સ્નેહ અને વાત્સલ્યનો શાંત-ગહન સ્રોત વહ્યા કરતો હતો. એ સ્રોતને સ્પર્શ કરતાં પહેલાં એમના મિત્રો અને વિદ્યાર્થીઓને સામાન્ય રીતે દુર્ગમ કોઠામાંથી પસાર થવું પડતું. પરંતુ એકવાર એ સ્રોતને અનુભવ્યા પછી એમાં તદ્રૂપ થયેલી આખી માનવ-મહેક અવિરત પમરાટ ફેલાવે જતી હતી. એમના વિદ્યાર્થીઓના એક નાના સમૂહમાં "ડ્રેગન બાપ"ની પદવી પામ્યા પછી એ વિદ્યાર્થીઓની પત્નીઓમાં એમણે "સસરા"નું બિરુદ મેળવ્યું હતું. છોકરાંઓના એ દાદા કહેવાતા. એમની 'દાદાગીરી' સુરતી મીઠાઈના ચટકામાં રસતરબોળ રહેતી.

આ સામાન્ય વેશભૂષા, આગવી વાકછટા અને ગુસ્સાખી વ્યક્તિત્વ સાથે દેસાઈ સાહેબ ૧૯૫૨ માં પૂનાથી વડોદરા યુનિવર્સિટીમાં આવ્યા ત્યારે લાક્ષણિક મહા-રાષ્ટ્રિયન બુદ્ધિજીવી જેવા લાગતા હતા. એમની સ્વભાવગત નિખાલસતા અને બૌદ્ધિક નીડરતાને લીધે શિક્ષકો અને વિદ્યાર્થીઓમાં એ થોડા સમયમાં પરિચિત થઈ ગયા હતા. એ વખતે વડોદરાના સમાજશાસ્ત્ર વિભાગમાં પ્રચલિત સૈદ્ધાંતિક અને અભ્યાસપદ્ધતિ અંગેના વિચારસરણીમાં દેસાઈ સાહેબને મહત્ત્વની મર્યાદાઓ જણાતી હતી. એને લીધે શિક્ષકો અને વિદ્યાર્થીઓમાં ઘણીવાર ઉગ્ર-વ્યગ્ર ચર્ચાઓ થતી. પરંતુ બૌદ્ધિક મતભેદ મૈત્રીસંબંધોમાં નડતરરૂપ ન થયા. એમણે વિકસાવેલા મૈત્રીસંબંધો ઉત્તરોત્તર વધતા ગયા. વિદ્યાર્થીઓ સાથેના શૈક્ષણિક સંબંધોમાં એમનો ક્રોધ અને અધીરાઈ વારંવાર સપાટી પર આવી જતાં. ઘણીવાર એમનું અણધાર્યું કઠોરવર્તન અકળાવી મૂકતું પણ મોટેભાગે ગુસ્સો થોડા સમયમાં ઉતરી જતાં લાગણીસભર પ્રેમ, અનુકંપા અને પ્રોત્સાહન મળતાં. બાહ્યવર્તનમાં નફરતનો દેખાવ અને અંદરથી પ્રકટ થતો માનવપ્રેમ એ બેનો અદ્ભુત સમન્વય દેસાઈ સાહેબને કોઠે પડી ગયો હતો.

ન્યાય અને વ્યાજબીપણાના મૂલ્યોને અનુસરી વિશ્વસનીયતાપૂર્વક આર્ટ્સ ફેકલ્ટીને દોરવણી આપી શકે એવા ડીનની જરૂરિયાત ઉભી થઈ ત્યારે દેસાઈ સાહેબે શિક્ષકમિત્રોના આગ્રહને વશ થઈ ડીન તરીકે જવાબદારી સ્વીકારી પણ થોડા જ સમયમાં વ્યવહારશુદ્ધતાના મૂલ્યોને વળગી રહેવાની એમની નિષ્ઠાએ એમને અપ્રિય બનાવ્યા અને એમણે ડીનનો હોદ્દો સહર્ષ છોડયો. સમાજશાસ્ત્ર વિભાગમાં ૧૯૬૦-૬૫ દરમ્યાન અનેક કડવા-તૂરા અનુભવ થવાને પરિણામે ૧૯૬૫ માં એ નિવૃત્તિવયનાં ચાર પાંચ વર્ષ પહેલાં જ સ્વૈચ્છિક નિવૃત્તિ લઈ સુરત પહોંચી ગયા.

નોકરીમાંથી લીધેલી નિવૃત્તિ દેસાઈ સાહેબની સમાજશાસ્ત્રી તરીકેની કારકિર્દી માટે અને સાથેસાથે ભારતીય સમાજશાસ્ત્ર માટે એક સુભગ બક્ષિસ સમી નીવડી. નિવૃત્તિસમયે મળેલા નાના નાણાંભંડોળે એમને ગુજરાતના પ્રાદેશિકસમાજ અને સંસ્કૃતિના સહેતુક અભ્યાસ માટે એક સંશોધન સંસ્થા શરૂ કરવાની પ્રેરણા આપી. એક મિત્ર-દંપતિ તરફથી મળેલા આર્થિક અને નૈતિક સહકારથી એમની સ્વપ્નવેલ ઝડપથી પાંગરી. શરૂઆતના વર્ષોના ખાટા-મીઠા પ્રયોગલક્ષી અનુભવોના પાયા ઉપર અત્યારની 'સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ" સંસ્થાનો વિકાસ થયો. પ્રથમથી જ દેસાઈ સાહેબે આ સંસ્થાના મુખ્ય ધ્યેય વિષે એક ખૂબ મહત્ત્વનો નિર્ણય કરી લીધો હતો કે ચીલા-ચાલુ વિતંડાવાદમાં પડયા વિના ગુજરાતના દલિત વર્ગોને કેન્દ્રમાં રાખી સામાજિક અને આર્થિક અસમાનતાનો તલસ્પર્શી અભ્યાસ

કરી એ અસમાનતાને ઘટાડવા યથાશક્તિ પ્રયત્ન કરવો. કારકિર્દીનાં પાછલાં વર્ષોમાં આવા સ્પષ્ટ સમાજલક્ષી ધ્યેય સાથે સંશોધન સંસ્થા ઊભી કરી એને ટકાવવા અને વિકસાવવા અનેક પ્રકારની મુશ્કેલીઓ વેઠી જે યજ્ઞકાર્ય કર્યું અને એમાં જે સફળતા મેળવી એ એમના ઘણા મિત્રો માટે અતિશય આશ્ચર્યની ઘટના હતી. સંસ્થાને અનુરૂપ ધ્યેયને વળગી રહીને સંશોધન-કાર્યમાં રસ ધરાવનાર નિપૂણ સમાજવૈજ્ઞાનિકોના એક નાના જૂથના સંયુક્ત પ્રયાસથી સેન્ટરે સરસ કીર્તિ અને પ્રતિષ્ઠા મેળવ્યાં છે એ દેસાઈ સાહેબના વિશુધ્ધ પરિશ્રમનું પરિણામ છે.

આરંભના સંઘર્ષ પછી પોતાનું શ્રમવૃક્ષ બરાબર પાંગર્યું એજ વખતે દેસાઈ સાહેબે સેન્ટરના નિયામકનો હોદ્દો છોડવાનો નિર્ણય લીધો. સંસ્થાનું સુકાન યુવાન પેઢીના હાથમાં હોય તો એનું સ્વાસ્થ્ય અને પ્રગતિ જળવાઈ રહે અને પોતાને પાછલી વયે નિર્બંધ રીતે સંશોધન-લેખન કાર્ય કરવાની તક મળે એવી ગણતરી એમણે કરી હતી. "યેન કેન પ્રકારેણ" વહીવટી સત્તાને વળગી રહેવાની પ્રચલિત પ્રણાલિકાનો એમણે ભંગ કર્યો. થોડાં વર્ષ પછી બોર્ડ ઓફ ગવર્નર્સના અધ્યક્ષ-પદેથી પણ નિવૃત્તિ લીધી-ગયે વર્ષે બોર્ડના સભ્યપદેથી છૂટા થઈ ગયા. આસક્તિથી અલિપ્ત રહેવાની એમની કળા વંદનીય હતી.

દેસાઈ સાહેબ સત્તાથી જેમ જેમ વિમુખ થતા ગયા તેમ તેમ સમાજના દલિતવર્ગોના પ્રશ્નોને સમજવાની પ્રક્રિયામાં વધુ ઊંડા ઉતરતા ગયા. સામાજિક, આર્થિક અને શૈક્ષણિક પછાતપણાના દૂષણને પડકારતાં પહેલાં એ દૂષણનું નિર્મૂળ નિદાન કરવું એ એમના બૌદ્ધિક જીવનનું મુખ્ય ધ્યેય બની રહ્યું. એ સંદર્ભમાં બક્ષીપંચના કાર્યમાં નિષ્ણાત તરીકે મહત્ત્વનો ફાળો આપ્યા પછી એના અનુગામી રાણેપંચના સભ્ય તરીકે કામ સ્વીકાર્યું. રાણેપંચ અંગે જરૂરી માહિતી મેળવવા ગુજરાતના લગભગ પ્રત્યેક જીલ્લાના અનેક નાનાંમોટાં ગામોમાં ફરીને એમણે કોઈપણ કુશળ-યુવાન સંશોધકને ઈર્ષા આવે એવી સામગ્રી એકઠી કરી. આ યજ્ઞના પરિપાકરૂપે જ્ઞાતિ અને પછાતપણાના સંબંધ અંગેના પ્રચલિત ખ્યાલોનું ઝીણવટભર્યું પરીક્ષણ કર્યું અને પોતાનાં આગવાં વિચાર-વિધાન રજૂ કર્યાં. છેલ્લાં બે વર્ષમાં જે લેખનકાર્યની યોજના એમણે કરી હતી અને એના આરંભમાં અત્યાર સુધીમાં જે લખાઈ ગયું હતું એ દેસાઈ સાહેબની અચાનક વેગથી ખીલવા માંડેલી બૌદ્ધિક પ્રતિભાનું સૌરભભર્યું ઉદાહરણ છે. એમનું જીવન થોડાં વર્ષ લંબાયું હોત તો સંબંધિત સમાજ અને સમાજશાસ્ત્ર બંનેને નિઃશંક મહત્ત્વનો લાભ થયો હોત.

પાછલાં વર્ષો દરમ્યાન દેસાઈ સાહેબની જિજ્ઞિવિષા પ્રબળ થઈ હતી તેનું કારણ એમના યોગ અભ્યાસ ઉપરના નવા પ્રેમને બાદ કરતાં એમની ખીલી રહેલી પ્રતિભામાં જ અંતર્ગત હશે. મૃત્યુનો એમને ડર ન હતો. મૃત્યુ આવ્યું ત્યારે એમણે સુયોગ્ય રીતે એને આલિંગન કર્યું. આસપાસના માનવસમુદાયમાંથી કોઈને જરાય તકલીફ આપ્યા વિના અને પોતે દુઃખી થયા વિના એ ચિરનિદ્રામાં પોઢી ગયા. મૃત્યુના લગભગ નવ કલાક પછી એમના પાર્થિવ દેહ ઉપર શાંતિ અને સંતૃપ્તિ અંકિત થયેલાં જેમણે જોયાં હતાં એ સૌને ખરેખર એમની ઈર્ષા આવી હશે. એમના ગુલાબી ચહેરા ઉપર "મૃત્યુ મરી ગયું રે લોલ" પંક્તિ કંડારાયેલી હતી. દેસાઈ સાહેબ વડોદરાથી સુરત અથવા મુંબઈ ઘણીવાર ફાસ્ટને બદલે લોકલ ગાડીમાં જતા હતા. એનું કારણ કોઈ પૂછે ત્યારે જવાબ મળતો : લોકલમાં ઓછા ખર્ચે વધારે વાર બેસવાનું મળે છે. મૃત્યુ પામ્યા પછી એમનું શેષ અસ્તિત્વ સ્મશાનને બદલે મેડીકલ કોલેજમાં જઈ સૂઈ ગયું. મર્યા પછી બળવાની ઉતાવળ બધાને હોય છે. દેસાઇ સાહેબે એમ વિચાર્યું કે બળતાં પહેલાં માનવસેવાનો લાભ મળે એટલો લઇ લેવો સારો. સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ ઈશ્વરલાલ પ્રાગજીભાઇ દેસાઈના બૌદ્ધિક અને ભૌતિક પરિશ્રમનું સુન્દર સ્મારક છે. એને ટકાવી રાખવા અને ઉર્ધ્વગામી બનાવવા માટે અથાગ બૌદ્ધિક અને ભૌતિક પરિશ્રમની આવશ્યકતા સદાકાળ રહેશે. ○

# ઇશ્વર : એક અંજલિ

એ. આર. દેસાઇ

સુરતમાં ડિસેમ્બર '૮૪ માં ઓલ ઈન્ડીયા સોશ્યોલોજીકલ કોન્ફરન્સ ભરાઈ હતી. તેમાં પછાતપણું નક્કી કરવાના માપદંડ વિષે એક ખાસ સેમીનાર યોજવામાં આવ્યો હતો. આઈ. પી. દેસાઈએ પોતાની આગવી શૈલીમાં તે સેમીનારમાં આ વિષય પર પોતાનાં વિધાનો ટૂંકમાં રજૂ કર્યાં હતાં. સેમીનારમાં જ બ્રિજરાજ ચૌહાણ, સચ્ચિદાનંદસીંગ અને અન્ય સમાજશાસ્ત્રીઓએ પ્રતિભાવો પાડયા હતા. આઈ. પી. ના એ વિચારો 'શું પછાતપણું નક્કી કરવાનો માપદંડ જ્ઞાતિ હોવી જોઇએ ?' એ લેખમાં ("અર્થાત્" ઓકટો.–ડિસે. ૮૪) સુગ્રથિત થયા હતા.

આઇ. પી દેસાઇ, કેટલંકના 'આઈ. પી.', કેટલાંકના 'દેસાઈ સાહેબ' અને કેટલાકના 'ઇશ્વરભાઈ' તે કોન્ફરન્સ પર છાઈ ગયા હતા. એમની આગવી રહેણીકરણી અધ્યયન પદ્ધત્તિ અને નાની મોટી, વિખ્યાત અજાણી તરૂણ–વૃદ્ધ પેઢી સાથે સંબંધો અને આત્મીયતા વિકસાવવાની આગવી કલા, આ માટે કારણરૂપ હતાં.

ઇશ્વરે ઉપાડેલી ચર્ચા આગળ ધપાવવામાં લેખ લખી સામેલ થવા કોન્ફરન્સ વખતે જ ઘનશ્યામે મને આગ્રહ કરેલો. ત્યાર પછી જાન્યુઆરીમાં સેન્ટરમાં જ 'વુમન એન્ડ વાયોલન્સ' ઉપર યોજાયેલ એક પરિસંવાદમાં જવાનું થયું ફરી પાછા આઇ. પી. મળ્યા, લેખ અંગે થોડી ચર્ચા ય થઈ, દર વખતની માફક તેમની મહેમાનગીરી અને ઝીણવટભરી કાળજી અને હૂ ફ માણ્યાં.

સુરતથી પાછો મુંબઈ આવ્યો અને લેખ લખવા તૈયારી કરવા માંડી. પણ....ત્યાં જ તા. ૨૬મી જાન્યુઆરીએ સવારે દસેક વાગ્યાના સુમારે ઘનશ્યામની દીકરીનો જ ચમકાવતો, આઘાતજનક ફોન આવ્યો : ઈશ્વરભાઇ સવારનો નિત્યક્રમ પરવારી છાપું વાંચતાં વાંચતાં જ અચાનક અવસાન પામ્યા હતા !

છેલ્લા થોડા દિવસોમાં જ એમને બબ્બે વાર મળવાનું થયેલું. વાતો–વિચારોની આપ લે થયેલી. મજાક મશ્કરીની મોજ માણેલી કાળજીભરી મહેમાનગીરી માણેલી.

પાંચ–સાડા પાંચ દાયકાથી જે વ્યકિત વિવિધ રીતે જીવનમાં / કુટુંબમાં અંગત સભ્ય તરીકે વણાઇ ગઈ હતી તે હવે અમારી વચ્ચે નથી એ સમાચાર હૃદયને હચમચાવી નાંખે એવા બન્યા.

ઇશ્વરભાઈ સાથેના વર્ષોથી વિકસતા, વધુ અને વધુ નિકટતા ધારણ કરતા સંબધો દરમ્યાન બનેલા અસંખ્ય બનાવો–ખાટા–મીઠા, પણ વધુ નજીક લાવતા બનાવો આંખ આગળ તરવા લાગ્યા. આઈ. પી. જીવનશૈલીનાં બહુવિધ પાસાંએ છતાં થવા માંડયાં ભિન્ન–ભિન્ન સયોગોમાં તેમની લાક્ષણિક, આગવી, તળપદી દેખાય છતાં અત્યાધુનિક અભિવ્યકિત નજર સામે તરવા માંડી. એમના વ્યકિતત્વના બહુવિધ પહલુઓ, લાક્ષણિક વિચિત્ર અડબંગ પ્રતિક્રિયાઓ. વૈજ્ઞાનિક સિદ્ધિઓ, સંસ્થાત્મક અખતરાઓ અને અભ્યાસ અંગે વિકસાવેલી આગવી શૈલી, વિષયોની પસંદગી તરફનો અભિગમ અને વિદ્યાર્થીઓ, તરૂણ કાર્યકર્તા કે સંશોધકોની,

શક્તિઓને ખીલવવા, તેમને ઉત્સાહિત કરવાની એક અણધારી આંચકા આપી, આત્મીય બનાવી, ઉત્તેજન આપવાની અદા–એ સર્વ અંગે મારા મનમાં વિચારો ઉભરાવા માંડયા.

આઇ. પી. ના 'લેખ' અંગે ચર્ચા ઊભી કરી આ પ્રખર અભ્યાસી, અદ્દતું અટપટું, પણ 'ગમે' એવું વ્યક્તિત્વ ધરાવતા સંવેદનશીલ મિત્રને યાદ કરવા યત્ન કરું છું. અફસોસ એ વાતનો છે કે એમના લખાણે જગાવેલ ચર્ચાનો જવાબ આપવા હવે એ આપણી વચ્ચે નથી !

*લેખકનો આ અંકમાં અન્યત્ર પ્રગટ થયેલ લેખ જુઓ.



# થોડાંક સંસ્મરણો

તારા પટેલ

પરદેશમાં અભ્યાસ કરતાં સમાજશાસ્ત્રના વિદ્યાર્થી તરીકે હું આઈ. પી. દેસાઈના નામથી પરિચિત હતી. પરંતુ તેમને સૌ પ્રથમ મળવાનો પ્રસંગ કદાચ ૧૯૫૩ માં વડોદરામાં બન્યો હતો એવું સ્મરણ છે. પ્રથમ દર્શને તેમના પહેરવેશ ઉપરથી તેમની છાપ શાળાના એક સીધા સાદા માસ્તર જેવી ઉપસી. કોલેજના કોઇ પ્રોફેસર જેવો તેમનો દમામ ન લાગ્યો.

તેમના વ્યક્તિત્વનાં થોડાંક પાસાં ઉપર ટપકે જોવાનો પ્રસંગ આબુના એક સેમિનાર વખતે પાંચેક દિવસના સહનિવાસમાં મળ્યો. એક વખત હું તથા દામેલ તેમને આગ્રહ કરીને સનસેટ પોઈન્ટ લઈ ગયા. આબુથી નીચે ઉતરતાં દામેલને ચક્કર આવતા હતા ત્યારે તેમની કાળજીભરી પૃચ્છા અને ઇજમિટનાં ફૂલવાળું પાન ખવરાવીને તેમને સ્વસ્થ કરવાના પ્રયત્ન પાછળ તેમનું લાગણીભીનું ધબકતું હૈયું મેં જોયું. દેસાઈ સાહેબ વિદ્વતા અને જીવનકાળ દરમ્યાનનાં લખાણોથી તો વિખ્યાત છે જ પરંતુ અહીં તો તેમની આવી કેટલીક માનવીય લાક્ષણિકતાઓનાં નિર્દેશ કરવાનો છે.

કોઈકના આઇ. પી. ઈશ્વરભાઇ, ડો. દેસાઇ, કે દેસાઈ સાહેબ આજે જ્યારે આપણી વચ્ચે નથી ત્યારે તેમને અનેક પ્રસંગોએ અને નજીકથી જેમને જોવાની તક સાંપડી છે તેમને તેમના વ્યક્તિત્વનાં વિવિધ પાસાં સ્મરણપટે આવે તે સ્વાભાવિક છે. તેમાંનાં થોડાંકને અત્રે શબ્દદ્વારા વ્યક્ત કરવાનો પ્રયત્ન કર્યો છે.

દેસાઈ સાહેબ સાથે નિકટતા કેળવ્યા પછી એક બાબતની તમને ઝડપથી પ્રતીતિ થઈ જાય કે તેઓ હંમેશાં સીધેસીધી વાતચીતમાં માનતા. હાજી હા, કરવાનું તેમના સ્વભાવમાં ન હતું અને પોતાને જે સાચું લાગતું હોય તેને મુશ્કેલી હોય તો પણ વળગી રહેતાં અચકતા નહિ તેમની ભાષા અને આ પ્રકારનો વર્તાવ કદાચ જે તેમને પૂરેપૂરા ન સમજતું હોય તેને કઠે, પણ થોડા જ વખતમાં સામાને સમજાય કે આની પાછળ કોઈપણ પ્રકારનો ડંખ નથી. આ પ્રકારની તેમની આવડત પણ ખરી એટલે સામી વ્યક્તિ બનતા સુધી નખુશ ન થાય.

તેઓ દૃઢનિશ્ચયી હતા તે તો તેમના જીવનકાળ દરમિયાન કેટલાક પ્રસંગો પરથી જોઈ શકાય છે. તેમાંનો એક મુખ્ય પ્રસંગ પોતાના વિચારો અને નિર્ણયોને અમલમાં મૂકવા અંગેનો ગણી શકાય. સામાન્ય રીતે નિવૃત્તિવય પછી પણ મુદત વધારાની ઈચ્છા ઘણાખરા રાખતા હોય છે. દેસાઈ સાહેબની બાબતમાં આ અંગે ઊલટું જ જોવા મળે છે. નિવૃત્તિ સમય પહેલાં જ પોતાના ઈચ્છિત કાર્યને સાકાર કરવા તેઓ વડોદરા યુનિવર્સિટીમાંથી છૂટા થઈને સુરત ગયા અને રીસર્ચ સેન્ટરની શરૂઆત કરી. એક નાનકડા બીજમાંથી આજે તો એ એક મોટું વટવૃક્ષ થઇને વિકસ્યું છે. અનેક તડકા, છાંયડા પછી તેનો વિકાસ થયો છે. દૃઢ મનોબળ, સંકલ્પ શક્તિ, આયોજન અને કામ કરવાની તમન્ના ઉપરાંત કેટલીયે માનવસહજ નબળાઈઓથી પર રહીને તેમણે સંસ્થાને મજબૂત પાયા પર મૂકી, જે તેમનું સંશોધન સંસ્થાઓ માટે એક

દોરવણીરૂપ પ્રદાન છે. સંસ્થાને માટે જ કાર્ય કર્યું, સંસ્થા માટે જ જીવ્યા; આમ પોતે વ્યક્તિ મટીને સંસ્થા બની રહ્યા અને છતાં સંસ્થાને જિંદગીની છેલ્લી ક્ષણો સુધી જળોની જેમ ચોંટી ન રહ્યા તે તેમના મનની ભૂમિકા દર્શાવે છે.

દેસાઈ સાહેબની બીજી એક લાક્ષણિકતા એ જોવા મળી કે વિકસતા વિજ્ઞાનમાં એમને જીવંત રસ હતો. સામાજીક વિજ્ઞાનોમાં જેમ જેમ નવી નવી કેડીઓ કંડારાતી જાય તેમ તેમ તેમાં યથાશક્તિ પગલાં માંડવાનું તેઓ ચૂકતા નહિ. તેમનું મન બંધિયાર ન હતું. તેમ જ તેમાં મોટાઇ પણ ન હતી. કોઈ પણ નવી બાબત જાણવા માટે નાના કે યુવાન મિત્રો પાસે ખચકાટ વગર નવી પદ્ધતિઓ અને ટેકનિકોના ઉપયોગ વિશે ચર્ચા કરતા અને તેનો ઉપયોગ કરવામાં પણ માનતા. આઈ.સી. એસ. એસ. આર. ના હરિજન અને આદિવાસી વિદ્યાર્થીઓના અભ્યાસ અંગે વિવિધ પ્રદ્ધતિદર્શક બાબતો અંગે એ વિમલ શાહ સાથે રસપૂર્વક ચર્ચા કરતા. એમાંની આંકડાશાસ્ત્રની બાબતો એમને ન સમજાય તો એટલું બાજુપર મૂકીને પણ તાર્કિક રીતે સંશોધન પદ્ધતિના મુદ્દાને સમજવા પ્રયત્ન કરતા. કોઈ પણ યુવાન વિદ્યાર્થી કે અભ્યાસીને દેસાઈસાહેબ સાથે સમાન સ્તર પર ચર્ચા કરવામાં ઉત્સાહ રહે તેવું તેમનું વલણ રહેતું. તેમનાં લખાણો કે વિચારોની ટીકા સામી વ્યક્તિ કરે તો તેને સાહજિક રીતે સ્વીકારવાની તેઓ ક્ષમતા ધરાવતા એટલુંજ નહિ કેટલીક વાર વિમલભાઇ સાહેબને ખરાબ લાગે એ ખ્યાલથી હળવી રીતે ટીકાત્મક મુદ્દાઓ રજૂ કરવાનો પ્રયત્ન કરે તો તે કહેતા કે "તારે ડિપ્લોમેટિક થવાની જરૂર નથી. સીધેસીધું જે કહેવું હોય તે કહે." તેઓ માનતા કે વિજ્ઞાન–પછી તે સામાજિક હોય કે અન્યની બાબતમાં આપણે કોઈની પણ શેહમાં આવ્યા વગર આપણા વિચારો રજૂ કરવા જોઈએ. આપણા દેશમાં મુક્ત ચર્ચા વિચારણા જેટલી સારી રીતે થશે એટલો સામાજિક વિજ્ઞાનનો વિકાસ ઝડપી થશે. આવી હતી તેમની આંતરમનની સૂઝ અને સ્પષ્ટતા અને ભવિષ્યના સામાજિક વિજ્ઞાનીઓ માટેનું દિશાસૂચન.

દેસાઇ સાહેબ પોતે એક માનવ હતા અને છતાં માનવી તરીકે અનોખા હતા. તેઓ કાંઈક સ્વતંત્ર મિજાજના એટલે ખુમારીવાળા લાગે અને કોઈક વખત માનવ સહજ નબળાઇને વશ થઈ ક્રોધ પણ કરી બેસે. છતાં થોડા જ વખત પછી તેમના તરફ જુઓ તો એ જ શાંત સ્મિતભર્યો ચહેરો. એમનો ગુસ્સો ઝાઝો વખત ટકે નહિ. જેની પર ગુસ્સે થયા હોય તે પણ સમજે કે આ તો ક્ષણિક જ ગુસ્સો છે એમના ગુસ્સામાં ડંખ ન હોય. એમના દિલમાં તો પ્રેમ અને દયાનું ઝરણું જ વહેતું હોય, પરંતુ તેને બહુ બહાર ન આવવા દે. થોડી જ વારમાં એટલી મિઠાસ અને હળવાશથી વાત કરે કે એમનો ગુસ્સો યાદ જ ન આવે. મિઠાઈ ખાવી અને મિત્રો તથા સ્નેહીઓને ખવરાવવી એ તેમની એક નબળાઈ અથવા તો જબ્બર શોખ હતો અને એવું જ તેમનું મૃદુ મમતાભર્યું મીઠું હૃદય હતું. સામાન્ય માનવી માટે પણ તે આત્મીય બની જતા કારણ કે તે તેની કક્ષાએ વાત કરી શકતા. તેનાં સુખદુઃખ જાણવાનો પ્રયત્ન પણ કરતા. તેમના આ ગુણને લીધે જ મારી ગેરહાજરીમાં તેઓ મારે ઘેર મહેમાન હોય તો પણ તેમનો ભાર કોઈને લાગતો નહિ. તેઓ ખરેખરા અર્થમાં એક કુટુંબીજનની જેમ વર્તતા અને ઘરમાં નોકર, બાઈ સાથે પણ એટલી જ આત્મીયતા અને માયા, મમતા રાખતા. એમને પણ દેસાઈ સાહેબ મહેમાન જેવા લાગતા નહિ. તેમની સગવડ સાચવવા તેઓ તત્પર રહેતાં. જો કે દેસાઇ સાહેબને સગવડ માગવાની ટેવ જ નહોતી. અદનામાં અદના માનવીને પણ તેમની કાળજી અને વાત્સલ્યનો લાભ મળતો.

તેમનો બીજો એક શોખ બાગ બનાવવાનો હતો. વિરતાની સાથે તેમણે શાકભાજી અને ફૂલછોડ ઉછેરમાં પણ સારૂં નૈપુણ્ય પ્રાપ્ત કર્યું હતું. ગુલાબ ઉછેરવાનો અમારો બંનેનો સમાન શોખ હતો. પરંતુ તે ત્યાગીને ભોગવી શકતા હતા. વડોદરામાં હતા ત્યારે એકવખત બહારગામ જતાં ઘણા ગુલાબના છોડ માળીની બેદરકારીથી નાશ પામતાં બાકીનું બધું મિત્રોને વહેંચી દીધું, અને જ્યારે સુરત ગયા ત્યારે સેન્ટરમાં



અર્થાત્

શરૂઆતમાં બગીચો તૈયાર કરવામાં તથા શાકભાજી ઉગાડવામાં સારો રસ લીધો હતો. અમદાવાદ આવે ત્યારે સવારમાં માગ પણ ઉઠતા પહેલાં બગીચામાં એકેએક છોડનું નિરીક્ષણ કરીને અનેક ઉપયોગી સૂચનો કરતા અને છેવટે કહેતાં કે આમાં બહુ જીવ ના રાખવો.

આવા અનેકવિધ રસ ધરાવતા, સ્નેહમય દેસાઈ સાહેબના સ્વભાવમાં છેલ્લાં ચાર પાંચ વર્ષમાં મને એક પરિવર્તન જોવા મળતું હતું. સંસ્થામાં, મિત્રોમાં, સ્નેહી સંબંધીઓમાં તેઓ રસ લેતા હોવા છતાં, જાણે કે કશું જ તેમને સ્પર્શતું ન હોય તેવા વિરાગી તેઓ બનતા જતા હતા. ટૂંકમાં તેમના મનની સ્થિતિ કાંઈક અંશે જલકમલવત્ બનતી જતી હતી. ઘણી બધી વસ્તુઓના આગ્રહી, નિરાગ્રહી બની ગયા હતા. ખાવાનો શોખ પણ જતો રહ્યો હતો. મને પણ એમ જ કહેતા કે કર્તવ્યભાવે જે થાય તે કરવું. કશામાં રાગ રાખવો નહિ, એટલે કોઈ જાતની ચિંતા કે દુઃખ થાય નહિ. તેમની આ સલાહ બીજા માટે હતી કે કેમ પરંતુ તેમણે પોતે તો તેને પૂરેપૂરી જીવનમાં ઉતારી હતી.

દેસાઈ સાહેબ જીવનની છેલ્લી ઘડી સુધી કાર્યરત રહ્યા તેનો સુંદર દાખલો રાણે કમિશનના સભ્ય તરીકેની કામગીરી. એક દિવસ તે કહે કે 'મને સરકાર તરફથી સભ્ય થવા માટે પૂછાવ્યું છે પણ મેં ના પાડી છે. કોણ એ ડખામાં પડે ? થોડાક મહિના પછી તેમણે જણાવ્યું કે "મેં રાણે કમિશનમાં કામ કરવાની હા પાડી છે કારણ કે સરકારે ફરી પૂછાવ્યું અને વિચાર કરતાં મને લાગ્યું કે કોઈએ તો આ કામ કરવું જ રહ્યું.' આમ પૂરી સભાનતાથી રાણે કમિશનના સભ્ય થયા અને પછી પૂરા તનમનથી એ કામમાં મચી પડ્યા. આ કામ માટે થાક્યા સિવાય કેટલાક લાંબા પ્રવાસો પણ ખેડ્યા. અધ્યક્ષ સાથે સંમત ન થાય ત્યાં પોતાના વિચારો અચકાયા સિવાય રજૂ કર્યા અને મહત્ત્વનાં સૂચનો કરી હેવાલ તૈયાર કરવામાં પોતાનું વિશિષ્ટ પ્રદાન કર્યું. ત્યારપછી પણ આ અંગે ઊભા થતા કેટલાક મુદ્દાઓ લઈ કાંઈક અને કાંઈક લખતા જ રહ્યા. એવા કર્મઠ દેસાઈ સાહેબનો નશ્વર દેહ ભલે આપણી વચ્ચે ન હોય પરંતુ એમની સાદાઈ એમની નિરાભિમાનતા, એમનો દૃઢ સંકલ્પ, વત્સલતા, જલકમલવત્ માનસિક સ્થિતિ જેવાં વ્યક્તિત્વનાં વિવિધ પાસાંને સ્મરીને આપણે એમાંથી જો કાંઈ પ્રેરણા મેળવી શકીએ તો દેસાઈ સાહેબ આપણી વચ્ચે જ છે, આપણે માટે તે જીવંત છે



# આઈ. પી. દેસાઈ : ભારતીય સમાજશાસ્ત્રી

ઘનશ્યામ શાહ

સેન્ટર ફૉર સોશ્યલ સ્ટડીઝના સ્થાપક અને દેશના જાણીતા સમાજશાસ્ત્રી પ્રોફેસર આઈ. પી દેસાઈનો દેહવિલય ૨૬મી જાન્યુઆરી ૧૯૮૫ના રોજ સવારે ૮–૧૦ કલાકે થયો. એમના મિત્રો એમને 'આઈ. પી'ના હુલામણા નામે સંબોધતા અને એમના વિદ્યાર્થીઓ એમને 'દેસાઈ સાહેબ' કહેતા. તે કમનસીબ દિવસે તેઓ એમના નિયત સમય પ્રમાણે વ્હેલા સવારે ઊઠયા અને પરવાર્યા. ચા પીધી અને ખુરશીમાં બેઠા બેઠા છાપું વાંચતાં વાંચતાં જ જાણે સમાધિમાં બેઠા હોય તે રીતે એમણે એમની માયા સંકેલી લીધી. છેલ્લી ઘડી સુધી શારીરિક તેમજ માનસિક રીતે તેઓ સ્વસ્થ હતા.

જો કે પોતે કુંવારા હતા પણ તેઓ અનેક કુટુંબોના સભ્ય હતા. અનેક કુટુંબોએ એમના મૃત્યુથી એક સ્વજન ગુમાવ્યો હોય તેવી લાગણી અનુભવી છે આઈ. પી ઔપચારિક શિષ્ટાચારમાં માનતા ન હતા તેઓ ભાગ્યે જ કોઈને 'થેન્ક યુ' કહેતા. તેઓ માનતા કે હૂંફ અને લાગણીને શિષ્ટાચારના શબ્દોમાં વ્યક્ત ન થઈ શકે; એના માટે તો સામેની વ્યક્તિને હૂંફ આપવી જોઈએ. લાગણી લાગણીથી જ સમજી શકાય. જેને સામાન્ય રીતે અનાવિલપણું કે ભાઠેલાપણું કહીએ તેનો અંશે અથવા તેનું બરછટપણું એમના સાથે શરૂશરૂમાં વાત કરનારને લાગે પણ હૃદયે તેઓ ઋજુ હતા અને એમની નજીક જે કોઈ આવ્યા હોય તે સૌને આઇ. પી. ની કોમળતાનો, સ્વજન જેવી લાગણીનો ભીનો અનુભવ થયો છે.

નવસારી તાલુકાના પરુજન ગામમાં ૩૧ જુલાઈ ૧૯૧૧ના રોજ એમનો જન્મ થયો હતો. એમણે એમનું પ્રાથમિક શિક્ષણ ગામમાં અને માધ્યમિક શિક્ષણ સુરતમાં લીધું હતું. સુરતમાં અનાવિલ આશ્રમ જે અત્યારે દયાળજી આશ્રમ તરીકે જાણીતો છે ત્યાં રહી તેઓએ અભ્યાસ કર્યો હતો. આ સમય દરમ્યાન અનાવિલ આશ્રમ સ્વતંત્રતાની ચળવળનું કેન્દ્ર હતું અને દયાળજી દેસાઇ ઉદ્દામવાદી સ્વાતંત્ર્ય સંગ્રામના સૈનિક હતા આઇ. પી. એમના રંગે રંગાય હતા. વળી આ સમય દરમ્યાન માર્કસવાદ અને રશિયન ક્રાંતિની અસર એમના પર ઊંડી પડી હતી. તેઓએ બિરાદર દિનકર મહેતા સાથે સવિનય કાનુન ભંગ સત્યાગ્રહમાં પણ ભાગ લીધો હતો. કૉલેજ શિક્ષણ માટે તેઓ મુંબઈ ગયા ત્યાં ટયુશન કરતા અને એલ્ફીનસ્ટન કૉલેજમાં અભ્યાસ કરતા. થોડાક વખત માટે દવા બનાવવાના કારખાનામાં પણ એમણે કામ કર્યું હતું. એમ. એ. થયા પછી પ્રોફેસર જી. એસ. ગુર્યેના માર્ગદર્શન હેઠળ 'ગુન્હાના સામાજિક પરિબળો' વિષય પર એમણે ૧૯૪૨માં પી. એચ. ડી. કરી. તે વખતે કૉલેજોની સંખ્યા ઓછી હતી અને સમાજશાસ્ત્ર વિષય ભાગ્યે જ ક્યાંક શિખવાડાતો. એટલે પી. એચ. ડી. થયા પછી પછી ગુર્યેના હાથ નીચે સંશોધન મદદનીશ તરીકે એમણે ત્રણ વર્ષ કામ કર્યું. ક્ષેત્રકાર્યનો એ એમનો પહેલો અનુભવ હતો, હિન્દુઓના ઉત્સવો અને ઉપવાસ અંગે તેમણે ઓરિસ્સા અને બિહારમાં ફરીને માહિતી ભેગી કરી હતી આ ક્ષેત્રકાર્ય અંગે તેઓ ઘણી વખત મુડમાં હોય ત્યારે વિગતવાર વાતો કરતા હતા

૧૯૪૫માં એમણે શિક્ષક તરીકે કારકિર્દી શરૂ કરી. ભાવનગરની શામળદાસ કૉલેજમાં તેઓ વ્યાખ્યાતા તરીકે નીમાયા. ત્યાં તે વખતે સમાજશાસ્ત્ર મુખ્ય વિષય ન હતો એટલે સમાજશાસ્ત્ર સાથે બીજા વિષયો પણ તેઓ

શીખવતા. વિદ્યાર્થીઓ સાથે, વોલીબોલ ટેબલટેનિસ અને ક્રિકેટ રમતા. એમના તે સમયના વિદ્યાર્થીઓ આજે પણ દેસાઈ સાહેબની બોલીંગને યાદ કરે છે. ૧૯૫૧ માં તે ડેકકન કોલેજ, પુનામાં જોડાયા. પુનામાં એમના શિરે શિક્ષણકાર્યનો બોજ ખૂબ ન હતો. ત્યાં તેમણે પુનાની હાઈસ્કૂલના વિદ્યાર્થીઓનો અભ્યાસ કર્યો. આ એમનું પહેલું સ્વતંત્ર સંશોધન કામ હતું. આ અભ્યાસના પહેલા ફકરામાં જ એમણે કહ્યું હતું કે શિક્ષણને આમ-સમાજના પરિબળો અને પ્રવાહોથી જુદું પાડી શકાય નહીં. એટલે સમાજના જુદા જુદા અંગો સાથે શિક્ષણ ઘનિષ્ટ રીતે સંકળાયેલું છે. પછીના વર્ષોમાં શિક્ષણના જુદા જુદા અભ્યાસો સાથે તેઓ સક્રિય રીતે જોડાયેલા રહ્યા હતા. નેશનલ કાઉન્સીલ ઓફ એજ્યુકેશન એન્ડ ટ્રેનીંગ દ્વારા જે સમગ્ર ભારતના અભ્યાસો થયા તેમાં સહનિયામક હતા અને આ અભ્યાસોમાંથી જે બે પુસ્તકો પ્રકાશિત થયાં એના સંપાદકોમાંના એક તે હતા. પુનાના વિદ્યાર્થીઓના અભ્યાસ અંગે એમણે જે વાત કરી હતી કે શિક્ષણ સમગ્ર સમાજના માળખાને એક ભાગ છે એટલે શિક્ષણને સમાજની પ્રક્રિયાઓથી અલિપ્ત રાખી સમજી શકાય નહીં કે બદલી શકાય નહીં આ વાત પર એમણે વારંવાર પોતાના લખાણોમાં અને એમના વિદ્યાર્થીઓએ એમના લખાણોમાં ભાર મૂક્યો છે.

જાણીતા સમાજશાસ્ત્રી એમ. એન. શ્રીનિવાસ વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીમાં જોડાયા. શ્રીનિવાસ અને આઇ. પી. ગુર્યેના શિષ્યો અને સહઅધ્યાયીઓ હતા. શ્રીનિવાસે આઈ. પી. ને વડોદરામાં સમાજશાસ્ત્ર વિભાગમાં જોડાવા માટે આગ્રહ કર્યો. ૧૯૫૨થી૧૯૬૬ સુધી આઈ.પી.એ વડોદરા યુનિવર્સિટીમાં શિક્ષણકાર્ય કર્યું. ભારતના સમાજશાસ્ત્ર અંગે શ્રીનિવાસનો જે 'સ્ટ્રકચર-ફંકસનલ' અભિગમ હતો તેની સાથે આઈ. પી. સંમત થતા ન હતા. શ્રીનિવાસ સમાજની ઉત્ક્રાંતિની થીયરીમાં પણ માનતા ન હતા. આ અંગે પણ આઈ.પી.નો એમની સાથે મતભેદ હતો. ૧૯૫૦ના દાયકામાં અમેરિકન અને બ્રિટીશ સમાજ-શાસ્ત્રીઓ અને પરદેશ જઈ અભ્યાસ કરી આવેલ ભારતીય સમાજશાસ્ત્રીઓ જે પોઝીટીવીઝમની હવા ફેલાવી એનાથી આઈ.પી. ડગ્યા નહીં.

વડોદરા યુનિવર્સિટીના એમના શિક્ષણકાર્ય દરમ્યાન એમણે પોતાના ગામ પરજુનમાંથી જે લોકો બહાર સ્થળાંતર કરી રહયા છે અને નવા વ્યવસાય ઉભા થઈ રહયા છે તે અંગે અભ્યાસ કર્યો. બીજો અભ્યાસ સૌરાષ્ટ્રના મહુવા શહેરના સંયુક્ત કુટુંબ વ્યવસ્થા અંગે કર્યો. સામાન્ય રીતે સમાજશાસ્ત્રીઓ અને બીજાઓ કુટુંબને બે પ્રકારમાં વહેંચે છે. વિભકત કુટુંબ અને સંયુકત કુટુંબ. આઈ.પી.એ સંયુકત કુટુંબના પાંચ ભાગ પાડયા. જુદા જુદા કુટુંબોમાં જુદા જુદા પ્રકારનું 'સંયુકતપણુ' હોય છે, ઘણા કુટુંબોના સભ્યો બહારગામ રહેતા હોય પણ રીતરિવાજો અને બીજી બાબતોમાં તેઓ સંયુકત કુટુંબના સભ્ય તરીકે જ કામ કરતા હોય છે. આમ સામાજિક વાસ્તવિકતાને શકય તેટલી ઝીણવટથી જોવાનો એમણે પ્રયત્ન કર્યો. કુટુંબ અંગેના સમાજ-શાસ્ત્રીય અભ્યાસોમાં આ પુસ્તક ખૂબ જ અગત્યનું સ્થાન ભોગવે છે.

૫૫ વર્ષની ઉમ્મરે એમણે યુનિવર્સિટીમાંથી સ્વૈચ્છિક નિવૃત્તિ સ્વીકારી કારણ કે એમને લાગતું હતું કે યુનિવર્સિટીઓમાં જે માળખું છે તેમાં રહી સર્જનાત્મક સંશોધનનુ કામ થઇ શકે નહીં. વડોદરામાંથી નિવૃત્ત થઈ તેઓ સુરત આવ્યા અને શરૂઆતમાં નવયુગ ટ્રસ્ટના આશ્રયે એક સંશોધન કેન્દ્રની શરૂઆત કરી. પણ તે બરોબર ચાલ્યું નહીં અને તેઓ નવયુગ ટ્રસ્ટમાંથી છુટા થયા ૧૯૬૯ માં વડોદરાના ઉદ્યોગપતિ શ્રી નાનુભાઈ અમીન અને શ્રીમતી સવિતાબ્હેન અમીનની સહાયથી, અને સુરતની હિમસન મિલના શ્રી સુરજરામ બચકાનીવાળા અને જાણીતા અર્થશાસ્ત્રી પ્રોફેસર સી એન. વકીલના સહકારથી સોશ્યલ રીસર્ચ એન્ડ સર્વીસીઝ ટ્રસ્ટની સ્થાપના કરી આ ટ્રસ્ટના આશ્રયે સેન્ટર ફોર રીઝીઓનલ ડેવલપમેન્ટ સ્ટડીઝની શરૂઆત કરી. પ્રોફેસર સી એન વકીલ જે આઈ. પી. ના એક સમયે ગુરૂ હતા તે આ ટ્રસ્ટના પ્રમુખ હતા ૧૯૬૯ થી ૧૯૭૨ સુધી

સેન્ટર પ્રોજેક્ટસ પર ચાલતું. ૧૯૭૨ માં કેન્દ્રના શિક્ષણ–ખાતા દ્વારા સેન્ટરને નાનકડી ગ્રાન્ટ મળી. અને ૧૯૭૪ માં ગુજરાત સરકારે સેન્ટરને ગ્રાન્ટ આપવાનું સ્વીકાર્યું. ૧૯૭૪ માં જ્યારે ગુજરાત સરકારના એક ઉચ્ચ અધિકારીએ સેન્ટરના એક લેખનાં વખાણ કર્યાં ત્યારે આઈ. પી. એ એમની આગવી શૈલીમાં કહ્યું કે આ સેન્ટરનો છેલ્લો લેખ છે કારણ કે જો ગુજરાત સરકાર અનુદાન ન આપે તો કેન્દ્ર સરકાર મદદ કરવાનું બંધ કરશે એટલે સેન્ટર પણ બંધ થશે ૧૯૭૭ માં ૬૬ વર્ષની ઉંમરે આઈ. પી. સેન્ટરના નિયામક તરીકે નિવૃત્ત થયા. નિવૃત્ત થયા પછી થોડોક વખત સુરતમાં જ રહ્યા, અને પછી મુંબઇ વસવાટ કરવા ગયા. થોડોક વખત સ્વ. જે. પી. નાયકના આગ્રહથી ઈન્ડીયન ઈન્સ્ટીટયુટ ઓફ એજ્યુકેશન, પુના ખાતે ગયા. પણ મુંબઈ અને પુના બદલાઈ ગયાં હતાં. એમનું મન ત્યાં ગાંઠયું નહીં અને સુરત કાયમ માટે રહેવા આવ્યા. ૧૯૭૭ થી તેઓ સેન્ટરના ગવર્નીંગ બોર્ડના પ્રમુખ હતા ૧૯૮૧ માં તેમણે પ્રમુખ તરીકે રાજીનામું આપ્યું અને બોર્ડના સભ્યપદે પણ રાજીનામું આપવા માગતા હતા કે 'હવે બધામાંથી નિવૃત્ત થવું છે.' આખરે માર્ચ ૧૯૮૪માં બોર્ડના બધા જ સભ્યોની ઈચ્છા વિરૂદ્ધ એમણે સભ્ય તરીકે રાજીનામું આપ્યું. ધીમે ધીમે બધી જ માયા સંકેલવાનો એમનો નિશ્ચય હતો અને એને અનુરૂપ તેઓ નિર્ણયો લેતા હતા. ૧૯૭૭ માં સેન્ટરમાંથી નિયામક તરીકે નિવૃત્ત થયા પણ એમની લખવા વાંચવાની પ્રવૃત્તિઓ સતત છેલ્લી ક્ષણ સુધી ચાલુ રહી. સેન્ટરના સભ્યોની સાથે બૌદ્ધિક આપ લે કરતા હતા. એ રીતે સેન્ટરના સૌને એમની ખોટ લાગે છે.

૧૯૬૯ થી ૧૯૭૭ માં તેમણે આદિવાસી અને હરિજનોના પ્રશ્નો પર ખાસ ભાર મુકયો અને કેટલાક અભ્યાસો કરાવ્યા. તેમાં વેડછી આંદોલનનો અને ગુજરાતમાં અસ્પૃશ્યતા અંગેનો અભ્યાસ મહત્વના છે. ૧૯૩૦ થી સુરત જિલ્લાના વેડછી વિસ્તારમાં ગાંધીવાદીઓ દ્વારા જે કંઈ પ્રવૃતિઓ થઇ એનો એમણે વિસ્તારથી અભ્યાસ કર્યો. તે સાથે આદિવાસીઓમાં એક વખત સ્વાયત્તરાજની જે ચળવળ શરૂ થઈ હતી તે અંગે પણ એમણે અભ્યાસ કર્યો. અસ્પૃશ્યતા છે કે નહીં? તે સવાલ પુછવાને બદલે અસ્પૃશ્યતા કેટલે અંશે અને કયા કયા ક્ષેત્રોમાં છે તે અંગે એમણે અભ્યાસ કર્યો. આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ સેન્ટર દ્વારા હમણાં જ પ્રકાશિત થયો છે. ૧૯૮૨ માં ગુજરાત સરકારે શૈક્ષણિક અને આર્થિક રીતે પછાત વર્ગો નક્કી કરવા માટેના બીજા પંચના તેઓ સભ્ય બન્યા. ૭૨–૭૩ વર્ષની ઉમ્મરે ગુજરાતના બધા જ જિલ્લાઓમાં ફર્યા અને તેમને લાગ્યું કે "અનામત" ના માપદંડ માટે નવેસરથી વિચાર કરવો જોઈએ. અર્થાતના ગયા અંકમાં આ અંગે એમનો લેખ: 'પછાતપણું' નક્કી કરવાનો માપદંડ શું જ્ઞાતિ હોવી જોઈએ? પ્રકાશિત થયો છે. મધ્યમ વર્ગના અને ખાસ કરીને યુનિવર્સિટીની પદવીઓ ધરાવતા ભણેલા વર્ગના આઈ. પી. આકરા ટીકાકાર હતા. તેઓ કહેતા કે મધ્યમ વર્ગ ઈતિહાસનું નધણિયાતું બાળક છે. આ વર્ગના પોતાના કોઈ વિચારો નથી. આપણા દેશના પ્રશ્નો અંગે આ વર્ગને કંઈ સમજ નથી. આ વર્ગના જે લોકો પોતાને પશ્ચિમી સંસ્કૃતિના પુરસ્કર્તાઓ ગણાવી આધુનિક કહેવડાવે છે તેમાં કંઈ દમ નથી. આ વર્ગ મૂડીવાદી વર્ગનો પીઠુ છે અને તેઓ અમેરીકન અને યુરોપીયન અને હવે આંતરરાષ્ટ્રીય મૂડીવાદીઓના ખોળામાં બેસી રમે છે.

જો કે આઇ. પી. ઘુર્યેની રાજકીય વિચારસરણી સાથે સંમત થતા ન હતા પણ ઘુર્યેનો ભારતીય સમાજને સમજવાનો અભિગમ તેમણે સ્વીકાર્યો હતો ઘુર્યેની માફક તેઓ અનુભવજન્ય (empirical) વિગતસભર વર્ણનાત્મક અભ્યાસમાં ખૂબજ પ્રવિણ હતા. જો કે એમનો પહેલા સંશોધનમાં પ્રશ્નોત્તરી દ્વારા સર્વેક્ષણની પ્રથા અપનાવી હતી. ધોતીયું અને કોટ એમનો પહેરવેશ હતો. આઈ. પી. એક કરતાં વધારે રીતે ભારતીય હતા તેમ કહી શકાય. એમની સ્ટાઈલ,



અર્થાત

વિચાર કરણી રીત, એમના પારસ્પરિક સંબંધો, અભિગમ લખવાની સ્ટાઈલ વગેરે આ ધરતી સાથે ખુબ જ સુસંગત હતાં આમ છતાય એમણે કદી એમ કહ્યું નથી કે ભારતીય સમાજશાસ્ત્ર બીજા બધાંય કરતાં ખાસ વિશિષ્ટ રીતે જુદું હોઈ શકે એમણે ભારતીય પરંપરાં અને સંસ્કૃતિના ગુણગાન ગાયાં નથી. હકીકતમાં તો એ એવું માનતા હતા કે નવાં પરિબળોને આપણી પરંપરાનાં બીબામાં મુકવાનો પ્રયત્ન કરીશું તો તે નુકશાન કારક નીવડશે. એમનો મુખ્ય ધ્વનિ ભારતીય સવાલોને સમજવાનો હતો અને આ સમજવા માટે આધુનિકરણ, વિકાસ, પશ્ચિમીકરણ વગેરે Concepts જેનો સમાજશાસ્ત્રમાં છુટથી ઉપયોગ થાય છે તે ઉપયોગી નથી. આ Concepts બ્રિટીશ અને અમેરિકન સમાજશાસ્ત્રીઓએ એમના પોતાના અનુભવો અને પ્રયોજનમાંથી ઊભો કર્યો છે. સંસ્કૃતિને કેન્દ્રમાં રાખી સમાજના પ્રકારો પાડવાને બદલે આપણે સમાજમાં કેવા પ્રકારનો આર્થિક ઢાંચો છે' ઉત્પાંદનના સાધનો કોની માલિકીના છે, તે પર સમાજનું વર્ગીકરણ કરવું જોઈએ

સમાજશાસ્ત્ર મુલ્ય નિર્પેક્ષ હોઈ શકે તેવું આઈ પી માનતા જ ન હતા. ૧૯૫૨માં ઈકોનોમીક વીકલીના લેખમાં એમણે કહ્યું હતું કે સમાજશાસ્ત્રનું મુખ્ય કામ દુનિયામાં માનવતા વિકસે તે છે. સમાજશાસ્ત્રીઓએ જાગૃત લોકમત ઊભો કરવાનું કામ કરવું જોઈએ. 'આપણે કેવા પ્રકારનો સમાજ ઈચ્છીએ છીએ' તે અંગે સમાજશાસ્ત્રીઓને વિચાર કરવા એમને ૧૪ મી અખીલ ભારતીય સમાજશાસ્ત્રીઓની કોન્ફરન્સમાં પ્રમુખ પદેથી સમાજશાસ્ત્રીઓને આહવાન કર્યું હતું કે આપણે કેવા પ્રકારનો સમાજ રચવા ઈચ્છીએ છીએ- તેવા 'ઇચ્છીત સમાજ' અંગે વિચાર કરે. એમના મત પ્રમાણે ભારતીય બંધારણમાં જે શોષણવિહીન ન્યાયી સમાજ રચનાની કલ્પના છે તેવો સમાજ તે ભારતનો ભાવિ સમાજ હોઈ શકે અને એ માટે સૌએ કામ કરવુ જોઈએ. રાણે પંચના સભ્ય તરીકે આ કારણસર જ જ્ઞાતિને પછાતપણાના માપદંડ તરીકે એમણે સ્વિકાર્યું ન હતું. તે માનતા હતા કે માણસ આર્થિક અને સત્તાની દષ્ટિએ પછાત ગણી શકાય પણ જ્ઞાતિની દૃષ્ટિએ નહી. સાંપ્રદાયિક રાજ્ય જો જ્ઞાતિને પછાતપણાના માપદંડ તરીકે સ્વિકારે તો તે જ્ઞાતિ પ્રથાનો સ્વિકાર કરે છે એવું ગણાય જે બિનસાંપ્રદાયિક સમાજના સિદ્ધાંતો ને ઘા કરનાર છે. ન્યાય પૂર્ણ સમાનતા ધોરણે સમાજની રચના માટે રાજકીય ચળવળ એ મુખ્ય સાધન છે. એમણે સમાજશાસ્ત્રીઓને અપીલ કરી હતી કે "આ સમાજમાં જે કંઈ ખોટું ચાલી રહ્યું છે, જે કંઈ ન્યાયી સમાજ રચનાની વિરૂદ્ધ થઈ રહ્યું છે તે સામે સામાન્ય માણસને જાગૃત કરવો-જોઈએ. તેઓ બીજું કંઈ ન કરી શકે તો કમ સે કમ તેમના જ્ઞાનને સીધી સાદી ભાષામાં લોકો સમજી શકે તે રીતે લોકો સમક્ષ લઇ જવું જોઈએ. આમ કરવામાં જો કેટલાક ચળવળમાં ભાગ લઈ શકે તો ઉત્તમ, આમ કરવામાં તેઓ બૌદ્ધિક મટી જતા નથી. આમ કરવામાં તેમના વ્યક્તિત્વમાં જે વિરોધાભાસ હોય છે તે દુર થાય અને તેમનું સમગ્ર સુસંગઠીત વ્યક્તિત્વ વિકસશે."

ભારતના આ ભવ્ય ભારતીય સમાજશાસ્ત્રી ના દર્શનને જીવી જવાની ફરજ નવી પેઢીના શિરે રહે છે.



# દૃષ્ટિ અને અભિવ્યક્તિ

કશ્યપ મંકોડી

ચિંતન અને તેની અભિવ્યક્તિના માધ્યમ–ભાષા-વચ્ચે શો સબંધ છે? તત્વત: આ સવાલના જુદા જુદા જવાબોનો એક આખો પટ કલ્પી શકાય:– ભાષા એક લાક્ષણિક પાત્ર છે અને વિચારો અંદર રહેલી વસ્તુ છે, પેટીમાં કપડાં ગોઠવીએ એમ ભાષામાં વિચારો ગોઠવાય. પેટી બહારથી આકર્ષક ભલે હોય પણ અંદર ખાલી જગ્યા પણ હોઈ શકે, એવો એક અભિપ્રાય પણ હોઈ આ અભિપ્રાયનું જહાલ સ્વરૂપ સ્વિકારનાર સામાજીક સંશોધકો છે જેઓ માનતા હોય છે કે જો કોઇ પણ લખાણ આકર્ષક હોય તો એ પોલું જ હોવું જોઈએ, શૈલીનું સૌંદર્ય વિચારશૂન્યતા ઢાંકવા માટે જ હોઈ શકે. નિર્મળ શૈલી વૈચારિક પરિપકવતાનું લક્ષણ પણ હોઈ શકે એ સમજવાની ધીરજ ધંધાદારી વિદ્વાનોમાં ન હોય એ સમજી શકાય.

સવાલનો બીજો જવાબ કંઈક એવો હોઈ શકે કે મનુષ્યની આકૃતિને જેમ કપડાં ઢાંકે છે એમ ભાષા વિચારોને ઢાંકે છે, શરીરની કોઈ ભાગની ખરી ભાત વસ્ત્રો ઉપજાવે છે અને કોઈક ભાગને સપૂર્ણપણે ઢાંકે છે, એવી જ રીતે ભાષા કોઈક વખત વિચારો સાથે યોગ્ય બંધબેસતી હોય છે અને કોઈક વખત ભાષાના સળ વિચારોને બંધબેસતા નથી આવતા. અભિપ્રાયના પ્રમાણમાં આ મત અતિરેક મુક્ત છે અને વ્યાજબી છે.

ત્રીજો જવાબ એવો હોઈ શકે કે ભાષા અને એમાં વ્યક્ત થયેલ વિચાર વચ્ચેનું અંતર માત્ર કાલ્પનિક છે. માટીના ઘડામાં માટી અને ઘડાનો આકાર એ વચ્ચે જે તફાવત છે એજ વિચાર અને ભાષા વચ્ચે હોઇ શકે. ધાતુ કે પ્લાસ્ટીક જેવા અન્ય પદાર્થોના ઘડા બનાવી શકાય અને માટીમાંથી જ તાવડી કે અન્ય આકારની વસ્તુઓ બનાવી શકાય પણ તે છતાં કોઈ એક ઘડાને જોતાં એના પ્રદાર્થ અને આકારનું પૃથક્કરણકપોલકલ્પિત જ હોઈ શકે અને એજ પ્રમાણે વિચાર અને એની અભિવ્યક્તિનું માધ્યમ એ બન્ને વચ્ચે પણ માત્ર કાલ્પનીક અંતર જ હોઈ શકે.

મૂળ સવાલ ઉપસ્થિત કરવાનો આશય ફિલસૂફ કરોળિયાની શબ્દજાળ રચવાનો નથી, પણ ગુજરાતીમાં સમાજચિંતન વિકસાવવામાં કેવા પ્રકારની મુશ્કેલીઓ ઉભી થાય છે. એ તપાસવાનો છે. ૧૯૮૩માં સ્વ દેસાઇ-સાહેબે વિદ્યાભ્યાસની અર્ધશતાબ્દીથી લાંબી તેમની કારકિર્દીમાં અંતે પ્રથમવાર ગુજરાતીમાં તેમના વિચારો વ્યકત કરવાનો પ્રયાસ કર્યો. સમાજકારણમાં છપાએલ તેમના લેખ "અસ્પૃશ્યતા નિવારણથી અનામત વિરોધી સુધી" માં તેમણે એક પ્રાસ્તાવિક નોંધ લખી જેમાં અભિવ્યક્તિને લગતા અમુક પ્રશ્નો ઉપર ખૂબ રસપ્રદ ટિપ્પણી તપાસતાં સમાજચિંતનની અભિવ્યક્તિ વિશે દિશાસૂચક તારણો મળી આવે છે.

સ્વ. દેસાઈસાહેબે લખવામાં કે બોલવામાં કોઈ વિશિષ્ટ છટાદાર શૈલી કેળવવાનો પ્રયાસ કરવાનો કદી આગ્રહ રાખ્યો ન હતો, બલ્કે તેમના લખાણોની હસ્ત-પ્રતને શૈલી, જોડણી, કે વ્યાકરણની દૃષ્ટિએ સુધારવાના પ્રયાસો તેમને રમૂજી લાગતા અને એના શુધ્ધીકરણ પ્રત્યે તેમને અણગમો હતો. જે કહેવું હોય એ સીધી રીતે અને સરળતાથી કહેવાનો આગ્રહ તેઓ હંમેશા રાખતા,

અને એથી એમની બોલવાની ઢબ ઘણાને બરછટ પણ લાગતી. એમનાં લખાણોમાં પણ ઘણી જગ્યાએ આપણને અસ્પષ્ટતા અથવા અન્ય ભાષાની ક્ષતીઓ જોવા મળે છે. મૌલિક વિચાર કરવાની ક્ષમતા ઉપર એમણે મૂકેલો ભાર, અને અભિવ્યક્તિ ને માત્ર બાહ્ય અને ગૌણ શૃંગાર તરીકે જ જોવાનો એમનો એકાંતિક આગ્રહ બેદરકારીમાં પરિણમતો અને એમના લખાણોની ભાષા ઘણી વખત ખરબચડી અને ઓપ વિનાની લાગતી.

એમના અંગ્રેજી લખાણોની ક્ષ્યાશનુ બીજું કારણ એ હતું કે તેઓ અંગ્રેજીને હમેશાં પારકી ભાષા તરીકે જ જોતા. અંગ્રેજી બોલવા કે લખવામાં ભૂલ થાય–એટલે કે માન્ય પદ્ધતિથી ભિન્ન પ્રયોગ થાય–તો એ એમને કોઈ દિવસ શરમજનક ન લાગતું. આપણા દેશમા અંગ્રેજી-નો ઉપયોગ કરનાર જે વર્ગ છે એને દેસાઈસાહેબ શંકાની નજરથી જોતા પશ્ચિમી મૂલ્યો અને પદ્ધતિઓ અપનાવ-વાના એના પ્રયાસ એમને હાસ્યાસ્પદ લાગતા. એથી એ વર્ગના સભ્યોને એમણે 'ભારતમાં જન્મેલા પરદેશીઓ' તરીકે વર્ણવ્યા છે. ચોખ્ખું અંગ્રેજી બોલવાના અથવા લખવાના આગ્રહને પણ તેઓ આંધળાં પશ્ચિમીકરણના એક ભાગ રુપે જોતા અને એથી સદોષ અંગ્રેજી વાપર-વામાં એમને શરમ ન આવતી એટલું જ નહિ પણ એમાં એક પ્રકારની વિપરીત વરણાગતનો (reverse snobbery) પણ અણસાર આવતો.

આખી જીંદગી વ્યવસાય માટે નાછુટકે અંગ્રેજીનો ઉપયોગ તો કર્યો પણ ગુજરાતીમાં મૌલિક સમાજચિંતન વિકસે એવી એમની પ્રબળ ઈચ્છા હતી. શરૂઆતના એમના માર્ગદર્શન નીચે થએલા સંશોધનના અહેવાલો ગુજરાતીમાં પ્રગટ થયા હતા, પરંતુ એ અહેવાલોનું લેખનકાર્ય મહદ્ અંશે એમના મદદનીશ કાર્યકરોએ કરેલું. ઉપર કહ્યા મુજબ ૧૯૮૩માં સમાજકારણમાં છપાએલો એમનો લેખ ગુજરાતીમાં લખવાનો એમનો પહેલો પ્રયાસ હતો, લેખની પ્રાસ્તાવિક નોંધમાં એમણે કહ્યું "લેખની શરૂઆત કરતા પહેલાં મારે જણાવવું જોઈએ છે કે મને ગુજરાતીમાં લખવાનો મહાવરો નથી. ગુજરાતીમાં લેખ લખવાનો આ મારો પહેલો જ પ્રયાસ છે',

લેખની પ્રાસ્તાવિક નોંધનું તે પછીનું વાક્ય સૂચક છે. "મુશ્કેલી પડે પણ તે પાર ન થઈ શકે એવી નથી હોતી." મુશ્કેલી એટલે કેવી? માત્ર શબ્દો શોધવાની? કબૂલ કે ગુજરાતીમાં સારો દ્વિભાષી કોશ નથી. પણ હું માનું છુ, કે આ મુશ્કેલી માત્ર શબ્દો શોધી કાઢવાની નથી. શુદ્ધ ગુજરાતીમાં પાશ્ચાત્ય વિચારો પ્રગટ કરવાની કળા ઘણા વિદ્વાનોએ હસ્તગત કરી છે. અને એ મુશ્કેલીની વાત હોય એમ હું નથી માનતો. દેસાઈસાહેબ ઘણીવાર કહેતા કે તેઓ વિચાર ગુજરાતીમાં કરે છે પછી ભલે બોલતા કે લખતા અંગ્રેજીમાં હોય. અંગ્રેજીમાં બોલવા કે લખવાનો મહાવરો નથી એમ તો એમણે નથી કહ્યું, ભલેને એમનું અંગ્રેજી ગામઠી લાગે. જો અંગ્રેજીમાં લખી શકાતું હોય તો ગુજરાતીમાં કયાં નડે? દ્વિભાષી શબ્દકોશ મર્યાદિત હોય ઉપલબ્ધ તો છે. વળી ગુજરાતી લખતી વખતે શબ્દ ન જડે તો પણ અંગ્રેજી શબ્દ ન વાપરવો એવો કોઇ શુધ્ધીનો વેદિયો ખ્યાલ પણ દેસાઈ સાહેબનો હોય એમ હું નથી માનતો. તો વળી મુશ્કેલી શેની?

મારા મને આ દેસાઈસાહેબ જે મુશ્કેલીનો ઉલ્લેખ કરે છે એનું મૂળ માત્ર અભિવ્યકિતના સ્તરમાં નથી. સવાલ માત્ર ભાષાંતરનો એક પેટીના કપડાં બીજી પેટી-માં ગોઠવવાનો નથી. સવાલ છે વિચાર તેમજ અભિ-વ્યકિત એ બન્ને સ્તર પર એક સ્વતંત્ર ઢબ પાડવાનો અને એની એક પ્રથા વિકસાવવાનો. અત્રે યાદ રાખવું જોઇએ કે દેસાઈસાહેબ પારકી ભાષા પ્રત્યે જેટલા ઉદા-સીન હતા એટલા જ પારકા વિચારો સામે પણ હતા. એથી એમના ગુજરાતી લખાણમાં જે ગડમથલ દેખાય છે એ ગુજરાતમાં મૌલિક સમાજચિંતનના વિકાસમાં પણ પ્રાણપ્રશ્ન રૂપે ઉપસ્થિત છે. આપણા સમાજ વિશે આપણે જે કહેવાનુ છે એ પારકી ભાષા કે પારકા વિચારોથી ન કહી શકાય. અને એનું કારણ ભાષાંતરનાં મુશ્કેલી કે કોઇ સંકૂચિત સ્વદેશીભિમાન નથી, પણ એક

રૂઢિ અને એક ઢબનો અભાવ. જ્યાં કોઈ વ્યક્તિ પોતાના સમાજને અને એ સમાજમાં પોતાના સ્થાન અને દૃષ્ટિ-બિંદુને સમજવાનો પ્રયાસ પારકી ભાષા અને પારકા વિચારોની ઘોડી વગર કરે ત્યાં જ એની ઢબ ખીલી શકે જેથી સમાજચિંતન સહજ રીતે અને સરળ ભાષા-માં અભિવ્યક્ત થઈ શકે. આવી રૂઢિ વિકસાવવા માટે વ્યક્તિગત વાક્ચાતુર્યનો કોઈ ટુંકો રસ્તો નથી કારણ કે ખરું સમાજચિંતન પણ એક સામાજીક પ્રયત્ન અને પરંપરા જ હોઈ શકે. જ્યાં સુધી એવી પરંપરા ન પડે ત્યાં સુધી અભિવ્યક્તિમાં મુશ્કેલી તો આવવાની જ પણ એ પાર ન થઈ શકે એવી નથી હોતી.

સમાજચિંતનને નડતી મુશ્કેલી કેવી રીતે પાર કરવી? દેસાઈસાહેબના ઉપરોક્ત લેખની પ્રાસ્તાવિક નોંધ આ સવાલના જવાબ તરફ અંગુલીનિર્દેશ કરે છે. સૌ પ્રથમ તો ભાષાની અને વિચારની પૂરતી ચકાસણી કરવી, ભાષા શૃંગારિક ન હોય તો પણ નડતરરૂપ તો ન જ હોવી જોઇએ. જે કહેવાનુ છે એ ભાષામાં અટવાઈ ન જવું જોઈએ. એક જ પાંજરૂં એમાં રહેલ પ્રાણી અથવા પક્ષીને અવરોધે છે. પણ એની નીચે ઉગતી વેલને ખીલવામાં મદદ કરે છે.. આપણું ચિંતન પણ વેલની જેમ શબ્દોની મદદથી ખીલવું જોઈએ, માત્ર શબ્દોના પાંજરામાં પુરાઈ ન રહેવું જોઈએ.

વિચારની દૃષ્ટિએ ટુંકમાં કહેવું છે શું એ કદી ભુલાવું ન જોઈએ. એ જો ભુલાઈ જાય તો આપણે ખોટે રવાડે ચઢી જવાના. એવું પણ બને કે કહેવાનું જેટલું ઓછું હોય એટલાજ વધારે વિસ્તારથી એ કહેવાનો મોહ આપણે કદાચ રાખી ન શકીએ. આપણી પંડિતાઈનો ભાર પણ એથી ઘણો વધી જાય પરંતુ એના પરિણામે આપણી કારકિર્દીનો વિકાસ થતો હોય તો પણ સમાજ-ચિંતનનો વિકાસ થવો અઘરો છે. તો પંડિતાઈનો ભાર કેમ ઉતારવો? પંડિતનું પાણી ઉતરી જાય એવી દૃષ્ટિ કેવી રીતે કેળવવી? વિદ્વતા અને મોભાનો ભારો માથાં ઉપરથી ઉતારીને ખરું સમાજચિંતન કરવાનો નુસ્ખો પણ આપણને દેસાઈસાહેબની એ પ્રાસ્તાવિક નોંધમાં મળી જાય છે: એક વસ્તુ પ્રત્યે હંમેશા સજાગ રહેવું કે આપણે વિચારીએ છીએ તે શાને માટે અને કોને માટે? જો આપણું ચિંતન આપણા પાંડિત્યને અનુલક્ષીને જ થતુ હોય તો એ ભારો માથા ઉપર ઉચકી રાખવા સિવાય છુટકો નથી. જો આપણા ચિંતનનો ઉદ્દેશ લોકો સુધી પહોંચવાનો અને લોકોને પ્રવૃત્ત કરવાનો હોય તો એની અભિવ્યક્તિ પણ એવી જ રીતે થવી જોઈએ કે લોકો એને સમજી શકે: "ટૂંકી અને ટચ, તડ અને ફડ"



# આત્મીય સ્વજન 'આઈ. પી.'

## સુરેશ જોષી

અમે એમને 'આઈ. પી' કહેતા. પ્રથમ પરિચયમાં જ એવી આત્મીયતા સ્થપાઈ ગઈ કે જાણે ઘણા વખતે એક સ્વજન મળ્યાનો આનંદ થયો. અમે યુનિવર્સિટી ક્વાર્ટર્સમાં રહીએ. આમ સીધા પડોશી નહિ. પણ એમનું પાછલું બારણું મારા પાછલા બારણા આગળ જ ખૂલે. ટોળ ટિખ્ખલ ચાલ્યા કરે. કોઈ વાર ઈશવતી કવે આવ્યાં હોય તો કોઈ વાર પરદેશી વિદ્વાન પોકોક આવ્યા હોય, એમના વર્તનમાં નરી સાહજિકતા, ઔપચારિકતાનું નામનિશાન નહિ. ખાવાપીવાના શોખીન. રાંદેરના બોર આવીને રાખે, દરરોજ સવારે જેરકી ખાવા બેસીએ ત્યારે એ અમારી બોર સાથે બેસીને ખાઈએ. સુરતી મોજીલો સ્વભાવ. વચ્ચે એક દાયકાનો ફેર, વડોદરા આવ્યા ત્યારે ઘણું બધું સિદ્ધ કરીને આવેલા. વિદ્વતા ખરી, પણ સામાને વાગે એવી નહિ. લાગણી ખૂબ, પણ ઘેલાં કાઢે નહિ. પ્રેમ ઉપાલમ્ભ દ્વારા જ પ્રકટ થાય. કોઈને તો એમની ભાષા તોછડી પણ લાગે. પણ જેમણે એમના હૃદયની કુમાશ ઓળખી હોય તેમને તો એમાં એમના પ્રેમની જ પ્રતીતિ મળી રહે.

'મનીષા' ચાલતું ત્યારે એઓ એમાં લખતા. સાહિત્યની બાબતમાં હમેશાં વાદવિવાદ ચાલતા રહે. કોઇ વાર કહે, 'અલ્યા તું આડંઅવળું શું ચીતર્યાં કરે તે મને કે કાંઇ સમજાય નહિ.' સાહિત્ય સામાજીક પરિવર્તન લાવે એવી એમની અપેક્ષા. સાહિત્ય કલ્પનાતરંગોમાં રાચે કે ઊર્મિવિલાસ માત્ર માણે એમને રુચે નહિ. આ વિશે જ્યારે મળીએ ત્યારે ચર્ચા થાય. આમ છતાં એમનો જીવ રસિક. કમાટીબાગના બંગલામાં રહેવા ગયા ત્યારે જાતજાતના ફૂલછોડ જતનપૂર્વક ઉછેર્યા. એ બધાંને આનન્દપૂર્વક ઓળખાવે એમનામાં રસિકતા હતી તેવી નિર્લિપ્તતા હતી. જેને આનન્દપૂર્વક માણ્યું હોય તેને સહેજમાં છોડી દઈ શકે. આથી જ તો પંચાવન પૂરા થતાં સ્વેચ્છાએ નિવૃત્તિ લઈ લીધી. બાકી એમણે પાંચ વર્ષ રાખેતા મુજબ મળ્યાં જ હોત. આમ અમલદારશાહી પ્રત્યે અણગમો, પણ આર્ટ્સ ફેકલ્ટીના ડીન થયા. એમની એમની તળપદી રિતે વહીવટ ચલાવ્યો. એઓ પોતે ઊંચી કક્ષાનાં અંગ્રેજી સામયિકોમાં લેખો લખતા, પણ યુનિવર્સિટીમાં અંગ્રેજી સડસડાટ બોલી જાણે તે જ વિદગ્ધ એમ માનનારા લોકોના એઓ વિરોધી હતા. એવા લોકોથી અંજાઈ જનારો વર્ગ ત્યારે મોટો હતો.

વડોદરાથી નિવૃત થઈને ગયા પછી થોડાં વર્ષો સુધી પ્રત્યક્ષ પરિચય રહ્યો નહિ. એમનાં ક્ષેત્રમાં એમનું ખૂબ માન હતું એમના સન્માન નિમિત્તે સારી એવી મોટી રકમ એકઠી થઈ. એમાંથી એમણે સુરતમાં સંશોધન કેન્દ્ર ઊભું કર્યું. એ સંશોધનના પરિણામરૂપે સારા એવા સંગીન અભ્યાસલેખો પ્રકટ થતા રહ્યા. એ સંશોધન કેન્દ્રનું સામાયિક પણ ગુજરાતી ભાષામાં જ પ્રકટ થાય એવો એમનો આગ્રહ આમ 'અર્થાત' નો આરમ્ભ થયો. સુરતમાં મોટી રેલ આવે ત્યારે ઘરમા પાણી ભરાઈ ગયાં ને એમને છાપરા પર આશ્રય લેવો પડયો. ઘણી મહેનતે લખેલું ઘણું તણાઈ ગયું. ત્યારે પણ એ વિશે એક શબ્દ એઓ બોલ્યા નથી.

મારા વિદ્યાપીઠના અનુભવોને આધારે લખેલું પુસ્તક' 'વિદ્યા-વિનાસને માર્ગે' મેં એમને અર્પણ કર્યું. ત્યારે એઓ રાણે પંચમાં કામ કરતા હતા. તરત જ તેઓ વડોદરા મને મળવા આવ્યા. વિસ્તૃત નોંધ એ પુસ્તક વિશે લખેલી તે વાંચી સંભળાવી. પછી કહ્યું, 'આ બધુ નિદાન તો સાચું', પણ એનો ઉપાય શો ? કંઈક સક્રિય કરવાનુ વિચાર્યું નહિ હોય તો આનો કશો અર્થ નહિ. પછી જ્યારે વડોદરા આવે ત્યારે અચૂક મળે ગુજરાતનો ઉત્કર્ષ થાય એમ ઇચ્છે, પણ એનામાં પ્રાંતીયવાદ નહિ. મરાઠી ભાષા જન્મભાષા હોય એવી એવી રીતે બોલી જાણે. વિનોદવૃત્તિને કારણે એઓ આવે ત્યારે ઘર હાસ્યથી ગાજી ઉઠે. કામ સ્વીકારવું, નિષ્ઠાથી કરવું અને સ્વેચ્છાએ એમાંથી બહાર નીકળી જવું એવું એમણે સ્વીકાર્યું હતું. ઘનશ્યામ શાહને નિયામકનુ પદ સોંપીને સંસ્થામાં પોતે

## સુરેશ જોષી

સક્રિય રહ્યા. છેલ્લે મળ્યા ત્યારે હૃદયરોગની વાતે હસતાં હસતાં કહી હતી. પછી બોલ્યા હતા, "જ્યારે વખત આવશે ત્યારે બધું ઉલાળીને ચાલતો થઇશ." આમ એઓ ગયા. લાગણી વેડા એમને ગમે નહિ. એટલે આપણે ય એમને સંયમપૂર્વક જ સંભારવાનાં.

શ્રધ્ધાંજલિ જેવો શબ્દ આઈ. પી.ની સાથે જોડી ન શકાય. એવી તેવી વાતને તો એઓ તૂત ગણીને હસી કાઢે. એવી જ રીતે એમણે કરેલાં કાર્યની યાદી આપવાથી એમના વ્યકિતત્વને ઓળખાવી દઇ શકાય નહિ. પોતાને વિશે એઓ કદી બોલતા નહિ. સ્વાતન્ત્ર સંગ્રામમાં ભાગ લીધેલો પણ 'સ્વાતંત્ર્ય સેનાની' એવું વિશેષણ પોતે પોતાના નામ સાથે જોડયું નહોતું કે જોડવા દીધું નહોતું. એમણે આવી બધી બાબતોમા આશ્ચર્યજનક નિર્મમતા કેળવી હતી. મરણ પછી એમનો દેહ પણ એમણે મેડિકલ કોલેજમા વિદ્યાર્થીઓને ઉપયોગમાં આવે એ માટે સોંપી દીધો. અસાધારણ સાધારણ લાગે એવી રીતે એઓ જીવ્યા.



# લોક-વાસી વિદ્યાપુરુષ

અચ્યુત યાજ્ઞિક

ગ્રજાસ્તાક દિવસે આરામ ખુરશીમાં અખબાર ઉપર નજર ફેરવતાં ફેરવતાં દેસાઈસાહેબે, હુલામણા આઈ. પી. એ વિદાય લીધી તેની સાથે અઠંગ લોક-વાસી વિદ્યા-પુરુષે આ જીવન પ્રશ્ન અને પ્રેમની વર્પી કરનારા શિક્ષકે તેમજ જીવનનું આકંઠ પાન કરનાર મનમોજી મરખી એ પણ વિદાય લીધી.

પહેલીવાર મળનારને આઈ.પી. અજબ લાગે, ગજબ લાગે, આખાબોલા અને અળગીતબા લાગે.— અપરંપાર વિરાધાભાસોમાં વિચરતા વિસલતા લાગે. એ એરકન્ડીશન ડબ્બામાં બેસી આદિવાસીઓની વાત કરે. એમ્બેસેડર કારમાં બેસી બરફી કે ધારી લેવા જાય, ધોતિયું પહેરીને ક્રિકેટ રમે, રાષ્ટ્રીય પરિસંવાદમાં ખુરશી ઉપર પલોંઠી વાળે અંતિમ વર્ષોમાં ઘડિયાળને કાંટે યોગસાધનાના એકાંતમાં પ્રવેશે અને બહાર નીકળી સમાજ પલટાના વ્યૂહની વાત કરે.

જીવનની ભાગ્યે જ એવી કોઈ ક્ષણ હશે જેને એમણે અડધી પડધી જીવી જાણી હશે. બરફીનો ટટકો, જેમ આખો મોંમા મૂકી દેતા તેમ પોતાની ક્ષણોને પણ તે આખી ને આખી ઓગાળી દેતાં કે ઓહિયાં કરી દેતા જે પ્રશ્ન મગજમાં ઘોળાય તેને ભાગ્યે જ તે અડધો પડધો પારખતા પ્રશ્નની આરપાર જવાનું સાંગોપાંગ ચકાસવાનું એમની રગમાં જીવનના છેલ્લા શ્વાસ સુધી હતું. આ કારણે જ એક બાજુ તે જીવનમાં કોઈ ચીલે ચીલે ચાલતા નહોતા અને બીજી બાજુ વિદ્યાના વિષયોમાં પુરાણી સીમાઓ કે આંકેલા સીમાડાઓ ઓળંગી જતા હતા.

જીવનની પળે પળ માટે અપાર પ્રેમ, સહયોગી કે સંગાથી માટે ય અપાર મળતા અને ઉગીને ઊભા થતા. વિદ્યાર્થી માટે અપાર વાત્સલ્ય તેમજ આ બધાની સાથે વિદ્યાના ક્ષેત્રે ઠેઠ મૂળ સુધી જવાની મૂળગામી દૃષ્ટિ અને મથામણ આ બધું એક જ વ્યક્તિમાં ચરિતાર્થ થયું હોય તેવું વિરલ હોય છે. અને એને લીધે જ આઇ.પી. વિરલ વ્યકિત સદેહે પણ ગણાયા તથા વિદેહે પણ ગણાશે.

સમાજવિદ્યાઓના ક્ષેત્રે આઈ. પીનું મૂર્ત પ્રદાન એટલે અનેકાનેક વિદ્યાર્થીઓ અને સુરતનું 'સેન્ટર ફોર

સોશ્યલ સ્ટડીઝ'. મૌખિક 'પરંપરા તો ભારતીય વિદ્યા પુરુષોમાં મહુસ્તાક્ષરીઓથી વણાઈ ગયેલી, એટલે ચર્ચા વિચારણા તેમજ વિવાદની વચ્ચે સ્નેહાળી ઉછરતાં આઈ. પી. એ વિશ્વ વિદ્યાલયમાં હતા ત્યારે અને પછી પણ દેશી-વિદેશી વિદ્યાર્થીઓ સાથે અને વચ્ચે આ પરંપરા આગળ ધપાવી. વિદ્યાનું ખેડાણ વણથંભ્યું રાખનાર આઈ. પી. એ સંશોધનના ક્ષેત્રે 'સેન્ટર'ની સ્થાપના કરીને મૌખિક પરંપરાથી ડગલું આગળ વધી સંસ્થા પરંપરા પણ ઊભી કરી. વિશ્વ વિદ્યાલયોની સીમામાં રહીને આઈ. પી.એ અધ્યાપન-સંશોધન કાર્ય સ્વૈચ્છિક નિવૃત્તિ પહેલાં કર્યું અને ત્યાર બાદ વ્યાપક રીતે તે કાર્ય 'સેન્ટર' દ્વારા આગળ ધપાવ્યું. આઈ. પી. જેવી મનમોજી વ્યક્તિ માટે 'ખંડ' માંથી બહાર નીકળીને સંસ્થાનો 'પિંડ' બાંધવાનું કાર્ય અઘરું ગણાય પરંતુ સ્નેહની સાંકળે આ વ્યક્તિએ એટલા બધાને સાંકળ્યા હતા કે 'પિંડ'ની રચના વેગથી આગળ વધી અને તેનો વિસ્તાર વટવૃક્ષની જેમ થતો રહ્યો. એ ક્યારેક ભૂલી શકાય તેવું નથી કે જે વ્યક્તિએ પોતાનું કુટુંબ ઊભું ના કર્યું. તેણે સેન્ટરનું ભર્યું ભાદર્યું 'સંસ્થા કુટુંબ' રચ્યું અને જીવનના એક તબક્કે સેન્ટરના અધ્યક્ષપદેથી નિવૃત્ત થઈ જઈ તે વાનપ્રસ્થમાંથી 'સન્યાસ'ને માર્ગે પ્રયાણ પણ કર્યું.

આઈ. પી.નું અમૂર્ત પ્રદાન એટલે સમાજવિદ્યાઓમાં અનોખું બૌદ્ધિક વાતાવરણ. સમાજશાસ્ત્રમાં પદ્ધતિઓ વિશે' નામક લેખમાં ( અર્થાત પુ.૧ અંક ૧ ) તેઓએ આરંભમાં જણાવ્યું 'નવું શું છે અને કેટલું છે તેનો આપણે ગંભીરતા પૂર્વક વિચાર કરતા નથી મોટે ભાગે તો ડાળપાંદડાં પકડીએ છીએ. મૂળ સુધી જતા નથી પણ તેને માટે તો આપણાં પોતાનાં મૂળ જોવાં જોઈએ. કદાચ તેને વિશે જ આપણું જ્ઞાન ઓછું હોય. આ લેખમાં કદાચ મૂળ સુધી ન પહોંચ્યા હોઈએ. કદાચ થડ સુધી જ પહોંચ્યાં હોઈએ. પણ ત્યાં વાચકે લેખકને પકડવાનો' આઈ. પી.ની આ મહત્તા મૂળ સુધી પહોંચવાની અને અંતે 'પોતાના મૂળ જોવાની વાત રજની મૂકીને એમણે સમાજવિદ્યાના અનેક વિદ્યાર્થીઓને નવી દૃષ્ટિ આપી. ટાંક્યા ફકરાના અંતમાં તેઓ કહે છે 'વાચકે લેખક ને પકડવાનો' આ એમની બીજી મહત્તા. ગુજરાતમાં 'ના બોલ્યામાં નવ ગુણ' ની કહેવત વિદ્યાના ક્ષેત્રમાં પણ જડ ઘાલી મૂકી છે તે કારણે બૌદ્ધિક પરંપરા વિકસતી નથી. વિદ્યાનું વાતાવરણ મળતું નથી. પરંતુ આઈ. પી તો પોતે જ પકડાઈ જવા તૈયાર એટલે પ્રશ્ન પૂછો જાત ને પણ પ્રશ્ન પૂછો તો મહામંત્ર ગુંજતો કરીને પશ્ચિમી ભારતમાં તેઓએ સમાજવિદ્યાના બંધિયાર પાણી વેગે વહેતાં કરી દીધાં

સમાજવિદ્યાઓને આઈ. પી.એ સામાજિક પરિસ્થિતિથી અલગ તારવીને જોઈ નથી. શાસ્ત્રને સમાજ સાથે સીધો સંબંધ અને સામાજિક પરિસ્થિતિ બદલાય તેમ શાસ્ત્ર પણ બદલાય એ વાસ્તવિકતા ઉપર તેઓએ વારંવાર ભાર મૂક્યો છે. અર્થાત્ ના ઉપર્યુક્ત લેખમાં જ એક ઠેકાણે તેઓએ લખ્યું છે : જે તે સમાજની પરિસ્થિતિ બદલાતી જાય તેમ તેના વિજ્ઞાનના, 'નેચરલ સાયન્સ' સહિતના પ્રશ્નો અને તેને ઉકેલવાની પદ્ધતિઓ બદલાતી જાય છે શાસ્ત્રના પ્રશ્નો પણ સામાજિક પરિસ્થિતિ માંથી ઉદ્ભવે છે. પરિસ્થિતિ અનુસાર આ પ્રશ્નો ઉકેલવાની પદ્ધતિ પણ બદલાય. આ બધા પ્રશ્નો પણ ચર્ચાની એરણ ઉપર છે. મારો મત આજે પણ એવો કે વિજ્ઞાનનું ધ્યેય પદ્ધતિ (શાસ્ત્ર) નક્કી ન કરે કેમ કે પદ્ધતિ (શાસ્ત્ર) વિજ્ઞાન ની પરિણતી છે. સમાજ અને શાસ્ત્ર ને સમાજ અને વિદ્યા ને આ આ 'અપત્ય સંબંધ' થી જોતા આઈ. પી. સ્વાભાવિક રીતે જ પોથીપંડિત ના રહ્યા કે ના તેઓ વાદ-પ્રતિવાદ કરીને પછી એક રંગીન મહેલમાં રહેતા વિદ્વાન વિશેષજ્ઞ બની રહ્યા. તેઓએ 'ઈતરજનો' સાથે પોતાની જાતને જોડી પોતાની વિદ્યાને જોડી, પોતાના શાસ્ત્રને સાંકળ્યું અને તેને લીધે જ ભદ્રવર્ગ નહીં પરંતુ બહુજનસમાજ સંસ્કૃત-અસંસ્કૃત સમાજ નહીં પણ પ્રાકૃત-ઈતર સમાજ તેમની બૌદ્ધિક યોજના કેન્દ્રમાં રહ્યો.

સમાજ એટલે વહેતો સમાજ-બદલાતો પલટાતો, ચલપતો, સમાજ એવું આઈ. પી.ના મનમાં વસેલું એટલે 'પરિવર્તન' ની ધરી ઉપરથી જ તેમણે

સામાજિક વાસ્તવ ને નીરખ્યું અને પારખ્યું. માત્ર નીરખીને સંતોષ માને એવાએ 'ઈશ્વર' નહોતા સમાજ પરિવર્તનનો ધજાગરો બાંધીને ક્યાં જઇ રહ્યા છે તે નક્કી કર્યા વિના ચાલતા રહે તેવા સાધુ તો ચાલતા ભલા કહીને લાંબે ના જુએ તેવા 'આઈ' પણ તે નહોતા. ભાવિ સમાજ નું દર્શન સમાજવિદ્યા ખેડનાર ને હોવું જોઈએ તેવું ભારપુર્વક તેમણે વારંવાર કર્યું છે. સમાજની ભૂમિ ઉપર વિદ્યા પાંગરે, પરિવર્તનની સામે તે વિકસે અને ભાવિ સમાજની કલ્પના ને તાપે તપીને તે મ્હોરે એવું આઈ. પી નું દર્શન હતું અને આ દર્શનને તેમણે વિદ્યાર્થીઓની વચ્ચે સાથીઓની વચ્ચે તેમજ સૌ સમાજવિદ્યાના સમાનધર્મીઓની સાથે સદાય ચર્ચ્યું, વિચાર્યું તથા તેને આકાર કરવાની મથામણ કરી તેમજ કરાવી આ મથામણને પ્રતાપે જ આઈ. પી. લોક નિષ્ઠ, લોક-વાસી વિદ્યા પુરુષ બની રહ્યા અને આપણા સદીના ઉત્તરાર્ધમા સમાજવિદ્યાના ક્ષેત્રે ઉદ્દીપક (કેટલીસ્ટ) પણ બની રહ્યા.

બહુજન સમાજને તેના પરિવર્તનને તેમજ દલિતો-પીડિતો વંચિતોને વરેલા આઈ. પી.એ જીંદગીમાં કોઈ કંઠી ક્યારેય નથી બાંધી એ અર્થમાં તેઓ હંમેશાં નિજાનંદમાં મસ્ત રહેનાર એકલવાયા એકલવીર રહ્યા આને લીધે તેઓમાં અદકી ખુમારી હતી અને આગવી આત્મા હતી. કોઈ 'સામૂહિક'નું અંગ બનીને તેમણે સક્રિય થવાનું પસંદ ન કર્યું પરંતુ વિદ્યાને સમાજ કેન્દ્રી બનાવી સમાજ પરિવર્તનની સાથે સાંકળી તેમણે 'નોલેજ' અને 'એકશન'નું આગવું પોતીકુ રસાયણ રચ્યું. માટે જ્ઞાનની પ્રક્રિયા અને પ્રજનન પોતે કરીને **જ કર્મ** બની રહ્યા કેમકે તેઓ 'પંડે' અને તેમનું 'જ્ઞાન બન્ને 'લોક' ની સાથે સંબંધે આરંભથી જ જોડાયેલા રહ્યા. કોઈ જ્ઞાન અને કર્મના આવા રસાયણની ટીપ્પણી કરી શકે કે એ માર્ગ પસંદ ના પણ કરે પરંતુ ત્યારે આઇ. પી. સદાય લોકોની વચ્ચે રહેનારા આઈ. પી. મુછમાં હસતા કહી ઉઠશે કે : ક્યાં કોઈને બાંધી રાખ્યા છે ?



## આઈ. પી.

### હરબન્સ પટેલ

માણસનાં જીવનમાં બહુ ઓછા એવા લોકો આવતા હોય છે કે જેમની સાથે વિતાવેલી મોટાભાગની ક્ષણો ચિરંજીવ બની રહે. આઈ. પી., મારા જીવનમાં એવા જ એક માણસ હતા. પહેલીજ મુલાકાતમાં અમારી વચ્ચેના વયના અંતરને એમણે કેવળ સાહજિકતાથી ઉરાડી મૂકેલું. વડીલની કૃત્રિમ ધાક હેઠળ કૃત્રિમ અદબ જાળવવી પડે તેવી બોઝલ સ્થિતિ અમારી વચ્ચે એમણે ક્યારેય આવવા જ ન દીધી. ને તોય એક પ્રેમપૂર્ણ અદબ સહજ રીતે જ જળવાતી. કેવો સુખદ અનુભવ કે તમે એમને બેધડક ગમે તે કહી શકો ને અંતરમાં એમના પ્રતિ આદરભાવ ખીલ્યો રહે. આઈ. પી. ની આજ તો બહુ મોટી ખૂબી હતી : વિદ્વતા, જેમ બીજા અનેક વિદ્વાનોને શિરે ભારેખમ બોજ થઈને બેસી જાય છે, તેમ ક્યારેય એમની બાબતમાં બન્યું નહિ. નિરક્ષર, પ્રકાંડ પંડિત, ચાર ચોપડી ભણેલ, અમીર કે ગરીબ-સૌની સાથે આઇ. પી. સંવાદ રચી શકતા. પહેલી જ મુલાકાતમાં એ ધારે તે જણ ને પોતાનો કરી લેતા.

હા. મને ય એ સૌભાગ્ય સાંપડયું હતું.

જે દિવસે આઈ. પી. એ આખરી શ્વાસ મૂક્યો તે દિવસે આ જડભરત વિદ્યાજગતમાં અવનવાં મહોરાં

પહેરીને ફરતા કેટલાયે જાડી ખાલના લોકાને ય મેં ખરા દિલથી ગમગીન થઈ ગયેલા જોયા મર્દ માણસ : છેલ્લા શ્વાસ સુધી જીવંત-સાચા અર્થમાં જીવંત-વ્યક્તિત્વ. હુંફાળા/લાગણીભીના સ્પર્શનું અચાનક જ મહેફિલમાંથી ઊડી જવું ને એના 'હોવા'ને ખરો 'અહેસાસ' એના 'ન હોવા'ની ક્ષણોમાં, એનાથી સંબંધાયેલા સૌ કોઈએ દિલથી અનુભવ્યો.

એક દિવસ બારડોલી જતો હતો, આઈ. પી. સાથે, એમની જ મોટરમાં. સાથે હતા ગામડાના બે માણસો. બે માંથી એકે ઓછું કેરોસીન વપરાય એવો સ્ટવ શોધ્યો હતો. આઇ. પી. એને સુરુચિવાળા મોહન પરીખ પાસે લઈ જતા હતા. લૌકિક દૃષ્ટિએ તો પોતાની મોટરમાં ઘરનું ગોપીચંદન કરીને અન્યને મદદરૂપ થતા હતા. રસ્તામાં બે માંના એક જણે મારો હોદ્દો જાણવાના કુતૂહલથી પૂછ્યું : 'તમે સાહેબ, સેન્ટરમાં શું કરો છો ?' ક્ષણેકના મૌન પછી આઈ. પી તરફ હાથ કરી મારાથી સહજ જ બોલાઇ ગયું : 'હું એમનો વિદ્યાર્થી છું' ને મારા સદ્ભાગ્યે આઇ. પી.એ કશો વાંધો ઉઠાવ્યો નહિ.

શરૂઆતથી જ એમની સાથે કશી એકેડેમીક વાતચીત છેડતો નહિ, કેમ કે મારી મર્યાદાઓની અને એમની વિદ્વતાની મને ખબર હતી સીધી સાદી વાતો કર્યા કરતો. ને એવી અનૌપચારિક વાતો વાતોમાં ય એમણે મતે empirical સંશોધનનાં કેટલાંક ઇંગિતો વચ્ચે રમતો મૂકી દીધો હતો ! એમના માટે એ વિધાનો સહજ સ્ફુરે છે, છેવટ સુધી એ બહુ મોટા વિદ્યાર્થી હતા ને છેવટ સુધી એ બહુ મોટા શિક્ષક હતા ! એમનો ઓરડો સંશોધનના પંખીઓનું નળ સરોવર હતો. ભાત-ભાતના અને ચિત્રવિચિત્ર લોકો ચુપચુપ એમને મળવા આવતા ને ચાલ્યા જતાં. કેટલાંય લબરમુછિયાં છોકરાં એમની આગળ પોતાનું જ્ઞાન પ્રદર્શિત કરી જતાં ને એ સાંભળી રહેતા. આ ધીરજ, આ સાદાઈ ને આ નમ્રતાને તો સલામ જ કરવી પડે.

સેન્ટરમાં એમણે સહજ જ વિકસાવેલા ચંદુભાઈને ત્યાંના કોમ્યુનીટી કીચનનું ખાવાનું ખાતા હો ત્યાં એ ઉઠીને એમના ઓરડામાંથી મીઠાઈનો એકાદ ટૂકડો લઈ આવી તમારી થાળીમાં ચૂપકીદીથી મૂકી દે. સાંજના ચારેક વાગ્યા હોયને આખા દિવસના કામનો થાક વરતાતો હોય ત્યાં બારી નજીક આવી ઉભા રહે અને ધીમેથી બેચાર બદામ તમારા હાથમાં સેરવી દે ! એક રજાના દિવસે રાજકોટના મારા ફીલ્ડવર્કની નોંધ સેન્ટરમાં બેસી લખતો હતો ત્યાં બરાબર બે વાગ્યે રોજની જેમજ ચ્હાનો કપ મારા ટેબલ પર ! આવા હુંફાળા સ્પર્શની કુદીબદ્ધ વાતો એમના સંપર્કમાં આવેલ અનેકની જીભે રમ્યા કરે છે, રમ્યા કરતી રહેશે.

દલિત, ગરીબ, કચડાયેલ લોકો માટેની એમની નિસ્બત કેવળ કાગળનાં લખાણો પૂરતી મર્યાદિત રહી ન્હોતી. કોઈ સેમિનારમાં જ્યારે કોઈ સ્થાપિત હિતોનો પીઠુ નરોવા કુંજરોવા જેવી દૂધદહીંમાં પગ રાખવાની ભેળસેળિયા વાણી ઉચ્ચારતો, તો એ તરવરાટ પૂર્વક ખુરશીમાંથી ઉભા થઈ જતા અને ગર્જતા : 'શું પેલો પડેલો છે એને પોતાને અન્યાય થયો છે એવું કહેવાનો ય અધિકાર નહિ ?'

'એકેડેમીશયનો' કરતાં એમને 'એકટીવીસ્ટો' પ્રતિ વધારે વહાલ હતું. એમની આંખોમાં desired society નું એક ખ્વાબ હતું, ને જીવનભર અનેક મંચ પરથી એમણે એમની રીતે એ દોહરાવ્યા કર્યું. કેટલાયે વિદ્યાર્થીઓની આંખોમાં એ ખ્વાબ એ વાવતા ગયા છે. આ એમની સમાજને બહુ મોટી દેણગી ગણાય. એક ઋજુતાપૂર્ણ વ્યક્તિની આંખોમાંથી ઝરેલી સામાજીક વિષમતાઓ સામેની એ ચિનગારીઓ અનેક તણખા બનીને ફેલાઈ છે, જે કયારેક ભડકો થઇ પથપ્રદર્શક મશાલ બને તો નવાઇ નહિ.



## સાવિત્રી સહાની

ઈશ્વરભાઇ પરાગજી દેસાઈ ૨૬ મી જાન્યુઆરી ૧૯૮૫ની સવારે છોડીને ચાલ્યા ગયા. આપણે જાણતા હતા કે તે હવે યુવાન રહ્યા ન્હોતા, થોડા માસ પહેલાં જ ગંભીર માંદગીમાં પટકાયા હતા અને સમગ તેમને બાકાત રાખશે નહિ. પણ તેઓ હજુય મહાન 'ફોર્મ'' માં હતા, તેમણે તાજેતરમાં જ EPW (Economic and Political weekly) માટે બે ઉત્તમ લેખો લખ્યા હતા, પહેલાંની જેમ જ સંધ્યા સમયની કસરતો કરતા અને સામાન્ય પણે સારા સ્વાસ્થ્ય અને સારા મિજાજમાં જણાતા હતા. આથી જ એમના અવસાનના સમાચાર સાંભળી આઘાત લાગ્યો.

આઈ. પી. એ અમને પુનાની ડેકકન કોલેજમાં ઘણાં વર્ષો પહેલાં સમાજશાસ્ત્ર ભણાવ્યું હતું. એમણે અમને વર્ગોમાં ઘણું ભણાવ્યું પણ એથીય વધારે તો અમને પુસ્તકો વાંચવા આપીને તથા અમારી વાતોમાં રસ લઈને વર્ગબહાર ઘણું શિખવ્યું. આઈ. પી. ને મન સમાજશાસ્ત્ર એકેડેમીક જીવન માટે અને સમાજમાં હેતુલક્ષી બની રહેવા માટે એક પ્રતિબદ્ધતા હતું. જેને કારણે તેમને માટે, ''ધ ક્રાફ્ટ ઓફ સોસ્યોલોજી-એન ઓટોબાયોગ્રેફીકસ પરસ્પેકટીવ'' લખવાનું શક્ય બન્યું.

આઈ. પી એ જે પુસ્તકો અને લેખો લખ્યા, અને પોતાને માટે જે ધંધાકીય કારકિર્દી ખડી કરી તે તેમના અંગત જીવન અને વર્તણુંકો જેમજ લાગણીવેડાથી પર હતી તેમણે અંગ્રેજી અને અમેરિકન લેખકોને વાંચ્યા પણ પોતીકું ચિંતન કર્યું અને કદાચ તેઓ નિશ્ચિતપણે પહેલા અગ્રણી ભારતીય સમાજશાસ્ત્રી હતા કે જેમણે ક્યારેય વિદેશની મુલાકાત લીધી નહિ અને કોણ જાણે કેમ પણ એ હકીકતે એમને વધુ સંપૂર્ણ માણસ બનાવ્યા. આઈ. પી, માનવી તરીકેની પૂર્ણતા અને સંપૂર્ણતઃતા એવાં અજોડ હતાં કે જેઓ એમને જાણતાં હતાં તે સૌને તેની બહુ ખોટ સાલશે.



## થોડા શબ્દ : ડો. આઈ. પી. દેસાઈની યાદમાં

### કીસ બકસ

સદ્‌ગત આઈ. પી. દેસાઈને હું મારા ગુરૂ અને સ્વજન એમ બંને રીતે માનું છું. તેમની વિલક્ષણ બુદ્ધિ વડે ગુજરાતમાં મારા પહેલવહેલા સંશોધનકામમાં એમણે મને દોરવણી આપેલી. તેમણે મને એવું શીખડાવ્યું હતું કે દેખાવમાં આકર્ષક થીયરીને જેમની તેમ સ્વીકારી લેવી નહીં. તેઓ જ્યારે એમ. એસ. યુનિવર્સિટીમાં પ્રોફેસર હતા ત્યારે ઓકટોબર ૧૯૬૨ માં મારે એમને સૌ પ્રથમ મળવાનું થયેલું. આ પહેલાં મને મુંબઈમાં કહેવામાં આવેલું કે તમે એમના જૂનવાણી પોશાક અને રીતભાતથી છેતરાશો નહીં. તેઓના ખ્યાલો જૂની ફેશનથી ઘણા અળગા હતા. જો કે તે દિવસોમાં અમારી વચ્ચેની વાતો ટૂંકો સમય અને મૌન લાંબો સમય ચાલતું. હું ધૈર્યહીન અને બિનઅનુભવી. મારા વિચારો જિદ્દી. મને તેમની તોછડાઈ ભરી વર્તણૂકે એકથી વધુ વખત હેરત પમાડેલ અને તે સંતાપમય લાગેલી. જુદા જ પ્રકારની પ્રકૃત્તિ ધરાવતા આ માણસને

સાચી રીતે સમજવા માટે મને લાંબો સમય લાગેલો. તેમના બોલની કિંમત સમજવામાં, તેમના શીખવવાની ઢબની કદર કરવામાં અને સમાજવાદ, આધુનિકરણ, સમાનતા જેવી વિભાવનાઓ કાળજીપૂર્વક આખરી ઉકેલ સુધી વિચારીને મૂકવી, વિગેરે બાબતો સમજવામાં મને ઠીક ઠીક સમય લાગેલો.

મારા સંશોધનના પાછલા તબક્કા દરમ્યાન અમારી વચ્ચેના સંબંધો એ હદે વિકાસ પામ્યા કે હું તેમને મારા પોતાના કુટુંબના બહુ આદરણીય વડીલ ગણી તેમના તરફ માનની નજરે જોવા લાગ્યો. અમારા વચ્ચે ખૂબ જ રમૂજી પ્રકારના સંબંધો વિકસ્યા. તેઓ તેમની આગવી રીતે મારી મીઠી હાંસી-મજાક ઉડાવતા. એમના દિલમાં મારે માટે સ્નેહભરી લાગણીઓ હતી એ તેમના દેહાવસાન થયાંના છેલ્લા એક અઠવાડિયા અગાઉ જ લખાયેલા મારા પરના પત્રમાં સ્પષ્ટ જણાય છે. તેમના આ અપૂર્વ લાંબાલચ પત્રમાં તેમણે મને ઘણીબધી શિખામણો અને સૂચનો કર્યાં હતાં.

નેધરલેન્ડમાં મને જ્યારે લોકો ભારત વિશે પૃચ્છા કરે છે ત્યારે તેઓ એવું જાણવાની ઉત્કંઠા સેવે છે, કે મેં મારા ભારતમાં આવન જાવનના સંબંધોને કારણે એ દેશ પ્રત્યે લાગણીમય સંબંધો વિકસાવ્યા છે, કે કેમ? મારો જવાબ એવો રહ્યો છે, કે એ દેશ માટે તો નહીં પણ કેટલાક લોકો માટે જરૂરપણે 'હા' કહી શકાય. મારા ભારતીય સગા-સંબંધીઓ ત્યાં (ભારતમાં) વસે છે. મારા ભારતીય ભાઈઓ અને બહેનો છે. ઊંડા દુઃખ સાથે મારે ઉમેરવાનું રહ્યું કે મારા ભારતીય કુટુંબના સૌથી મોટા વિદ્વાન હવે આ ફાની દુનિયામાં લાંબો સમય નથી રહ્યા. આમ હોવા છતાં તેમના વિચારો ખાસ કરીને તેમણે શરૂ કરેલા સુરત ખાતેની 'સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ' નામની સંસ્થા દ્વારા જીવંત રહેશે.



## સ્મરણાંજલિ

### ડેવિડ પોકોક

આઈ. પી. ના ભાતીય સમાજવિજ્ઞાન અને વિશેષત ગુજરાતના સમાજવિજ્ઞાનના યોગદાન વિષે તેમજ તેમણે ઉપયોગમાં લીધેલ કડકાઈભર્યા પ્રમાણિક કૌશલ્ય (ક્રાફ્ટ) વિષે બીજા લોકો લખી શકે. મારી અંજલિ નાનકડી અને અંગત છે. હું તેમની અંખડિતતાની નોંધ અને તેના વખાણ એટલા ખાતર કરું છું કે મારી માન્યતા મુજબ એ તેમના પ્રભાવનું ઉગમ્ સ્થાન અને તેમના સ્નેહાળ સ્વભાવનુ લોહચુંબક હતું

જો તમે આઈ. પી. ને વડોદરા કે સુરત યા પૂનાના દિવસોમાં મળ્યા હો તો તમે કોને કેટલા વર્ષ પછી મળ્યા તે બાબત ગૌણ બની જશે. તમને એમની તાત્વિક વાતોતાં અક્કડતાની અનુભૂતિ થયા વિના નહીં રહે. અમે તેમના પહેરવેશ, વર્તણૂંક, જીવનરીતિથી અંજાયા. તેમનું જીવન નિરાળું અને આગવું હતું. અમને તેમના પ્રતિ પ્રેમ છે એનું કારણ એ કે અમે તેમની જીવવાની પદ્ધતિને પિછાણી શક્યા. તેમના જીવનની લાક્ષણિકતા અને આત્માના પ્રતિબિંબમાં સાદાઇ ભરોસાપાત્રતા, ટકાઉપણું, સ્વસ્થતા અને પ્રમાણિકપણાનાં દર્શન થયાં. આ ગુણોની સાથે જેમ બીજા કેટલાકના કિસ્સામાં બને છે તેમ દુરાગ્રહ અને અસહિષ્ણુતા, એમનામાં પ્રવેશ્યાં ન્હોતાં. ઉલટાનું સ્વસ્થ આત્મવિશ્વાસે, સંપૂર્ણ અદ્ભુતપણે, લોકોના વિચારો અને વ્યવહારો પ્રતિ એમને સહિષ્ણુ બનાવી દીધા.

પોતાની મૌલિકતાથી સર્જેલ તાકાત પ્રતિ તે જાગૃત હતા અને મારા અનુભવ મુજબ ગ્રામીણ પ્રજા સાથેના નિશ્ચિત અને લાગણીવેડા વગરના એમના સંપર્કોમાં તે અપ્રતિમ હતા. ક્ષેત્રકાર્ય દરમ્યાનની મારી પાંગળી પૂછપરછ કરતાં, એમના વરંડામાં ગપ્પાં મારતાં મારતાં ગ્રામીણ જીવન વિષે આઈ. પી. પાસે સંપૂર્ણ જ્ઞાન મેળવી ભાગ્યશાળી થનાર યુવાન વિદેશીઓમાંનો હું એક જ નહોતો અને ગુજરાતના કોઈપણ ભાગમાં એમની સાથે સફર કરવી એટલે એમને સહજ રીતે બધા જ પ્રકારના લોકો અને પરિસ્થિતિઓ સાથે સંવાદ રચી શકતા – અને આખો વખત શોધકની પ્રતિભાથી ખરા મુદ્દાને સ્પર્શતા જોવા.

મારા માટે એ હંમેશાં 'મોટાભાઈ' હતા અને રહેશે. મારા કેટલાક અંતર્ગતનો વિકાસ એમની હુંફ અને મૈત્રીથી જ થયો અને એટલે મારી અંદર તેઓ હજુય સજીવ છે. અને સ્મૃતિઓમાં તો એમનું વિલક્ષણ હાસ્ય સંભારવું અસ્થાને નહી ગણાય કેમકે માણસોમાં સૌથી વધુ ચાહવા જેવા 'એ' ખૂબજ આનંદી હતા, અને તેમની રમૂજ, ચર્ચાના એક આવશ્યક હિસ્સા તરીકે, સાચી ટીપ્પણી કરતી વખતે જ આવી પડતી.

એમની મિત્રતા અને ગાઢ પ્રભાવ પામવા બદલ હું મારી જાતને ભાગ્યશાળી ગણું છું. મૃત્યુ એ બધું છીનવી લીધું છે, પણ આ, તે નહી છીનવી શકે.



## અનોખા મિત્ર

### જાન બ્રેમન

પહેલી વખત જ્યારે હું આઈ. પી. દેસાઈને મળ્યો ત્યારે તેઓ હજુ શાળાના માસ્તરનો એમનો પાઠ અદા કરતા હતા. ૧૯૬૦ની શરૂઆતમાં તેઓ મારા સદ્ભાગ્યે મને વિદ્યાર્થી તરીકે સ્વીકારવા તૈયાર થયા હતા. હું ભારતમાં દક્ષિણ ગુજરાતના ખેતમજૂરોનો સ્થાનિક કક્ષાનો અભ્યાસ કરવા આવ્યો હતો. દર છ અઠવાડિયે કે બે મહિને મારે ગામડાંમાંના મારા ક્ષેત્રકાર્યનો અહેવાલ દેવો પડતો. વડોદરાની મારી આ નિયમિત મુલાકાતોનો અર્થ હતો ક્ષેત્રકાર્યમાં વિક્ષેપ અને એ કારણે ખૂબ ચિંતા થતી. મારે સવિસ્તાર અહેવાલ આપવો પડતો અને એ અંગેની બેઠકો કલાકો ચાલતી. આઈ. પી. ત્યારે વડોદરાની એમ. એસ. યુનિવર્સિટીના સમાજશાસ્ત્ર વિભાગના વડા હતા. તેઓ ત્યારે ગ્રામ્યજીંદગીના મારા જ્ઞાન અને મારી ગુજરાતી ભાષાની જાણકારી અંગે ખણખોદ કરતા. ક્યારેક જ એમને પ્રશ્ન કરવાની હું હિંમત કરતો અને ત્યારે તેઓ મને જાતે જઈને જવાબ શોધી કાઢવા કહેતા. પાછા ફરતાં હું મોટાભાગના વિષયોમાં નાપાસ થયેલ, અને પોતાની બુદ્ધિ તથા સમજણ બહારનાં કારણોથી જેને હજુય શંકાનો લાભ આપવામાં આવ્યો હોય એવા નાના નિશાળીયા જેવી લાગણી ફરીથી આવનાર કસોટી સુધી રહેતી અને ફરીથી કસોટી તો પાછી ઝડપથી આવી પહોંચતી.

હા, જો કે ચોક્કસપણે, પાછળથી દબાણ હળવું થયું અને હું આઈ. પી. ને વધુ નજદીકથી ઓળખી શક્યો. વર્ષો જતાં એ સારા એવા પીગળ્યા હોય એમ લાગ્યું જેને કારણે બીજાઓ માટે એમના સહૃદય અને લાગણીશીલ પાસાં જોવાની તક ઊભી થઈ. એમના વ્યક્તિત્વનાં આ લક્ષણોને એ મોટે ભાગે અલગતા, આખાબોલાપણું અને શરમાળતાના મ્હોરા નીચે સંતાડી રાખતા. સુરતમાં તેઓ સેન્ટર ફોર સોસ્યલ સ્ટડીઝની

સ્થાપના કરવા માટે ગયા ત્યાં અમે સારા મિત્રો બની રહ્યા. ત્યારે મારી ઘણી મુલાકાતો દરમ્યાન તેઓ જ્યાં રહેતા તે ઘરમાં હું ઉતરતો. આ ઘર ખૂબ વિશાળ હતું અને મોટાભાગના તેના વિશાળ ઓરડાઓ અંશતઃ કે તદ્દન ખાલી રહેતા. મારા યજમાને દુન્યવી રસ ગુમાવ્યો નહોતો પણ તેઓ ચોક્કસ પણે ઘણી બધી ભૌતિક વસ્તુઓ વિના ચલાવી લેતા.

એમની માલિકીનું જે કંઈ હતું તે એમણે ૧૯૬૮ના સુરતમાં આવેલા પૂરમાં ગુમાવ્યું. એ દિવસ અને રાત્રિઓ નદીકિનારાના મકાનને છાપરે પોતાના નોકર સાથે માત્ર ધોતીભેર બેસી રહ્યા. નિઃસહાયપણે ભોગ થઈ પડેલ એમણે અન્ય ચીજોની સાથે સાથે પોતાની તમામ ચોપડીઓનેય તણાઈ જતી જોઈ. આખાયે દક્ષિણ એશિયામાં સમાજવિજ્ઞાનોનાં પુસ્તકોની ખાનગી માલિકીની એ સારામાં સારો સંગ્રહ હોવો જોઈએ અને એને માટે એમને ખૂબજ ગૌરવ હતું.

મે આનંદપૂર્વક એમની અપરિણિત જીંદગીમાં ભાગ પડાવ્યો હતો. આઈ. પી. સવારે બહુ વહેલા ઊઠી જતા. ખૂબ ખખડાટ કર્યા કરતા અને મને વારંવાર સૂઇ રહેવાની સૂચનાઓ આપ્યા કરતા. મેં જ્યારે એમને પણ એમજ કરવાનું (સૂઇ રહેવાનું) જણાવ્યું અને આળસુ જમીનદારોના વર્ગના સભ્યને છાજે (કે જેના એ વંશજ હતા) તેવું વર્તન કરવા સૂચવ્યું ત્યારે તેમણે વળતો જવાબ આપ્યો કે હું આળસુ 'દુબળો' હતો અને મારે મારા માલિકની આમન્યા જાળવીને વાત કરવી જોઈએ. કવેળાએ તેઓ જે હંમેશા ઉકાળતા તે ચ્હાના મોટા પ્યાલાઓ પર અમે સુમેળ સ્થાપી મને ભારતીય અને વિદેશી બાબતો પરની એમની સાથેની અમારી ચર્ચાઓ, અને એમની સંગતની ખોટ સતત ખલશે. આઈ. પી. વિશાળ વાંચન વાળા અને એમના પોતાના સમાજ અને સંસ્કૃતિમાં ઊંડા મૂળિયાં નાખીને પ્રસ્થાપિત થયેલા હતા.

પશ્ચિમના સમાજશાસ્ત્રના સિદ્ધાંતો અને અભિપ્રાયોને નકારવા પાછળ એમને કોઇ વિદેશી જન ભીતિ (Xenophobia) નહોતી. જલદ વિચારકોની લાગણીઓમાં ભાગ પડાવતી વખતે તેઓ નક્કર પૃથક્કરણ કરતાં માત્ર તરંગીપણા પર રચાયેલ સમાજપરિવર્તનની કોઈપણ વાત પ્રત્યે પોતે ઉગ્ર પ્રતિભાવ વ્યક્ત કરતા. તેઓ પોતાનાં લખાણો થઇ શકે તેટલાં હકીકત આધારિત હોય એમ ઈચ્છતા. એ અર્થમાં તેઓ અનુભવવાદી (Empiricist) હતા. સુસંગતતા અને ચોકકસતાના આગ્રહો છતાં તેઓ કયારેય નિરર્થક મુદ્દાઓ અને પ્રશ્નો ઊભા કરતા નહિ. તેમની પાસે મૌલિક મન હતું અને તેઓએ એનો સારો ઉપયોગ કર્યો



## સાહેબ

એ. એસ. પટેલ

૧૯૫૪માં દેસાઈ સાહેબના પી. એચ ડી. ની પદવી માટેના વિદ્યાર્થી થવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. છેલ્લા ત્રણ દશકા સુધી તેમના સંપર્કમાં અવાર નવાર આવવાનો સુયોગ મને મળ્યો હતો.

થોડીક પણ અભ્યાસીવૃત્તિ ધરાવનારને સાહેબ પાસેથી હૂંફ મળતી. મને તેનો ઘણો લાભ મળ્યો હતો. ૧૯૫૪ના જૂલાઇમાં વડોદરા પી એચ. ડી.ના રજીસ્ટ્રેશનના સંદર્ભમાં એમને હું પ્રથમ વખત મળ્યો. હું મારી

ઓળખાણ અંગ્રેજીમાં આપી રહ્યો હતો. ત્યાં એમણે કહ્યું. 'પટેલ, હુ ગુજરાતી જાણું છુ.' અને એ પોતીકા લાગવા માંડયા. સંશોધન માટે મેં કયો મુદ્દો વિચાર્યો હતો તે જણાવ્યું. મને શાંતિથી સાંભળ્યા પછી એમણે કહ્યું 'પટેલ જે જાણે છે કે પોતે નથી જાણતો અને જાણવા માટે જે પ્રયત્ન કરે તેમ છે, તેનું જ મારે કામ છે'. મારું રજીસ્ટ્રેશન નક્કી થયું.

પી. એચ. ડી.ની પદવી માટેના મારા અભ્યાસ માટે ૧૯૬૦ સુધી વખતો વખત સાહેબને મળવા હું વડોદરા જતો. ભોજન માટે તેઓ મારી વાટ જોતા. મારું કામ ધીમું ચાલતું તેની ટકોર તેઓ કરતા. પરંતુ મને નિરુત્સાહી કદી કરતા નહિ.

૧૯૬૫માં તેમણે વડોદરા છોડયું ત્યારે હું સુરત પણ તેમને મળવા જતો. સંજોગવસાત સંશોધનનું મારું કામકાજ મંદ રહેતું. તેમ છતાં થોડુંક પણ મારું કામ જોવા મળે તો સાહેબ પ્રોત્સાહન આપતા. સમાજશાસ્ત્ર વિષય કોલેજો અને યુનિવર્સિટીમા કેમ સારી રીતે શિખવાય તેની ચર્ચા એમની સાથે મારે થયા કરતી મને ચર્ચામાંથી ઘણું માર્ગદર્શન મળી રહેતું.

યુનિવર્સિટીઓમાં કામ કરતા વિદ્વાનોની સામાન્ય ખાસિયત એવી છે કે સંશોધન માટે ઉત્સાહ ધરાવનારા નવોદિતો ને તેમની ઊણપો સતત દર્શાવે. પરિણામે ઘણી વખત ઊગતા અભ્યાસીઓ નિરુત્સાહી બને. લઘુતાગ્રંથિ થી પડાય, અને તેમની શકિતઓ કુંઠિત થઈ જાય. સાહેબનો માર્ગ જુદો. ઊગતા અભ્યાસીઓમાં રસ ધરાવે ને જે કૈં સત્ત્વ હોય તેનું પ્રગટીકરણ થાય તે માટે પ્રોત્સાહન આપે.

નવું જાણવા સમજવા માટે પોતે ઉત્સુક રહેતા પણ કોઈ થી અંજાઈ જતા નહિ અનુભવાશ્રિત જ્ઞાન પર તેમનો વધુ વિશ્વાસ હતો.

સમાજશાસ્ત્રનો ભારતમાં દેશી (ઈન્ડિજીનસ) રીતે વિકાસ થાય, તેવી વૃત્તિ–પ્રવૃતિનાં મૂળ સાહેબના અભ્યાસોમાં જોઈ શકાય છે. વિભક્ત કુટુંબ અંગેનો પ્રાશ્ચાત્ય ખ્યાલ ભારતીય કુટુંબને બંધ બેસતો નથી. તેથી તેમાં મહુવાના અભ્યાસમાં સંયુકતતાની માત્રાના આધા ભારતીય કુટુંબ ને તપાસ્યું છે. ભારતીય કુટુંબ વિભક્ત થઈ રહ્યું છે. તેમ કહેવામાં આવે છે. ત્યારે પાશ્ચાત વિભકત કુટુંબ જેવુ તેનું સ્વરૂપ નથી. તે સમજવામ આ અભ્યાસ ઉપયોગી થઈ પડે છે. ગામડાંઓમ અસ્પૃશ્યતાની પ્રથા તપાસવા માટે ગુજરાતનાં ૭૦ જેટલા ગામડાઓમાં વર્તન નાં વિવિધ ક્ષેત્રો પૈકી કયા ક્ષેત્રમાં અસ્પૃશ્યતા ટકી રહી છે. અને કયાં ક્ષેત્રોમાંથી દૂર થઈ છે, તેનો એક અભ્યાસ તેમણે કર્યો હતો. તેમાં સમાજશાસ્ત્રીય સંદર્ભમાં વિગતોની તપાસ થઈ છે. અને વાસ્તવિકતાને વૈજ્ઞાનિક રીતે તેમણે સરળતાથી સમજાવી છે.

પી. એચ. ડી.ની પદવી માટે હું જ્યારે અભ્યાસ કરતો હતો ત્યારે તેઓ કહેતા 'પટેલ, બીજા એ શું કહ્યું છે તે જાણવું ખરું, પરંતુ તેનાથી દોરવાઈ જવું નહિ. વિગતો ચોકસાઈથી મેળવવી અને તેમને આધારે તમને જે તર્કબદ્ધ જણાતું હોય તેજ દર્શાવવું.

માતૃભાષામાં સમાજશાસ્ત્રના અભ્યાસો વિકસે, તેના તેઓ હિમાયતી. સેન્ટરમાં તેમના માર્ગદર્શન હેઠળ બે અભ્યાસીઓએ સમાજશાસ્ત્રમાં પી. એચ. ડી.ની પદવી માટેના મહાનિબંધ ગુજરાતી ભાષામાં રજૂ કર્યા હતા. 'નરસંડા' ગામ વિશેનો મારો સમાજશાસ્ત્રીય અભ્યાસ મેં સાહેબના સૂચનને અનુસરી ગુજરાતીમાં કર્યો, વળી સેન્ટર તરફથી સામાજિક અભ્યાસોને લગતાં પુસ્તકો તથા 'અર્થાત્' ગુજરાતીમાં પ્રગટ થવા માંડયાં. સમાજનું વૈજ્ઞાનિક પૃથક્કરણ કરતા અભ્યાસો વિકસે અને નીતિ (પોલીસી) વિષયક નિર્દેશો તેમાંથી સાંપડે, તેવા વિચારને તેથી પોષણ મળ્યું છે. સાહેબ શુષ્ક પોથી પંડિત ન હતા. બંધારણના આમુખમાં સામાજિક પરિવર્તનની જે અપેક્ષા રખાઈ છે. તે દિશામાં સમાજનું ઘડતર થાય તે જોવા તે ઉત્સુક. પરિવર્તન વિષયક પૃથક્કરણ કરી, નીતિ નિર્દેશ કરવો એવો ઝોક તેમના અભ્યાસોમાં જોવા મળે.

ભારતીય પરંપરાનાં ઉત્તમ લક્ષણો તેમના જીવનમાં વણાઈ ગયેલાં. તેમને મંદિરમાં જતા મેં ક્યારેય જોયા નથી. ભગવાનમાં તેઓ માનતા ન હતા, તેવી મારી છાપ છે તેમ છતાં તેમનામાં અનાસક્તિ ભારોભાર. પરદેશ જવાનું તેમને માટે જરાય અઘરું નહોતું પણ પરદેશ ન ગયા; એટલુંજ નહિ ક્યારેય વિમાનમાં પણ બેઠા નહિ. ઈંગ્લેન્ડ, અમેરિકા કે હોલેન્ડથી આવેલા વિદેશી અભ્યાસીઓ અથવા ભારતના વિદેશોમાં જઈ આવેલા અભ્યાસીઓ તેમને મળે ત્યારે ત્યાંના સમાજની ઘણી બાબતો જાણવા માટે તેઓ ઉત્સુકતા દર્શાવતા, પરંતુ પોતાનું અભ્યાસ ક્ષેત્ર તો ભારતને જ રાખ્યું. જીવનમાં કશી અધૂરપનો અજંપો ક્યારેય અનુભવ્યો હોય તેવું મને સ્મરણ નથી.

જીવન ખૂબ સાદું. ધોતી, ખમીસ અને કોટ તેમનો બહાર જવા માટેનો પોષાક. ઘરમાં મુખ્યત્વે લૂંગી પહેરતા. પોતે અપરિણીત. ભોજન બનાવવા તથા ઘરકામ માટે એક માણસ રાખે. તે ન હોય ત્યારે કેટલાક દિવસ તો કેવળ દૂધ ઉપર પણ ચલાવી લે. લાકડાના ખાટલા, થોડીક સાદી ખુરશીઓ અને એકાદ બે આરામ ખુરશીઓ તેમના ઘરનો મુખ્ય સામાન. સેન્ટરના જે ઓરડામાં તેઓ રહેતા ત્યાં સાદડી પર ભીંતને અઢેલીને બેસતા અને એક ઢાળિયા પર રાખેલું પુસ્તક વાંચતા કે લખતા.

વડોદરા તથા સૂરતનાં નિવાસસ્થાન સાદાં છતાં એક જ વ્યક્તિના રહેઠાણની દૃષ્ટિએ મોટાં, મકાનના બે થી ત્રણ ખંડ મુલાકાતે આવનારા ભારતના કે વિદેશના અભ્યાસીઓ માટે વારંવાર વપરાતાં.

નાના માણસોની પણ પૂરતી કાળજી રાખતા. વડોદરાના તેમના કમાટીબાગના નિવાસ-સ્થાને બપોરના ભોજનમાં એકવાર હું તેમની સાથે હતો. ભોજનના ટેબલ પર અમારી બાજુમાં કમાટીબાગના કામ સાથે સાહેબના થોડાક ફૂલ-છોડની માવજત કરનારો માળી પણ હતો. મને આશ્ચર્ય થયું. પાછળથી માળી પાસેથી મેં જાણ્યું કે તેની બિમાર પત્ની દવાખાનામાં હતી. તેથી સાહેબે કેટલાક દિવસથી તેને પોતાને ત્યાં ભોજન માટેની સગવડ કરી આપી હતી.

જ્ઞાન મેળવવું અઘરું છે. પરંતુ જ્ઞાન સાથે નિર્ભયતા હોવી અને વિદ્વત્તાના ભારથી મુક્ત રહેવું વિશેષ અઘરાં છે સાહેબમાં નિર્ભયતા હતી અને વિદ્વતાના ભારથી તેઓ મુક્ત હતા.



## દેસાઇ સાહેબ

નરહરિ સી. ઠાકર

૧૯૬૧માં હું સેન્ટરમાં ઓફીસ આસીસ્ટન્ટ તરીકે જોડાયો. સ્વ દેસાઇ સાહેબ સાથેની મારી પ્રથમ મુલાકાત વખતે તેમણે ટકોર કરેલ કે તમે તો સરકારી નોકરી કરેલ છે એટલે બાબુલોક કહેવાઓ અને પાછો વકીલાતનો અભ્યાસ કરેલ છે એટલે ખરી-ખોટી દલીલો કરવાની આદત હોય, પરંતુ ત્યારે સાહેબે આશ્વાસન પણ આપેલ કે દરેકનાં દરેક સાહસ સફળ થાય જ એવું નથી હોતું. આ આશ્વાસનની હુંફે ત્યારે જે કામ સેન્ટરમાં સ્વિકાર્યું તેમાં ખૂંપી જવાની મને પ્રેરણા અને બળ મળ્યાં.

સ્વ. દેસાઈ સાહેબ જેના પણ સંપર્કમાં પ્રત્યક્ષ કે પરોક્ષ આવે તેના પર વાણી, વિચાર અને વર્તનથી છવાઈ જતા. વેપારીઓ કે પુલ પર બેસતા દાણા-ચણાવાળા ભૈયાજી કે મારા મિત્રો સંબંધીઓને જ્યારે

જ્યારે મળવાનું થાય ત્યારે કદાચ કોઈને એમનું નામ ખ્યાલ બહાર ગયું હોય તો સાહેબનું વર્ણન કરીને પણ અચૂક ખબર અંતર પૂછે.

તો વળી બીજી બાજુ એવું મહેસુસ થતું કે સાહેબ સાથે જે તે કામ માટેના માપદંડ અને સમય મર્યાદામાં કામ કરવું એ ખૂબ કપરૂં કામ છે અને કદાચ તેમના વિદ્યાર્થીઓને પણ એવોજ અનુભવ હશે. પરંતુ તીખા સ્વભાવ સાથે તેઓમાં ઋજુતા પણ ભારોભાર હતી અને તેની મીઠાશ તો જેઓ તેમની સાથે ટકી શકયા તે જ માણી શકયા.

એક પોસ્ટકાર્ડ બગડે તો તેની છપામણી સાથેની કીંમતની ગણતરી સાહેબ કરાવતા, બેંકમાંથી પોતાના કે સંસ્થાના પૈસા ઉપાડતાં જે તે મહિનાનું વ્યાજ તો ગુમાવવું નહીં પડે ને તેની સાહેબ ચિવટ રખાવતા તો બીજી બાજુ સંસ્થાની જરૂરત માટે કે સ્ટાફમાંથી કે સગામાંથી આર્થિક મુશ્કેલીવાળાની જરૂરીયાત પુરી કરવામાં સાહેબ અંગત રસ લેતા. તેવી રીતે કરેલ મદદ પૈકી થોડાકની નાની–મોટી રકમ સાહેબે માંડવાળ પણ કરવી પડેલ.

અમે કેમ્પસમાં રહેવા આવ્યા અને અમારો છોકરો છ માસનો થતાં પણ નબળો માલુમ પડયો ત્યારે સાહેબ અવારનવાર છોકરાની કાળજીભરી પૂછપરછ કરી, તેને કેમ માલીસ કરવી, કેવી રીતે કસરત કરાવવી વિગેરે કરી બતાવી, સાથે સાથે નિષ્ણાત પાસે કેમ નથી જતા કહી ઠપકો પણ આપતા. તેમના માર્ગદર્શન હેઠળ અને ડોકટરની સારવારથી તે છોકરો સ્ફૂર્તિવાળો બન્યો. પોતાનું જીવન આમ એકલવાયું અને નિરાળું હોવા છતાં બાળ ઉછેરમાં પણ તેમની જાણકારી અચંબો ઉપજાવે તેવી હતી. તેવીજ જાણકારી ઘરગથ્થુ ઉપચારમાં પણ હતી.

(જો કે સાહેબ તેમના મિત્રોને કાગળમાં કોઇ વખત દર્શાવતા કે તેમનું કુટુંબ ખૂબ વિશાળ છે અને આપણે બધાંએ જોયું અનુભવ્યું કે ફકત સેન્ટર પરિવાર જ નહી આ ક્ષેત્રમાં સંકળાયેલ તમામને સાહેબ કુટુંબવત્ માનતા અને રાખતા.)

સ્વ. દેસાઇ સાહેબ કેમ્પસમાં રહેવા લાગ્યા ત્યારથી તેમની જરૂરીયાતનો સઘળો ખ્યાલ સેન્ટરના શ્રી ચંદુભાઈ અને શ્રી રતિલાલ રાખતા પરંતુ તેમને વાર તહેવાર કે રજા પર ગામ પરગામ જવા માટે સાહેબ તેમના પુરતી અનુકુળતા કરી આપતા.

સ્વ. દેસાઈ સાહેબ સેન્ટરની પ્રવૃત્તિઓ તેમજ સેન્ટર પરિવાર સાથે એવા ઓતપ્રોત હતા, તેમની એક હુંફ હતી કે તેમના જવાથી એક ગંભીર સૂનકાર વ્યાપી ગયો છે. સેન્ટરમાં રહેતાં બાળકોના આદરણીય દાદા હતા, વાત્સલ્યના સ્રોતરૂપ હતા તે હવે અમારી આપણી વચ્ચે નથી, તેમની હુંફ હવે કયારેય નહીં મળે તે ખ્યાલ અસહ્ય હોવા છતાં તે એક હકીકત છે અને તેને સ્વિકારી તેમના વિચારો અને કાર્યોને અનુરૂપ કાર્યરત રહીએ તે સાચી શ્રદ્ધાંજલી બની રહેશે. તેમની સાથેના અનેકવિધ સ્મરણો કયારેય વિસરાશે નહીં.



# અનામત અને વર્ચસ્વ

યોગેન્દ્ર સિંઘ

ગુજરાતના સામાજિક માળખામાં જે ફેરફાર થઈ રહ્યા છે, જ્ઞાતિપ્રથામાં જે માળખાગત પરિવર્તન આવી રહ્યું છે; અને જ્ઞાતિ અને વર્ગ વચ્ચે જે નવા સંબંધો આકાર પામી રહ્યા છે તેનું આઈ. પી. દેસાઈએ ખૂબ કુનેહપૂર્વક વિશ્લેષણ કર્યું છે. આ પરિવર્તનને કારણે સમાજકલ્યાણની પ્રવૃત્તિ અંગેની નીતિ અને ભાવિ સમાજ પર એની જે અસર થશે એ અંગે પણ તેઓએ ખૂબ જ વિદ્વતપૂર્વક ચર્ચા કરી છે. એમની ચર્ચા વિચારયુક્ત ( rational ) સમાજવાદી રાહની દિશામાં છે. જે સંકુચિત વાડાબંધીને તિલાંજલી આપે છે. એમણે કરેલ ચર્ચા સમાજશાસ્ત્રીય વાસ્તવિકતાની ભૂમિ પર રચાઈ છે. નવા મૂડીવાદી માળખામાં જે ફેરફારો થઈ રહ્યા છે અને બંધારણમાં આપણે જે માર્ગદર્શક સિધ્ધાંતો સ્વીકાર્યા છે એના સંદર્ભમાં આઇ. પી. દેસાઇ વ્યકિતના નાગરિકત્વને કેન્દ્રમાં રાખે છે, સામાજિક દરજ્જાને નહીં.

સવાલ ઊભો થાય છે કે મોટા ભાગના પંચોએ ઉપરનો બુધ્ધિગમ્ય અને સરળ સિધ્ધાંત શા માટે સ્વીકાર્યો નથી ? સામાજિક ન્યાય અને સમતાને પ્રાપ્ત કરવા શા માટે રાજ્યશાસકોએ એ જ્ઞાતિને બદલે નાગરિકત્વનો સિધ્ધાંત સ્વીકાર્યો નહીં ?

જ્ઞાતિ અને બીજા એકમોને આપણા બંધારણે જે સંરક્ષાત્મક ખાસ લાભો આપ્યા છે તેનું કારણ ઐતિહાસિક પરિબળો છે. રાજકીય કુનેહ અને વહીવટી તંત્ર દ્વારા–ખાસ કરીને વસ્તી ગણતરી, જમીન અને મહેસુલના વહીવટી તંત્ર–સંસ્થાનવાદી રાજકર્તાઓને આપણામાં જે પ્રકારની જ્ઞાતિ અને કોમી સજાગતા પેદા કરી તે આજની પરિસ્થિતિ માટે જવાબદાર છે. આપણી સ્વતંત્રતાની ચળવળ આ ચુંગલમાંથી બહાર નીકળવાને બદલે એને અનુકૂળ બની અને કોમી સજાગતા સાથે સમાધાનનો રાહ સ્વીકાર્યો. આ સમાધાન કરવાની નીતિને આપણા બંધારણે સ્વીકારી લીધી. એટલે અમુક કોમ અને જાતિને બંધારણના પરિશિષ્ટમાં સ્થાન આપ્યું. લઘુમતીઓને પોતાની સામાજિક અને સાંસ્કૃતિક સંસ્થાઓને પોતાની રીતે વહીવટ કરવાની જે છૂટ અને અધિકારો બંધારણે બક્ષ્યા છે તે પણ આપણી સમાધાન કરવાની નીતિને આભારી છે. આમ છતાં સામાજિક અને શૈક્ષણિક પછાતપણું નક્કી કરવા બિનસાંપ્રદાયિક માપદંડનો ઉપયોગ થઈ શકે તે માટે બંધારણે વિકલ્પ રાખ્યો છે, પણ સમાજશાસ્ત્રીય કારણોને બદલે રાજકીય કારણોસર આપણા મોટાભાગના પંચોએ બિનસાંપ્રદાયિક વિકલ્પ સ્વીકાર્યો નહીં. આઝાદી પછીના દાયકાઓમાં સત્તા પ્રાપ્તિ માટે રાજકારણ અને જ્ઞાતિ વચ્ચે જે ગઠબંધન થયું, જે વિચારસરણી અસ્તિત્વમાં આવી એ સૌએ બંધારણની ભાવનાને દબાવી દીધી છે. મારી દષ્ટિએ પછાત વર્ગો નક્કી કરવા જે પંચ નિમાયા છે તે પણ આજની રાજકીય પ્રક્રિયાનો એક ભાગ છે. કઈ જ્ઞાતિના મત કયા પક્ષને મળશે તે ગણતરીથી પંચ નિમાતા હોય છે. મંડળ પંચ પણ આમાં અપવાદ નથી. આ પંચમાં નિષ્ણાતો લેવામાં આવે છે પણ તેમણે કરેલ અભ્યાસોનું પૃથક્કરણ થતું નથી તે અંગેની આઈ. પી. દેસાઈની ટીકા બરોબર છે.

આ પ્રશ્નની ચર્ચા આપણે ત્યાં જે રીતે રાજ્યની રચના થઈ છે તે સંદર્ભમાં જોવી જોઈએ. કામ કરવાના અધિકારને ભારતીય બંધારણે શા માટે મૂળભૂત અધિકાર ન ગણ્યો ? જો તેમ ગણ્યું હોત તો બંધારણમાં જે વિસંવાદિતતાઓ છે તે; અને જ્ઞાતિ અને કોમના નામે જે અનામત વ્યવસ્થા ઊભી થઈ તે સૌ નકામા બની જાત. પણ એના અમુક લક્ષણોને કારણે આપણો રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ જે સત્તા પર આવ્યો એણે બંધારણને વળાંક આપ્યો. જો કામ કરવાના અધિકાર આપતો બુધ્ધિગમ્ય રસ્તો આપણે સ્વીકાર્યો હોત તો સામાજિક વિકાસના સંસ્થાગત માળખામાં પછાતપણું માપવાના એકમો, સામાજિક શોષણ નાબૂદી, જ્ઞાતિ અને વર્ગનું વર્ચસ્વ વગેરે કમ સે કમ સિધ્ધાંતમાં દૂર કરી શકાત. પણ ઈતિહાસે બીજો વળાંક લીધો. આખરે સામાજિક પરિબળો હંમેશાં બુધ્ધિગમ્ય રસ્તો લેતા નથી હોતા. પરિણામે આપણું રાજકીય અને સામાજિક મનોબળ જ્ઞાતિ અને કોમના વલણોથી પીડાય છે.

આપણા બંધારણે શરૂઆતથી જ સાંપ્રદાયિક અને બિનસાંપ્રદાયિકની જે દ્વિપધ્ધતિ સ્વીકારી છે એના ઐતિહાસિક અને સમાજશાસ્ત્રીય કારણો છે. વિકાસની પ્રક્રિયા અને રાષ્ટ્રઘડતર એ બે પરિબળો આપણા માટે એટલા મહત્ત્વના હતા કે તેમને સામાજિક વાસ્તવિક પરિસ્થિતિમાંથી વિચારસરણીના તાત્વિક મુદ્દાઓ બહાર રાખ્યા. શહેરીકરણ અને ઔદ્યોગિકરણને કારણે સામાજિક અને જ્ઞાતિના દરજ્જા વચ્ચે ખાઈ ઊભી થઇ છે તે સાચું, પણ તેની સાથે જ લગ્નના સંબંધો જ નહીં પણ રાજકીય અને સાંસ્કૃતિક બાબતોમાં લોકોનું જ્ઞાતિ સાથેનું તાદત્મ્ય ઘટયું નથી. પૂર્વ ઉત્તર પ્રદેશ, બિહાર અને ઓરિસ્સામાં જ્ઞાતિની ચૂસ્તતા ઠીક ઠીક પ્રમાણમાં જોવા મળે છે. પશ્ચિમ બંગાળ એક જુદો જ કેસ છે પણ દક્ષિણના રાજ્યોમાં જ્ઞાતિઓ વચ્ચે ધ્રુવીકરણ થઈ ગયું છે, જો કે જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચેના જોડાણ અવારનવાર બદલાય છે.

કોઈપણ જૂથને સાંપ્રદાયિક કે બિનસાંપ્રદાયિક પરિબળો દ્વારા પછાત ગણીએ ત્યારે ગામ કક્ષાએ વર્ચસ્વની જે ભાત છે એને ધ્યાનમાં રાખવી જોઇએ. ૧૯૫૫-૫૬માં જે ગામોનો મેં અભ્યાસ કર્યો હતો ત્યાં હું હમણાં તાજેતરમાં ગયો હતો. આ ગામમાં આ વર્ષો દરમ્યાન ઘણા સામાજિક ફેરફારો થયા છે. પણ વર્ચસ્વ ધરાવતી જ્ઞાતિ જે રીતે સરકારી લાભોનો ઉપયોગ કરે છે એ જોઈ મને આઘાત લાગ્યો. આજે ગામમાં અંત્યોદય કાર્યક્રમ હેઠળ કોઈપણ જ્ઞાતિના માણસને લાભ આપવામાં આવે છે એટલે એ બિનસાંપ્રદાયિક માપદંડ છે. આમ છતાંય ઉપલી અને મધ્યમ જ્ઞાતિના જ લોકો તાલુકા અને જિલ્લા કક્ષાએથી અમલદારો પાસેથી પોતે ગરીબ હોવાનું પ્રમાણપત્ર લઈ આવે છે અને આ કાર્યક્રમનો લાભ પોતાના પૂરતો જ સીમિત રાખે છે. જો આઇ. પી. દેસાઈના બિનસાંપ્રદાયિક માપદંડને સ્વીકારવામાં આવે તો અંત્યોદય કાર્યક્રમ હેઠળ જે મેં જોયું તે કદાચ બહુવ્યાપી બને. આજે વર્ચસ્વનું માળખું જ્ઞાતિ પર આધારિત છે જેને હવે સામ્યવાદીઓ પણ સ્વીકારે છે. તે માળખામાં રહીને બિનસાંપ્રદાયિકતાના નવા માપદંડને કેવી રીતે દાખલ કરી શકાય ? આજે જન્મનો દાખલો મેળવવો અઘરો છે પણ આવકનો દાખલો મેળવવો અઘરો નથી. આને કારણે સવાલ ગૂંચવાય છે. આજે મુખ્ય સવાલ જ્ઞાતિ અને વર્ગનો નથી. મુખ્ય સવાલ સત્તાના માળખા અને વર્ચસ્વનો છે.

આઇ. પી. દેસાઈ જુદી જુદી જ્ઞાતિના સભ્યો વચ્ચે જે સહકારના નવા સંબંધો બંધાય છે તે તરફ આપનું યોગ્ય રીતે ધ્યાન દોરે છે પણ ઉત્તર પ્રદેશ અને બિહારમાં જુદા જુદા લોકો વચ્ચેના જોડાણો અને તકનો પાયો જ્ઞાતિ છે પછી તે રાજપૂત અને કાયસ્થ વચ્ચે હોય કે ભૂમિહાર અને રાજપૂત વચ્ચે હોય. હમણાં ગામ બિહારમાં હિંસા અંગે એક પરિસંવાદ યોજાયો હતો તેમાં હું ગયો હતો. આ પરિસંવાદમાં ગામવિસ્તારમાં જે સંઘર્ષ થાય છે તે વિષે મેં જે

સાંભળ્યું તે જાણી મને દુ:ખ થયું. બિહારમાં નક્ષલવાદીઓ પણ જ્ઞાતિ સંઘર્ષનો આશરો લે છે. જમીનદારો સામે લડવા નક્ષલવાદીઓએ ગરીબ જ્ઞાતિના લોકોની સેના બનાવી છે. પણ જ્યારે જમીનદારો સાથેનો સંઘર્ષ ન હોય તે સમયે આ ગરીબ લોકોની સેનાઓ એક જ્ઞાતિ અને બીજી જ્ઞાતિના ધોરણે અંદરોઅંદર લડે છે, પરિણામે જ્ઞાતિ માટેનું તાદત્મ્ય અને જ્ઞાતિની સભાનતા અહીં ઘટયાં નથી, વધ્યાં છે.

વાસ્તવિક પરિસ્થિતિ જોતાં મારી દૃષ્ટિએ પછાતપણું નક્કી કરવા આર્થિક સ્થિતિ અને જ્ઞાતિ બન્નેનો સમન્વય કરવો જોઇએ. ઐતિહાસિક કારણોસર ઉપલી જ્ઞાતિને આમાંથી બાકાત કરવી. બાકી રહેલામાં જ્ઞાતિ અને વ્યક્તિનો વ્યવસાય બન્નેને સંયુક્ત રીતે માપદંડ તરીકે લેવા. ગુજરાતમાં ઔદ્યોગિકરણ અને બીજા આર્થિક વિકાસને કારણે કદાચ વ્યવસાય અને આર્થિક દરજ્જાને 'પછાત' ગણવાના માપદંડ તરીકે ગણી શકાય, પણ તે માપદંડ આખા દેશમાં લાગુ પાડી શકાય કે કેમ તેની મને શંકા છે.



# અનામતોની ભૂમિકા : પછાતપણું કે સામાજિક અન્યાય ?

ધીરુભાઈ શેઠ

અનુસૂચિત જાતિઓ અને જનજાતિઓ માટે અનામતોની જે જોગવાઈ ભારતના બંધારણમાં કરવામાં આવી છે, એવી જ જોગવાઈ બીજી 'સ્પૃશ્ય' પણ અતિપછાત જ્ઞાતિઓ માટે પણ થવી જોઈએ એવી માંગ બંધારણ લાગુ થયું ત્યારથી જ રહી હતી. પરિણામે કર્ણાટક, ગુજરાત અને અન્ય રાજયોમાં વત્તો-ઓછે અંશે આવી જોગવાઈઓ કરવામાં પણ આવી. નિષ્ણાતોની મદદથી આવી જ્ઞાતિઓને ઓળખી કાઢી તેમના માટે અનામતો કે બીજી વિશેષ સવલતો ફાળવવા માટે પંચો નીમી કાયદા ઘડવામાં આવ્યા. ઘણાં રાજયો કે જેમાં આવી જોગવાઈઓ પર્યાપ્તપણે કરવામાં ન આવી કે બિલકુલ ના કરી ત્યાં આંદોલનો અને પ્રતિ-આંદોલનો પણ થયાં. 'પછાત વર્ગો'ની આ માંગણીઓએ જયારે રાષ્ટ્રીયસ્વરૂપ પકડવા માંડ્યું ત્યારે ભારત સરકારે મંડળ કમિશનની નીમણૂંક કરી. આ કમિશનનો રીપોર્ટ જાહેર થયો ત્યારથી અનામતોનો પ્રશ્ન ખૂબ જ ચર્ચાસ્પદ અને ઉગ્ર બની રહ્યો છે.

ડૉ. આઈ. પી. દેસાઈએ એમના **અર્થાત્** (ગ્રંથ ૩, અંક ૪)ના લેખમાં આ સમગ્ર પ્રશ્નની વિશદ્ છણાવટ કરી છે. મારા આ લખાણનો હેતુ ઉપર્યુક્ત લેખમાંથી ઉદ્ભવતા કેટલાક મહત્ત્વના મુદ્દાઓની ચર્ચા કરવાનો, ને એમાં સમાયલા કેટલાક આંતરવિરોધોને પ્રકટ કરવાનો છે. આમ કરવું એટલા માટે જરૂરી છે કે આ લેખ અનામતોની વ્યવસ્થાને લગતા મૂળભૂત સવાલો ઉઠાવે છે અને સમાજપરિવર્તનના ક્ષેત્રે એક મહત્ત્વની ચર્ચાનું નિરૂપણ કરે છે. આ ચર્ચા આગળ ચાલે અને કેટલાક મૂળભૂત પ્રશ્નોનું સ્પષ્ટીકરણ થાય એ હેતુથી હું આ લેખ પર પ્રસ્તુત ટીપ્પણી કરવા પ્રેરાયો છું.

ટીપ્પણી કરતાં પહેલાં હું આ લેખ અંગેની મારી સમજ સંક્ષેપમાં રજૂ કરીશ.

અનામતોના પ્રશ્નને દેસાઈ સાહેબે સમાજ-પરિવર્તનના બૃહદ્ પરિપ્રેક્ષ્યમાં તપાસ્યો છે. છેલ્લા ત્રણ–ચાર દશકાઓમાં થયેલાં રાજકીય અને સામાજિક પરિવર્તનોના સંદર્ભમાં જોતાં તેઓ એવા નિષ્કર્ષ પર પહોંચ્યા છે કે પારંપારિક જ્ઞાતિપ્રથાનું વિઘટન થઈ રહ્યું છે. આજે જ્ઞાતિ એક સામૂહિક રાજકીય–સામાજિક સભાનતાના સ્વરૂપે જરૂર ટકી રહી છે અને અમુક અંશે તેનાં આંતરિક સંબંધો ને કાર્યો પણ જળવાઈ રહ્યાં છે. પણ તેનું આર્થિક–વ્યાવસાયિક સ્વરૂપ અને કોટીક્રમ પર આધારિત જ્ઞાતિ-જ્ઞાતિ વચ્ચેના સંબંધો ઘણા પરિવર્તિત થઈ ચૂક્યાં છે. આધુનિક વિકાસની પ્રક્રિયાએ વર્ણ–જ્ઞાતિ પર આધારિત પારંપારિક સમાજ-રચના ને અર્થવ્યવસ્થાના કિલ્લામાં મોટા ગાબડાં પાડયાં છે. પરિણામે પછાતપણાનો આધાર અને તેનું સ્વરૂપ પણ બદલાયું છે. બહોળા જનસમૂહોનું પછાતપણું જે અમુક વંશ પરંપરાગત જ્ઞાતિ-વ્યવસાય પર આધારિત હતું તે હવે આવક, વ્યવસાય અને શિક્ષણના અભાવપર આધારિત બનવા માંડયું છે. આ પરિવર્તનોના સંદર્ભમાં જો આપણે અનામતોનો વિચાર કરીએ તો લોકોનું પછાતપણું નક્કી કરવાનો જ્ઞાતિ નહીં પણ–આવક–વ્યવસાય-શિક્ષણનો અતિ અભાવ એ માપદંડ બનવો જોઈએ.

# અનામતોની ભૂમિકા

આ વિચાર દેસાઈ સાહેબની એક પૂર્વમાન્યતા પર આધારિત છે જેની સ્પષ્ટતા અહીં થવી જરૂરી છે. તેઓ પછાતપણાના પ્રશ્નને ઐતિહાસિકપણે નિર્ધારીત સામાજિક અન્યાયના પ્રશ્નથી જુદો પાડે છે, અને અનામતોને પછાતપણા સાથે જોડી દઈ જ્ઞાતિનો છેદ ઉડાવે છે. પરિણામે અનામતો સદીઓથી પીડાતી, કચડાયલી ને શોષિત એવી પછાત ગણાતી જ્ઞાતિઓના વર્ગસમૂહને આજની વિકાસ અને સમાજપરિવર્તનની પ્રક્રિયાઓમાં અનુભવવા પડતા સામાજિક અન્યાયો અને ભૌતિક અડચણો સામે રક્ષણ આપવાનું પણ સાધન છે એ વાત તેઓ સ્વીકારતા નથી. એમની દૃષ્ટિએ આવું રક્ષણ લોકોને જ્ઞાતિને આધારે આપવું એ જ્ઞાતિપ્રથાને રક્ષણ આપવા બરાબર છે. વાસ્તવમાં આવું રક્ષણ આમ ગરીબ અને પછાત લોકોને આપવા ચાહીએ તો પણ તે જ્ઞાતિને આધારે આપી શકાય એમ નથી એવું તેઓ માને છે. કેમકે, જ્ઞાતિ–ધંધો, જ્ઞાતિ–આવક, જ્ઞાતિ–શિક્ષણનું–ટૂંકમાં સામાજિક દરજ્જા ને આર્થિક સ્થિતિનું પારંપારિક જોડકાપણું આજે તૂટવા માંડ્યું છે. માટે, એમની દૃષ્ટિએ રક્ષણનો વિચાર કરવો હોય તો તે પણ ભૂમિહીન મજૂરો, બિન આવડતવાળા ને અભણ વ્યાવસાયિકો, અસંગઠિત ક્ષેત્રે કામ કરતા શહેરી મજૂરો ને એવા અન્ય આર્થિક–સામાજિક સમૂહોના સંદર્ભમાં કરવો જોઈએ, જ્ઞાતિના સંદર્ભમાં નહીં. એક વખત આવા માપદંડનો આપણે સૈદ્ધાંતિક સ્વીકાર કરી લઈએ તો તેના અમલીકરણના રસ્તાઓ–જેમાં મુશ્કેલીઓ જરૂર આવે–શોધી શકાય.

દેસાઈ સાહેબ માટે આ પ્રશ્ન માત્ર સમાજમાં જે વાસ્તવદર્શી પરિવર્તનો થયાં છે તેને અનુરૂપ રાજ્યની નીતિઓ બદલવા કે ઘડવા પૂરતો મર્યાદિત નથી. એમના માટે આ પ્રશ્ન મુખ્યત્વે સિધ્ધાંત અને મૂલ્યોનો છે. પછાત ગણાતી કોમો માટે જ્ઞાતિના ધોરણે અનામતોની જોગવાઈ એમની દૃષ્ટિએ આપણા બંધારણે પ્રતિપાદિત કરેલા જ્ઞાતિ ધર્મ નિરપેક્ષ સિદ્ધાંતની વિરુદ્ધ છે એટલું જ નહીં, પણ તે સમાજમાં જે બિન-સાંપ્રદાયીકરણની અનેકવિધ પ્રક્રિયાઓ ચાલી રહી છે તેને અવરોધરૂપ છે. આવું પગલું પ્રતિક્રિયાવાદી અને લાંબેગાળે પછાત વર્ગોની ચળવળો માટે હાનિકારક છે. છેલ્લા ત્રણ–ચાર દશકામાં જે પરિવર્તનો સાહજિકપણે જ્ઞાતિ–ધર્મનિરપેક્ષ સમાજરચનાની દિશામાં થઈ રહ્યાં છે તે સ્થગિત થશે. જ્ઞાતિને આધારે અનામતોની જોગવાઈથી ખરેખરા પછાતોનું પછાતપણું તો ભાગ્યે જ દૂર થશે પણ તે જ્ઞાતિપ્રથાને કાયદેસરતા બક્ષવાનું કામ જરૂર કરશે. આમ સમાજ જ્યારે અનેકાનેક કારણોસર જ્ઞાતિ આધારિત વ્યવસ્થામાંથી મુક્ત થઈ વર્ગઆધારિત વ્યવસ્થા તરફ ગતિ કરી રહ્યો છે ત્યારે પછાત વર્ગો માટે જ્ઞાતિના ધોરણે અનામતોની જોગવાઈ એમના મતે એક પ્રત્યાઘાતી પગલું છે.

દેસાઈ સાહેબના ઉપર્યુક્ત દૃષ્ટિબિન્દુ અને વિશ્લેષણમાં નિહિત ધ્યેયો, લક્ષ્યો અને મૂલ્યો સામે મારું સંપૂર્ણ તાદાત્મ્ય છે. પણ એ પ્રાપ્ત કરવા માટે આજની આર્થિક-સામાજિક સ્થિતિનું એમનું આકલન અને એના પર આધારિત અનામતો અંગેનાં એમનાં સૂચનો બંધારણે ને દેસાઈ સાહેબે પોતે નિર્ધારીત કરેલી સમાજપરિવર્તનની દિશા તરફ લઈ જનારાં મને લાગતાં નથી.

સૌ પહેલાં એ સ્પષ્ટતા કરવી જરૂરી છે કે અનામતોના પ્રશ્ન અંગે દેસાઈ સાહેબનું દૃષ્ટિબિન્દુ ચીલાચાલુ ઉચ્ચજ્ઞાતિ–મધ્યમવર્ગીય ઉદારમતવાદી નથી. તેઓ પછાત વર્ગો માટે અનામતોના પ્રખર હિમાયતી રહ્યા છે. સાથે સાથે, માત્ર મૂલ્યો પર આધાર રાખી એમણે પોતાનાં સૂચનો નથી કર્યાં. તથ્યોથી પર એવા મૂલ્યવિચારમાં એમણે કદી વિશ્વાસ નથી ધરાવ્યો. એવા વિચારવિલાસમાં તેઓ કદી રહ્યા નથી. અને કહેવાતું મૂલ્યનીરપેક્ષ વિશ્લેષણ એમની દૃષ્ટિમાં જાત વેચનાર સમાજશાસ્ત્રીનો ધંધો હતો. આ કારણસર, એમની આગવી વિશ્લેષણ પદ્ધતિ પર ધ્યાન જવું જરૂરી છે. મૂલ્યો–આદર્શો ને હકીકતોનું સામંજસ્ય

એમના સમાજ- વિશ્લેષણની એક ખાસ વિશિષ્ટતા રહી છે. ઉપર્યુક્ત લેખમાં એમનું વિશ્લેષણ મૂલ્યો અને તથ્યોને કેવાં સાંધે છે તે જોઈએ.

દેસાઈ સાહેબની દૃષ્ટિમાં એ મહત્ત્વની હકીકત છે કે આજના બદલાતા સમાજમાં કોઈ એક જ્ઞાતિસમૂહ એના સમગ્ર સભ્યોની ઉન્નતિ કે પછાતપણાનો દ્યોતક નથી રહ્યો. દરેક જ્ઞાતિનું વત્તોઓછે અંશે સામાજિક, આર્થિક, વ્યાવસાયિક અને શૈક્ષણિક વિઘટન થઈ ચૂક્યું છે. આજે વ્યક્તિની જ્ઞાતિ જાણવાથી આપણે એનાં આવક, ધંધો, શિક્ષણ અને સામાજિક દરજ્જા વિષે પણ ઠીક અનુમાન કરી શકતા નથી. જ્ઞાતિસમૂહની ઓળખ પણ આજે વંશપરંપરાગત ધંધાથી કે સર્વસ્વીકાર્ય એવા ઉંચ-નીચના સામાજિક દરજ્જાથી છતી થતી નથી. આવી ઓળખ વ્યક્તિ અને કુટુંબોએ ધારણ કરેલાં ઘણાં લેબલોમાંનું એક 'લેબલ' બની ગઈ છે. આ લેબલનું રાજકીય મહત્ત્વ વધ્યું છે પણ વર્ગીય માપદંડથી જોતાં એક જ્ઞાતિના સભ્યોની આર્થિક-સામાજિક સ્થિતિ કે હિતો કોઈ એક વર્ગમાં ગોઠવાઈ શકતાં નથી.

તથ્યોનો નિર્દેશ કરતાં તેઓ આગળ જણાવે છે કે ઊંચી ગણાતી જ્ઞાતિઓમાં ગરીબ, અભણ ને 'શુદ્ધ' ના ગણાતા ધંધા-ચાકરીઓમાં પડેલાં કુટુંબો ને વ્યક્તિઓનું પ્રમાણ આંકડાશાસ્ત્રની દૃષ્ટિએ અસરકારક (significant) ગણાય એટલું વધ્યું છે. જ્યારે નીચલી ગણાતી જાતિઓમાં શિક્ષણ પામેલા, ઉજળિયાત ગણાતા એવા નોકરી-ધંધા કરતા ને જમીન-જાગીર પ્રાપ્ત કરેલાઓનું પ્રમાણ પણ વિકસ્યું છે. જો માત્ર તથ્યોનો આધાર લઈએ તો આ વિવાદ સમાજપરિવર્તનની દિશા અંગેનો ન રહેતાં કેટલા વધારે કે કેટલા ઓછા પ્રમાણમાં આ પરિવર્તનો ઉપલી અને નીચલી જ્ઞાતિમાં થયાં છે એ મુદ્દા પર જ સ્થગિત થઈ જાય. દેસાઈ સાહેબ નિઃસંકોચપણે સ્વીકારે છે કે નીચલી ગણાતી જ્ઞાતિઓમાં શિક્ષણ, વ્યવસાય અને આવકનાં સાધનોનો વિકાસ પ્રમાણમાં હોવો જોઈએ તેથી ઘણો ઓછો છે અને ઉપલી જ્ઞાતિઓમાંથી આર્થિક-શૈક્ષણિક રીતે નીચે સરકી પડેલાઓનું પ્રમાણ નજીવું નથી તો ઘણું વધારે પણ નથી. પણ એમના માટે આ સવાલ ઓછા-વત્તા પ્રમાણનો કે આંકડાઓનો નથી. સવાલ છે પ્રક્રિયાનો, સમાજ-પરિવર્તનની દિશાનો. પરિવર્તનના આ પરિપ્રેક્ષ્યને અવગણીને જો આપણે આપણું ધ્યાન પ્રમાણોની માપણી ને આંકડાઓ પર જ સ્થિર રાખીએ તો આપણે એ જોવાનું ચૂકી જઈએ કે જ્યાં બાપદાદાના ધંધા બદલાયા નથી ત્યાં પણ ધંધાકીય સંબંધોમાં મૂળભૂત ને સૈધ્ધાંતિક ફેરફારો થઈ ગયા છે. જ્યાં જજમાની પ્રથા પર આધારિત સંબંધો હતા ત્યાં કરાર પર આધારિત સંબંધો વિકસી રહ્યા છે.

આમ જો પરિવર્તનની દિશા જ્ઞાતિવિઘટનની છે તો અનામતોનો આધાર જ્ઞાતિ બનાવીએ તો આ પ્રક્રિયામાં વિક્ષેપ આવે એટલું જ નહીં પણ જ્ઞાતિ-આધારિત અનામતોનો લાભ જે તે પછાત ગણાતી જ્ઞાતિઓના સાધન-સંપન્ન લોકો જ પામે, કેમકે તેમને લેબલોનો રાજકીય ઉપયોગ કરવાનું વધારે સારું આવડે છે ને તે ફાવી પણ ગયું છે. આમ કરવાથી આપણે નથી બિનસાંપ્રદાયિકતાનું મૂલ્ય જાળવી શકતા કે નથી પછાતપણું દૂર કરી શકતા. માટે તથ્યોને સમાજ પરિવર્તનની પ્રક્રિયાથી જૂદાં પાડીને તેમના યથાસ્થિત-સ્વરૂપમાં જોઈ ના શકાય. જનસમૂહોનું પછાતપણાનું કારણ આપણે પરિવર્તનની પ્રક્રિયામાં તપાસીએ તો પ્રમાણોની માપણી ને આંકડાનો પ્રશ્ન ગૌણ બની જાય છે. આજે કોઈ વ્યકિત ઉપલી જ્ઞાતિની હોવાથી ઉન્નત છે ને નીચલી જ્ઞાતિની હોવાથી પછાત છે એમ કહેવું મુશ્કેલ છે. આથી પછાતપણાનું મુખ્ય કારણ તેઓ શિક્ષણના અભાવ સાથે સંકળાયલા ખાસ પ્રકારના વ્યવસાયોમાં જુએ છે.

આજે ઘણા વ્યવસાયો જૂની અર્થવ્યવસ્થાના અવશેષરૂપ અને આધુનિક અર્થવ્યવસ્થાને સીમાડે આજીવિકાનાં અપર્યાપ્ત સાધનો તરીકે ટકી રહ્યા છે. આ વ્યાવસાયિકોને તેમના વ્યવસાયો સાથે સંલગ્ન

એવી તેમની જ્ઞાતિઓના નામે વિશેષ સવલતો આપવાથી આપણે તેમની સામાજિક સ્થગિતતાને વધુ દૃઢ બનાવીશું. આમ પછાતપણું જ્ઞાતિ નહીં પણ આજીવિકાના સાધન એવા અમુક પ્રકારના વ્યવસાયો સાથે જોડાયલું છે અને એ વ્યવસાયો શિક્ષણના અભાવ અને ઓછી આવકના પોષક છે. આવા આર્થિક રીતે સ્થગિત થઈ ગયેલા વ્યવસાયોમાં પડેલાં ને પરિણામે વ્યાવસાયિક કુશળતા ખોઈ ચૂકેલાં કુટુંબો અને વ્યક્તિઓ એમની જ્ઞાતિને કારણે નહીં પણ એમના વ્યવસાયોને કારણે સામાજિક ઉર્ધ્વગમનની સીડી પર ચઢવા માટે અશક્તિમાન છે. એમને આ સીડી પર ચઢાવવા માટે તેમના માટે વિશેષ તકો અને અનામતોની જોગવાઈ દેસાઈ સાહેબ આવશ્યક ગણે છે. પણ આવી જોગવાઈઓ નજીવી આવક ધરાવતા, અભણ ને આજની અર્થવ્યવસ્થામાં જેમના ધંધા-ચાકરીનું કશું ઉપજતું નથી એવાં કુટુંબો ને વ્યક્તિઓ માટે થવી જોઈએ, પછી તે ગમે તે જ્ઞાતિનાં હોય. આમ દેસાઈ સાહેબ બિનસાંપ્રદાયિકતાના મૂલ્યનું પ્રાધાન્ય સ્વીકારી તથ્યોના વિશ્લેષણમાં જાય છે, ને આ વિશ્લેષણને આધારે પ્રશ્નનું પુનઃ નિરૂપણ કરી તથ્યોને નવા સ્વરૂપે જુએ છે. સમાજ વિશ્લેષણની આ પ્રક્રિયા પર આધારિત એવાં નીતિ વિષયક સૂચનો કરે છે જે મૂલ્યો ને તથ્યો બન્ને સાથે સુસંગત હોય. મૂલ્ય, તથ્ય ને નીતિનું સામંજસ્ય સાધવાની સમાજ વિશ્લેષણની એમની આ પદ્ધતિ દાદ માંગી લે તેવી અને અનુસરણીય છે.

મને જે સવાલ મૂંઝવે છે તે દેસાઈ સાહેબનાં મૂલ્યો કે તેમણે અપનાવેલી સમાજ વિશ્લેષણ પધ્ધતિનો નથી. એ સવાલ છે બિનસાંપ્રદાયિકતા અને પછાતપણા અંગેની એમની બિનઐતિહાસિક વિભાવનાઓનો અને આ કારણસર જ અનામતોના પ્રશ્ન અંગેનો એમનો અભિગમ ટાળી ના શકાય એવા નવા પ્રશ્નો જરૂર ઉઠાવે છે પણ અનામતો અંગેનાં એમનાં નીતિ વિષયક સૂચનો સમાજ પરિવર્તન ને બિનસાંપ્રદાયિકતાને સમાનતાની દિશા તરફ વાળનારાં છે તે વાત ગળે ઉતરતી નથી.

બિનસાંપ્રદાયિકતાનો સવાલ દેસાઈ સાહેબ જુએ છે તે કરતાં મને થોડો વધારે જટિલ લાગે છે. જો આપણે એ સ્વીકારીએ કે પછાત જનસમૂહોના પછાત-પણાની ઓળખ અને તેમના માટે અનામતોની જોગવાઈ જ્ઞાતિના ધોરણે કરવાથી આપણે સાંપ્રદાયિકતાના સિદ્ધાંતને બહાલ કરીએ છીએ તો આપણા બંધારણમાં સિદ્ધાંતોનો મૂળભૂત આંતર વિરોધ છે, એ પણ સ્વીકારવું પડે. અનામતોની સમગ્ર જોગવાઈ સાંપ્રદાયિક ગણવી પડે પછી તેમાં અનુસૂચિતજાતિઓ અને જનજાતિઓ માટેની અનામતોનો અપવાદ ના કરાય, જે દેસાઈ સાહેબ કરે છે. આપણા બંધારણમાં જ્યારે એક તરફ રાજ્યના દિશાસૂચક સિદ્ધાંતો ને નાગરિકના મૂળભૂત અધિકારોને લગતા પ્રકરણોમાં બિનસાંપ્રદાયિક સિદ્ધાંતોનું પ્રતિપાદન થાય છે ત્યારે, દેસાઈ સાહેબનો તર્ક સ્વીકારીએ તો, બીજી તરફ અનુસૂચિત જાતિઓને જનજાતિઓ માટે અનામતોની જોગવાઈ સાંપ્રદાયિકતાનો સિદ્ધાંત સ્વીકારે છે. પણ આ અતિ સાદો તર્ક છે. આઝાદીના સમયે ભારતમાં જે સંકુલ આર્થિક સામાજિક પરિસ્થિતિ પ્રવર્તતી હતી જેનો સામનો આપણા બંધારણના ઘડવૈયાઓએ કરવો પડેલો તેનો ક્યાસ આવા તર્કથી ના આવી શકે. એક તરફ સૌને નાગરિક સ્વતંત્રતા ને સમાન અધિકારો અર્પવાની વાત હતી. તો બીજી તરફ આ સ્વતંત્રતા ને અધિકારો ધારણ કરી શકવાની યાચના. જે જનસમૂહો ઐતિહાસિક કારણોસર ખોઈ બેઠા હતા, તેમને વિશેષ અધિકારો ને સવલતો આપી પગભર કરવાની પણ હતી. આવી ખાત્રીઓ ને જોગવાઈઓ પાછળ આ જનસમૂહો સમાજ ને અર્થવ્યવસ્થાના નવા બિનસાંપ્રદાયિક પ્રવાહોમાં બીજાઓ સાથે બરાબરીના આધારે જોડાઈ શકે એ ધારણા મુખ્ય હતી. આ ઉદ્દેશને સિધ્ધ કરવા જનજાતિઓ ને કહેવાતી 'અસ્પૃશ્ય' જાતિ-ઓનું બંધારણમાં જ્ઞાતિને આધારે વર્ગીકરણ કરવામાં આવ્યું, અને અનામતોની જોગવાઈ માટે ખાસ જ્ઞાતિઓની નામાવલી પણ બનાવાઈ. આમ કાળે કરીને ઉપરછલ્લી દૃષ્ટિએ દેખાતો સિદ્ધાંતોનો આંતરવિરોધ ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં જેનાં સામાજિક પરિવર્તનથી

પરસ્પરપૂરક પ્રક્રિયાઓનું ચાલકબળ બની રહ્યો. આમ જનજાતિઓ અને 'અસ્પૃશ્ય' ગણાતી જાતિઓ માટે બંધારણમાં કરેલી અનામતોની જોગવાઈઓ એ તેમના પછાતપણાને દૂર કરવાનું સાધન માત્ર નહોતું. એક ઐતિહાસિક વિષમતાનો સ્વીકાર કરી તેને પહોંચી વળવા માટેનું પણ આ પગલું હતું.

બંધારણનું આ વિશ્લેષણ એટલા માટે જરૂરી છે કે તેમાંથી આજે આપણે પછાત જ્ઞાતિઓ માટેની અનામતોની જોગવાઈ અંગે નીતિવિષયક ધોરણોને આધારે શોધી શકીએ. આ દૃષ્ટિએ જોતાં ભારતના બંધારણમાં અનામતોની જોગવાઈ પાછળ જે એક ઐતિહાસિક સમજ છે તે સ્પષ્ટ થવી જરૂરી છે. તે એ છે કે અમુક ચોક્કસ જ્ઞાતિઓ અને જનજાતિઓના સમૂહોને પારંપારિક સમાજરચનામાં માનવીય હક્કો, રાજકીય–સામાજિક અધિકારો કે આત્મસન્માનિત જીવન જીવવાના ભૌતિક આધારોથી તદ્દન બાકાત રાખવામાં આવ્યા હતા. આથી એમના ઉત્થાનનો પ્રશ્ન માત્ર આર્થિક પછાતપણાનો નહોતો પણ સામાજિક વંચિતતાનો હતો. આ સામાજિક બહિષ્કૃતતા નીવારવાના એક સાધન તરીકે આ જાતિઓ માટે વિશેષ રાજકીય અને આર્થિક અધિકારોની જોગવાઈ કરવાનું વિચારાયેલું જેથી તેઓ સાંપ્રતસમાજમાં જોડાઈ શકે. જ્યાં સુધી તેમની સામાજિક વંચિતતાઓ દૂર ન થાય ત્યાં સુધી આ જાતિસમૂહો સાર્વત્રિક આર્થિક વિકાસની પ્રક્રિયામાં ભાગીદાર ન બની શકે એ અનામતો પાછળની મુખ્ય ગણતરી રહી છે.

આ જોગવાઈઓનાં પરિણામો આજે આપણી સમક્ષ છે. પૂર્વગ્રહયુક્ત વહીવટીતંત્ર અને સત્તારૂઢ ઉચ્ચજ્ઞાતિ આધારિત વર્ગો દ્વારા થતું અનામતોની જોગવાઈઓનું અપ્રામાણિક અમલીકરણ છતાં અનુસૂચિત જાતિઓને જનજાતિઓમાંથી પ્રમાણમાં હજી નાનો, પણ રાજકીય રીતે અસરકારક એવો શિક્ષિત, ધંધાદારી મધ્યમવર્ગ ઉભો થયો છે, જે દ્વિજ જાતિઓ પર રચાયલા પારંપારિક મધ્યમવર્ગની હરોળમાં આવીને ઊભો રહ્યો છે. કદાચ આજ કારણસર અનામતો આપણા પારંપારિક ઉચ્ચ જ્ઞાતિય મધ્યમવર્ગને આંખના કણાની જેમ ખૂંચે છે. પણ એ વાત નકારી શકાય એમ નથી કે અનામતોની જોગવાઈઓ દ્વારા ભારતનો મધ્યમવર્ગ સામાજિક રીતે વધુ બહોળો બન્યો છે. અને તેનું પારંપારિક સ્વરૂપ પણ બદલાયું છે અને જો આવી જ અનામતોની જોગવાઈ બીજી 'સ્પૃશ્ય' પણ પછાત જ્ઞાતિઓ માટે થાય તો પગલું વિશાળ મધ્યમવર્ગના નિર્માણની દિશામાં ભરાયું ગણાશે. સાંપ્રદાયિકતાની દિશામાં નહીં. તો હવે સવાલ એ થાય છે કે જ્યારે અનામતોની આવી જ બંધારણ પ્રમાણિત વ્યવસ્થામાં બીજી 'સ્પૃશ્ય' પણ અતિપછાત જ્ઞાતિઓને આવરી લેવાની વાત આવે છે ત્યારે જ આપણને તેની બિનસાંપ્રદાયિકતા વિશે સવાલ કેમ ઊઠે છે ? એવી દલીલ કરી શકાય કે બંધારણ ઘડાયું ત્યારે આ સ્પષ્ટતા નહોતી પણ હવે અમને અનુભવે એ તથ્ય લાધ્યું છે કે જ્ઞાતિઆધારિત અનામતો સાંપ્રદાયિક સમાજવ્યવસ્થાને મજબૂત બનાવે છે. જો આટલાં વર્ષે આપણને આ સૈદ્ધાંતિક તથ્ય લાધ્યું હોય તો જાગ્યા ત્યાંથી સવાર ગણી બિનસાંપ્રદાયિકતાના સિધ્ધાંતને અનુસરીને આપણે સમગ્ર અનામતોની નાબૂદી અંગે વિચારવું જોઈએ, માત્ર અતિપછાત જ્ઞાતિઓની અનામતો અંગે નહીં. જો જ્ઞાતિના ધોરણે અનામતોની જોગવાઈ કરવાથી સમાજમાં સાંપ્રદાયિક્તાનું તત્વ દઢ થતું હોય તો 'અસ્પૃશ્યતા'નું ધોરણ એથી પણ વિશેષ કુપરિણામો લાવનારું ગણાવવું જોઇએ. પછાતપણું દૂર કરવા રાજ્યની વિકાસ પ્રક્રિયાઓ પર અને સામાજિક અન્યાય સામે લડવા માટે બિનસરકારી ને જરૂર જણાયે બિનપક્ષીય સક્રિય રાજનૈતિક જૂથો પર આધાર રાખતાં શીખવું જોઈએ અને અનામતોની વાત સાવ છોડી દેવી જોઈએ.

પણ હકીકતમાં આવું નથી. પછાતપણાના ઘટ્ટસમૂહો ઐતિહાસિક રૂપે જાતિગત છે ને તે જ કારણે ક્ષૈત્રીય પણ છે. જ્યાં અનેકાનેક (આર્થિક, સામાજિક, રાજકીય અને સાંસ્કૃતિક) વંચિતતાઓ એક સાથે જામી પડેલી છે. આ અતિસઘન પછાતપણાની સ્થિતિને પીગળાવવા

બાધક છે તેટલે અંશે અનામતોનો સંબંધ પછાતપણું દૂર કરવા સાથે છે. આમ આ સંબંધ આડકતરો છે. જ્યારે પછાતપણાને વિકાસની પ્રક્રિયા સાથે સીધો સંબંધ છે ને અનામતોનો માનવઅધિકારોની પ્રક્રિયા સાથે.

પછાતપણું એ વિકાસની સાર્વત્રિક પ્રક્રિયાના ભાગરૂપે અસ્તિત્વ ધરાવતી એક સર્વદેશીય સ્થિતિ છે. બલકે, વિકાસની જે સામ્રાજ્યવાદી-મૂડીવાદી પ્રક્રિયા છે તે અમુક વર્ગોના પછાતપણાની જનક છે. સમગ્ર-વિશ્વમાં બહોળા પછાત સમૂહો આજે અસ્તિત્વ ધરાવે છે—ખાસ કરીને ત્રીજી દુનિયાના દેશોમાં જ્યાં બધે જ્ઞાતિ વ્યવસ્થા નહોતી. પણ ભારત સિવાયના બીજા દેશોમાં આ પછાતપણું તદ્દન બિનસાંપ્રદાયિક માળખામાં અસ્તિત્વ ધરાવે છે. એને પરખવા ને દૂર કરવા માટે બિનસાંપ્રદાયિક માપદંડો કામમાં લાગી શકે છે. પણ ભારતમાં સદીઓથી અર્થવ્યવસ્થા જ્ઞાતિપ્રથાના માળખામાં બંધાયલી રહી છે અને આજે પણ એ વ્યવસ્થામાં ઘણી જ્ઞાતિઓ એમના વ્યવસાયો સહિત સામાજિક રીતે જકડાયલી છે. આમ અહીં પછાતપણાનું મુખ્ય સ્વરૂપ આર્થિક ન રહેતાં સામાજિક રહ્યું છે. માટે એને પરખવાના ને દૂર કરવાના માપદંડો પણ ઐતિહાસિક-સામાજિક હોવા જરૂરી બન્યા છે. આ દૃષ્ટિએ વિચારતાં પછાતપણાનો પ્રશ્ન એ માત્ર પછાત-વર્ગોના વિકાસના પ્રશ્ન તરીકે ના જોઈ શકાય. ટૂંકમાં અનામતો એ વિકાસની યોજના નથી, પણ ઐતિહાસિક રીતે પ્રવર્તમાન સામાજિક અન્યાયો દૂર કરવાનું એક સાધન છે. આ અર્થમાં અનામતો પછાત જ્ઞાતિ-સમૂહોનું પછાતપણું દૂર કરવાનું પ્રત્યક્ષ સાધન નહીં પણ તેમ કરવા માટેની એક પૂર્વશરત જરૂર બની રહે છે.

આમ ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં જોતાં જો સામાજિક અન્યાય અમુક જ્ઞાતિઓને જ્ઞાતિઓ તરીકે જ થયો હોય અને થતો રહેતો હોય તો તે જ્ઞાતિના ધોરણે જ નાબૂદ કરી શકાય. અને એ નાબૂદ થાય તો આપણા સમાજમાં સાંપ્રદાયિકતાનું તત્ત્વ મજબૂત ન થાય, પણ ઢીલું પડે. તેમનુ પછાતપણું નીવારવાની પણ શક્યતા ઊભી થાય.

આમ જો આપણે અનામતોનો સીધો સંબંધ સામાજિક ન્યાય સાથે જોડીએ તો તેના અમલ માટે માત્ર શૈક્ષણિક ને વ્યાવસાયિક માપદંડો ટાંચા પડે છે. કેમકે આ માપદંડો સામાજિક વંચિતતા ને અન્યાયોની સ્થિતિને પહોંચી વળવા સમર્થ બનતા નથી. કહેવાતા બિનસાંપ્રદાયિક માપદંડો વ્યાવસાયિક, શૈક્ષણિક રીતે પછાત અને સામાજિક રીતે પણ વંચિત અને કચડાયલી નીચલી ગણાતી જ્ઞાતિઓને બાજુએ હટાવીને જ અમલમાં આવી શકે. આ પ્રકારના બિનસાંપ્રદાયિક માપદંડોનો અમલ વિકાસના ક્ષેત્રમાં થઈ જ રહ્યો છે ને તેનાં પરિણામો આપણને સુવિદિત છે. માર્જિનલ-ફાર્મર્સ, આઈ. આર. ડી. પી. એજન્સી લોનો ને બીજી વિકાસની અનેકવિધ યોજનાઓ ને પરિયોજનાઓનો લાભ લોકોને આપવા માટે 'બિનસાંપ્રદાયિક' માપદંડોનો જ ઉપયોગ થાય છે. આ યોજનાઓનો લાભ પછાતવર્ગોના ભાગરૂપ એવાં પણ ઉપલી જ્ઞાતિઓનાં કુટુંબોને, વ્યક્તિઓને નીચલી પછાત જ્ઞાતિઓની સરખામણીમાં ઘણા મોટા પ્રમાણમાં મળે છે તે અનેક સંશોધનોએ સાબિત કર્યું છે. વિકાસ એમને જ પહોંચે છે જેઓ સામાજિક પહોંચ ને લાગવગના વર્તુળોમાં હોય. આમ સંપૂર્ણતય 'બિનસાંપ્રદાયિક' માપદંડો સ્વીકાર-વાથી જે વિકાસના ક્ષેત્રે થઈ રહ્યું છે તે જ અનામતોના ક્ષેત્રે થાય.

દેસાઈ સાહેબની એક વાત સાથે હું સંપૂર્ણ સહમત છું કે અનામતો કે અન્ય મદદો ને સવલતો કે દાનધર્મપ્રેરિત કાર્યો દ્વારા પછાતપણાની કે સામાજિક અન્યાયની સ્થિતિ નાબૂદ નથી થઈ જવાની. આ ધ્યેયની પ્રાપ્તિ માટે અનામતો પોતાનામાં એક અપર્યાપ્ત પણ જરૂરી સાધન છે. બીજા રસ્તા ને સાધનોનો ઉપ-યોગ પણ સાથે સાથે થવો જરૂરી છે. જેમકે, પક્ષો અને બિનપક્ષીય પણ રાજકીય જૂથો દ્વારા સંઘર્ષો અને આંદોલનો, ને ખાસ કરીને કચડાયલા વર્ગોનાં

પોતાના સંગઠનો ને આંદોલનો.

આ બધું જ કહ્યા-કર્યા પછી પણ દેસાઈ સાહેબે ઉઠાવેલા મુખ્ય પ્રશ્નને લગતો મારો જવાબ હજુ સુધી અધૂરો જ રહે છે. તે એ છે કે જો જ્ઞાતિઆધારિત અનામતો બિનસાંપ્રદાયિકતાના સિદ્ધાંતને પ્રતિકૂલ નથી તો પછી આવી અનામતોની જોગવાઈ જાણે એક કાયમી વ્યવસ્થા હોય એવી કેમ બની ગઈ છે? આ સ્થિતિ સમાજનું પુન જ્ઞાતિકરણ નથી સૂચવતી? હું દેસાઈ સાહેબ સાથે સંપૂર્ણપણે સહમત છું કે જેમ અનામતની વ્યવસ્થામાં પ્રવેશનાં ધોરણો આપણે નક્કી કર્યાં છે તેમ તેમાંથી બહાર નીકળવાની પણ સ્પષ્ટ જોગવાઈઓ થવી જોઈએ. આ માટે દેસાઈ સાહેબે સૂચવેલા શિક્ષણ-વ્યવસાય-આવક આધારિત માપદંડો અને જ્ઞાતિઆધારિત માપદંડોનો સમન્વય આવશ્યક બને છે. તેમ કરવાથી અનામતોની નવી જોગવાઈઓ દ્વારા સમાજપરિવર્તનની પ્રક્રિયામાં બિનસાંપ્રદાયિકતા ને તેથી વિશેષ સામાજિક ન્યાયના સિદ્ધાંતો વધારે મજબૂત અને કાર્યાત્મક બની શકે.

ઉપર ચર્ચેલાં સામાજિક અને ઐતિહાસિક કારણોસર આપણે જો અનામતોની જોગવાઈ માટે પ્રથમ આધાર જ્ઞાતિનો રાખીએ અને જ્ઞાતિ-ક્ષેત્રવાર અતિપછાત જ્ઞાતિઓની નામાવલિ બનાવીએ અને ત્યાર બાદ આ જ્ઞાતિઓની અંદર દેસાઈ સાહેબે સૂચવેલા 'બિનસાંપ્રદાયિક' માપદંડો અનામતો માટે લાગુ કરીએ તો મારી દૃષ્ટિએ દેસાઈ સાહેબે ઉઠાવેલા બિનસાંપ્રદાયિકતા ને સમાનતાના પ્રશ્નનો ઉકેલ મળી રહે છે. જો શિક્ષણ-વ્યવસાય-આવક ઓળખી અને માપી શકાય એવાં ધોરણો હોય તો બધી અનુસૂચિત જાતિઓ, જનજાતિઓ અને વર્ગીકૃત પછાત જાતિઓમાં અનામતો માટે તે લાગુ થવાં જોઈએ. આમ થવાથી એમને માટે અનામતોમાંથી નીકળવાની જોગવાઈ પણ આપોઆપ થઈ જાય છે. આવક-વ્યવસાય-શિક્ષણની એક નિર્ધારીત રેખા પાર કર્યા પછી એ જ્ઞાતિઓનાં કુટુંબો અને વ્યક્તિઓને આ લાભ મળતા બંધ થઈ જાય. આમ જેટલે અંશે જ્ઞાતિઓનું વિઘટન થાય અને આર્થિક-શૈક્ષણિક પછાતપણું દૂર થાય એટલે અંશે તેઓ અનામતોની બહાર નીકળે.

આ માટે અનુસૂચિત અને પછાત ગણાતી જ્ઞાતિઓના ક્ષેત્રિય સર્વેક્ષણ સમયે સમયે થવાં જોઈએ. માની લો કે જ્યારે એક જ્ઞાતિસમૂહોનાં સાઠ ટકા કુટુંબો (આ જાદુઈ આંકડો કેટલો હોવો જોઈએ તે સમગ્ર દેશના વિકાસના સંદર્ભમાં નક્કી કરી શકાય) આવક-વ્યવસાય-શિક્ષણના પછાતપણાની રેખા (અને પરિણામે ગરીબીની રેખા પણ) વટાવી ચૂક્યાં હોય તો સમગ્ર જ્ઞાતિને અસૂચિત કે વર્ગીકૃત નામાવલિમાંથી રદ કરી શકાય. કેમકે એ જ્ઞાતિઓની ગરીબી ને પછાતપણાનું પ્રમાણ બીજી જ્ઞાતિઓના આ પ્રમાણની લગભગ બરોબર થઈ ગયું હોય. ત્યારબાદ આ નામાવલિમાંથી રદ થયેલ જ્ઞાતિઓના બાકી રહેલ ગરીબ-પછાત કુટુંબોનું પછાતપણું દૂર કરવા માટે તેમને અનામતો સિવાયની બીજી વિકાસની વિશેષ યોજનાઓમાં આવરી લેવાય. માત્ર એક સમય એવો આવે કે જ્યારે બધી જ્ઞાતિઓના ગરીબ-પછાત લોકો વિકાસની અને સમાજપરિવર્તનની અન્ય સર્વસાધારણ પ્રક્રિયાઓમાં સહભાગી બની શકે ને વિકાસના લાભોના પણ સરખા હકદાર બને અને કાળે કરીને અનામતો સૌને માટે અપ્રસ્તુત બને.



# જ્ઞાતિ, વર્ગ અને અનામત

ઘનશ્યામ શાહ

( ૧ )

આઈ. પી. દેસાઈની દલીલ તર્કબદ્ધ અને સચોટ છે. એમણે રજુ કરેલ કેટલીક મૂળભૂત વાત સાથે હું સંમત થાઉં છું. આ મુદ્દાઓ ટૂંકમાં નોંધી લઈએ.

( ૧ ) બિનસાંપ્રદાયિક સમાજની રચના માટે કોઈપણ સામાજિક સમૂહનું પછાતપણું નક્કી કરવા જ્ઞાતિ સિવાયના બીજા વિકલ્પનો વિચાર કરવો જોઇએ. જો જ્ઞાતિને પછાતપણાના એકમ તરીકે ગણીએ તો આપણે જ્ઞાતિપ્રથાને સ્વીકારીએ છીએ જે બંધારણના મૂળભૂત ખ્યાલમાં ઘા કરે છે.

( ૨ ) સમાજશાસ્ત્રીઓ એવું માને છે કે જ્ઞાતિપ્રથા શુદ્ધ–અશુદ્ધની ધરી પર રચાયેલી છે. ઊંચનીચનો કોટિક્રમ, ખાવા–પીવાની આપ-લે, કન્યાની આપ-લે અને વ્યવસાયની મર્યાદા વગેરે જ્ઞાતિનાં લક્ષણો જ્ઞાતિના પાયાના છૂત–અછૂત ખ્યાલમાંથી ઉભા થયા છે. નવી આર્થિક પરિસ્થિતિમાં આ લક્ષણો તૂટી ગયા છે અથવા ઝડપથી તૂટતા જાય છે. જ્ઞાતિ અને ધંધા વચ્ચેના સંબંધો તૂટયા છે, અને જ્યાં ચાલુ રહ્યા છે ત્યાં એ સંબંધો રૂઢિગત નથી રહ્યા, તે કરારજન્ય ( contractual ) બન્યા છે. આની વિગતે ચર્ચા મેં અન્યત્ર કરી છે. (જુઓ અર્થાત્, ગ્રંથ ૩, અંક ૩, જુલાઈ–સપ્ટેમ્બર ૧૯૮૪)

( ૩ ) મંડલ કમિશને જ્યારે જ્ઞાતિને પછાતપણાનું એકમ ગણ્યું ત્યારે એણે જ્ઞાતિના શુદ્ધ–અશુદ્ધના સિદ્ધાંતને કેન્દ્રમાં રાખ્યો અને એણે જ્ઞાતિ અને વર્ગ વચ્ચેના બદલાતા સંબંધો અને પરિબળો ધ્યાનમાં લીધાં નથી. કમિશને બિનહિંદુઓને પણ ધ્યાનમાં રાખ્યા નથી કારણ કે જ્ઞાતિ એના કેન્દ્રમાં હતી જે હિન્દુ સામાજિક વ્યવસ્થા છે. એટલે મંડલ કમિશને જે ભલામણો કરી છે તે યથાવત્ સ્વીકારવાની હું વિરૂદ્ધમાં છું.

આમ છતાંય આઈ. પી. દેસાઈ અને રાણે પંચના પછાતપણું નક્કી કરવાના વર્ગ અને વ્યવસાયના ધોરણ સાથે હું સંમત થઈ શકતો નથી. વાસ્તવિક સ્થિતિ એમને જેટલી સ્પષ્ટ લાગે છે તેટલી મને નથી લાગતી. મને સ્થિતિ ધૂંધળી દેખાય છે. એટલે જ્ઞાતિ અથવા વર્ગને બદલે જ્ઞાતિ અને વર્ગ બન્નેનો સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે વિચાર કરવો જોઈએ એક વાત સ્પષ્ટ કરૂં કે હું જ્ઞાતિને સામાજિક સમૂહના અર્થમાં જોઉં છું, હિન્દુ જ્ઞાતિ વ્યવસ્થાના ઊંચનીચના ક્રમમાં નહીં. આપણે ત્યાં આ સમૂહ જ્ઞાતિના નામે ઓળખાય છે એટલે સરળતા માટે હું જ્ઞાતિ શબ્દ વાપરું છું. જ્ઞાતિના સંદર્ભમાં ધાર્મિક ગ્રંથોના આધારે જે જ્ઞાતિ ઊંચી ગણાતી હોય પણ જે તે વિસ્તારમાં ઐતિહાસિક ભૂમિકાના આધારે તે સમૂહની આર્થિક–શૈક્ષણિક અને રાજકીય સ્થિતિ નબળી હોય તો તે સમૂહ પછાત ગણી શકાય, તે રીતે કહેવાતી નીચલી જ્ઞાતિ આગળ વધી હોય તો એને પછાત ન ગણાય. એટલે 'પછાતપણું' કાયમી ધોરણે નક્કી ન થાય. જે

કુટુંબ અનામતનો લાભ લઈ આગળ વધે તે કુટુંબના સભ્યો ભવિષ્યમાં અનામતનો લાભ લેવા પાત્ર ન બને. એટલે ડીશેડ્યુલીંગ થવું જોઈએ.

આઈ પી. દેસાઈ અને શાહ પંચનો સંદર્ભ મહત્ત્વનો છે અને ચર્ચા એના ક્ષેત્ર framework પૂરતી મર્યાદિત રહેવી જોઈએ. તેઓ વર્ગ–વ્યવસાયના ધોરણે પછાતપણું નક્કી કરવાનું કહે છે તે આજના રાજકીય–આર્થિક માળખામાં સિમિત છે. જે અનામત નોકરી અને ઉચ્ચ શિક્ષણમાં અનામત બેઠકોની વાત છે તે અત્યારે જે રાજ્ય અને સરકાર છે (વહીવટી-તંત્રનું માળખું એમાં આવી જાય) તેની પાસે માગવામાં આવે છે. આજના રાજકીય માળખાની બહાર નહીં. અલબત્ત, આઈ. પી. દેસાઈ એમના લેખમાં અને મંડલ કમિશન એના હેવાલમાં રાજકીય ચળવળ અને સંઘર્ષની વાત કરે છે પણ આ મુદ્દો આઈ પી. દેસાઈના તર્કબદ્ધ લખાણમાંથી ઉદ્‌ભવતો નથી. તે એક પાદટીપ તરીકે આવે છે. રાજકીય ચળવળ જુદી ચર્ચા માંગી લે છે. અહીં તો આજના રાજકીય–સામાજિક–આર્થિક માળખામાં રહીને ગરીબ–પછાત વર્ગના લોકો કેવી રીતે વધુ લાભ લઈ પોતાની આર્થિક સ્થિતિ સુધારી શકે તે વાત કેન્દ્રમાં છે. કોઈપણ પ્રકારની (જ્ઞાતિ કે વર્ગના ધોરણે) અનામત વ્યવસ્થા મોટા ગરીબ સમૂહની પરિસ્થિતિ સુધારી શકશે નહીં એ વાત મંડલ પંચે અને આઈ. પી. દેસાઈ બન્નેએ કરી છે.

( ૨ )

આઈ. પી. દેસાઈની મુખ્ય દલીલ એવી છે કે કોઈ પણ વ્યક્તિને વિકાસની તકો પ્રાપ્ત કરવામાં તે વ્યક્તિના કુટુંબનો વર્ગીય દરજ્જો અને વ્યવસાય નડતરરૂપ થાય છે, નહીં કે કુટુંબનો સામાજિક દરજ્જો. બીજી રીતે કહીએ તો કહેવાતા સામાજિક ઊંચો દરજ્જો ધરાવતા સમૂહની વ્યક્તિ જો નાના અને સીમાંત ખેડૂત વર્ગમાં હોય કે હજામ કે કડિયાનું કામ કરતી હોય કે ખેતમજૂરી કરતી હોય તો તેની વ્યક્તિની વિકાસની તકો એટલી જ મર્યાદિત છે જેટલી કહેવાતી નીચલી જ્ઞાતિની વ્યક્તિ તે વર્ગની કે તે વ્યવસાય કરતી હોય. આમ કરવામાં તેઓ જે તે સમૂહના સભ્યોની સમૂહ માટેની તાદાત્મ્યતાને મહત્ત્વ આપતા નથી અને તેઓ જે તે સમૂહની ઐતિહાસિક ભૂમિકાને પણ ધ્યાનમાં લેતા નથી. તેમને મન બધા જ સામાજિક સમૂહ એકસરખા છે. તેમની વાત વાસ્તવિક હકીકત સાથે કેટલે અંશે બંધ બેસે છે તે પહેલાં તપાસીએ અને ત્યારબાદ એમણે રજૂ કરેલ મુદ્દાઓની ચર્ચા કરીએ.

અહીં જે માહિતી પ્રસ્તુત છે તે ગુજરાતના બધા જ જિલ્લાઓને આવરી લેતા ૧૦૦ ગામો પૂરતી મર્યાદિત છે. કસબા અને શહેરોની પરિસ્થિતિ અંગે આજે આપણી પાસે જ્ઞાતિ–વર્ગના સંદર્ભમાં કોઈ માહિતી નથી. સૌથી પહેલાં આપણે જ્ઞાતિ અને વ્યવસાય, અને જેઓ ખેતી કરે છે તેમની જમીન માલિકી અંગે માહિતી તપાસીએ. આ માહિતીમાંથી નીચેના મુદ્દાઓ તરી આવે છે.

(અ) વાણિયા, બ્રાહ્મણ અને રાજપૂત સિવાયની બીજી કેટલીક ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓ સિવાયના બીજા બધા સામાજિક જુથોના મોટા ભાગના કુટુંબનો મુખ્ય વ્યવસાય ખેતી કે ખેતમજૂરી છે.

(બ) વાણિયા અને અન્ય ઉચ્ચ જ્ઞાતિના ઠીક ઠીક પ્રમાણમાં કુટુંબો વેપારમાં રોકાયેલા છે. બીજા સામાજિક સમૂહના લોકોની સરખામણીમાં તેમનું પ્રમાણ નોકરી અને સ્વતંત્ર વ્યવસાય (professional) જેવા કે વકીલ, ઇજનેર, ડોક્ટર વગેરેમાં વધારે છે. બીજા બધા કરતાં બ્રાહ્મણોનું પ્રમાણ નોકરીમાં ખૂબ વધારે છે. આ ક્ષેત્રમાં પાટીદાર અને કારીગર જ્ઞાતિ જેવી કે સુથાર, લુહાર, દરજી, કુંભાર વગેરે રાજપૂત કરતાં આગળ છે. કોળી અને બીજા પછાત કહેવાતા સમૂહો જેવા કે માછી, વાઘરી, ભરવાડ, વણઝારા વગેરે કુટુંબોમાંથી નોકરી કરનારની સંખ્યા ખૂબ જ જૂજ છે. કોળી કુટુંબોમાંથી ફક્ત ૨ ટકા કુટુંબો નોકરી પર આધાર રાખે છે;

જ્યારે ૧૩ ટકા બ્રાહ્મણ કુટુંબોનો મુખ્ય વ્યવસાય નોકરી છે.

(ક) ખેતી પર આધારિત કુટુંબોમાંથી પાટીદારોના ૭૫ ટકા કુટુંબો પાસે પાંચ એકરથી વધારે જમીન છે, જ્યારે કોળીમાં આવા કુટુંબો ૩૪ ટકા, હરિજનોમાં ૩૧ ટકા અને આદિવાસીઓમાં ૨૩ ટકા છે. જમીન માલિકી સાથે સિંચાઈની વ્યવસ્થા અને અન્ય સાધનોની માહિતી અત્યારે આપણી પાસે નથી; પણ મારું માનવું છે કે વધારે જમીન ધરાવતા પાટીદારો પાસે તેટલી જ જમીન ધરાવતા એ વિસ્તારના કોળી કે હરિજન ખેડૂત કરતાં ખેતીનાં સાધનો વધારે છે, એટલે સરખી જમીન હોય તેથી પાટીદાર અને કોળીની આર્થિક સ્થિતિ સરખી નથી.

(ડ) કારીગર જ્ઞાતિના, કોળી, વાઘરી, માછી જેવા પછાત સમૂહના અને મુસ્લિમ કોમના કુટુંબોમાંથી લગભગ ત્રીજા ભાગના કુટુંબો ખેતમજૂરી અને બીજી મજૂરી પર આધાર રાખે છે. આ સાથે એ નોંધવું જોઈએ કે ૭ ટકા પાટીદાર, ૫ ટકા વાણિયા અને ૪ ટકા બ્રાહ્મણ કુટુંબો પણ મજૂરી કરીને જીવન ગુજારે છે.

ટેબલ ૨ જ્ઞાતિ અને શિક્ષણ અંગે માહિતી આપે છે. કુટુંબમાં કોઈપણ એક વ્યક્તિએ સૌથી વધુ કેટલું શિક્ષણ મેળવ્યું છે તે માહિતીનું પૃથ્થકરણ કરવામાં આવ્યું છે ટેબલ બતાવે છે કે ૧૯ ટકા વાણિયા, ૧૪ ટકા બ્રાહ્મણ અને ૧૨ ટકા બીજી ઉપલી જ્ઞાતિના કુટુંબોમાંથી કમસે કમ એકાદ વ્યક્તિને કોલેજ શિક્ષણ મળ્યું છે પાટીદારો શિક્ષણની બાબતમાં વાણિયા, બ્રાહ્મણ કરતાં હજુ પાછળ છે. કારીગર જ્ઞાતિનું સ્થાન પાટીદાર જેવું છે. કોળી અને બીજી પછાત જ્ઞાતિઓમાં કોલેજ શિક્ષણની હજુ શરૂઆત થઈ છે. કોળીઓના ફક્ત બે ટકા કુટુંબોમાંથી કોઈ એક કે વધારે વ્યક્તિ કોલેજ સુધી શિક્ષણ મેળવી શકી છે. કોલેજ શિક્ષણમાં હરિજનોની સ્થિતિ કોળી અને બીજા પછાત વર્ગો કરતાં પ્રમાણમાં સારી છે. આદિવાસીઓએ ખૂબ લાંબી મંજીલ કાપવાની છે.

ટેબલ ૧ અને ૨ ને સાથે જોઈએ તો એક વાત સ્પષ્ટ તરી આવે છે કે હરિજનો સિવાય બીજી જે જ્ઞાતિઓમાં કોલેજનું શિક્ષણ પ્રમાણમાં વધારે છે તેમનું નોકરીમાં પણ પ્રમાણ વધારે છે. પણ હરિજનોમાં શિક્ષણ વધવાની માત્રામાં નોકરીનું પ્રમાણ બીજાની સરખામણીમાં વધ્યું નથી. અનામત બેઠકો હોવા છતાં.

હવે માની લઈએ કે જ્ઞાતિ મહત્ત્વની નથી, પણ વ્યવસાય અને જમીનમાલિકી જ મહત્ત્વની છે. એટલે કે સરખી આર્થિક સ્થિતિવાળા લોકો કોઈપણ જ્ઞાતિના હોય તો તે એકસરખા જ લાભ મેળવશે. આ મુદ્દાને તપાસવા અમે જમીનને અંકુશમાં રાખી એટલે કે સરખી જમીન ધરાવતા કુટુંબોની જ્ઞાતિ અને શિક્ષણ વચ્ચે સંબંધ તપાસવાનો પ્રયત્ન ટેબલ ૩માં કર્યો છે શું સરખી જમીન ધરાવતા બ્રાહ્મણ, વાણિયા અને કોળી અને વાઘરી કુટુંબોમાં ઉચ્ચ શિક્ષણનું પ્રમાણ સરખું છે? ટેબલ ૩ આ પ્રશ્નનો જવાબ નકારમાં આપે છે. ગરીબ બ્રાહ્મણ ખેડૂત કુટુંબોના ૭ ટકા કુટુંબોમાં, અને પાટીદારોના ૮ ટકા કુટુંબોમાં કમસે કમ એકાદ વ્યક્તિ કોલેજનું શિક્ષણ લઈ શકી છે; જ્યારે આ પ્રકારના ગરીબ કોળી, બીજી પછાત કોમોના ફક્ત ૨ ટકા કુટુંબોમાં કોલેજ શિક્ષણ પહોંચ્યું છે. પાટીદાર અને કોળી વચ્ચેનો તફાવત ચાર ગણો છે. અલબત્ત ઓછી જમીનવાળા કોળી ખેડૂત કરતાં વધારે જમીનવાળા કોળી ખેડૂત કુટુંબને ઉચ્ચ શિક્ષણ લેવાની તક વધારે છે, પણ તેની તક એટલી જ જમીનવાળા વાણિયા–બ્રાહ્મણ કે પાટીદાર કરતાં ઘણી ઓછી છે. બીજી રીતે કહીએ તો ૧૬ એકર કરતાં વધારે જમીન ધરાવતા પાટીદાર અને કોળી ખેડૂતને જીવનના વિકાસ માટે આજે સરખી તકો નથી. તે રીતે ગરીબ બ્રાહ્મણ ખેડૂત અને ગરીબ કોળી ખેડૂત વિકાસ માટે એકસરખી મર્યાદાઓ અનુભવતા નથી. બ્રાહ્મણ કે પાટીદાર ગરીબ ખેડૂત કે ખેતમજૂર કોળી કે માછી ગરીબ ખેડૂત કે ખેતમજૂર કરતાં લાભ મેળવવા ઓછા વિઘ્નો અનુભવે છે. આદિવાસીઓ અંગેના મારા

બીજા એક અભ્યાસમાં પણ આ વાતને અનુમોદન મળે છે. એક જ જિલ્લાની એકસરખી જમીન ધરાવતી બે આદિવાસી કોમોમાં શિક્ષણનું પ્રમાણ નોંધપાત્ર જુદું જોવા મળે છે. દાખલા તરીકે વલસાડ જિલ્લાના ખેત-મજૂર કોંકણા અને ધોડીયા જાતિના લોકોમાં અનુક્રમે ૧૨ અને ૩૫ ટકા શિક્ષણ છે. તેવો જ તફાવત ડાંગના ભીલ અને કુંકણામાં, પંચમહાલના પટેલિયા અને ભીલમાં, વડોદરા જિલ્લાના નાયકા અને ભીલમાં અને સુરત જિલ્લાના ચૌધરી અને ગામીતમાં જોવા મળે છે.

ઉપરની માહિતી એક વાત સ્પષ્ટ કરે છે કે આર્થિક રીતે ગરીબ બ્રાહ્મણ અને ગરીબ કોળી બીજી બધી બાબતમાં સરખા નથી. તેમની અસમાનતાનું કારણ જે તે જ્ઞાતિનો શુદ્ધ-અશુદ્ધતા ને આધારે રચાયેલ જ્ઞાતિનો દરજ્જો એમ હું નહીં કહું, પણ ઐતિહાસિક પરિબળોના કારણે આ બન્ને સમૂહના લોકોનું જુદા જુદા સમયે જે સામાજિક-આર્થિક અને રાજકીય માળખામાં જે સ્થાન હતું; અને તે સ્થાનને લીધે એમને જે તકો પ્રાપ્ત થઈ અને જે વાતાવરણ મળ્યું એ બધાની અસર-લાભ અને ગેરલાભ-આજે આ સમૂહના લોકોને મળે છે. આજે ગરીબ બ્રાહ્મણનું કુટુંબ ગામની વચ્ચે રહે છે, એની આજુબાજુ પ્રમાણમાં સુખી કુટુંબના લોકો રહે છે. બ્રાહ્મણને શિક્ષણ લેવાના સંસ્કાર છે. આપણે ઉપર જોયું તે પ્રમાણે (ટેબલ ૨) ફક્ત ૮ ટકા જ બ્રાહ્મણ કુટુંબો એવા છે કે જે કુટુંબમાંથી કોઈ ભણ્યું ન હોય, જ્યારે કોળીના ૩૫ ટકા, બીજી પછાત કોમોના ૪૬ ટકા અને આદિવાસીઓના ૪૭ ટકા કુટુંબોમાં પ્રાથમિક શિક્ષણ પણ હજુ પહોંચ્યું નથી. આજુબાજુના વાતાવરણને કારણે બ્રાહ્મણ બાળક કોળી બાળક કરતાં શિક્ષણની તક વધુ ઝડપથી લેશે. હમણાં તાજેતરમાં કુમાઉન યુનિવર્સીટીના વિદ્યાર્થીઓનો એક અભ્યાસ બતાવે છે કે બ્રાહ્મણ અને વૈશ્ય જ્ઞાતિના વિદ્યાર્થીઓ પછાત જાતિના વિદ્યાર્થીઓ કરતાં કોલેજની પરીક્ષામાં સારું પરિણામ લાવે છે, એટલે ગરીબ બ્રાહ્મણ, વાણિયા કે પાટીદારથી ગરીબ મોચી, વાઘરી, કોળી કે માછી કરતાં શિક્ષણ મેળવવાની શક્તિ અને તે માટે જરૂરી વાતાવરણ વધારે છે. હકીકતમાં સરકારની મદદ વગર ગરીબ વાણિયો કે બ્રાહ્મણ ઉચ્ચ શિક્ષણ મેળવી શકે છે, જ્યારે કોળી કે વાઘરી તે મેળવી શકતા નથી. અહીં યાદ રાખવું જોઈએ કે સરકારી સવલતોને કારણે હરિજનોમાં કોળી કે વાઘરી કરતાં ઉચ્ચ શિક્ષણનું પ્રમાણ વધ્યું છે. હરિજનોને અનામતના લાભ ન મળ્યા હોત તો તે આજે જે કંઈ થોડા ઘણા આગળ વધ્યા છે, ભોલના થયા છે તે ન થયા હોત.

જન્મજાતથી કોઈનું પછાતપણું નક્કી ન થાય તે સાચું, પણ વ્યક્તિ કઈ પરિસ્થિતિમાં કોને ત્યાં જન્મ લે છે એનાથી આજના માળખામાં એની જીવનની તકો નક્કી થાય છે. આપણે એ ભૂલવું ન જોઈએ કે આપણા સમાજમાં અમુક જ્ઞાતિના સમૂહે સેંકડો વર્ષો સુધી આર્થિક અને રાજકીય સત્તા ભોગવી છે; જ્યારે મોટા ભાગના બીજાએ શોષણ સહન કર્યું છે. જે સમૂહે સત્તા ભોગવી એને પોતાની સત્તા ચાલુ રહે તે માટેની વિચારસરણી અને જરૂરી સંસ્કારનું સિંચન કર્યું છે. આ આર્થિક અને વૈચારિક માળખામાંથી બહાર નિકળતાં નીચલા સ્તરના લોકોને વાર લાગે તે સ્વાભાવિક છે. આ સાથે બીજી વાત પણ નોંધવી જોઈએ કે જે સમૂહના મોટા ભાગના લોકો ધનિક (પ્રમાણમાં) તે સમૂહની વ્યક્તિને અમુક સંસ્કરો મળે, જે મોટાભાગના ગરીબ કુટુંબોવાળા સામાજિક સમૂહની વ્યક્તિને ન મળે. આ સંસ્કારો આપણને ગમે કે ન ગમે પણ માનસિક વલણો પર ઠીક ઠીક અસર કરે છે.

બદલાતી આર્થિક પરિસ્થિતિમાં જ્ઞાતિનું મૂળભૂત સ્વરૂપ બદલાયું છે, અને શુદ્ધ-અશુદ્ધતા કે ઊંચ-નીચનો કોટિક્રમ આર્થિક પ્રવૃત્તિઓ કરવા મહત્ત્વના રહ્યા નથી તે સાચું, પણ આને કારણે વર્ગનું અસ્તિત્વ આવ્યું છે તે કહેવું ઉતાવળ કરવા જેવું છે. અલબત્ત, પોતાના આર્થિક હિતને કેન્દ્રમાં રાખી લોકો એકબીજાના સંબંધ રાખે છે, પોતાના રોજબરોજના આર્થિક હિ

પ્રાધાન્ય આપે છે તે સાચું. આ વર્ગ પેદા થવાની પૂર્વ-શરત છે, પણ તેનાથી વર્ગનું નિર્માણ થયું છે તે બરોબર નથી. આર્થિક હિત માટેની જાગૃતિ અને વર્ગીય જાગૃતિ એકબીજાના પર્યાય નથી. જેવી રીતે આજની જ્ઞાતિ શુધ્ધ–અશુધ્ધ પર આધારિત ઊંચનીચના કોટિક્રમમાં વહેંચાયેલ નથી તેવી રીતે ઉત્પાદનના સાધનોની માલિકીને આધારિત લોકો વર્ગમાં વહેંચાયેલા જોવા મળતા નથી. પૃથક્કરણ માટે લોકોને જે તે વર્ગમાં વહેંચી શકાય પણ તે objective વર્ગ છે, વર્ગ માટેની સ્વજાગૃતિ–subjective નથી. જ્ઞાતિ તૂટે એટલે વર્ગ પેદા થાય; અને સમાન વર્ગના સભ્યો પોતાના આર્થિક હિતોને એક જ પરિપ્રેક્ષ્યમાં જુએ અને એકબીજા સાથે આત્મીયતા પેદા કરે તે થિયરી પૂરતું સાચું હોઈ શકે, પણ આપણી આજની વાસ્તવિકતા સાથે એને મેળ બેસતો નથી.

( ૩ )

મારો આઈ. પી. દેસાઈ સાથેનો મુખ્ય મતભેદ એ બાબત પર છે. એક તો એમને જ્ઞાતિજનોમાં પ્રવર્તતી પોતાનાપણાની ભાવના કે "આપણાવાળો છે" એટલે કે જ્ઞાતિપણાની સભાનતાને (આ સભાનતા કોટિક્રમના અર્થમાં નહીં) વિગતે તપાસી નથી. આ સભાનતા 'જૂઠી સભાનતા' કહીને એ વાતને બાજુ પર મૂકી છે. બીજું, એમને જેટલી વિગતથી જ્ઞાતિમાં થયેલ ફેરફારો અને મંડલ કમિશનની મર્યાદાઓ અંગે ચર્ચા કરી છે એના દશમા ભાગની પણ ચર્ચા પ્રવર્તમાન રાજકીય અને આર્થિક માળખા અંગે કરી નથી. તેઓ બંધારણના માર્ગદર્શક સિધ્ધાંતોને લઈ ને જ આગળ ચાલે છે.

જ્ઞાતિના પરંપરાગત લક્ષણો તૂટે છે તે વાત સાચી, પણ જ્ઞાતિના સભ્યો ભિન્ન ભિન્ન આર્થિક સ્થિતિ હોય તો પણ એકબીજાને 'પોતાના' ગણે છે; અને બીજી જ્ઞાતિના લોકોથી પોતાને જુદા ગણે છે. પોતાની જ્ઞાતિવાળા, આગળ આવે તે માન્યતા હજુ ઠીક ઠીક પ્રમાણમાં ઉંડી છે, અલબત્ત પોતાના આર્થિક હિતને નુકસાન કર્યા વગર. એટલે ઘણાં ભણેલાં લોકો જ્ઞાતિના મંડળોમાં શિક્ષણનું, સામાજિક સુધારણાનું કે સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનું કામ કરે છે, ઐતિહાસિક પરિબળોને કારણે કે સલામતીની શોધને પરિણામે કે સમાન રીતરિવાજો અને રહેણીકરણીને કારણે એક જ્ઞાતિના પણ જુદા જુદા આર્થિક સ્તરના લોકો પ્રમાણમાં એકબીજા માટે જલદી આત્મીયતા પેદા કરી શકે છે, જે એક જ સ્તરના પણ જુદી જુદી જ્ઞાતિના ખાસ કરીને પરંપરાગત તદ્દન ઊંચી અને નીચી જ્ઞાતિના લોકોમાં એકબીજા વચ્ચે આત્મીયતા પેદા કરવા જાગૃતપણે પ્રયત્ન કરવો પડે છે. એ જાણીતું છે કે કામેરી પક્ષોના યુનિયનોમાં પણ હરિજન અને બ્રાહ્મણ કામદાર સભ્ય તદ્દન સમાન ધોરણે કામદાર તરીકે સંબંધ જાળવતા નથી. કોમી રમખાણોમાં હિન્દુ અને મુસ્લિમ કામદારો એકબીજાના ગળા કાપે છે એ ક્યાં અજાણ્યું છે. ગુજરાતમાં કોળી, હરિજન અને બીજી પછાત જ્ઞાતિઓના કામદારોની સંખ્યા વાણિયા-બ્રાહ્મણ અને પાટીદાર કરતાં વધારે છે છતાંય મજૂર મંડળોમાં કામદાર નેતાઓ બ્રાહ્મણ અને પાટીદાર કોમના મોટી સંખ્યામાં જોવા મળે છે. રાજકીય પક્ષો જ્યારે લોકસભા, વિધાનસભા કે જિલ્લા પંચાયતની પક્ષના ઉમેદવારોને ટિકીટ આપે છે ત્યારે ઉમેદવારની જ્ઞાતિને મહત્ત્વ આપે છે, અને ચૂંટણી પ્રચારમાં 'આ આપણાવાળો છે' એમ કહી પ્રચાર કરે છે. (આ અપીલ મતદારોને કેટલે અંશે અસર કરે છે તે જુદો સવાલ છે.) કેટલીક જ્ઞાતિઓ કે જેમાં ધનિક સભ્યોની સંખ્યા પ્રમાણમાં વધારે હોય છે તેઓ તેમના મંડળો દ્વારા જ્ઞાતિના ગરીબસ્તરના વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ, પુસ્તકો, હોસ્ટેલ વગેરે સગવડ આપી ભણવા માટે પ્રોત્સાહન આપે છે. પણ જે જ્ઞાતિમાં ધનિક સભ્યોની સંખ્યા ઓછી હોય તેવી જ્ઞાતિના મંડળો હોય તો પણ જ્ઞાતિના ગરીબસ્તરના વિદ્યાર્થીઓને મદદ કરવાનું અઘરું હોય છે. કેટલીક વાણિયા, પાટીદાર અને બ્રાહ્મણ જ્ઞાતિના મંડળો પાસે લાખો રૂપિયા હોય છે, જ્યારે કોળી જ્ઞાતિના મંડળો પાસે પત્રવ્યવહાર કરવા માટે પણ પૂરતા પૈસા હોતા

નથી. આને પરિણામે વાણિયા, બ્રાહ્મણ, પાટીદાર જ્ઞાતિના ગરીબ કુટુંબના વિદ્યાર્થીને ઉચ્ચશિક્ષણ માટે ખાસ મુશ્કેલી પડતી નથી જેટલી કોળી કે વાઘરી વિદ્યાર્થીને પડે. એટલે જ્યાં સુધી જ્ઞાતિ મંડળોની પ્રવૃત્તિઓ પર પ્રતિબંધ ન મૂકાય, જ્યાં સુધી દરેક ગરીબ વિદ્યાર્થીને અભ્યાસ માટે હૉસ્ટેલ, પુસ્તકો અને બીજી મદદની વૈકલ્પિક વ્યવસ્થા ન ગોઠવાય અને જ્યાં સુધી રાજકીય પક્ષો જ્ઞાતિના પ્લેટફૉર્મનો ઉપયોગ કરવાનું બંધ ન કરે ત્યાં સુધી જ્ઞાતિની સભાનતાને પ્રોત્સાહન મળવાનું. ઉપરની સ્થિતિ ચાલુ રહે તો વર્ગીય ધોરણે અનામત વ્યવસ્થા ગોઠવવામાં આવે તો તે જ્ઞાતિપ્રથાને તોડી શકશે નહીં.

આ સંદર્ભમાં બીજી એક વાત પણ નોંધવી જોઈએ. આજે વહીવટી તંત્રમાં જેમનું વર્ચસ્વ છે તેવા ઊંચા હોદ્દા ધરાવનાર અધિકારીઓ મોટેભાગે વાણિયા, બ્રાહ્મણ કે પાટીદાર જ્ઞાતિના છે. આ અધિકારીઓમાંના મોટાભાગના જ્ઞાતિની કોઈને કોઈ પ્રવૃત્તિ સાથે ક્યારે ને ક્યારે સંકળાયેલા હોય છે. કેટલીક વખત જ્ઞાતિમંડળો એમનું જાહેર સન્માન પણ કરે છે, જ્ઞાતિના માસિકોમાં તેમના ફોટા અને તેમની બઢતી વગેરે અંગેના સમાચાર છાપે છે. પરિણામે સ્વાભાવિક રીતે જ આ અધિકારીઓની લાગણી પોતાની જ્ઞાતિના ગરીબ સ્તરના લોકો માટે બીજી જ્ઞાતિના ગરીબ કરતાં વધારે રહે. વળી જ્ઞાતિના આગેવાનો કે પોતાના સગાંસંબંધીઓ અધિકારીઓ પર ચિઠ્ઠી લખતા હોય છે કે "ચિઠ્ઠી લાવનાર ભાઈ કે બહેન આપણી જ્ઞાતિનો છે" અથવા "ચિઠ્ઠી લાવનાર ભાઇ કે બહેન બ્રાહ્મણ વિધવાનો છોકરો કે છોકરી છે." આવી ચિઠ્ઠીઓ, સંદેશા અને બીજા દબાણ ઉપરાંત અધિકારીનું પોતાનું જ્ઞાતિની વ્યક્તિઓ માટેની કુણી લાગણી સ્વાભાવિક રીતે જ જ્ઞાતિના ગરીબ ઉમેદવારો માટે પક્ષપાતી બની રહે.

બીજી બાજુએ અમલદારોનું નીચલી જ્ઞાતિના ઉમેદવારો માટે નકારાત્મક વલણ હોય છે. આપણને વારંવાર સાંભળવા મળે છે કે "આ OBC ( બીજા પછાત વર્ગો ) વાળા આવ્યા એટલે વહીવટી તંત્ર બગડે છે." અનુસૂચિત જાતિ અને જનજાતિના ઉમેદવારો મળતા હોય છતાંય 'અનામત' જગ્યા પર તેમને લેવામાં ન આવે અને આ જગ્યાઓ બે-ત્રણ વર્ષ પછી બિનઅનામત થઈ જાય અને ઉપલી જ્ઞાતિના લોકો લેવામાં આવતા હોય એવા ઘણા દાખલા જોવા મળે છે. દાખલા તરીકે ૧૯૭૫માં ૯૯૭૫ અનામત જગ્યાઓ બિનઅનામત બની હતી, અનુસૂચિત જાતિ અને જનજાતિના ઉમેદવારો મળી શકે તેમ હોય તો પણ. આ માટે જેટલા પુરાવા જોઈએ તેટલા પુરાવા અનુસૂચિત જાતિ અને જનજાતિના કમિશનરના દર વર્ષના હેવાલમાંથી મળે છે. આજે ભણેલ હિન્દુ યુવાનને એટલું જ ભણેલ મુસ્લિમ યુવાન કરતાં નોકરીમાં વધારે તક છે એ તો મુસ્લિમોનું સરકારી નોકરીઓમાં પ્રમાણ જોઈએ ત્યારે ખબર પડે છે. તેવું જ સ્ત્રીઓની બાબતમાં છે. સરખી લાયકાત અને અનુભવવાળા સ્ત્રી અને પુરૂષ ઉમેદવાર હોય તો પુરૂષ ઉમેદવાર પસંદગી પામે તેવી સામાન્ય છાપ છે. ૧૯૭૮માં જ્યારે બિહારમાં પછાતવર્ગ માટે જે અનામતની વ્યવસ્થા થઈ તેની સામે જે તોફાનો થયા ત્યારે રાષ્ટ્રીય અખબારોમાં જે કેટલાક લેખો પ્રસિદ્ધ થયા તેની દલીલો ભૂલવા જેવી નથી. એક તો આવડત-કુશળતા અને લાયકાત પ્રમાણે બિનસાંપ્રદાયિક સમાજની રચના થવી જોઈએ. આ દલીલ સામે આઈ. પી. દેસાઈએ પોતે જ વિગતે લખ્યું છે. બીજી દલીલ એવી થઈ કે ઉપલી જ્ઞાતિના લોકો વર્ષોથી નોકરી કરતા આવ્યા છે એટલે એમને બીજું કામ ફાવે નહીં; જ્યારે નીચલી જ્ઞાતિની ભણેલી વ્યક્તિઓ બીજું કામ પણ કરી શકે. આ દલીલોમાં બૌદ્ધિકોની એમની પોતાની જ્ઞાતિપણાની ગંધ આવે છે.

આ સાથે એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ. નોકરીઓની સંખ્યા અને વ્યાવસાયિક શિક્ષણમાં પ્રવેશ મેળવવા માટેની જગ્યાઓ ઉમેદવારના પ્રમાણમાં ખૂબ મર્યાદિત છે, જે બધા જ લાયકાત ધરાવતા ગરીબ ઉમેદવારોને સંતોષી શકે નહીં. દાખલા તરીકે ગુજરાતમાં મેડીકલ

કોલેજમાં ૭૦૦ જગ્યા છે, તેમાંથી માનીએ કે ૨૦ ટકા જગ્યાઓ એટલે કે ૧૪૦ જગ્યા વ્યવસાય અને વર્ગના ધોરણે ગરીબ કુટુંબો માટે અનામત રખાઈ હોય. આ અનામત બેઠકો માટે માનો કે ૬૦૦ લાયકાત ધરાવતા ૬૦ ટકાથી ઉપર માર્ક્સ મેળવનાર-વિદ્યાર્થીઓની અરજીઓ આવે જેમાં ૪૦૦ જેટલા વાણિયા, બ્રાહ્મણ અને પાટીદાર વિદ્યાર્થીઓ હોય અને બાકીના ૨૦૦ બીજી જ્ઞાતિના વિદ્યાર્થીઓ હોય તો શું થાય? મને ભય છે કે ૧૪૦ અનામત બેઠકોમાંથી ૧૨૦ જેટલી બેઠકો વાણિયા-બ્રાહ્મણ-પાટીદારના ગરીબ વિદ્યાર્થીઓને મળે. કદાચ ૬૦ ટકા પછીની ટકાવારીની હરીફાઈમાં આ વાણિયા-બ્રાહ્મણ-પાટીદાર વિદ્યાર્થીઓ બીજા કરતાં વધારે આગળ હોઈ શકે. આવી પરિસ્થિતિ નોકરીઓ માટે થાય. ગુજરાતમાં ૧૯૮૨ના આંકડા પ્રમાણે ૩ લાખ શિક્ષિત બેકારો રોજગાર વિનિમયના દફતરે નોંધાયેલા છે. માનો કે ગુજરાતમાં રાજ્ય સરકાર દર વર્ષે ૧૦,૦૦૦ નવી સરકારી જગ્યાઓ ઊભી કરે જેના માટે કોલેજનું શિક્ષણ જરૂરી લાયકાત હોય, જેમાંથી ૨૦ ટકા એટલે કે ૨૦૦૦ જગ્યાઓ વ્યાવસાય વર્ગના ધોરણે અનામત રખાય. એક અંદાજ મુજબ કોલેજ સુધી ભણેલા ગરીબ વર્ગના ૩૦૦૦ બ્રાહ્મણ-વાણિયા અને બીજી ઊંચી જ્ઞાતિના, ૩૦૦૦ પાટીદાર, ૪૦૦ કોળી અને ૪૦૦ બીજી જ્ઞાતિના વિદ્યાર્થીઓ દર વર્ષે નોકરીના બજારમાં આવે છે. આ ૬૮૦૦ ઉમેદવારોમાંથી ૨૦૦૦ પસંદ કરવાના હોય તો ૧૭૦૦ થી ૧૮૦૦ જેટલા વાણિયા-બ્રાહ્મણના ઉમેદવારો કોલેજ ભણેલાઓમાં તેમની મોટી સંખ્યાને કારણે, તેમની ઉપર સુધીની ઓળખાણને કારણે અને અધિકારીઓની એમના માટેની કુણી લાગણી વગેરે કારણે-પસંદગી પામે. પરિણામે આઈ. પી. દેસાઈ જે ધોરણે અનામત વ્યવસ્થા સૂચવે છે તેમાં ગરીબ વાણિયા, બ્રાહ્મણ, પાટીદારને જરૂર લાભ થાય, પણ ગરીબ કોળી, માછી, વાઘરી, ભોઈ, સૈયદ, વણઝારા, ભરવાડ વગેરે રહી જાય. એક તો આજે પણ એમનામાં ઉચ્ચ-શિક્ષણનું પ્રમાણ ખૂબ ઓછું છે અને જે માંડ માંડ ભણે તે વાણિયા, બ્રાહ્મણ, પાટીદાર સાથે હરીફાઈમાં ટકી ન શકે.

અલબત્ત, આજે જે જ્ઞાતિના ધોરણે અનામત છે એને કારણે નીચલી જ્ઞાતિના ઉપલા વર્ગને ફાયદો થયો છે. નીચલી જ્ઞાતિનો નીચલો વર્ગ રહી ગયો છે. જો કે આજના આર્થિક માળખામાં આ પ્રક્રિયા સ્વાભાવિક છે અને એના માટે આંસુ પાડવાની જરૂર નથી; પણ આ પ્રક્રિયાને પરિણામે નોકરી કરતો મધ્યમવર્ગ પચરંગી બનતો ચાલ્યો છે. ૩૦ વર્ષ પહેલાં ગુજરાતનો મધ્યમવર્ગ એટલે મુખ્યત્વે વાણિયા-બ્રાહ્મણ અને પાટીદાર. અનામત નોકરીઓને કારણે એમાં આદિવાસી, હરિજનો અને બીજી જ્ઞાતિના લોકોનો ઉમેરો થયો. આ પ્રક્રિયા બિનસાંપ્રદાયિક સમાજના ઘડતરમાં એક આગળ વધવાનું પગલું છે તે પૂરતું નથી એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. હવે જો ફક્ત વ્યવસાય અને વર્ગના ધોરણે અનામત વ્યવસ્થા દાખલ કરવામાં આવે તો આજે જે આર્થિક વિષમતાને કારણે વાણિયા-બ્રાહ્મણ-પાટીદારોમાં જે સ્તરીકરણ થઈ રહ્યુ છે તે વધવાને બદલે ઘટે. આજે પણ ગરીબ વાણિયા-બ્રાહ્મણની વ્યક્તિ પોતાની જ્ઞાતિની ધનિક વ્યક્તિ સાથે માનસિક નજીકતા અનુભવે છે, તેમાં વધારો થાય. બીજી બાજુએ, નવી સૂચિત અનામત વ્યવસ્થાને કારણે નીચલી જ્ઞાતિના ગરીબ વર્ગને લાભ મેળવવાની શક્યતા નહિવત બને જે આજે પણ નહિવત છે, પણ નીચલી જ્ઞાતિના ઉપલા વર્ગને જે લાભ આજની વ્યવસ્થામાં મળે છે તે બંધ થાય. એટલે નીચલી જ્ઞાતિના ગરીબ અને ધનિક સરકારી નોકરીઓમાંથી બાકાત રહે. આજે નીચલી જ્ઞાતિઓમાં અનામતને કારણે (ઘણા કારણોમાંનું એક) જે સ્તરીકરણ થઈ રહ્યું છે તે પ્રક્રિયા અટકે. અત્યારની વ્યવસ્થામાં ઉપલી જ્ઞાતિના ઉપરના વર્ગને તો લાભ મળે જ છે તે ચાલુ રહે, અને તેમના નીચલા વર્ગને લાભ મળે. ટૂંકમાં આ સૂચિત અનામત વ્યવસ્થાથી ઉપલી જ્ઞાતિના ઉપરના અને નીચેના વર્ગને લાભ મળે. આ પ્રક્રિયા બિનસાંપ્રદાયિક સમાજની રચનાને વેગ આપવાને બદલે અવરોધે. આઈ. પી. દેસાઈ આ ન ઇચ્છે.

રાણે પંચની ભલામણોની જે વિગતો છાપાઓમાં આવી અને એના જે પ્રતિભાવો જે સ્તરમાંથી આવ્યા તે જોઈએ તો મારો ડર સાચો પડે તેવું લાગે છે. અત્રે યાદ રાખવું જોઈએ કે ૧૯૮૧ના અનામત વિરોધી આંદોલનમાં ગરીબાઈના ધોરણે અનામત રહેવું જોઈએ એવી દલીલ ઉપલી જ્ઞાતિના બૌદ્ધિકો તરફથી જોરદાર રીતે કરવામાં આવી હતી. જ્ઞાતિના ધોરણે અનામત બિનસાંપ્રદાયિક સિદ્ધાંતનો છેદ ઉડાવે છે તેવી દલીલો તેઓ કરતા હતા. અહીં ભાગ્યે જ કહેવાની જરૂર છે કે આ દલીલ બિનસાંપ્રદાયિકતાને મજબૂત કરવા માટે ન હતી. એમને અત્યાર સુધી જ્ઞાતિના ફલકમાં જ પક્ષોની ટિકીટો, રાજ્યસત્તાના હોદ્દાઓ અને નોકરીઓની વહેંચણી કરી છે. ગુજરાતના સંસ્કાર અને મૂલ્યોની વાતોનો એમનો સંદર્ભ ફક્ત વાણિયા–બ્રાહ્મણના સંસ્કાર પૂરતો જ મર્યાદિત રહ્યો છે. આજે પણ ગુજરાતી સાહિત્ય આ વર્ચસ્વ ધરાવતા સાંસ્કૃતિક મૂલ્યોથી બહાર આવી શક્યું નથી અને છતાંય આ બધામાં અમને કોઈ સાંપ્રદાયિકતા–જ્ઞાતિવાદ દેખાતો નથી. આજ બૌદ્ધિકો જ્ઞાતિના ધોરણે અનામત પ્રથાનો વિરોધ કરે છે. બીજા અર્થમાં તેમને પોતાની જ્ઞાતિના ગરીબ કુટુંબોની બીજી જ્ઞાતિના ગરીબ કુટુંબો કરતાં વધારે પડી છે. એટલે જ તેઓએ રાણે પંચની ભલામણોને આવકાર આપ્યો છે. મને ખબર છે કે આઈ. પી. દેસાઈ આ બૌદ્ધિકો સાથે જરાપણ બેસી શકે તેમ નથી.

છેલ્લે ચળવળ અને સંઘર્ષ અંગે બે શબ્દ. કેટલાકની એવી દલીલ છે કે અનામત વ્યવસ્થા જ્ઞાતિપ્રથાને પુષ્ટિ આપે છે અને શોષિત વર્ગને વિભાજીત કરી વર્ગ સંઘર્ષની વચ્ચે આવે છે. આ તદ્દન બિનપાયાદાર વાત છે તેમ હું બેધડક નહીં કહું. પણ આ માટે અનામત વ્યવસ્થા મુખ્યત્વે જવાબદાર છે એમ હું માનતો નથી. ગુજરાતમાં ૧૯૭૮ સુધી આદિવાસી, હરિજનો સિવાય બીજી જ્ઞાતિઓ માટે અનામત વ્યવસ્થા ન હતી. આમ છતાં નીચલા વર્ગના વર્ગીય ધોરણે કેટલા સંગઠનો અને ચળવળો થઈ? ૧૯૭૮ સુધી શું ગુજરાતમાં જ્ઞાતિવાદ ન હતો કે આજના કરતાં વધારે નબળો હતો? એવું તો ન હતું. એટલે અનામતને કારણે ચળવળો થતી નથી તે દલીલ બિનપાયેદાર છે.

ફક્ત જ્ઞાતિના ધોરણે રાજ્યવહીવટ ચલાવે તે બિનસાંપ્રદાયિક સમાજરચનાના સિદ્ધાંતની વિરુદ્ધ છે તેમાં મતભેદ નથી. પણ આપણે જે આજની પ્રવર્તમાન આર્થિક-રાજકીય વ્યવસ્થામાં રહી પરિવર્તનની વાત કરીએ છીએ; અને જે ઐતિહાસિક પરિબળોનો વારસો આપણને મળ્યો છે તેમાં પરંપરાગત નીચલી જ્ઞાતિઓ જે સૈકાઓથી છેવાડે રહી ગઈ છે. એમનો વિચાર ન કરીએ તો આપણી થીયરી થીયરી રહે; એ સમાજ પરિવર્તનનું સાધન ન બને.

મારી દષ્ટિએ અનામત વ્યવસ્થા નીચલા સામાજિક સમૂહોના નીચલા વર્ગ પૂરતી મર્યાદિત રહે અને જે કુટુંબોને અનામત વ્યવસ્થાનો લાભ મળે તેમને ડીસેડયુલીંગ કરવા. વળી જ્યારે નીચલા સામાજિક સમૂહની વાત કરું છું ત્યારે કોઈ એક સામાજિક જૂથ-જ્ઞાતિને ગુજરાત વ્યાપી ન ગણવી. આખરે જ્ઞાતિનો સંદર્ભ સ્થાનિક ગામ અને જિલ્લા કક્ષાનો છે. દાખલા તરીકે કોળી પછાત ખરા, પણ દક્ષિણ ગુજરાતના કોળી એટલા પછાત નહીં જેટલા ખેડા જિલ્લાના અને સૌરાષ્ટ્ર વિસ્તારના. તે રીતે બધા રાજપૂતને ઉપલી જ્ઞાતિના ગણી અનામત વ્યવસ્થાની બહાર ન રાખી શકાય. આર્થિક અને શૈક્ષણિક દષ્ટિએ તેઓ કહેવાતી ઉપરની જ્ઞાતિ કરતાં ઘણા પાછળ છે. એટલે સ્થાનિક પરિસ્થિતિને ઐતિહાસિક સંદર્ભમાં જોઈ જે તે જ્ઞાતિને અનામતમાં રાખવી કે ન રાખવી તે નક્કી કરવું. આ અઘરું છે, પણ અશક્ય નથી. આમ થાય તો નીચલી જ્ઞાતિઓમાં વિભાજન થશે, ઉપલી જ્ઞાતિઓમાં થઈ રહ્યું છે, એટલે જ્ઞાતિ એક સંગઠન તરીકે તોડવા માટે આ બીજા ઘણાં સાધનો સાથે પૂરક બને. ○

**ટેબલ ૧ : ગામ ગુજરાતમાં વ્યવસાય, જમીનમાલિકી અને જ્ઞાતિ**

| સામાજિક જૂથ | વ્યવસાય: નિવૃત્ત બેકાર | વ્યવસાય: વકીલ ડોકટર ઈજનેર વ. | વ્યવસાય: નોકરી | વ્યવસાય: વેપાર | વ્યવસાય: ખેતી અને ખ.મજૂરી | વ્યવસાય: ખેતી | વ્યવસાય: અન્ય | કુલ ટકા | જમીનમાલિકી: ૧–૫ એકર | જમીનમાલિકી: ૫–૧૫ એકર | જમીનમાલિકી: ૧૬ એકર કે વધારે | સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| બ્રાહ્મણ | ૧૬ | ૨ | ૧૧ | ૩ | ૪ | ૫૨ | ૧૨ | ૧૦૦ | ૪૧ | ૩૨ | ૨૭ | ૨૯૮ |
| વાણિયા | ૧૪ | ૧ | ૫ | ૪૫ | ૫ | ૩૦ | — | ૧૦૦ | ૫૫ | ૨૪ | ૨૧ | ૧૧૪ |
| રાજપૂત | ૭ | * | ૨ | ૧ | ૧૫ | ૭૨ | ૨ | ૧૦૦ | ૪૨ | ૩૫ | ૨૩ | ૧૯૬૩ |
| બીજી ઉચ્ચ જ્ઞાતિઓ | ૧૫ | ૧ | ૯ | ૩૧ | ૧૩ | ૨૬ | ૪ | ૧૦૦ | ૪૬ | ૪૨ | ૧૨ | ૬૮ |
| પાટીદાર | ૬ | ૧ | ૩ | ૧ | ૭ | ૮૧ | ૧ | ૧૦૦ | ૨૫ | ૪૨ | ૩૩ | ૧૯૨૩ |
| કોળી | ૮ | * | ૨ | * | ૨૪ | ૬૨ | ૩ | ૧૦૦ | ૬૬ | ૨૩ | ૧૧ | ૩૦૯૧ |
| બીજી પછાત જ્ઞાતિઓ | ૭ | * | ૨ | ૧ | ૩૩ | ૪૫ | ૧૨ | ૧૦૦ | ૪૩ | ૪૧ | ૧૦ | ૧૬૪૪ |
| હરિજન | ૭ | * | ૨ | * | ૩૯ | ૪૩ | ૮ | ૧૦૦ | ૬૯ | ૨૬ | ૫ | ૧૬૯૨ |
| આદિવાસી | ૪ | * | ૧ | * | ૨૧ | ૬૭ | ૫ | ૧૦૦ | ૭૭ | ૨૧ | ૨ | ૩૨૭૨ |
| મુસ્લિમ | ૭ | * | ૨ | ૯ | ૩૫ | ૪૪ | ૩ | ૧૦૦ | ૩૬ | ૪૫ | ૧૯ | ૬૮૫ |
| અન્ય | ૧૭ | – | ૯ | ૩ | ૩૮ | ૩૦ | [illegible] | ૧૦૦ | ૬૬ | ૧૭ | ૧૭ | ૬૬ |

* ૦·૫ ટકાથી ઓછા

અર્થાત્

### ટેબલ ૨ : જુદી જુદી જ્ઞાતિના કુટુંબોમાં સૌથી વધુ શિક્ષણ

(ટકા)

| શિક્ષણ | બ્રાહ્મણ | વાણિયા | રાજપૂત | બીજી ઉપલી જ્ઞાતિઓ | પાટીદાર | કારીગર જ્ઞાતિઓ | કોળી | બીજી પછાત જ્ઞાતિઓ | હરિજન | આદિવાસી | મુસ્લિમ | બીજા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નિરક્ષર | ૮ | ૮ | ૧૫ | ૪ | ૬ | ૧૧ | ૩૫ | ૪૬ | ૨૭ | ૪૭ | ૨૪ | ૧૨ |
| પ્રાથમિક | ૩૯ | ૩૪ | ૫૨ | ૪૧ | ૪૬ | ૫૨ | ૪૪ | ૪૨ | ૪૮ | ૩૮ | ૪૭ | ૩૪ |
| માધ્યમિક | ૩૮ | ૩૯ | ૨૮ | ૪૩ | ૪૧ | ૩૦ | ૧૯ | ૧૦ | ૧૯ | ૧૩ | ૨૬ | ૪૮ |
| કૉલેજ | ૧૪ | ૧૯ | ૫ | ૧૨ | ૭ | ૭ | ૨ | ૨ | ૬ | ૨ | ૩ | ૬ |
| કુલ ટકા | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| સંખ્યા | ૨૯૯ | ૧૦૪ | ૧૯૫૨ | ૬૮ | ૧૮૮૧ | ૮૫૧ | ૩૦૮૮ | ૧૫૮૩ | ૧૭૦૦ | ૩૨૬૮ | ૬૪૧ | ૬૭ |

**ટેબલ ૩ : જ્ઞાતિ અને જમીનમાલિકીના ધોરણે કુટુંબમાં કોલેજ શિક્ષણ**

| | બ્રાહ્મણ | વાણિયા | રાજપૂત | બીજી ઉપલી જ્ઞાતિઓ | પાટીદાર | કારીગર જ્ઞાતિઓ | કોળી | બીજી પછાત જ્ઞાતિઓ | હરિજન | આદિવાસી | મુસ્લિમ | અન્ય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જમીન વગરના | ૨૪ (૧૦૧)* | ૨૦ (૭) | ૭ (૩૬૮) | ૧૧ (૪૬) | ૧૨ (૨૨૧) | ૮ (૩૫૯) | ૧ (૮૫૮) | ૩ (૮૭૬) | ૬ (૮૬૫) | ૧ (૯૫૪) | ૨ (૩૮૨) | ૫ (૪૧) |
| ૧–૫ એકર | ૭ (૭૬) | ૧૧ (૧૮) | ૪ (૬૬૬) | ૨૫ (૧૨) | ૮ (૪૧૬) | ૫ (૨૨૩) | ૨ (૧૩૬૩) | ૨ (૩૩૮) | ૫ (૫૪૧) | ૨ (૧૪૦૫) | ૮ (૬૧) | ૧૦ (૨૦) |
| ૬–૧૫ એકર | ૭ (૫૬) | ૧૦ (૧૧) | ૬ (૫૫૪) | ૨૫ (૧૬) | ૮ (૬૯૦) | ૩ (૧૬૭) | ૩ (૪૮૪) | ૧ (૩૧૫) | ૪ (૨૨૦) | ૧૩ (૨૦૦) | ૫ (૧૩૦) | – (૩) |
| ૧૬ એકર | ૯ (૫૧) | ૪૩ (૭) | ૪ (૩૧૩) | — (૩) | ૭ (૫૬૮) | ૪ (૧૧૦) | ૨ (૨૪૦) | ૩ (૧૨૬) | ૭ (૪૫) | ૨ (૪૬) | – (૫૯) | ૨૫ (૪) |

* કૌંસ બતાવેલ સંખ્યામાંથી જે તે જૂથના ટકા આપવામાં આવ્યા છે.

# શું ભારતના પછાતપણાનાં મૂળ વર્ગવિભાજનમાં રહેલા છે? : એક પ્રત્યુત્તર

**શરદ પાટિલ**

સ્થાવરક : "અરે, અરે! આનુ નામ તે ગુલામી! ગુલામ
સાચું બોલે, તો પણ તેને કોઈ માને જ નહી!"
—મૃચ્છકટિક અંક ૧૦મો

પાશ્ચાત્ય લોકશાહીની વિચારધારાને ભારતમાં પ્રથમ લાવનાર અંગ્રેજશાસકો હતા. ગઈ સદીમાં એ વિચાર-ધારા ઉપલા વર્ણના સુધારાવાદી અને રાષ્ટ્રવાદી ભારતીય બુદ્ધિજીવીઓના હાથમાં આવી. એમ બનવું અનિવાર્ય જ હતું. આપણા આદિ અર્થશાસ્ત્રીઓ અને સમાજસુધારકોમાં જેમની ગણના થાય છે તે એમ. જી. રાનડેના લખાણોમાં "વર્ગ" માટે "જ્ઞાતિ" શબ્દ વાપરવામાં આવેલ જોવા મળે છે. એઓ બંને શબ્દો એકબીજાને બદલે વાપરતા જણાય છે.૧ એ શબ્દોનો પહેલવહેલીવાર અર્થપૂર્ણ ઉપયોગ એસ. બી. કેતકરે કર્યો. ઈ. સ. ૧૯૦૧માં એમણે લખ્યુ, "વર્ગો આંતર-વિવાહી બને તો તેમનું જ્ઞાતિમાં રૂપાંતર થાય.૨ આ પૂર્વ સિધ્ધાંતને આધારે ૧૯૧૬માં બી. આર. આંબેડકર એક સિધ્ધાંત રચે છે. એ સિધ્ધાંત ને ભારતના આંબેડકરવાદીઓ નિઃશંક મત ગણે છે. પ્રાચીન ભારતમાં જ્ઞાતિપ્રથાનો ઉદ્‌ભવ થયો ત્યાર પહેલાં ભારતીય સમાજનું વર્ગવિભાજન થયું હતું એવી માન્યતા આંબેડકરે રજૂ કરી હતી પરંતુ એના સમર્થનમાં કોઈ પૂરાવો રજૂ કરવામાં આવ્યો ન હતો.૩ પરંપરાગત ભારતીય માર્કસવાદીઓને આ મત તેમની પોતાની જ્ઞાતિના ગુરુ ઈ.એમ.એસ નાંબુદ્રિપાદ દ્વારા સીધો જ વારસામાં મળ્યો. નાંબુદ્રિપાદ એ મતને માર્ક્સવાદની પરિભાષામાં આ રીતે રજૂ કરે છે, "જ્ઞાતિ મુખ્યત્વે વર્ગના સ્વરૂપમાં વ્યક્ત થાય છે."૪ જ્યારે ભારતીય વિદ્યાનો જન્મ પણ નહોતો થયો, ત્યારે ભારત વિષે બીજી વ્યક્તિઓ દ્વારા પ્રાપ્ત થયેલી એ સમયની અનિવાર્યપણે અપૂરતી માહિતીને આધારે ઈ. સ. ૧૮૫૭માં માર્ક્સે કહેલું કે ભારતમાં આધુનિક ઉદ્યોગોનો વિકાસ થતાં જે નૂતન વર્ગ શરૂ થશે તેને પરિણામે ભારતની પરંપરાગત જ્ઞાતિઓ નષ્ટ થશે.૫ સી. પી. આઈના વિચારક, એસ. જી. સરદેસાઈએ ભારતમાં અડધી સદી સુધી ચાલેલી સામ્યવાદી ચળવળના અનુભવને આધારે ઈ. સ. ૧૯૭૦માં આ વૈજ્ઞાનિક ભવિષ્યકથનની વ્યર્થતાનો સ્વીકાર કર્યો.૬ આમ છતાં સમગ્ર તથા ભારતીય સામ્યવાદી ચળવળ ભારતીય સમાજની વાસ્તવિક પરિસ્થિતિ પ્રત્યેના આ કાળગ્રસ્ત વર્ગીય અભિગમને તિલાંજલી આપવા તૈયાર નથી. આ રૂઢમતવાદી અભિગમ પ્રત્યેના પ્રત્યાઘાત રૂપે માર્ક્સવાદી બુધ્ધિજીવીઓના એક જૂથે અનુભવમૂલક જ્ઞાતિવર્ગીય અભિગમ અખત્યાર કર્યો. એમાંના એક વિચારક આઈ. પી. દેસાઈએ ૧૪–૭–૧૯૮૪ના ઇકોનોમીક એન્ડ પોલીટીકલ વીકલી (અર્થાત્ ઓકટોબર–ડિસેમ્બર ૧૯૮૪)માં લેખ લખ્યો હતો તેના સંદર્ભમાં આ લેખ પ્રસ્તુત છે.

## આજનો ભારતીય સમાજ

ચર્ચા શરૂ કરતાં પહેલાં વર્તમાન ભારતીય સમાજ વ્યવસ્થાના સ્વરૂપ વિષે પ્રાથમિક સહમતી સાધવી આવશ્યક છે. આઈ પી. દેસાઈ એને ઉદયગામી મૂડીવાદી

સમાજ લેખે છે: 'આ કારણથી જો મૂડીવાદી સમાજ હજી ઉદય પામ્યો નહીં હોય, તો એનો ઉદય થઈ રહ્યો છે. એ જોતાં આ ન્યાય સંગત છે. (એમ કહી શકાય)

એને શા કારણથી ઉદય પામેલો મૂડીવાદી સમાજ ગણી શકાય નહીં? કારણ કે એમણે ખરું જ કહ્યું છે કે..."અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત જનજાતિઓ ને બાજુએ રાખીએ તો પણ રાજ્યબંધારણમાં પછાતપણાનું ધોરણ નક્કી કરવા માટે જ્ઞાતિઓને બદલે બીજી જ અગર ધર્મનિરપેક્ષ ભૂમિકાનો પર્યાય તરીકે સ્વીકાર કરવામાં આવ્યો છે. ભવિષ્યમાં થનાર વિકાસ તરફ નજર કરતાં આપણાં રાજ્યબંધારણના ત્રીજા અને ચોથા ભાગોમાં જે સમાજની કલ્પના કરવામાં આવી છે અને જે મૂળભૂત હક્કો અને માર્ગદર્શક સિધ્ધાંતોનો સ્વીકાર કરવામાં આવ્યો છે, તેવો સમાજ આપણે એક રાષ્ટ્રની પ્રજા તરીકે રચવા માગીએ છીએ. એવા ખ્યાલને એ પર્યાય સુસંગત છે. એમ આપણે માની શકીયે ખરા? અમારી માન્યતા મુજબ આ સિધ્ધાંતોનું ધ્યેય એવો સમાજ રચવાનું છે કે જેમાંથી જ્ઞાતિવ્યવસ્થાની બાદબાકી કરવામાં આવી હશે." આગળ ચાલતાં એઓ લખે છે કે "આધુનિક મૂડીવાદી રાષ્ટ્રનો ખ્યાલ ભારતમાં તો અંગ્રેજ સામ્રાજ્યવાદી શાસકોએ પહેલીવાર દાખલ કર્યો. પરંતુ એમનાં સામ્રાજ્યનાં હિતોનાં રક્ષણાર્થે મૂડીવાદ પહેલાંના જમાનામાં જે જ્ઞાતિ વ્યવસ્થા પ્રચલિત હતી તેને નાબૂદ કરવાને બદલે એનું સાતત્ય ટકાવી રાખવાના હેતુથી એનાં વર્ચસ્વને પડકારવામાં આવ્યું જ નહીં. રાજકીય સત્તા જે ભાગ ભજવે છે તેનો સ્વીકાર કરીએ, તો પણ અંગ્રેજો આવ્યા ત્યાર પહેલાંના સમયમાં, અંગ્રેજ શાસનના સમયમાં અને સ્વાતંત્ર્યતોત્તર ભારતમાં એ રાજકીય સત્તાનો પ્રકાર કેવો હતો તે સમજવું જરૂરી છે. ભારતમાં અંગ્રેજોએ આધુનિક મૂડીવાદી રાષ્ટ્રનો ખ્યાલ દાખલ તો કર્યો, પરંતુ તેઓએ મૂડીવાદ પહેલાંના સમાજ ઉપર રાજાઓ શાસન કરતા તેમની જ રાજકીય સત્તા ભારત ઉપર ચલાવવાનું ચાલુ રાખ્યું. ૨૦મી સદીની શરૂઆતથી દરેક વસ્તી ગણત્રી વખતે કોઈક ને કોઈક જ્ઞાતિના સભ્યો કમિશ્નરને વિનંતી કરતા કે તેમની જ્ઞાતિનો દરજ્જો હતો તેનાથી વધારે ઉંચો ગણવો. કમિશ્નર આવી વિનંતીઓ ધ્યાનમાં લેતો પણ ખરો, અને એ અંગે પોતાનો નિર્ણય જાહેર પણ કરતો. એનાં કારણોની ચર્ચા કર્યા વિના એમ કહી શકાય કે હકીકતે તો ભારતમાં સ્થપાયેલું મૂડીવાદી રાજ્ય સ્વરૂપે સંસ્થાનિક હોવાથી બીજા પાશ્ચાત્ય સમાજોની જેમ ભારતમાંથી સામંતશાહી તત્ત્વોને નાબૂદ કરવાને એનો ઐતિહાસિક ભાગ ભજવવાનું એણે ટાળ્યું. આપણી ચર્ચા પૂરતી પ્રસ્તુત હકીકત તો એ છે કે અંગ્રેજ શાસન દરમ્યાન પણ જ્ઞાતિ વ્યવસ્થામાં રાજકીય સત્તા જે ભાગ ભજવતી આવી હતી તે તો ચાલુ જ રહી."

એટલે કે અંગ્રેજી શાસન દરમ્યાન ભારતીય સમાજ સ્વરૂપે તો અર્ધ-સામંતી, જ્ઞાતિ-વર્ગ વિભાજિત સમાજ જ હતો. અને તેમાં વર્ચસ્વ તો જ્ઞાતિ વ્યવસ્થાનું હતું. વર્ચસ્વ ધરાવતી આ જ્ઞાતિ-પ્રથાનું સ્વાતંત્ર્યોત્તર સમય દરમ્યાન શું થયું? પ્રાથમિક સંમતિનો અત્રે અંત આવે છે અને મતભેદો શરૂ થાય છે.

આઈ. પી. દેસાઈ માને છે કે જ્ઞાતિ-વર્ગીય સમાજ વ્યવસ્થામાં રહેલા ભારતીય સામંતશાહી ઉત્પાદનના સંબંધોમાં ભાગ ભજવતી જ્ઞાતિપ્રથાનું સ્થાન કોન્ટ્રેક્ટ મૂલક વર્ગોએ એટલે કે ઉત્પાદનના મૂડીવાદી સંબંધોએ લઈ પણ લીધું છે. એટલે કે હવે ભારતીય સમાજ મુખ્યત્વે તો વર્ગીય મૂડીવાદી સમાજ બની ચૂક્યો છે, એમ કહી શકાય. એમના કહેવા મુજબ જ્ઞાતિ વ્યવસ્થામાં ઉત્પાદનના સંબંધો પ્રકારે જજમાની હતા. અને એ કારણથી કોઈ પણ જ્ઞાતિમાં જન્મેલી કોઈપણ વ્યક્તિને પોતાની "સ્વતંત્ર ઈચ્છા" મુજબ એની જ્ઞાતિનો વ્યવસાય સજી દેવાનો અધિકાર નહોતો; એટલે કે એને આખી જિંદગી જજમાનની સેવામાં જ વ્યતીત કરવી પડતી. આઈ. પી. દેસાઈ આગળ ચાલતાં કહે છે કે, "આજની સમાજ વ્યવસ્થામાં કોઈપણ વ્યક્તિ પોતાની જ્ઞાતિનો

આ વ્યાઘાતી ઐક્યે ભારતમાં અંગ્રેજ શાસન દરમ્યાન દેખા દીધી. આઈ. પી. દેસાઈએ ખરું જ કહ્યું છે કે અંગ્રેજ શાસકોએ પોતાનાં હિતોનું રક્ષણ કરવાના હેતુથી આ વ્યાઘાતી વિકાસનું નિયમન કર્યું પરંતુ સ્વાતંત્ર્યોત્તર કાળમાં અવરોધિત છતાં મૂડીવાદી વિકાસ થતાં આ વ્યાઘાત એટલો તો તીવ્ર બન્યો છે કે એને પરિણામે સમસ્ત દેશ સર્વભક્ષી કટોકટીમાં સપડાયો છે. આ કારણથી આ સમગ્ર કટોકટીમાંથી ક્રાંતિકારી માર્ગ કાઢવાની પૂર્વ શરત જ આખરી તબક્કે પહોંચેલા આ જ્ઞાતિ–વર્ગ વિવાદનું યથાર્થ નિરાકરણ હોઇ શકે.

## જજમાની પ્રથા

"જજમાન" શબ્દની ઉત્પત્તિ સંસ્કૃત શબ્દ 'યજમાન' ઉપરથી થઈ છે અને એનો અર્થ થાય "યજ્ઞ કરનાર." વેદોત્તર સાવંતયુગમાં એનો અર્થ નોકરીએ રાખનાર થતો. આ રીતે ઉત્તર ભારતમાં એ પ્રથાનું નામ નોકરીએ રાખનાર (જજમાન) ને આભારી હતું. મહારાષ્ટ્રમાં એને બલુતે–ગીરી કહેવામાં આવે છે. બલુતેદારો સામંત-યુગીન ભારતનાં ગામમાં નોકરીએ રખાયેલા લોકો હતા. અને તેઓ જે ધાર્મિક કાર્ય, અગર કારીગરી, અગર મજૂરી કરતા તેના બદલામાં તેમને 'બાલુત' અગર 'ગવારી' અપાતી. અતિશૂદ્રોની દૃષ્ટિએ આ પ્રથાનું અભિજાત વર્ણન પી. એ. ગાવસીએ એમના પેશવાના સમયના અગ્રગામી અભ્યાસ "પેશવેકાલીન ગુલામગીરી વ અસ્પૃશ્યતા"માં અને "પેશવેકાલીન સમાજ વ જાતિય સંઘર્ષ"માં કર્યું છે. કેથ્લીન ગફના અભિપ્રાય મુજબ કોઈ પણ ગામની જમીનની ઉત્પાદનક્ષમતા ઉપર એ ગામમાં અસ્તિત્વ ધરાવતી જ્ઞાતિની સંખ્યાનો આધાર રહેતો. બ્રિટીશ પૂર્વ મહારાષ્ટ્રમાં બલુતેદારોની સંખ્યા સામાન્યતઃ બાર હતી. ઈ સ. ૧૭૯૯ના એક દસ્તાવેજમાં બલુતેદારોના ત્રણ વિભાગો પાડવામાં આવ્યા હતા.

જયેષ્ઠ જૂથ :

(૧) સુથાર, (૨) મોચી, (૩) માન્ત્ર અને (૪) મહાર.

મધ્યમ જૂથ :

(૫) કુંભાર, (૬) હજામ, (૭) ધોબી અને (૮) લુહાર.

કનિષ્ઠ જૂથ :

(૯) બ્રાહ્મણ પુરોહિત, (૧૦) બ્રાહ્મેતર પુરોહિત(ગુરવા) (૧૧) સોની અને (૧૨) મુસ્લિમોના ધર્મગુરુ (મૌલાના).

ગુજરાતના કંગાળ અને ખુશામતિયા બ્રાહ્મણો અન્ય રાજ્યોના સમાજોમાં વર્ચસ્વ ધરાવતા બ્રાહ્મણોના સમકક્ષ ન હતા, તેનાં કારણો આપવા આઈ. પી. દેસાઈ ભારે પ્રયાસ કરે છે. "...ભારતનાં બીજાં રાજ્યોમાં બ્રાહ્મણો જે સામાજિક વર્ચસ્વ ભોગવતા તેવું વર્ચસ્વ ગુજરાતના બ્રાહ્મણો કદી પણ ભોગવી શક્યા જ નહોતા. રીતરિવાજો કરવાના હોય તેવા પ્રસંગે એમનું માન સચવાતું ખરું પરંતુ ઘણીવાર ગરીબ વ્યક્તિની પરિસ્થિતિની સરખામણી ગરીબ બ્રાહ્મણની પરિસ્થિતિ સાથે કરવામાં આવતી. એક વિસ્તારમાં તો એને "લોટ માંગનાર" કહેવામાં આવતો."

બ્રિટીશ પૂર્વના ગુજરાતમાં વતન ધરાવતા દેસાઈ, કાનુગો અને પટવારીનો આઈ. પી. દેસાઈ ઉલ્લેખ પણ કરતા નથી. ભારતના બીજા ભાગોની જેમ તુર્ક-શાસન પૂર્વના સામંતપ્રથાક ગુજરાતમાં લશ્કરી અને બ્રાહ્મણ જ્ઞાતિઓનું સંકુલ શાસક વર્ગ હતું અને ઈન્ડો–તુર્કી સામંત યુગમાં એ સંકુલ તુર્ક સત્તાધીશોને આધીન બનતાં એમનું સમાજમાં સ્થાન ઉતરતી કોટિનું બન્યું. ઈર્ફાન હબીબ જણાવે છે :

"મિરાત વાંચતાં એમ જણાય છે કે વહીવટી આવક ઉપર પાંચ ટકા ચાર્જ લેવાનો અને તે મુકદમ અને દેસાઈ (ચૌધરી) વચ્ચે સરખે ભાગે વહેંચી આપવામાં આવતો એવો જ 'સદ્દોઇ' અગર બે ટકા ચાર્જ પટવારી અને કાનુગો વચ્ચે સરખે ભાગે વહેંચી આપવામાં આવતો."

છેક ઈ. સ. ૧૮૫૬માં ગ્રામ્ય ગુજરાતના કંગાળ બ્રાહ્મણને ઉલ્લેખીને જેઈમ્સ ફોર્બ્સ લખે છે :

અર્થાત્

"પ્રત્યેક ગામમાં સાર્વજનિક કાર્યો માટે "પસ્તિા અને વજીસા" નામથી ઓળખાતાં ખેતરોને અનામત રાખવામાં આવતાં. મોટા ભાગનાં ગામોમાં એ ખેતરોનું ઉત્પાદન બ્રાહ્મણો, કામીઓ, ધોબીઓ, લુહારો, હજામો અને અપંગો, આંધળાઓ અને નિરાધારોના તેમજ ગામના હથિયારબંધ રક્ષકોના જીવનનિર્વાહ માટે પણ વપરાતું."

ફોર્બ્સે ૧૦મી જૂન ૧૮૧૫ના રોજ કરવેરા વિષે આપેલા હેવાલમાં આપેલી પૈસિતાની વધારે ચોક્કસ વ્યાખ્યા : "પ્રત્યેક ગામમાં વિવિધ પ્રકારનાં કામો કરતા કારીગરોના જીવનનિર્વાહ માટે અનામત રાખવામાં આવતી હોય તે જમીન પુરોહિતો, સાર્વજનિક નોકરો અને જિલ્લાના વહીવટી કામ કરતા કર્મચારીઓના નિભાવ માટે પણ એ જમીન અનામત રખાતી. જિલ્લાની આવી જમીન કુલ ૩૬,૫૬૩ વીંઘા થતી. એમાંથી માત્ર ૫,૬૯૦ વીંઘા "સુથાર, લુહાર કુંભાર, દરજી, ધોબી, હજામ, મોચી અને ખાલપાની માલિકીની હતી." આશરે ૧૪૩૮૦ વીંઘા જમીન (ભીલ જૈરે વગેરે) સાર્વજનિક નોકરોની માલિકીની હતી, અને બાકીની જમીન (૧૬,૮૯૯ વીંઘા) વહીવટ કરતા કર્મચારીઓ અને મંદિરો અને મસ્જિદોના પુરોહિતો અને મૌલવીઓની માલિકીની હતી. બીજા શબ્દોમાં કહીએ તો આ જમીન હકીકતે તો કરમુક્ત સામંતશાહી મિલકત હતી."૮

બેન્જામીન હેઈને ૧૯મી સદીના પહેલા દાયકામાં દક્ષિણ ભારતનો અભ્યાસ કર્યો હતો. તેમના જણાવવા પ્રમાણે ગામના ઉત્પાદનના અધિશેષરૂપ મૂલ્યનો ૨.૫ ટકા જેટલો ભાગ આ પુરોહિતો ધાલતા.૯ હિંદુ પુરોહિતોમાં વૈષ્ણવેહ અને જૈનોનો સમાવેશ થતો. કોસામ્બીના અભિપ્રાય મુજબ જૈનોને પણ હિંદુ ગણવામાં આવતા કેમકે જ્ઞાતિપ્રથા બાબતમાં જૈનોએ સમાધાનકારક વલણ અખત્યાર કર્યું હતું.૧૦ જૈન પુરોહિત વર્ગનું ઈ.સ.ની ૬ઠ્ઠી સદીથી સંસ્કૃતિકરણ થવા લાગ્યું હતું.

અંગ્રેજ શાસન હેઠળ આવેલા મહારાષ્ટ્રના ભિક્ષુક બ્રાહ્મણોની બાબતમાં પણ આવી જ દલીલ હતી. ૧૧-૬-૧૮૮૪ના "નેટિવ ઓપિનિયનમાં" જણાવ્યા મુજબ ગ્રામ્ય વિસ્તારમાં રહેતા બ્રાહ્મણોને ૨૦/- રૂ. જેટલો સરેરાશ વાર્ષિક નફો મળતો અને એને લીધે તે ખેડૂતોની ગરીબાઈ માટે બ્રાહ્મણોને જવાબદાર ગણી શકાય નહીં. કેમકે ખરું શોષણ કરનાર તો અંગ્રેજ સરકાર હતી. શરદ જોષી એમના પુસ્તક "શતક્યા મુજરા"માં ખેડૂતની જૂજ આવકની સરખામણીમાં રૂા. ૨૦/-નું જે ખરું મૂલ્ય થતું તે સ્પષ્ટ કરે છે. અને ફુલેએ આક્ષેપ કરેલો કે શૂદ્ર ખેડૂતોની સીધી લૂંટ તો બ્રાહ્મણો જ ચલાવતા તેનું સમર્થન કરે છે.૧૨ એ વધુમાં એમ પણ જણાવે છે કે ગ્રામ્ય વિસ્તારોમાં બ્રાહ્મણોના રાજકીય વર્ચસ્વનો અંત આવ્યો છે પરંતુ સમગ્ર રાષ્ટ્રના સ્તરે તો એનો પ્રભાવ હજી ચાલુ જ રહ્યો છે. ધર્મનો પ્રભાવ, રીતરિવાજો અને વહેમોની લોકમાનસ ઉપર ચાલુ રહેલી પકડ ઘટયાં નથી પરંતુ વધ્યાં છે એમ શરદ જોષી માને છે. આજે આપણે મૂળ સિદ્ધાંતવાદ કહીએ છીએ, તે ધાર્મિક ઝનૂને ભારતીય ધર્મોના બધા જ અનુયાયીઓનાં માનસ ઉપર પકડ જમાવી છે. અને હિંદુ મૂળ સિદ્ધાંતવાદ ને કુશળતાપૂર્વક મુખ્યત્વે ચગાવે છે તો બ્રાહ્મણો જ.

આઈ. પી દેસાઈ જણાવે છે કે "બ્રિટીશશાસનની પહેલાંના જમાનામાં ય કોઈપણ જ્ઞાતિ ઊંચનીચના ધોરણે રચાયેલી જ્ઞાતિ પ્રથાના માળખામાં ફેરફાર કર્યા વિના, એ માળખાના નિયત થયેલા પોતાના સ્થળને ફેરવી શકતા."

આપણે પ્રથમ તો છેલ્લા ઘટક (સામાજિક, ગતિશીલતા)થી શરૂઆત કરીશું. એક હકીકતનો તો સ્વીકાર થયો જ છે અને તે એ કે, અંગ્રેજોનું શાસન સ્થપાયું તે પહેલાં કોઈ પણ જ્ઞાતિ, જ્ઞાતિ વ્યવસ્થામાં પોતાના નિયત સ્થળને ફેરવી શકતી. નિષ્ણાતોની ઓર્ડના નેતા એમ. એન. શ્રીનિવાસન જેવા સમર્થ ગૃહસ્થ પણ જણાવે છે: "પરંપરાગત સમાજ વ્યવસ્થામાં ગતિશીલતા

સહેલી તો નહોતી, પરંતુ શક્ય તો હતી જ અને કોઈ કોઈ વાર જોવા પણ મળતી." એમણે વધુમાં કહ્યું છે: "પરંતુ આપણે એક હકીકત એ યાદ કરવી જોઈએ કે પરંપરાગત સમાજમાં કોઈ જ્ઞાતિ ઉચ્ચ અગર નીચલું સ્થાન પ્રાપ્ત કરી શકતી, પરંતુ એ સમાજ વ્યવસ્થામાં તો કશો જ ફેરફાર થવો શક્ય જ નહોતો એટલે કે એ પરિવર્તન સ્થાનનું હતું, માળખાનું નહીં."

શ્રીનિવાસ ગતિશીલતાના સ્રોતોની તપાસ કરી લખે છે: "ગતિશીલતાનું એક સ્રોત તો એ સમાજમાં રહેલી રાજકીય તરલતા હતી જે જ્ઞાતિ સ્થાનિક સ્તરે રાજકીય સત્તા હસ્તગત કરતી તે પોતે ક્ષત્રિય હોદ્દાનો દાવો કરી શકતી. બીજું પ્રાચીન ભારતમાં રાજાને કોઈ જ્ઞાતિને ઉચ્ચકક્ષા બક્ષવાનો અગર સ્થાનભ્રષ્ટ કરવાનો અધિકાર હતો અને કોઈ જ્ઞાતિ ઉપર મહેરબાની દાખવવા અગર તો તેને શિક્ષા કરવા માટે રાજા પ્રસંગોપાત પોતાની સત્તાનો ઉપયોગ કરતો, પરંતુ એમ માનવામાં આવે છે કે કોઈ જ્ઞાતિને સમાજમાં ઉચ્ચસ્થાન આપતાં પહેલાં અગર એને સ્થાનભ્રષ્ટ કરતાં પહેલાં રાજા શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણોની સલાહ લેતો. પરંતુ એનો અર્થ એટલો જ થાય કે આવી બાબતોમાં પોતાની સત્તાનો ઉપયોગ કરવામાં રાજાને કેટલીક મર્યાદાઓ સાચવવી પડતી. ત્રીજું અંગ્રેજ પૂર્વના ભારતમાં મહેનત કરી ખેતીલાયક બનાવી શકાય એવી જમીન મળી રહેતી હોવાથી સ્થાનિક પરિસ્થિતિથી નારાજ થયેલા કુટુંબો નવા વિસ્તારમાં જઈ વસી શકતા એટલે કે અંગ્રેજ પૂર્વના ભારતમાં પણ રાજ્ય સત્તા જ્ઞાતિના નિયત સ્થાનમાં ફેરફાર કરી શકતી, પરંતુ જ્ઞાતિ વ્યવસ્થામાં તો નહીં જ.

વૈશ્ય-સૂત કર્ણ દ્વિજ હોવા છતાં ફરિયાદ કરે છે કે તે ક્ષત્રિય બની શકતો નથી. તેનું કારણ ક્ષત્રિય તરીકે એના ઉપનયન સંસ્કાર થયા નહોતા. "આહં ચેત ક્ષત્રિયો જાતો ન પ્રાપ્ત ક્ષાત્ર સક્રિયામ્" જુદી જુદી દ્વિજ વર્ણો માટે જુદી જુદી ઉપનયન વિધિઓ હતી, પરંતુ સાવંત યુગમાં બન્યું તેમ એ માત્ર ઔપચારિક ધાર્મિક વિધિ જ હતી એમ માનવામાં ભૂલ થશે. વર્ણ ગણ સમાજમાં ઉપનયન વિધિ થવાને પરિણામે એ ગણના સામાજિક હક્કો પ્રાપ્ત થતા એટલે કે એને મતદાનનો અધિકાર મળતો અને તે પોતાના ગણની સભાના સભ્ય તરીકે ચૂંટાઈ શકતો. બુદ્ધના જીવનકાળ દરમ્યાન ગણ વિહીન સામંતપ્રથાક જ્ઞાતિ સમાજ અસ્તિત્વમાં આવતાં માત્ર બ્રાહ્મણ જ વસ્તુતઃ દ્વિજ લેખાતો, પરંતુ ઉપનયન વિધિ થતાં તે કાયદેસર બ્રાહ્મણ બનતો, જ્યારે સમાજમાં બ્રાહ્મણોત્તરો જન્મથી જ શૂદ્ર ગણાતો અને જેમનો ઉપનયન સંસ્કાર વિધિ પુરોહિત વર્ગના બ્રાહ્મણો કરતા, તે જ ક્ષત્રિય બની શકતા. સામંતયુગી રાજા પણ જો બ્રાહ્મણ પુરોહિતો દ્વારા ઉપનયન સંસ્કાર પામે તો તે ક્ષત્રિય બની શકતો. આજ કારણને લીધે બુદ્ધના સમયમાં કોસલ અને મગધના રાજવીઓ ફરિયાદ કરતા કે તેમને બ્રાહ્મણો શૂદ્ર લેખતા. ભારતનો સામંતયુગીન રાજવી કોઈ વ્યક્તિ અગર જ્ઞાતિને ક્ષત્રિય બનાવી શકતો એ માન્યતા ભૂલભરેલી છે.

યુદ્ધ પરસ્ત ખેતી કરતી જ્ઞાતિના બધા જ સભ્યો ક્ષત્રિય બની શકતા નહોતા. ૧૮મી સદીના ગુજરાતમાં કડવા કણબીની જ્ઞાતિનો ભાવસિંહ એનું કુટુંબ વિરમગામની પટેલાઈ કરતું ત્યાં સુધી તો કડવો કણબી જ રહ્યો; પરંતુ એને એ પરગણાંનું દેસાઈ વતન મળતાં તે તરત જ કડવો કણબી મટી ગયો.૧૩

બ્રાહ્મણ પુરોહિતો જ શિવાજીને ક્ષત્રિય બનાવી શક્યા, પરંતુ એને રાજ્યાભિષેક કરવાનું તો એણે દેશમુખ વતન પોતાને નામે કર્યું ત્યારે જ શક્ય બન્યું.૧૪ બીજી બાજુ જે ક્ષત્રિય પોતાનું વતન ગુમાવી ખેતીનો વ્યવસાય કરતો તેની જ્ઞાતિ કણબી બની જતી. જે રજપૂતોએ ખેતીનો વ્યવસાય હાથ ધર્યો તેઓ પોતાનો ક્ષત્રિયોનો દરજ્જો ગુમાવી કણબી જ્ઞાતિમાં ફેંકાયા હતા એવા દાખલા ગૌરીશંકર ઓઝાએ આપ્યા છે.૧૫

આથી ઊલટું બ્રાહ્મણો પુરોહિત તરીકેનો અગર રાજ્યનો કારભાર ચલાવવાનો વ્યવસાય છોડી યોદ્ધાથી

માંડી ખેતીનો અગર પૈસા વ્યાજે ફેરવવાનો વ્યવસાય હાથ ધરતા અગર વેપાર કરતા કે રસોઈયા બનતા અથવા પખાલીનું કામ કરતા તો પણ તેઓ બ્રાહ્મણ જ્ઞાતિના જ ગણાતા.૧૬ ઈ.સ. ૧૦૦માં લખાયેલ નાટક, મૃચ્છકટિકનો નાયક, બ્રાહ્મણ ચારુદત્ત વણઝારો વેપારનો વ્યવસાય હાથ ધર્યો હોવા છતાં અને ઉજ્જૈનિમાં વેપારીઓના મોહલ્લામાં રહેતો હોવા છતાં તે બ્રાહ્મણ મટી જતો નથી.૧૭ જ્યારે મિરાક અને ચંદનકને ઉજ્જૈનિના રાજાએ લશ્કરના સેનાપતિઓ બનાવ્યા હોવા છતાં જ્ઞાતિની દૃષ્ટિએ તો અનુક્રમે તેઓ હજામ અને મોચી જ રહ્યા.૧૮

આમ શરૂઆતમાં મધ્યયુગીન ભારતમાં વ્યવસાયી ગતિશીલતા પ્રમાણમાં ગમે તેટલી વધારે હોય, તો પણ બ્રાહ્મણી સમાજનાં લોખંડી ચોકઠાનું ઉલ્લંઘન કરી શકતી નહીં જ.

આઈ. પી. દેસાઈ માને છે કે "અંગ્રેજી શાસન દરમ્યાન ટેકનોલોજીકલ સ્થગિતતાને કારણે વેતન કમાતી થયેલી વ્યક્તિઓ તેમની જ્ઞાતિના વ્યવસાયને ત્યજી શકતી નહીં. ૧૯મી સદીમાં અને કદાચ ૨૦મી સદીના શરૂઆતના દાયકાઓમાં પણ જ્ઞાતિ અને ધાર્મિક જૂથોનો શુદ્ધ શહેરી અને શુદ્ધ ગ્રામ્ય જૂથો જેવા વિભાગો પાડી શકાતા, પરંતુ આજે તો રહેઠાણની દૃષ્ટિએ શુદ્ધ ગ્રામ્ય હોય એવી કોમ અગર જ્ઞાતિ શોધવી મુશ્કેલ પડે, જો કે કેટલીક કોમો રહેઠાણની દૃષ્ટિએ શહેરી કહી શકાય ખરી. તે સમયે અને આજે જોવા મળતું વિભાજન બહુધા વ્યવસાયી પ્રવૃત્તિઓને આભારી છે એમ કહી શકાય. જીવનનિર્વાહ માટે હાથ ધરાતી કેટલીક પ્રવૃત્તિઓ માત્ર શહેરી જીવનને જ અનુકૂળ હતી. આવી પ્રવૃત્તિઓમાં પડેલી વ્યક્તિઓ શહેરમાં રહેતી તેનું મુખ્ય કારણ એ કે તેમની જ્ઞાતિ અગર ધર્મ ગમે તે હોય, પરંતુ તેઓ એ પ્રવૃત્તિઓ શહેરમાં રહીને જ ચલાવી શકતા, ગ્રામ્ય સોપાનિક સંસ્થામાંની ઉપલી અને નીચલી એ બન્ને જ્ઞાતિઓનો તેમાં સમાવેશ થતો હતો. તેમની પ્રવૃત્તિઓમાં ધર્મ અગર જ્ઞાતિ અનાવશ્યક હતાં. એવા કિસ્સાઓમાં તેમની પ્રવૃત્તિઓને જ્ઞાતિ અગર ધર્મ સાથે કશો સંબંધ નહોતો. તેમ છતાં સમાજનાં માળખાંની દૃષ્ટિએ જોતાં–પરિસ્થિતિ એવી હતી કે ટેકનોલોજીનાં ક્ષેત્રમાં સમાજ સ્થગિત થઈ ગયેલો હોવાથી ભૂતકાળમાં વ્યવસાયોમાં ઝાઝું વૈવિધ્ય નહોતું અને તે કારણથી વ્યવસાયની પસંદગીનું ક્ષેત્ર અત્યંત મર્યાદિત હતું. જેઓ પોતાના પરંપરાગત ધંધાને અનુસરતા તેઓનો બચાવ તેઓનું મહાજન કરતું; વ્યવસાયોની પસંદગીનું ક્ષેત્ર મર્યાદિત હોવાથી આની જરૂર પણ હતી. આ રીતે વ્યવસાયો જ્ઞાતિ અને ધર્મ અનુસાર હાથ ધરતા જ હતા. અને એને પરિણામે જ્ઞાતિ અને વ્યવસાય વચ્ચે રહેલો સંબંધ વધારે ગાઢ બનતો. ભૂતકાળમાં આવા અમુક ચોક્કસ સમૂહો પૂરતા જ મર્યાદિત હોય એવા વ્યવસાયોના પ્રકાર અને સંખ્યા વિષે જરૂરી માહિતી મળતી નથી."

આઈ. પી. દેસાઈ એક બાજુ એમ કહે છે કે અંગ્રેજ શાસકોએ પોતાનાં હિતો સાચવવા માટે જ્ઞાતિઓની રાજકીય સત્તા ચાલુ રહેવા દીધી, અને બીજી બાજુએ કહે છે કે આજ સમય દરમ્યાન જ્ઞાતિ વ્યવસ્થાનાં ક્ષેત્રમાં ધર્મ અને જ્ઞાતિની ઝાઝી અગત્ય રહેતી નથી. પરંતુ અંગ્રેજોએ ટેકનોલોજીનો વિકાસ થવા ન દીધો હોવાને પરિણામે જે સ્થગિતતા સર્જાઈ, તે જોતાં આ બે સંસ્થાઓનું મહત્ત્વ ગૌણ બની જાય એ શક્ય હતું ખરું ? સ્વાતંત્ર્યોત્તર કાળમાં સત્તા ઉપર આવેલા મૂડીવાદી વર્ગે આ સ્થગિતતા દૂર કરી છે ખરી ? અને જો કરી હોય તો તે કેટલે અંશે ? આ સ્થગિતતા દૂર કરવા માટે રાજ્યબંધારણમાં અપાયેલી ખાતરી પૂરતી લેખી શકાય ? આઈ. પી. દેસાઈના નિબંધમાંથી આ સવાલોના જવાબો મળતા નથી.

શું આજે પણ મુસ્લિમોની વસ્તીનો મોટોભાગ શહેરીવિસ્તારોમાં આ કારણથી રહેતો હશે ? મહમદ હમીદ જણાવે છે કે ૧૯૪૭માં ભારતના ભાગલા પડ્યા, ત્યારે પણ ઉત્તર પ્રદેશ અને બિહારની કુલ ગ્રામ્ય વસ્તીનો લગભગ સાત ટકા જેટલો જ ભાગ મુસ્લિમો હતા.૩૧ અદમબિરુણીના લખાણને આધારે એઓ કહે

હવે જ્ઞાતિ અને વ્યવસાય વચ્ચે વધારે ગાઢ સંબંધની જરૂર ઊભી થાય છે.

ભારતમાં પરદેશી શાસન સ્થપાયું, ત્યાં સુધી આજ મૂડી અસ્તિત્વ ટકાવી શકે છે. ૧૯મી સદીમાં એનું ઔદ્યોગિક મૂડીમાં રૂપાંતર થયું. તે છતાં ડી. આર. ગાડગીલ એ મૂડીને વર્ગીય મૂડી લેખી શક્યા નહીં, અને એમણે એને કોમી મૂડી લખવાનું જ પસંદ કર્યું.૨૦ અમલેન્દુ ગુહા હકીકતને આંક આ પ્રમાણે નિર્દેશ કરે છે:

"હજી ગઈ કાલ સુધી તો ભારતમાં વેપારધંધામાં પડેલી વ્યક્તિઓ લગભગ અમુક જ જ્ઞાતિઓ અગર નાના નાના સંપ્રદાયોમાંથી જ આવતી. તે છતાં આવી જ્ઞાતિઓ અગર સંપ્રદાયોના બધા જ સભ્યો વેપારધંધો કરતા નહોતા; વેપારધંધો કરતા આવા લોકો પણ તેમની જ્ઞાતિ અગર સંપ્રદાયના સંકુચિત સંબંધો મુજબ જૂથો રચતા. એને પરિણામે સ્થાનિક તાલુકીય પ્રાદેશિક અને સમસ્ત ભારતના સ્તરે તેમની મૂડી અને વિવિધ ધંધાકીય વ્યવહારોના અંતર્વ્યાપ્તિ અને એકીકરણ દ્વારા વર્ગનિર્માણ થવાનાં કાર્યમાં કેટલેક અંશે મુશ્કેલી નડી. આજ કારણને લીધે ભારતીય મૂડીવાદનાં ઉદ્‌ગમ સ્થાન વિશે સંશોધન કરતા ગાડગીલને સ્વાભાવત; વર્ગ કરતાં "ધંધાદારી કોમ" વધારે ઉપયોગી કોટિ (category) માલૂમ પડયા ૨૧

એટલે કે ભારતીય મધ્યમવર્ગ રાષ્ટ્રીય વર્ગ બની શક્યો જ નથી. એ મધ્યમવર્ગ કોમ/જ્ઞાતિ અને વર્ગ જેવું આધાતિ ઐક્ય હોવાથી એનાં પરસ્પર નિવારક અને પરસ્પર પૂરક એવાં બે પ્રકારનાં હિતો છે. એક તો જન્મ લેતા નૂતન મૂડીવાદનું વર્ગ શાસન ચલાવવાનું અને બીજું મરણોન્મુખ જ્ઞાતિ પ્રથાનું સમર્થન કરવાનું. આજ કારણને લીધે ગાંધીજીએ એમના "જ્ઞાતિ અને વર્ગ" શીર્ષક હેઠળ "યંગ ઇન્ડિયા"માં પ્રકાશિત થયેલા લેખમાં લખ્યું હતું. વર્ગ પ્રથા કરતાં જ્ઞાતિ પ્રથા વધારે યોગ્ય છે. કારણ કે જ્ઞાતિ પ્રથા સામાજિક સ્થિરતા ટકાવી રાખવા માટે સૌથી ઉત્તમ પ્રકારની ગોઠવણ છે.

## બિન હિંદુ કોમોમાં જ્ઞાતિઓ

જો કે જ્ઞાતિ અને વ્યવસાય વચ્ચે અવિભાજ્ય ઐક્યનો વિકાસ થયો તેનું કારણ સામાજિક જરૂરિયાત હતી. છતાં એ ઐક્ય આઘાતિ પણ હતું. કબીરે અને વિદુરે, કર્ણે અને દ્રૌપદીએ પોતપોતાની રીતે પોતાનાં વર્ણ ધર્મ અર્થાત્ વ્યવસાય સામે બંડ ઉઠાવ્યું હતું. તે જેનાં અનુયાયીઓ પોતાના જાતિ-ધર્મ અગર વ્યવસાયને કારણે અસંતોષી બને જ. આજ સમય એવો હતો કે જ્યારે એક બાજુ શૂદ્રોના અને અતિશૂદ્રોના સંતોની નેતાગીરી હેઠળ ભક્તિ આંદોલને આકાર લીધો અને તે દ્વારા તેમણે સામાજિક અને આધ્યાત્મિક સમાનતાની માંગણી આગળ કરી અને બીજી બાજુએ દક્ષિણમાં જૈન અને લિંગાયતોનાં તેમજ ઉત્તરમાં શીખ ધર્મના સ્વરૂપે જ્ઞાતિ પ્રથા સામે શૂદ્ર અને અતિશૂદ્ર જનતાએ હથિયારબંધ બળવો પોકાર્યો બુદ્ધ ધર્મનો અંત આવ્યા બાદ વેદાન્તના જ ભક્તિ વેદાન્ત અને બ્રાહ્મણી વેદાન્ત એવા બે ભાગ પડ્યા, અને વિચારધારાનાં ક્ષેત્રમાં ઉઠેલા બળવાઓ એ પ્રમાણે બ્રાહ્મણી વેદાન્તની ફરતે દીર્ઘ વર્તુળાકારે ફરતાં થયા. તેજ પ્રમાણે ઉત્પાદનનાં નવીન પરિબળોના અભાવે જ્ઞાતિ સંબંધો અને જ્ઞાતિમૂલક ઉત્પાદનનાં માળખાંમાં રહીને જ ભૌતિક બળવાઓ પોકારવામાં આવ્યા. આજ કારણને લીધે ધર્મનાં સ્વરૂપે થયેલા ભૌતિક બળવાઓનો અંત આવ્યો. જ્ઞાતિ પ્રથામાં જ પુનઃ મુમેળ યોજવામાં મહમદ હબીબના અભિપ્રાય મુજબ જે ઈસ્લામે ભારતમાં શહેરી અને ગ્રામ્ય ક્રાન્તિઓ સર્જી તે જ ઈસ્લામને ઉત્પાદનનાં નવાં પરિબળોને જન્મ નહીં આપી શક્યાથી આખરે જ્ઞાતિ પ્રથા સમક્ષ નમતું પડ્યું. આ બાબત મેક્સિમ રોડિન્સને એની અભિવ્યક્તિ "ઈસ્લામ એન્ડ કેપીટાલીઝમ"માં પુરવાર કરી છે. મહમદ હબીબ જે રાષ્ટ્રીય ઐક્યના આદર્શનું સમર્થન કરે છે, તે ઐક્ય ૧૪મી સદીમાં રાષ્ટ્રીય ઐક્યની જે વાત દ્વારા નિર્દેશ કરતા તેનાથી કંઈ ખાસ જુદું પડતું નથી. આધ્યાત્મની સામાન્ય

રૂઢિ લોકોમાં ઐક્ય સ્થાપવાની હતી. તમે જ્યાં જુઓ ત્યાં તમને એના એ જ બ્રાહ્મણી સંસ્કાર અને એની એ જ જીવનદૃષ્ટિ જોવા મળશે.

પરંતુ આઈ. પી. દેસાઈ ઇસ્લામ જેવા ધર્મોની દર્શિત કિંમત સ્વીકારી લઈ એમ માને છે કે એ ધર્મો ખરેખર સમાનતાના સમર્થક છે. અને એ ધર્મોમાં જ્ઞાતિઓ અસ્તિત્વમાં છે એ હકીકતનો સ્વીકાર કરવા બદલ તેઓ મંડળ પંચની ટીકા કરે છે. પછાતપણું નક્કી કરવા માટેના પાયાના એકમ તરીકે જ્ઞાતિને સંશોધન ટીમનું 'મહત્ત્વનું તત્ત્વ' સ્થાપીને કમિશન તેના પોતાના જ વિધાન 'બિન–હિંદુધર્મો તેની માન્યતામાં સંપૂર્ણતઃ સમતામાં માનનારા છે' ને ધ્યાનમાં લેતા નથી. આ સમતાની ભાવના દ્વારા હિન્દુઓની જ્ઞાતિપ્રથાને સમતા તરફ લાવવાને બદલે, અસમાનતામાં માનનારા જ્ઞાતિ-પ્રથાને માપદંડમાંથી દૂષિત કરી છે. કમિશનનું માનસ એક જ ધર્મ–હિન્દુધર્મની સામાજિક વ્યવસ્થી જ્ઞાતિ-પ્રથાથી દોરવાયું છે. તેઓ ભૂતકાળને વધુ પડતું અડકી રહે છે અને બદલાતા જતા ભાવિ પ્રતિ જોતા પણ નથી."

આઈ. પી. દેસાઈ વિચાર પણ નથી કરતા કે કોઈપણ ઘટનાનું વર્ણન કરતાં એ પરસ્પર વિરોધી કથનો હોય તો તે બન્ને ખરાં પણ હોઈ શકે, અને એ ઘટનાનું ખરું વર્ણન એ બન્નેનું ઐક્ય કરે એમ પણ બને. પહેલી વાત તો એ કે એના ઉદ્‌ભવના તથા શરૂઆતના તબક્કે ઇસ્લામ સમાનતાવાદી હતો કે કેમ એ આપણે તપાસી જોવું જોઈએ. પયગમ્બર સાહેબે ગણતાંત્રિક અસમાનતાનો પ્રચલિત વારસો કેવી રીતે સ્વીકાર્યો, અને એમની પછી થઈ ગયેલા એમના અનુયાયીઓએ તેમાંથી સામંતપ્રથાક અસમાનતાને કેવી રીતે વિકસાવી તેનું વર્ણન ઇમ્તિયાઝ અહમદે આપ્યું છેઃ

"...પરંતુ જે પુરાવાઓ મળી આવ્યા છે, તે ઉપરથી એમ જણાય છે કે ઇસ્લામીકરણ જ્ઞાતિભેદોને નબળા પાડવાને અગર દૂર કરવાને બદલે તેને વધારે મજબૂત બનાવે છે. આ કારણને લીધે જ્ઞાતિભેદોને ટેકો આપતાં કોઈ તત્ત્વો ઇસ્લામમાં રહેલાં છે કે કેમ એ પ્રશ્ન અત્રે પ્રસ્તુત બને છે.

"ઇસ્લામના અનુયાયીઓ એવો દાવો કરે છે કે એમનો ધર્મ સમાનતાવાદી છે. અને કુરાનની શરૂઆતની એકાદ કલમમાં જન્મ અને કુળાભિમાન ઉપર આધાર રાખતા સામાજિક ભેદોને વખોડી કાઢવામાં આવ્યા છે એ હકીકત વિષે તો ભાગ્યે જ શંકા ઉઠાવી શકાય. પરંતુ ઇસ્લામનો જાહેર કરવામાં આવેલો સમાનતાવાદ બહુધા એક આદર્શ જ રહ્યો. ઇસ્લામનાં આગમન પહેલાં આરબ સમાજમાં જન્મ અને લોહીનાં ઐક્ય ઉપર જે ભાર મુકાતો આવ્યો હતો, તે કુરાનમાં સમાનતાનો ઉપદેશ આપવામાં આવ્યો હતો, તે છતાં પણ ટકી રહ્યો. આમાં વિરોધાભાસ તો એ છે કે મહમદ પોતે જ એક એવી સામાજિક મોભાની ભૂમિકા બની બેઠા, કે જેમાં એમની સાથેનું લોહીનું સગપણ ખરા અમીરવર્ગનું ધોરણ બન્યું. અને એમની સાથે એમના ગણનાં સભ્યપદ દ્વારા કુરાઈશનું જે જરાતરા સરખું સગપણ પણ સૂચિત થતું તે સામાજિક શ્રેષ્ઠતા-દર્શક લેખાયું.

"જન્મ અને વંશને અપાતી અગત્યાનો ઇસ્લામના કાયદાશાસ્ત્રમાં સમય જતાં સ્વીકાર થયો. જે મહમદે કહ્યું હતું કે ઇસ્લામમાં વંશાવલીઓને સ્થાન નથી તેજ કથનને ઇસ્લામના બધા જ અનુયાયીઓ ઇસ્લામમાં બધા સમાન છે એવી પયંગબરની માન્યતાના પુરાવા આપવા રજૂ કરે છે. એક પરંપરા મુજબ એમ માનવામાં આવે છે કે એમણે ઉપદેશ આપ્યો હતો કે "તેના ખરા વડીલ સિવાય કોઈપણ વ્યક્તિ લગ્નનો કોન્ટ્રેક્ટ કરે નહિ, અને લગ્નનો કોન્ટ્રેક્ટ સમાન વ્યક્તિઓ વચ્ચે જ થાય તેની પૂરી સંભાળ રાખો. આજ સિદ્ધાંતને આધારે મુસ્લિમ કાયદાશાસ્ત્રીઓએ જન્મ અને વંશના સામાજિક દરજ્જાઓનું એક ઝીણવટ-ભર્યું તંત્ર તૈયાર કર્યું. હાબાઈટોના અભિપ્રાય મુજબ સામાજિક દરજ્જાની સમાનતા નક્કી કરવા માટે છ તત્ત્વો

અગત્યના લેખાય, અને તેમાં સૌથી વધુ અગત્યનું તત્ત્વ તો કુળ હતું....(અ) આરબેતર કરતાં આરબ વધારે ઉચ્ચ ગણાય, (બ) આરબોમાં બધા જ કાર્યાશાઈટો વર્ગની દૃષ્ટિએ આપસઆપસમાં સમાન દરજ્જાના લેખાતાં, અને બાકીના આરબો તેમના ગમે તે ગણો હોય, તો પણ સમાન દરજ્જાના લેખાતા, (ક) આરબેતરો જો કોઈ માનવીના પિતા અને પિતામહ મુસ્લિમ હોય, તો તે જન્મે આરબનો સમોવડિયો ગણાય, પરંતુ તે એક શરતે, અને તે એ કે મહર (લગ્નની દેણગી) પેટે સંતોષજનક રકમ આપી શકે એટલો સંપત્તિવાન હોય. (ડ) વિદ્વાન બિનઆરબ વ્યક્તિ નિરક્ષર આરબને સમાન ગણાય, પછી એ આરબ ભલે અલીનો વંશ જ હોય, "કારણકે કુટુંબ કરતાં વિદ્વતા વધારે કિંમતી લેખાય, અને (ઈ) મુસ્લિમ કાઝી અગર ધર્મવેત્તા વેપારી કરતાં અને વેપારી કારીગર કરતાં વધારે ઊંચા દરજ્જાનો ગણાય. આ ઉપરથી જોઈ શકાય છે કે ઇસ્લામના જે કાયદાઓનો અમલ થતો તે જન્મ અને વંશ ઉપર આધાર રાખતા જ્ઞાતિભેદોને ટેકો આપતા જણાય છે અને એવા પુરાવા મળે છે કે ભારતીય મુસ્લિમ સમાજમાં કડક સામાજિક સ્તરીકરણને વ્યાજબી ઠેરવવા માટે એનો વખતોવખત ઉપયોગ પણ થતો.'૨૨

ઈમ્તિયાઝ અહમદે કરેલ પુસ્તકમાં ભારતમાં સૌથી અગત્યનાં રાજ્યોનાં થયેલા અભ્યાસો રજૂ થયા છે. આ અભ્યાસો ઉપરથી અહમદ નીચે મુજબનો નિષ્કર્ષ કાઢે છે: "આ પુસ્તકમાં મુસ્લિમોમાં જ્ઞાતિ વિષે જે પુરાવાઓ રજૂ થયા છે તે ઉપરથી" આપણે શો નિષ્કર્ષ કાઢી શકીએ? એમના સામાજિક સંબંધોની ભૂમિકા તરીકે જ્ઞાતિ હયાતે તો છે જ, એ તો હકીકત છે, પરંતુ એનું સ્વરૂપ ઘણું નબળું પડયું છે અને તેમાં ફેરફાર પણ થયો છે, અને કેટલીક બાબતોમાં એમનામાં પ્રચલિત જ્ઞાતિ હિંદુ જ્ઞાતિના નમૂનાથી જુદી પડે છે. એ બે વચ્ચે જે તફાવત રહેલો છે, તેના મુદ્દા ચાર છે. એક તો મુસ્લિમો જ્ઞાતિના સિધ્ધાંતનો સ્વીકાર કરે છે ખરા, પરંતુ એ નિઃસત્ત્વ જ લેખી શકાય અને એમની મહાન પરંપરાગત ધાર્મિક વિચારધારા એને મંજૂર કરતી નથી અગર તો એને વ્યાજબી પણ લેખતી નથી. બીજું આંતર્વિવાહની ભાતની બાબતમાં હિંદુઓ અને મુસ્લિમોમાં સ્તરીકરણનું તંત્ર એકબીજાને મળતું આવે છે ખરું, પરંતુ જન્મ અને વંશનું ભારે અભિમાન અને ઊંચનીચના સોપાનનો ખ્યાલ તેમજ જ્ઞાતિ બાબત હિંદુ નમૂનામાં રહેલી લાક્ષણિક ઝીણવટ મુસ્લિમોમાં જોવામાં આવતી નથી ત્રીજું, મુસ્લિમોમાં આભડછેટની માન્યતા ઉપર જ્ઞાતિમૂલક સામાજીક મોભો આધાર રાખતો નથી. મુસ્લિમ જ્ઞાતિઓમાં સામાજિક ભેદભાવ, મર્યાદા, હક્કો અને વંશ ઉપર આધાર રાખે છે...છેવટે મુસ્લિમોમાં બ્રાહ્મણો જેવી શાસ્ત્રોએ વિશુદ્ધ લેખેલી જ્ઞાતિ નથી."

આ નિષ્કર્ષ જેટલો ભારતના અન્ય ભાગોને લાગુ પડે છે તેટલો જ માર્કસવાદી રૂઢિચુસ્તતા અને વર્ગવિગ્રહનો મતાગ્રહના ગઢ મનાતા પશ્ચિમ બંગાળને પણ લાગુ પડે છે. છતાં પશ્ચિમ બંગાળના હિંદુઓને પશ્ચિમ બંગાળના મુસ્લિમો પણ અપવાદ ગણે છે. જ્ઞાતિનાં ધોરણે અનામત પ્રથાનો પશ્ચિમ બંગાળની સરકારે સખત વિરોધ કર્યો હતો, એ હકીકત ધ્યાનાકર્ષક છે. મંડળ કમિશન (હવે પછી એમ. આર. સી.)ના હેવાલમાંથી જાણવા મળે છે:

"રાજય બંધારણે રાજય સરકારને ૧૫ (૪), ૧૬ (૪) કલમો અને કલમ ૧૫ (૪) સંદર્ભમાં કલમ ૨૯ (૨) હેઠળ જે સત્તા આપી છે તેનો ઉપયોગ કરવાની જરૂર છે કે કેમ એ પ્રશ્ન તપાસી જોવા માટે પશ્ચિમ બંગાળની રાજય સરકારે પહેલી ઓગષ્ટ ૧૯૮૦ના રોજ એક કમિટિ નીમી હતી. ૩૦મી ઓગષ્ટ, ૧૯૮૦ના રોજ સુપ્રત કરેલા હેવાલમાં એ કમિટિએ એવી ભલામણ કરી હતી કે "અમે માનીએ છીએ કે પછાતપણાની ઓળખ માટે ગરીબાઈ અને કંગાળ જીવનના ધોરણ સૌથી અગત્યનાં લેખાવાં ઘટે, અને નહીં કે જ્ઞાતિ" એ કમિટિએ કયા વ્યવસાય જૂથોને પછાત ગણી શકાય

તે નક્કી કરવાની અને "અત્યારે ગરીબાઈની રેખા નીચે જીવતાં આ જૂથોના આર્થિક અને શૈક્ષણિક વિકાસ માટે સર્વગ્રાહી કાર્યક્રમ ઘડી કાઢવા"ની ભલામણ કરી હતી. એ કમિટિએ સરકારી નોકરીમાંથી અમુક જગાઓ પછાત વર્ગના લોકો માટે અનામત રાખવાની પ્રથાનો વિરોધ કર્યો હતો. એ કમિટિનો સમગ્ર હેવાલ પશ્ચિમ બંગાળની રાજ્ય સરકારે સ્વીકારી લીધો છે."

જવાહરલાલ નહેરુ યુનિવર્સિટીના એસોસીએટ પ્રોફેસર અને પરંપરાગત માર્કસવાદના સૌથી આગળ પડતા સમર્થકોમાં જેમની ગણના થઈ શકે તેવા દીપકર ગુપ્તાએ ૨૭–૨૯મી એપ્રિલ ૧૯૭૯ના રોજ મુંબઈ યુનિવર્સિટીના કેમ્પસમાં ભરાયેલી ચર્ચા પરિષદમાં ભાષણ આપતા એવો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો કે ડાબેરીશાસન હેઠળનાં રાજ્યોમાંથી અને તેમાં વિશેષે કરીને પશ્ચિમ બંગાળમાંથી જ્ઞાતિ વિભાજનોને દૂર કરવામાં આવ્યાં છે. મેં એમને પૂછ્યું કે પશ્ચિમ બંગાળનાં ગામોમાં જુદી જુદી જ્ઞાતિઓ જુદા જુદા મોહલ્લામાં રહે છે કે કેમ ત્યારે તેમણે જવાબ હકારમાં આપ્યો હતો.

કોઈપણ પ્રશ્નનો સારામાં સારો ઉકેલ એટલે પ્રશ્નના અસ્તિત્વને જ નકારવું.

## જ્ઞાતિ અને વ્યવસાય વચ્ચેનું વ્યાઘાતી ઐક્ય

ઉપર નોંધવામાં આવેલ બાકીના પાંચ લક્ષણોની સરખામણીમાં જ્ઞાતિ પ્રથામાં વ્યવસાયનું સ્થાન કયું ? અનિલ ભટ્ટ ભારપૂર્વક કહે છે, તેમ જ્ઞાતિનું મૂળ અને સૌથી મહત્ત્વનું લક્ષણ વ્યવસાય હતું.

"જૂના ધર્મગ્રંથોનો અભ્યાસ કરતાં માલમ પડે છે કે જ્ઞાતિ અને વ્યવસાય એકબીજા સાથે કુદરતી રીતે જોડાયેલાં હતાં. જ્ઞાતિ પ્રથાના પિતા ગણાતા મનુ લખી ગયા, "પરંતુ એમની સૃષ્ટિના રક્ષણાર્થે અત્યંત દૈદિપ્યમાન (ઇશ્વરે) તેના મૂળમાંથી બાહુઓમાંથી સાથળમાંથી અને પગમાંથી ઉદ્દભવેલ (વર્ણો)ને જુદી જુદી ફરજો બજાવવાનું અને જુદાજુદા વ્યવસાયો અનુસરવાનું નક્કી કર્યું."

"પરંપરાગત સમાજ વ્યવસ્થામાં જ્ઞાતિ અને વ્યવસાય વચ્ચે રહેલો સંબંધ સૌથી મહત્ત્વનો એમ કહોને કે સમાજ વ્યવસ્થાની ભૂમિકા જ, લેખવામાં આવતો. એ જો અવ્યવસ્થિત બને, તો સમાજમાં અંધાધૂંધી ફેલાય. આ બાબત વિષે મનુએ શાસકોને વિશેષે કરીને ચેતવ્યા હતા. "રાજાએ વૈશ્યો અને શૂદ્રોને તેમને માટે નક્કી કરવામાં આવેલાં કાર્યો પાર પાડવાની ફરજ પાડવા ઉપર ખાસ ધ્યાન આપવું કારણ કે જો તેઓ પોતાની ફરજ ચૂકે તો વિશ્વ સમસ્તમાં અવ્યવસ્થા ફેલાય."૨૩ આ ઉપરથી જોઈ શકાય છે કે જ્ઞાતિ વ્યવસ્થામાં વ્યવસાયને સૌથી વધારે અગત્યનો લેખવામાં આવતો, જ્યારે બાકીનાં પાંચ લક્ષણો ગૌણ અને અધિરચનાનો (super structure) ભાગ હતા. આ કારણને લીધે જ જેઓ પોતાના પરંપરાગત વ્યવસાયને અનુસરવાનું ચૂકતા, તેમને સજા કરવાની ધર્મશાસ્ત્રો આજ્ઞા કરે છે. એના દંડ ભયથી સર્વ સચરાચર સર્જન પોતાનો ઉપભોગ કરવા દે છે. અને પોતાની ફરજ બજાવવાનું ચૂકતું નથી."

આ કારણને લીધે જ જ્યારે વર્ણ અને જ્ઞાતિ વિભાજિત સમાજો પરાકાષ્ટાએ પહોંચ્યા, ત્યારે અને ત્યારબાદ એમની પડતી આવતાં કોઈપણ વ્યક્તિ પોતાનો વ્યવસાય ત્યજી દે અગર બદલે એ સૌથી વધુ ગંભીર ગુનો મનાતો. હું ફરીથી ગાવલીની કૃતિઓમાંથી આ વિષે કેટલીક હકીકતો રજૂ કરીશ.

શાહુ ૧લાના સમય દરમ્યાન એવી ફરિયાદ થઈ કે શિંપી (દરજી) જ્ઞાતિના સભ્યોએ રંગારા અને નિલારી જ્ઞાતિનો ધંધો કરવા માંડયો છે, તેમજ એકબીજાની સાથે સંબંધો બાંધે છે, અને સોનીની જ્ઞાતિએ પણ એમ જ કરવા માંડ્યું છે. રાજાએ ફરિયાદ સાંભળી અને સજા કરી કે એ જ્ઞાતિઓના સભ્યોનાં ઘરોમાં લગ્ન અગર બીજી કોઈપણ ધાર્મિક વિધિઓ કરવા દેવી નહીં.

બ્રાહ્મણ પુરોહિત વિના હિંદુ જાતિઓનો કોઈપણ સભ્ય ધાર્મિક ક્રિયા કરી શકતો નહોતો. આ કારણને લઈને જો બ્રાહ્મણ ધાર્મિક ક્રિયા વિધિ કરે નહીં તો વ્યાવહારિક દૃષ્ટિએ તો એનો અર્થ સંબંધિત વ્યક્તિઓના અગર જ્ઞાતિઓના સામાજિક બહિષ્કાર જ થતો. બ્રાહ્મણો અસ્પૃશ્યોની ધાર્મિક વિધિ કરતા ન હતા. આથી મહારોના લગ્નપ્રસંગે જરૂરી વિધિ ઢેગો-મેગો નામની મહાર પેટાજાતિના સભ્યો કરતા. બ્રાહ્મણોત્તર જાતિઓના કેટલાક સ્થાનિક વહીવટદારોની મદદ મેળવી મહાર જાતિએ એક નવો જ રિવાજ ચાલુ કરવાનો પ્રયાસ કર્યો હતો. પરંતુ પેશવા શાસકોએ એ પ્રયાસને લોખંડી હાથે દબાવી દીધો હતો.૨૪

પુણે જિલ્લાના સાસવાડ ગામના એક લુહારે પેશવાને ફરિયાદ કરી કે એમનાં ગામના સુથારો લુહારનો ધંધો કરતા થયા હતા. અને તેથી તેમને તેમ કરતા અટકાવવા એ મુજબનો હુકમ કરવામાં આવ્યો. બીજા એક હુકમથી વાણિયાની જાતિના કોઈપણ સભ્યને પાન વેચવાની મના કરવામાં આવી કારણ કે પાન વેચવાનો ધંધો તો તંબોલી જાતિના સભ્યો જ કરતા.

ઈ.સ. ૧૭૫૫ની સાલમાં મોગા જાતિની એક બાઈ સવર્ણ હિંદુ કુટુંબમાં ઘરકામ કરતી. જ્યારે આ વાત જાહેરમાં આવી ત્યારે એ કુટુંબના બધા જ સભ્યોને અને તેમના પડોશીઓને પણ પ્રાયશ્ચિત કરવું પડ્યું અને એ લોકો જે મોહલ્લામાં રહેતા તેનું શુદ્ધિકરણ કરવું પડ્યું. એવી જ રીતે એક ચમાર બાઈ એક બીજા સવર્ણ હિંદુ કુટુંબમાં કામ કરતી હતી એમ જાણવામાં આવ્યું ત્યારે પણ આવી જ શિક્ષા કરવામાં આવી હતી.

ઈ.સ. ૧૭૬૩-૬૪ની સાલમાં કોંકણના મહારોએ વેપારીઓનો સંઘ રચી સૂકવેલી માછલીઓને દરિયા કિનારેથી પૂણેના વિસ્તારમાં લઈ જવા લાગ્યા. પેશવાએ તેમને એ ધંધો કરવાની મના કરી.

એક મહાર બ્રાહ્મોત્તર સવર્ણને ત્યાં નોકરી કરતો હતો. તેને બદલે તેણે એક બ્રાહ્મણને ત્યાં નોકરી મેળવી. એના નવા શેઠને જ્યારે ખબર પડી કે તે મહાર હતો, ત્યારે મહારના સ્પર્શથી અભડાઈ જવાને કારણે ગુસ્સે થઈને એ મહારના હાથપગ બાંધી તેને પોલીસ ચોકી ભેગો કર્યો. ત્યાં તેને એની એ જ દશામાં ત્રણ દિવસ સુધી પડી રહેવા દીધો. પછી જ્યારે એને છોડી મૂકવામાં આવ્યો, ત્યારે એને હુકમ કરવામાં આવ્યો કે તેણે મહાર જાતિનો વ્યવસાય જ કરવો. જો એ ફરીથી બીજા વ્યવસાયમાં પડશે તો તેને જીવતો જવા દેવામાં આવશે નહીં.૨૫

મારા હજી પ્રકાશિત નહીં થઈ શકેલા નિબંધ : "ધર્મકીર્તિ ઍન્ડ અવર ટાઈમ્સ"માં એ પુરવાર કર્યું છે કે બ્રાહ્મણી વૈશેષિક તત્ત્વજ્ઞાનમાં આવતો અણુવાદ જાતિ વ્યવસ્થાના નમૂનાને આધારે રચવામાં આવ્યો હતો એ તત્ત્વજ્ઞાન મુજબ પ્રત્યેક પદાર્થ એક જ મહાભૂતનો બનેલો છે. કોઈપણ સેન્દ્રિય પદાર્થ એક જ મહાભૂતનો અર્થાત્ પૃથ્વીનાં અણુઓનો બનેલો છે; આ કારણથી એમાં 'સામાન્ય' તો પૃથ્વીત્વ જ હોઈ શકે, નહીં કે જલત્વ સેન્દ્રિય પદાર્થમાં જલત્વ સંયોગના સંબંધથી જ અસ્તિત્વ ધરાવી શકે, સમવાયના સંબંધથી નહીં."૨૬

ચાર પ્રકારનાં અણુઓને તેમને માટે નક્કી કરવામાં આવેલાં કાર્યો કરવાના હોય છે. પૃથ્વીનાં અણુઓનું કામ સેન્દ્રિય પદાર્થો રચવાનું, પાણીનાં અણુઓનું કામ પ્રવાહીઓ બનાવવાનું વગેરે. એમને માટે જે કામો નક્કી કરવામાં આવ્યાં હતાં તેનું ઉલ્લંઘન કરવાથી અવ્યવસ્થા ફેલાય! જે પ્રમાણે એક જ જ્ઞાતિના સભ્યો એકબીજા સામે લોહીનાં સગપણથી જોડાયેલા હોય છે તે જ પ્રમાણે પ્રત્યેક મહાભૂતનાં બધાં જ અણુઓ એકબીજા સાથે સમવાયના સંબંધથી જોડાયેલાં હોય છે. જેવી રીતે એ જાતિઓના સભ્યો એકબીજા સાથે સંયોગનાં બંધનથી જોડાયેલા હોય છે તેવી જ રીતે એ પંચમહાભૂતોના અણુઓ એકબીજા સાથે સંયોગના બંધનથી જોડાયેલાં હોય છે.

ભારતીય તત્ત્વજ્ઞાનનો એના સામાજિક અને તેમાં વિશેષે કરીને જ્ઞાતિના સંદર્ભમાં હજી સુધી અભ્યાસ હાથ ધરવામાં આવ્યો જ નથી અને તેનું એક માત્ર કારણ એ છે કે ભારતીય તત્ત્વજ્ઞાનના બધા જ વિદ્વાનો બ્રાહ્મણો જ રહ્યા છે.

## વિરોધોનાં બે ઐક્યો વચ્ચેનો સંઘર્ષ

અનિલ ભટ્ટ એમના પુસ્તકમાં આપેલી આકૃતિ દ્વારા ભારતના ઉપલા, મધ્યમ અને નીચલા વર્ગો–ઉપલી, મધ્યમ અને નીચલી જ્ઞાતિઓમાંથી કેવી રીતે ઉદ્ભવી રહ્યા છે તે બતાવે છે. આ પ્રમાણે અંગ્રેજ શાસન દરમ્યાન જ્ઞાતિ અને વ્યવસાયના પરસ્પર વિરોધોનાં જૂનાં ઐક્યમાંથી પરસ્પર વિરોધનાં નવા ઐક્યનો ઉદ્ભવ થયો અને તે જ્ઞાતિ અને વર્ગ વચ્ચેનું ઐક્ય છે. આઈ પી. દેસાઈએ જે મુખ્ય મુદ્દાની ચર્ચા કરી છે તે તો પરસ્પર વિરોધોનાં નવાં ઐક્યે જૂનાં ઐક્ય ઉપર કેટલે અંશે અસર કરી તે છે. તેઓ એવો દાવો કરે છે કે ઉદય પામતા મૂડીવાદી સમાજે જે સામાજિક ગતિશીલતાને જન્મ આપ્યો, તેને પરિણામે સ્વાતંત્ર્યોત્તર કાળમાં જ્ઞાતિ અને વ્યવસાય વચ્ચે જે અનુષાંગિક બંધન હતું તેનો અત્યાર સુધીમાં અંત આવ્યો છે. આપણે ખરેખરી સામાજિક વાસ્તવિકતા એમના દાવાને ખરો ઠરાવે છે કે કેમ તે હવે જોઇશું.

૧૯૭૪માં પ્રકાશિત થયેલ "બદલાતું ગ્રામ્ય સ્તરીકરણ" નામનાં પુસ્તકમાં એના લેખક કે. એલ. શર્માએ રાજસ્થાનના ૭ પ્રદેશોના ૭ ગામોના સ્તરીકરણ તંત્રના માળખાં અને પ્રક્રિયાનું વિશ્લેષણ કર્યું છે. એ વિશ્લેષણ ૧૯૬૫–૬૬માં થયેલા ક્ષેત્રીય અભ્યાસને આધારે કરવામાં આવ્યું છે. એમણે એ ઉપરથી નીચે મુજબનો નિષ્કર્ષ કાઢ્યો છે.

"એ ૭ ગામોના ૧૯૦૦ પુરૂષ કામદારોમાંના ૨૦ ટકા ઐહિક (જ્ઞાતિને કરવાને ન હોય એવો) વ્યવસાય કરે છે. ઉપલી જ્ઞાતિઓએ જ્ઞાતિને કરવા પડતા પરંપરાગત વ્યવસાયો ત્યજી બીજા પ્રકારના વ્યવસાયો હાથ ધર્યા છે અને તેમાં બીજા જ્ઞાતિ જૂથો કરતાં તેમની સંખ્યા વધારે છે. ઉપલી જ્ઞાતિના પુરૂષ કામદારોના ૪૬ ટકા જેટલા કામદારોએ તેમની જ્ઞાતિઓએ નહીં કરવાના વ્યવસાયો હાથ ધર્યા છે. ઉપલી જ્ઞાતિઓની જેમજ મુસ્લિમો પણ બહુધા ઐહિક વ્યવસાયો કરતા થયા છે. પરંતુ મધ્યમ સ્તરની નીચલી અને 'અસ્પૃશ્ય' જ્ઞાતિઓ તો મોટે ભાગે તેમના પરંપરાગત તેમની જ જ્ઞાતિઓએ કરવાના વ્યવસાયો જ ચાલુ રાખ્યા છે.૨૮

ટી. એસ. પપોલાએ ઉત્તર પ્રદેશના વારાણસી અને ગોરખપુર જિલ્લામાં આવેલા ઔદ્યોગિક એકમના નમૂનાનું સર્વેક્ષણ કર્યું હતું અને ૧૯૮૨માં પ્રકાશિત થયેલ પુસ્તક "ગ્રામ્ય ઔદ્યોગિકરણ"માં તેને રજૂ કર્યું હતું. એમાં ૨૮૩ એકમોનું સર્વેક્ષણ કરવામાં આવ્યું હતું અને તેમાં પરંપરાગત અને બિન–પરંપરાગત અગર આધુનિક એમ બંને એકમોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. એમણે જે નિષ્કર્ષ દોર્યો તે નીચે મુજબ છે.

ગામડામાં પરંપરાગત ઔદ્યોગિક પ્રવૃત્તિઓ સદીઓથી જ્ઞાતિના ધોરણે હાથ ધરવામાં આવતી, એ તો જાણીતી વાત છે. લુહારો, લોખંડના ઓજારો વગેરે બનાવતા, ચમાર મોચીનું કામ કરતા, તેલીઓ તેલ પીલતા, કુંભારો માટીનાં વાસણો બનાવતા, અને જ્ઞાતિની ઓળખ આપતાં વ્યવસાયનાં પ્રાદેશિક વૈવિધ્ય પણ અલબત્ત હતાં જ. સમય જતાં વિશેષે કરીને જ્યારે ઉત્પાદનની ટેકનોલોજીમાં પરિવર્તન આવ્યું, ત્યારે આર્થિક આવશ્યક્તા અને પ્રોત્સાહનોની અગત્યતા વધી, વેપારીકરણ થયું અને ગામોમાં શિક્ષણ વધ્યું તેને પરિણામે એમ ધારવામાં આવે પણ ખરૂં કે જ્ઞાતિનાં બંધનો શિથિલ થયાં હશે પરંતુ એવું કોઈ પરિવર્તન નજરે પડતું નથી, અને હકીકતે તો ઘણાં બિનપરંપરાગત વ્યવસાયોને પરિણામે નવી જ જ્ઞાતિઓ, જૂથો, બંધનો અને જમાવટો અસ્તિત્વમાં આવ્યા છે.

ભટ્ટ લખે છે કે જ્ઞાતિ અને વ્યવસાય વચ્ચેનું બંધન, ભૂતકાળમાં વધારે મજબૂત હતું ખરું, પરંતુ તે ભાંગી પડયું તો નથી જ—

"ભૂતકાળમાં જ્ઞાતિના દરજ્જા અને વ્યવસાયના દરજ્જા વચ્ચેનો મેળ આજના કરતાં ઘણું કરી ઘણો વધારે ગાઢો હતો. ૧૯૦૧ની વસ્તીગણત્રીનો હેવાલ ભારપૂર્વક જણાવે છે કે લોકો બધે જ બિનપરંપરાગત વ્યવસાયો હાથ ધરતા થયા હતા, તેમાં સાથે સાથે એમ પણ જણાવવામાં આવ્યું છે કે ભારતના બધા જ ભાગોમાંથી મળતા આંકડા ઉપરથી એમ માલમ પડે છે કે સરકારી નોકરીમાં મોભ્ભાનાં અને સત્તાનાં સ્થાનો તો ઉચ્ચ જ્ઞાતિના સભ્યોએ જ હસ્તગત કર્યા હતા. બંગાળમાં ૧૯૦૧ની સાલમાં હિંદુઓએ હસ્તગત કરેલી ૧૨૩૫ નોકરીઓમાંથી ૧૧૦૪ (લગભગ ૮૯ ટકા) જેટલી નોકરીઓ બ્રાહ્મણો, વૈદ્યો અને કાયસ્થોએ મેળવી હતી. પરંતુ તેમની જ્ઞાતિના સભ્યો કુલ હિંદુ વસ્તીના ૧૧ ટકા જેટલા જ થતા હતા. "રિપોર્ટ"માં જણાવવામાં આવ્યું હતું કે "સંયુક્ત પ્રાંતોમાં હિંદુઓએ મેળવેલી ૬૧૫ સરકારી નોકરીઓમાંથી ૫૮૪ (લગભગ ૮.૫ ટકા) પાંચ ઉચ્ચ જ્ઞાતિઓએ હસ્તગત કરી હતી. મધ્યપ્રાંતોમાં ૧૯૦૧માં કુલ હિંદુ વસ્તીના ૧૦ ટકા જેટલો જ પાંચ ઉચ્ચ જ્ઞાતિઓએ ૩૨૮ સરકારી નોકરીઓની ૯૭ ટકા હસ્તગત કરી હતી. ૧૯૦૧ના વસ્તીગણત્રીના હેવાલ મુજબ મુંબઈ પ્રાંતમાં પણ મરાઠા, કણબી, કોળી, લિંબાયત અને મહાર જેવી મધ્યમ અને નીચલા દરજ્જાની વધારે સંખ્યા ધરાવતી જ્ઞાતિઓ સરકારી અધિકારીની એક પણ જગા હસ્તગત કરી શકી નહોતી.

ભારતના બાકીના પ્રાંતોમાં પણ એવું જ ચિત્ર જોવા મળે છે. ત્યારે આજે કેવી પરિસ્થિતિ છે ? ભટ્ટ આ નિષ્કર્ષ કાઢે છે:

'આપણને મળતી સામગ્રીને આધારે એમ કહી શકાય કે વ્યવસાયની તકો ઘણી વધી હોવા છતાં અને જ્ઞાતિ અને વ્યવસાયનાં માળખામાં કેટલેક અંશે વધારે સામ્યતા આવી હોવા છતાં જ્ઞાતિના દરજ્જા વચ્ચે સારો જેવો મેળ રહેલો છે."૩૦

મંડળ કમિશને છેલ્લી સામગ્રીને આધારે જે કોષ્ટક રજૂ કર્યું છે તે એમ દર્શાવે છે કે સામાજિક ગતિ-શીલતા વધારે એવા ઘણા ઘટકો હોવા છતાં સરકારી નોકરીના ઉપલા સોપાનક પ્રબંધોમાં ઉપલી જ્ઞાતિઓનું અપ્રતિહત વર્ચસ્વ રહ્યું જ છે.*

ભારતનો રાજ્યવહીવટ હજી પણ ઉજળિયાત જ્ઞાતિઓ વર્ગો જ કરે છે.

ધર્મશાસ્ત્રોએ મંજૂર કરેલી શ્રૌત-સ્માર્ત વર્ણ-જ્ઞાતિ વ્યવસ્થા આદેશ આપે છે કે અતિશૂદ્ર જ્ઞાતિઓ અને કોમોએ મિલકત ધરાવવી નહીં. શૂદ્ર ખેડૂત જ્ઞાતિઓ પોતાની નિર્વાહ થઈ શકે તેટલી જ જમીનની મિલકત ધરાવી શકે. જ્યારે લશ્કરી અને બ્રાહ્મણજ્ઞાતિઓ જ જમીન અને મહેસૂલના હકના રૂપે સામંતપ્રથાક મિલકત ધરાવી શકે. ૧૮મી અને ૧૯મી સદીઓ દરમ્યાન અંગ્રેજ શાસકોએ ભારતમાં પ્રચલિત સામંતપ્રથાક જ્ઞાતિ સંબંધો ઉપર યુરોપિયન સામંતપ્રથાક વર્ગ સંબંધો ઠોકી બેસાડયા અને એને પરિણામે ભારતીય જમીનદારોને તેમની પોતાની વતનની જમીનના માલિકો ઉપરાંત તેમની રૈયતની જમીનના પણ માલિકો બનાવ્યા. રાજેન્દ્રસિંહ "લેન્ડ, કોર્ટ એન્ડ પોલિટીકસ ઈન ઈન્ડિયન સ્ટેઈટસ"માં અંગ્રેજોનાં રાજ્ય દરમ્યાન જ્ઞાતિ વિભાજિત ગ્રામ્ય સમાજના હિંદુ નમૂનાનું યથાર્થ વર્ણન પાછળ પ્રમાણે કરે છે:

| * નોકરીનો પ્રકાર | નોકરીની કુલ સંખ્યા | અનુ.જાતિઓ જનજાતિઓના ટકા | બીજી પછાત કોમોના ટકા |
|---|---|---|---|
| વર્ગ ૧લો | ૧,૭૪,૦૯૩ | ૫.૬૮ | ૪.૬૯ |
| વર્ગ ૨જો | ૯,૧૨,૭૮૬ | ૧૮.૧૮ | ૧૦.૬૩ |
| વર્ગ ૩જો અને ૪થો | ૪,૮૪,૬૪૬ | ૨૪.૪૦ | ૨૪.૪૦ |
| કુલ બધા જ વર્ગો | ૧૫,૭૧,૪૭૫ | ૧૮.૭૧ | ૧૨.૩૩ |

"ઉત્તર ભારતમાં હિંદુ ગ્રામ્ય જીવનમાં જમીન ધરતી માતાની તુલ્ય ગણાય. એને પવિત્ર માનવામાં આવે છે. ગ્રામ્ય વિસ્તારોમાં એમ મનાય છે કે જમીન તો ક્ષત્રિય, બ્રાહ્મણ જ્ઞાતિઓની માલિકીની જ હોવી જોઈએ...અને તે સ્પૃશ્ય ખેડૂત જ્ઞાતિઓને હસ્તક હોય તો ચલાવી લેવાય...નકારાત્મક રીતે જોતાં એ જ વિભાવનાઓ અને ખ્યાલોને પરિણામે અસ્પૃશ્યો બાકાત થઈ ગયા...આને પરિણામે અંગ્રેજ શાસન દરમ્યાન જમીનની માલિકીનો હક્ક એ જ્ઞાતિઓ મેળવી શકી નહીં."

રાજેન્દ્રસિંહ કહે છે કે ૧૯૪૫ના જમીનદારી નાબૂદી કરતા કાયદાને પરિણામે ઉત્તર પ્રદેશમાં ઉપલી જ્ઞાતિઓનો જમીનની માલિકીનો ઈજારો હતો તે જરાતરા ઓછો તો થયો પરંતુ એના જે લાભો મળ્યા તે બધા પૈસાદાર ખેડૂતોને જ મળ્યા, જ્યારે સીમાંત ગણોતિયા તરીકે અસ્પૃશ્ય જ્ઞાતિઓના હાથમાં જે જરાતરા જમીન હતી તે ખેડૂત જ્ઞાતિઓએ પડાવી લીધી.૩૧ ખેડૂતો વિરુદ્ધ જમીનદાર વચ્ચે કહેવાતાં વર્ગ યુદ્ધનું સ્થાન હવે દલિતો અને સવર્ણ જ્ઞાતિના ખેડૂતો વચ્ચે ચાલતા, જ્ઞાતિ સંઘર્ષે લીધું છે.

આજે જ્ઞાતિવાદની અભિજાત ગણાતી ભૂમિ બિહાર એક વખતે ગ્રામ્ય વર્ગ વિગ્રહની અભિજાતભૂમિ લેખાતી ત્યાં કહેવાતા જમીન સુધારણાના કાયદાને પરિણામે ઉત્તર પ્રદેશની જેમ જ જ્ઞાતિ વ્યવસ્થામાં ફેરફાર સર્જાયા છે. બધા જ રાજકીય પક્ષો જ્ઞાતિ ઉપર આધાર રાખે છે. અને જમીનની માલિકી ધરાવતો ભદ્રસમાજ જ્ઞાતિ અને પોતાની રાજકીય સત્તાનો ઉપયોગ ભાગિયા અગર જમીન મજૂરોની બનેલી બંડખોર નીચલી જ્ઞાતિઓને દબાવી રાખવામાં કરે છે. બિહાર વિષે પુસ્તક લખનાર લેખકોના એક જૂથનું અવતરણ નીચે ટાંકવામાં આવે છે:

"જ્યારે જમીનદારોને તેમના ખેતમજૂરોનો અગર તો ભાગિયાઓનો સામનો કરવો પડે છે...ત્યારે તેમને જ્ઞાતિ સંબંધો વધારે ઉપયોગી થઇ પડે છે. જો જમીન માલિકી ધરાવનાર ભદ્ર વર્ગ સરકારી અમલદારો અને પોલિસ વચ્ચે સુયોગ્ય સંબંધો હોય તો પોલિસ વધારે ત્વરાથી ત્રાટકે...

"જ્ઞાતિ સંગઠનો અને એને પરિણામે ઉત્તેજિત થતી જ્ઞાતિ ચેતના એ બંનેનો ઉપયોગ વર્ગ પોતે હસ્તગત કરેલા આર્થિક લાભોનો બચાવ કરવા માટે સામાજિક અને રાજકીય ટેકો મેળવવામાં કરે છે. જે જૂથો અત્યાર સુધી સત્તા ભોગવતાં આવ્યાં હતાં તેમનો સામનો કરવામાં આ સાધનો તેમને ઉપયોગી થઈ પડયાં, એની મદદથી તેઓ પોતાના ગરીબ જ્ઞાતિ બંધુઓનો ટેકો પણ મેળવી શકયા. સમસ્ત વાસ્તવિકતા તો એ છે કે આગળની ઉત્પાદન પ્રથામાં જે સામાજિક સંબંધો પ્રચલિત હતા તેને આજે ફરીથી પુનર્જીવિત કરી શાસક વર્ગ તેનો ઉપયોગ તેમના પોતાના હેતુઓ પાર પાડવા માટે કરે છે. બિહારમાં આજે જે સંઘર્ષ ચાલી રહ્યો છે તે નિઃશંક વર્ગ-વિગ્રહ જ છે. પરંતુ જયારે આમ કહેવામાં આવે ત્યારે વર્ગોની સાથે જ્ઞાતિ ચેતના આજે જે સંબંધ ધરાવે છે અને તેમાં જ્ઞાતિ જે ભાગ ભજવે છે તે ધ્યાનમાં રાખવું જરૂરી છે. આ હકીકતને ધ્યાનમાં લેવામાં નહીં આવે તો જમીનદાર નોકરશાહીનાં સંયુકત જૂથ સામે લડત ચલાવવા માટે જે રાજકીય કાર્યક્રમ ઘડી કાઢવામાં આવે તેની યથાર્થતા વિષે ગંભીર ગેર-સમજ ઊભી થશે અને તેને લીધે એ નિરર્થક પણ બને."૩૨

વિદ્વાન લેખકો અત્રે દ્વિધા અનુભવતા હોય એમ લાગે છે. તેઓ ખરું જ કહે છે કે જ્ઞાતિ સંબંધો આગલી (ઉત્પાદનની) પ્રથામાં પ્રચલિત હતા. પરંતુ તેમ છતાં એઓ એમ ધારી લે છે કે આજે એ અસ્તિત્વમાં નથી. એમનાં મંતવ્ય મુજબ આજે જે અસ્તિત્વમાં છે તેમાં એની ચેતના જ છે. આ હકીકતને નિઃશંક, સ્પષ્ટતા બક્ષવા માટે એમણે શરૂઆતમાં જે કથન કર્યું હતું તે અત્રે રજૂ કરીશું.

"બિહારમાં આપણને જે જ્ઞાતિ વ્યવસ્થા જોવા મળે છે તે મુખ્યત્વે ચેતનાનાં ક્ષેત્રમાં જ કાર્યરત છે.

આઈ. પી. દેસાઈ એક વાતનો તો સ્વીકાર કરે જ છે, અને તે એ કે નાતિ અને વ્યવસાય વચ્ચે રહેલા સંબંધો હજી પણ બહુધા હતા તેમના તેમજ રહ્યા છે, અને એમના કહેવા મુજબ પણ નાતિનું અસ્તિત્વ મટી જવાને પરિણામે એ સંબંધો લોકોની ચેતનામાં જ અસ્તિત્વ ધરાવે છે.

"જુદી જુદી નાતિના અને ધર્મોના લોકોએ અમને જે કહ્યું તેને અને અમારાં પોતાનાં અવલોકન અને જાણને આધારે એમ કહી શકાય કે જજમાની વ્યવસ્થાને અનુસરતા લોકોનો સારો જેવો ભાગ નોકરી પણ કરે છે અગર તો પોતાનો વ્યવસાય પોતે જ ચલાવે પણ છે. લુહારો, સોનીઓ, તાંબાનાં વાસણો બનાવનારાં અને દરજીઓએ જણાવ્યું કે તેમનામાં જે નોકરી કરે છે તેમાં અગર તો પોતાનો વ્યવસાય પોતે જ કરતા હોય તેમાં અગર છૂટક વેતન કમાવનાર તરીકે જે કામ કરે છે તેમાં તેમના પરંપરાગત કૌટુંબિક વ્યવસાયોનુ જ કામ કરવાનું હોય છે."

ઔદ્યોગિક રીતે વિકસીત સ્થળોએ જજમાની-બલુતેદારી પ્રથાએ પીછેહઠ કરી છે. દા. ત. પશ્ચિમ મહારાષ્ટ્રમાં એ પ્રથાનું બહુધા વિઘટન થયું છે. પરંતુ મરાઠાવાડ અને વિદર્ભ જેવા પછાત વિસ્તારોમાં એ પ્રથા હજી સાબૂત જ રહી છે પશ્ચિમ મહારાષ્ટ્રમાં પણ શહેરો અને કસ્બાની આસપાસનાં ગામોમાં એનું વિઘટન થયું તો છે, પરંતુ એ વિસ્તારના અંદરના ભાગોમાં એ પ્રથા હજી પ્રબળ છે. પહેલાં જ્યાં જમીનદારી હતી તે ઉત્તર પ્રદેશ, બિહાર, આંધ્ર વગેરે રાજ્યોમાં ભારતની વસ્તીનો મોટોભાગ વસેલો છે. ત્યાં નાતિ વ્યવસાય વધારે પ્રાચીન અને જલદ સ્વરૂપે જોવા મળે છે. આ પ્રથાનું સર્વેક્ષણ માત્ર ગુજરાતમાં જ હાથ ધરવામાં આવ્યું છે. પરંતુ એનો હેવાલ હજી બહાર પડ્યો નથી. પરંતુ ગુજરાતમાં ઔદ્યોગિક વિકાસ મોટા પાયા પર થયો છે. અને એને પરિણામે પછાત રાજ્યોમાં પ્રવર્તતી પરિસ્થિતિની ઝાંખી એ સર્વેક્ષણ ઉપરથી થઈ શકે નહી. આખા ભારતનાં નમૂનાનાં સર્વેક્ષણ દ્વારા તે જાણી શકાય.

ભારતના જે વિસ્તારોમાં ઔદ્યોગિક પ્રગતિ થઇ છે તેમાં નાતિ અને વ્યવસાય વચ્ચે રહેલો સંબંધ માત્ર ચેતનામાં જ રહ્યો છે એમ કહી શકાય ખરું ? શહેરોમાં સ્થપાયેલા ઉદ્યોગોમાં રોકાયેલા કામદારો જ્યારે ટૂંકા અગર લાંબા ગાળા માટે પોતાને ગામ પાછા ફરે છે ત્યારે તેઓ અસ્પૃશ્યતા પાળતા હોય એમ જણાય છે. નજીકના ભૂતકાળમાં હરિજન સેવક સંઘે ભારતમાં નાતિ અને અસ્પૃશ્યતા કેટલે અંશે પ્રચલિત છે તે શોધી કાઢવા માટે ભારતનાં બાર રાજ્યોમાં સર્વેક્ષણ કર્યું હતું. અનુસૂચિત નાતિઓ અને જનજાતિઓ માટે નીમાયેલાં કમિશને એ અન્વેક્ષણનો સ્વીકાર કરી તેને ૧૯૮૩ના માર્ચમાં રાજસ્થાનની ધારાસભામાં રજૂ કર્યું છે. એ સર્વેક્ષણ ઉપરથી આ માહિતી મળી છે :*

રાષ્ટ્ર સેવાદળ અને કેટલાંક નાતિ વિરોધી સંગઠનોની મદદથી ગોવિંદ ગારે અને શિરુભાઉ લિમયેએ ૧૯૭૦માં મહારાષ્ટ્રનું આવું જ સર્વેક્ષણ કર્યું હતું. અને એનાં પરિણામો 'મહારાષ્ટ્ર તિલદલિત શોધાવબોધ' એ નામનાં પુસ્તકમાં ૧૯૭૬માં પ્રકાશિત કરવામાં આવ્યાં હતાં હરિજન સેવક સંઘે કાઢેલા નિષ્કર્ષને એનો નિષ્કર્ષ મળતો આવે છે.

આપણે આ નક્કર હકીકતોને ચેતનાના અસ્પષ્ટ પ્રદેશમાં હડસેલી દઈ દેશના મોટા ભાગમાં હજી પણ જજમાની–બલુતેદારી પ્રથા અને અસ્પૃશ્યતાનાં સ્વરૂપે અસ્તિત્વ ધરાવતી નાતિની નક્કર અને તિરસ્કારવા લાયક વાસ્તવિકતાની જવાબદારીનો સ્વીકાર કરવાની ના પાડી શકીએ ખરા ?

### કાયદા યુદ્ધ

મૂડીવાદી લોકશાહી સમાજોમાં પરંપરાગત સંઘર્ષ વ્યક્તિ અને વૃત વ્યવસ્થા વચ્ચે રહેલો છે એમ મનાય છે. કાયદાની પરિભાષામાં નહેરુએ વાપરેલા શબ્દોમાં કહીએ તો આ સંઘર્ષ ગતિશૂન્ય મૂળભૂત હક્કો અને રાજ્ય બંધારણમાં સમાવિષ્ટ થયેલા ગતિશીલ માર્ગદર્શક સિદ્ધાંતો વચ્ચે રહેલો છે. પરંતુ ભારતીય રાજ્ય

| *રાજ્ય | સર્વેક્ષણ કરાયેલાં ગામોની સંખ્યા | ગામના કૂવામાંથી પાણી કાઢવાની મના | મંદિરપ્રવેશની મના | હોટલમાં દાખલ થવાની મના |
|---|---|---|---|---|
| આંધ્ર | ૬૦ | ૧૭ | ૧૬ | ૧૪ |
| ગુજરાત | ૧૪૧ | ૨૯ | ૧૩૦ | ૧૨૬ |
| કર્ણાટક | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| કેરાળા | ૬૮ | ૬૮ | ૬૮ | ૬૮ |
| મહારાષ્ટ્ર | ૬૧ | ૨૯ | ૨૬ | ૪ |
| મધ્ય પ્રદેશ | ૧૯૯ | ૯૨ | ૯૫ | ૯૫ |
| ઓરિસ્સા | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ |
| હરિયાણા | ૪૪ | ૭ | ૨૩ | -- |
| રાજસ્થાન | ૭૫ | ૬૧ | ૬૩ | — |
| તામિલનાડુ | ૧૪૮ | ૧૧૫ | ૧૩૬ | ૩૬ |
| મદુરાઈ જિલ્લો | ૭૨ | ૭૨ | ૭૨ | — |
| ઉત્તર પ્રદેશ | ૧૭૦ | ૫૫ | ૭૮ | ૧૧૩ |
| હિમાચલ | ૫૧ | — | ૫૧ | ૫૧ |

બંધારણ જ્ઞાતિ વિરોધી મૂડીવાદી લોકશાહીમૂલક હોવાને કારણે એમાં જે સંઘર્ષ પ્રતિબિંબિત થાય છે તે અનુસૂચિત જાતિ, અનુસૂચિત જનજાતિ બીજી પછાત જ્ઞાતિઓ અને વર્ગજ્ઞાતિ વ્યવસ્થા વચ્ચે છે.

અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત જનજાતિઓને રાજય બંધારણે અનામત જગાઓ આપી હતી અને બીજી પછાત જ્ઞાતિઓની ચળવળો વિશેષે કરીને મદ્રાસ પ્રાંતમાં વધારે અગાઉથી ચાલતી આવેલી અને પ્રબળ હોવાથી અને તે ભારતીય સમાજની વસ્તીનો વધારે મોટો ભાગ હોવાથી બંધારણની કલમ ૧૪૦માં એવી જોગવાઈ કરવામાં આવી હતી કે 'સામાજિક અને શૈક્ષણિક ક્ષેત્રોમાં પછાત નાગરિકોનાં હિતોને માટે' રાજય સરકારો બેકવર્ડ ક્લાસ કમિશન નીમી શકે. એની ૧૬મી કલમની (૪)થી પેટા કલમમાં જણાવવામાં આવ્યું છે કે રાજય સરકારની નોકરીઓમાં જે પછાત વર્ગોને યથાર્થ સંખ્યામાં નોકરી મળી નહીં હોય તેમને માટે જગ્યાઓ અનામત રાખવાની જોગવાઈ કરે. મધ્યસ્થ સરકારે અનુસૂચિત જાતિઓને અને અનુસૂચિત જનજાતિઓને માટે અનામત જગ્યાઓની જોગવાઈ કરી હોવાથી બીજી પછાત જ્ઞાતિઓ માટે અનામતની જોગવાઈ કરવાનું કામ રાજયોને સોંપવામાં આવ્યું.

દક્ષિણ ભારતના રાજયોમાં નીચલી જ્ઞાતિઓએ લાંબો સમય સુધી ચલાવેલી ચળવળોને પરિણામે સ્વાતંત્ર્ય મળ્યું. ત્યાર અગાઉથી જ મેડિકલ અને એન્જીનીયરીંગ કોલેજોમાં અનામત જગાઓ ફાળવવામાં આવી હતી. સમસ્ત ભારતમાં અનામતની પ્રચલિત પ્રથાને રાજય બંધારણે કાયદાનું સ્વરૂપ આપ્યું કે તરત જ ઉજળિયાત જ્ઞાતિઓએ હાઈકોર્ટો અને સુપ્રીમ કોર્ટમાં તેની વિરુદ્ધ સંખ્યાબંધ અરજીઓ કરી. તેની શરૂઆત કરી મદ્રાસ રાજયના બે બ્રાહ્મણ વિદ્યાર્થીઓએ કારણ કે તેમાંના એકને મેડિકલ કોલેજમાં અને બીજાને એન્જીનીયરીંગ કોલેજમાં પ્રવેશ આપવાની ના પાડવામાં આવી હતી.

તેમણે તેમની અરજીમાં મૂળભૂત અધિકારોનો આશ્રય લીધો અને એ અધિકારો ધર્મ, જાતિ, જ્ઞાતિ, સેક્સ, ભાષા અને જન્મસ્થાનને 'આધારે' (ભારતીય નાગરિકો વચ્ચે) ભેદભાવ રાખવાની મના કરે છે. સુપ્રીમ કોર્ટે મદ્રાસ રાજયના કહેવાતા કોમી સામાન્ય હુકમને ગેરબંધારણીય ઠરાવ્યો. સુપ્રીમ કોર્ટના નિર્ણય વિરુધ્ધ

નોકરીમાં પસંદગીપૂર્વક વ્યવહારની માગણી કરે છે. આમ કરવું યોગ્ય તો નથી જ......

કોઈ પણ કોમને માટે સરકારી નોકરીમાં અનામત પ્રથાનો સ્વીકાર કરવાના સિદ્ધાંતનો હું વિરોધ કરું છું. તેનું કારણ એ છે કે એ નોકરીઓ નોકરો માટે નથી, પરંતુ સમસ્ત સમાજને માટે છે...

"હું માનું છું કે જો પછાત વર્ગો પહેલા અને બીજા વર્ગોની નોકરીઓની ખાલી પડતી જગાઓમાં અમુક ટકા અનામત રાખવાની માગણી કરે નહીં અને વહીવટી તંત્રની ન્યાયી બુધ્ધિ ઉપર જ આધાર રાખશે તો ભૌતિક અને નૈતિક દષ્ટિએ તેમને લાભ જ થશે."

એ વિખ્યાત ગાંધીવાદીનાં કથન ઉપરથી જ જોઈ શકાય છે કે એઓ પહેલાં તો બ્રાહ્મણ જ છે અને ઐહિક સર્વોદયવાદી તો ત્યાર પછી જ છે. એઓ એમ માની જ લે છે કે રાષ્ટ્રીય તિજોરી તો પરોપકારી ભદ્રલોકો જ ભરી દેતા હશે, અને નહીં કે પછાત જ્ઞાતિઓ, વર્ગો. આઈએએસ. અને આઇ.પી.એ.માં જોડાયેલા કાર્યકરોની કાર્યદક્ષતા અને પ્રમાણિકતા બાબત તો એટલું જ ધ્યાનમાં રાખીએ તો બસ છે કે બિહાર પબ્લિક સર્વિસ કમિશનના જે બે સભ્યોએ થોડા સમય ઉપર રાજીનામું આપ્યું હતું, તેમણે ધડાકો કર્યો હતો કે પબ્લિક સર્વિસ કમિશન ડેપ્યુટી કલેક્ટર અને ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ ઓફ પોલીસની જગા મેળવવા માટે જે ઉમેદવારો અનુક્રમે રૂ. ૧૫,૦૦૦ અને રૂ. ૧૦,૦૦૦ જેટલી રકમની લાંચ આપે તેમને જ પસંદ કરે છે. આ તો ભારત સમસ્તમાં જોવા મળતી ઘટના છે અને પૂજ્ય કાકા પછાત વર્ગના ઉમેદવારોને તેમના હકો ઉપર નહીં પરંતુ આવી પસંદગી સમિતિઓની ઉદારતા ઉપર આધાર રાખવાની શિખામણ આપે છે.

પછાત વર્ગોની વ્યાખ્યા કરવાના પ્રશ્નનો ઉકેલ ન તો સંબંધિત રાજ્ય સરકારો લાવી શકી અને ન તો ઉચ્ચ કોર્ટો. અનામત પ્રથાની તરફેણમાં જુવાળ આવ્યો તે કંઈ ઉપલી કોર્ટોના વિદ્વાન ન્યાયાધીશોનાં હૃદયનાં આધ્યાત્મિક પરિવર્તનને આભારી નહોતો, પરંતુ જ્ઞાતિ પ્રથામાં વધતી જતી કટોકટીને અને એની વિરુદ્ધ જોર પકડતી જતી ચળવળ ને આભારી હતો. આ નવા જ ઝોક ઉપર પ્રકાશ ફેંકતાં મંડળ કમિશન એના રિપોર્ટમાં લખે છે :

"રાજેન્દ્રનના મુકદમાનું પરિણામ એ આવ્યું કે સામાજિક અને શૈક્ષણિક પછાતપણાની ઓળખ માટે જ્ઞાતિવાર વર્ગીકરણ ન્યાય સંગત ગણવામાં આવ્યું. બાલાજી અને ચિત્રલેખાના મુકદમાઓમાં વર્ગીકરણનાં એક માત્ર ધોરણ તરીકે જ્ઞાતિનો અસ્વીકાર કરવામાં આવ્યો હતો. પરંતુ રાજેન્દ્રનની બાબતમાં જ્ઞાતિવાર કરવામાં આવેલાં વર્ગીકરણનો સ્વીકાર થયો, તેનું કારણ એ આપવામાં આવ્યું કે જ્ઞાતિ પણ નાગરિકોનો એક વર્ગ જ છે."

આમ સુપ્રીમ કોર્ટ જ્ઞાતિ અને વર્ગને કેવળ એકાંતિક કોટિઓ લેખતી હતી. તેનાથી તદ્દન વિરુદ્ધ જઈને હવે તેણે એમને સરખી ગણવા માંડી છે. મંડળ કમિશને પોતે જ જ્ઞાતિને કાર્યકારી અન્વેષણ પદ્ધતિ તરીકે અપનાવી છે. અને બીજી પછાત જ્ઞાતિઓની ઓળખ માટે યથાર્થ માપદંડ યોજ્યો છે. અને તેમાં એણે અગિયાર ઘટકો નક્કી કરી તેના સામાજિક, શૈક્ષણિક અને આર્થિક એવા ત્રણ વિભાગો પાડ્યા છે. પરંતુ બીજી પછાત જ્ઞાતિઓની ઓળખ માટે એ યથાર્થ કાર્યકારી પધ્ધતિ હોવા છતાં જ્ઞાતિ પ્રથાનો અંત લાવવા માટે સૈધ્ધાંતિક દષ્ટિએ એ ખરી અન્વેષણ પધ્ધતિ છે એમ કહી શકાય નહીં. આજ જ્ઞાતિ અને વર્ગ એકબીજાથી અળગા લેખાને નહીં, પરંતુ એક-બીજા સાથે અતૂટ સંબંધથી જોડાવાથી સર્જાતા વ્યાઘાતી ઐક્યના પ્રશ્નનો ઉકેલ લાવવાનો તો બાકી જ રહે છે.

એ ખરું જ કહે છે કે નીચલી જ્ઞાતિઓનું સામાજિક પછાતપણું એ વર્ગીય સમાજોમાં બને છે તેમ

તેમની ગરીબાઈનું પરિણામ નથી, પરંતુ એમની ગરીબાઈ એમનાં સામાજિક પછાતપણાને આભારી છે. અને આ હકીકત જાતિ વિભાજિત સમાજની એક વિશિષ્ટતા જ છે.

“આ જાતિ પ્રથાના સર્વવ્યાપી મૂળમાં એ જ નીચલી જાતિઓને સામાજિક ક્ષેત્રમાં પછાત રાખી છે અને આર્થિક ક્ષેત્રમાં ગરીબ રાખી છે. આ જાતિઓની ગરીબાઈ તેમના પ્રત્યે જે ભેદભાવયુક્ત વર્તન રાખવામાં આવતું તેનું પરિણામ હતી અને એ નીચલી જાતિઓ કંઈ ગરીબાઈ ને કારણે સામાજિક ક્ષેત્રમાં પછાત રહી ગઈ નહોતી. આ હકીકતો જોતાં અંતે તો સામાજિક પછાતપણું ‘બહુધા ગરીબાઈને આભારી છે’ એવો જ અભિપ્રાય રજૂ કરવામાં આવે છે.” તેને ઐતિહાસિક અને સામાજિક પુરાવાઓ યથાર્થ ઠરાવતા નથી.

મંડળ કમિશન રિપોર્ટમાં અનિલ ભટ્ટનાં પુસ્તકમાંથી અવતરણો ટાંકવામાં આવ્યાં છે તે જોતાં એમ કહી શકાય કે, ભારતમાં જાતિમાંથી વર્ગનો ઉદ્‌ભવ થયો એ મતથી એ પરિચિત તો હશે જ. જ્યાં એમાં એમ જણાવવામાં આવે છે કે હિંદુ સમાજ વ્યવસ્થાના ચણતરની ઈંટો તો જાતિઓ છે. આ કથન અંગ્રેજ શાસન પૂર્વનાં ભારતને લાગુ પાડી શકાય અને નહીં કે, અંગ્રેજ શાસન હેઠળનાં અને સ્વાતંત્ર્યોત્તર ભારતને ઉત્પાદનનાં નૂતન મૂડીવાદી પરિબળોનો પ્રવેશ અને વિકાસ થતાં આ ઈંટોમાં મૂળગામી ફેરફાર થયો છે. જાતિ અને વ્યવસાયમાં વંશાનુગત ઐક્ય ને બદલે હવે એ આ જૂના વ્યાઘાતનું ઐક્ય વત્તા જાતિ અને વર્ગનું નવું વ્યાઘાતી ઐક્ય બન્યું છે. ભારતીય સમાજમાં રહેલાં આ મૂળગામી વ્યાઘાતનો ઉકેલ નવા વ્યાઘાતમાંથી જૂના વ્યાઘાતની બાદબાકી કરવાથી નહીં આવી શકે તેમજ વ્યાઘાતોના સમુચ્ચયમાંથી વર્ગ અગર જાતિને બાકાત રાખવાથી પણ નહીં આવી શકે આ વ્યાઘાતો વચ્ચે ચાલતા સંઘર્ષને વધારે તીવ્ર બનાવવાથી જ ભારતનો પાયાનો ઉધ્ધાર થઈ શકશે.

## મૂળગામી સંઘર્ષનો ઉકેલ?

મંડળ કમિશનના રિપોર્ટમાં એવો ભય વ્યક્ત કરવામાં આવ્યો છે કે હિંદુ અને હિંદુએતર બીજી પછાત જાતિઓ (ખ્રિસ્તી અને બીજી પછાત જાતિઓને એણે બાકાત રાખી છે તે યોગ્ય નથી.) માટે અનામત પ્રથાનો જે ઉપાય એણે સૂચવ્યો છે તેને પરિણામે ભારતીય જીવનમાં મૂળગામી સંઘર્ષ વધારે તીવ્ર બનશે. આ કારણને લીધે આ સંઘર્ષના અંતિમ ઉકેલ માટે ઉજળિયાત જાતિઓની ‘સમજ’ ઉપર એણે આધાર રાખ્યો છે.

સામાજિક ગતિશીલતા વધતી જાય છે એ તો નિઃશંક છે જ અને વધારામાં જાતિ વ્યવસ્થાનાં કેટલાંક પરંપરાગત લક્ષણો નબળાં પડયાં છે એમ થવું અનિવાર્ય લેખી શકાય. પરંતુ ક્રિયાકાંડના ક્ષેત્રમાં જાતિએ જે કંઈ ગુમાવ્યું છે તેના કરતાં રાજકીય ક્ષેત્રમાં એને વધારે લાભ થયો છે. આને પરિણામે ઉચ્ચ અને નીચલી જાતિઓ વચ્ચે સત્તાનાં સમીકરણમાં કંઈક અંશે સમાધાન પણ થયુ છે અને તેને લીધે સામાજિક તંગદિલી વધી છે. આ તંગદિલીને પરિણામે સમાજ છિન્નભિન્ન થઈ જશે અગર તો ભારત આંતરિક સમજૂતિ સાધી એ તંગદિલીનો અંત લાવશે કે કેમ એ પ્રશ્નનો જવાબ ઇતિહાસકાળમાં જે જાતિઓ દબાઇ ગઈ હતી અને પછાત રહી ગઈ હતી તેની કાયદેસર આકાંક્ષાઓ અને માંગણીઓને સત્તાધારી ઉચ્ચ જાતિઓ સમજપૂર્વક કેવી રીતે હાંસલ કરે છે તેના ઉપરથી મળી રહેશે.

એણે મૂળગામી જમીન સુધારણાના કાયદાની અને અનામતની દરખાસ્ત મૂકી છે, એ તો હકીકત છે, પરંતુ મૂળગામી સંઘર્ષનો અંત લાવવા માટે ઉચ્ચ અને નીચલી જાતિઓ વચ્ચે સમાધાન કરાવવા ઉપર એણે ભાર મૂકયો છે એટલે કે સંઘર્ષનું મૂળ કારણ જાતિ પ્રથા તો રહે છે જ. આની વિરૂદ્ધ ગેઈલ ઓમવેટે સમ્પાદિત કરેલા પુસ્તકમાં

એ અને એ પુસ્તકમાં જેમના લેખોનો સમાવેશ કરવામાં આવ્યો છે તે અન્ય લેખકો "સમાજવાદી જ્ઞાતિ સંઘર્ષ"ની હિમાયત કરે છે. ગેઈલ ઓમ્વેટ એવો અભિપ્રાય દર્શાવે છે કે દલિતોના મુખ્ય શત્રુ હવે ઉચ્ચ જ્ઞાતિના જમીનદારો નહીં, પરંતુ મધ્યમ ખેડૂત જ્ઞાતિઓ છે અને નહીં કે તેમાંના પૈસાદાર ખેડૂતો.

"....અને બધે જ એક સીધો સાદો સવાલ સામંતી, સ્વાતંત્ર્ય પહેલાંના સમય અને આજના સમય વચ્ચે જે નિર્ણાયક તફાવત રહેલો છે તે પ્રગટ કરે છે. દલિતો ઉપર આજે હુમલા કોણ કરે છે? આજના હુમલાખોરો બ્રાહ્મણો, રજપૂતો, દેશમુખો, વેલ્લાઓ અગર ઉચ્ચ જ્ઞાતિના જમીનદારો નથી, પરંતુ બહુધા મધ્યમ જ્ઞાતિઓ એટલે કે નવા સંપત્તિવાન બનેલા ખેડૂતો છે. એ લોકો એક વખત મધ્યમ કક્ષાના ખેડૂતો અને ગણોતિયાઓ હતા. તેઓ જમીનદારો સાથે ઝગડતા, અને આજે પણ તેઓ પોતાને બહુ જનસમાજ કિસાન અગર શેતકારી નામથી ઓળખાવે છે. એક વખત જેઓ સામંત વિરોધી સંઘર્ષમાં દલિતોના સાથીઓ હતા, તેઓ જ હવે તેમના મુખ્ય દુશ્મન તરીકે કામ કરે છે.૩૩

વધુમાં તેઓ એમ પણ કહે છે કે 'હવે સમૃધ્ધ ખેડૂતોનાં વિવિધ જૂથો ઉદ્દામવાદી અગર સામંતશાહી વિરોધી હિતો રહ્યાં જ નથી. ભારતીય રાજ્યને એમણે 'મૂડીદારોનું રાજ્ય' કહ્યું છે, તે ભેગાં આ કથનને લઈએ તો એનો અર્થ એ થાય કે સમૃધ્ધ ખેડૂતો અને સ્વાભાવિક રીતે જ જે ખેડૂત જ્ઞાતિઓ એમને અનુસરતી હોય તે ગ્રામ્ય વિસ્તારમાં ખરું પ્રતિક્રાંતિકારી પરિબળ છે અને 'સમાજવાદી ક્રાંતિ'ની ફત્તેહનો આધાર એ પરિબળને શિકસ્ત આપવા ઉપર રહેલો છે.

એવી દલીલ કરી શકાય કે અમે સમૃધ્ધ ખેડૂતો અને ખેડૂત જ્ઞાતિઓ એ બેને સમાન ગણીએ છીએ, અને એ રીતે એમનાં વર્ગીય વિશ્લેષણનો અનર્થ કરીએ છીએ. પરંતુ જ્ઞાતિ અને વર્ગ વચ્ચે પલટાતા ધંધાત્મક સંબંધનું તેઓ જે રીતે વર્ણન કરે છે તેનો ઉપસંહાર રજૂ કરવાથી તેમની અન્વેષણ પદ્ધતિ સ્પષ્ટ થશે. તેમના અભિપ્રાય મુજબ અંગ્રેજો પહેલાંનાં ભારતમાં જ્ઞાતિ અને વર્ગ વચ્ચે તાદાત્મ્ય હતું. તાદાત્મ્યના આ સંબંધમાં અંગ્રેજ શાસન દરમ્યાન પલટો આવતાં એ અનુબંધનો સંબંધ બન્યો અને સ્વાતંત્ર્યોત્તર કાળ દરમ્યાન આજે એ બે વચ્ચે અ–સંયોગનો સંબંધ છે. એમના જ શબ્દોમાં :

."અંગ્રેજ શાસન હેઠળ આમ જ્ઞાતિ અને વર્ગ વચ્ચે વિસ્તીર્ણ અનુબંધ હતો અને એ દ્વારા અંગ્રેજ શાસન પહેલાંના જ્ઞાતિ–સામંતશાહી સમયના મુખ્ય વર્ગોની નકલ કરતો હતો. છતાં એ હતો તો અનુબંધ જ અને નહીં કે તાદાત્મ્ય; અને પ્રત્યેક જ્ઞાતિમાં કેટલીક વ્યક્તિઓ તો મળી જ આવતી કે જે શિક્ષણ પ્રાપ્ત કરી શકતી. જમીનનો એકાદ ટુકડો મેળવી શકતી અને નવી તકો પણ ઝડપી શકતી. કારીગરો અને અસ્પૃશ્યો પણ જમીન મિલકત ધરાવવાનો, શિક્ષણ મેળવવાનો અને નવા વ્યવસાયો હાથ ધરવાનો ઔપચારિક હક ધરાવતા. એ હકીકતને 'જ્ઞાતિ' અને 'વર્ગ'ના જુદાં જ માળખાં તરીકે થતા ઉદ્ભવ સાથે સંબંધ હતો. જુદાં પરંતુ પરસ્પર અત્યંત ગાઢ સંબંધ ધરાવતાં...

"ખરેખર મૂડીવાદી રાજ્ય બંધારણમાં જે લોકશાહી હકો આપવામાં આવ્યા છે અને મૂડીવાદી રાજ્યમાં કલ્યાણકારી પગલાં ભરવામાં આવ્યાં છે. અનુસૂચિત જાતિઓ અનુસૂચિત જનજાતિઓ અને બીજી ઘણી 'પછાત' જ્ઞાતિઓ માટે અનામત જગાઓ રાખવામાં આવી છે. અસ્પૃશ્યતાને ગુનો ગણતો કાયદો અને નાગરિક હક્કનું રક્ષણ કરતો કાયદો, ગરીબોને જમીન આપવાનો કાયદો મતાધિકાર...એ સર્વની અસર થઈ છે. તેનો પ્રકાર જટિલ છે. એક બાજુ જ્ઞાતિને પહેલા વર્ગ સાથે સંપૂર્ણ અનુબંધ હતો. તેમાં આખરે ભંગ પાડવાનું કામ એ બધાએ કર્યું."૩૪

અંગ્રેજો આવ્યા ત્યાર પહેલાંના ભારતીય સમાજમાં 'વર્ગ' અસ્તિત્વમાં હતો એમ તેઓ પૂરવાર કરી શક્યા

નથી તે ઉપરથી સ્પષ્ટ રીતે જોઈ શકાતી જ્ઞાતિ સાથે છૂપો રહેલો વર્ગ તાદાત્મ્યનો સંબંધ ધરાવે એ અનિવાર્ય જ હતું. પરદેશી શાસન હેઠળના સમાજમાં વર્ગ સ્પષ્ટ રીતે દેખાતો થાય છે અને તેથી એ હવે જ્ઞાતિ સાથે અનુબંધના સંબંધનાં રૂપે દેખા દે છે. સ્વાતંત્ર્ય પ્રાપ્ત થતાં જ્ઞાતિ અને વર્ગ 'જુદા' પડે છે, આ કારણથી સમૃધ્ધ ખેડૂતોનો વર્ગ અને ખેડૂતોની 'જ્ઞાતિઓ' એ બંને પ્રતિક્રાંતિકારી બની જાય છે! તેઓ આ રીતે દ્વંદ્વાત્મક તર્કશાસ્ત્રને આત્મલક્ષી અને ઈચ્છામાં આવે તેવી રીતે ઉપયોગમાં લેવાય તેવું બનાવી બેસે છે.

ખેડૂત જ્ઞાતિઓના વિરોધનો સામનો કરીને અતિશૂદ્ર જ્ઞાતિઓ અને કોમોની બનેલી શ્રમજીવી જનતા સ્વાતંત્ર્યની લડતમાં વિજય હાંસલ કરી શકશે ખરી? 'જમીન આંચકી લેવાની' ચળવળના દાખલાનો રાજેન્દ્રસિંહે કરેલો ઉલ્લેખ મહત્ત્વનો છે.

'દલિતો અને ખેડૂત જ્ઞાતિઓ વચ્ચે ચાલતો જ્ઞાતિ સંઘર્ષ અને આપણાં રાજકીય સંસ્કારનાં ક્ષેત્રમાં એકબીજા સાથે સંઘર્ષમાં ઉતરતા ગ્રામ્ય સમાજનાં આ ઝગડતાં જૂથો જેને પછાત અને અનુસૂચિત જાતિ, વર્ગ કહેવાય છે તેને કેન્દ્રમાં રાખીને સંગઠન યોજવાની આજે જે વૃત્તિ નજરે પડે છે તે સામાજિક વિરોધોને વધુ તીવ્રતા બક્ષે છે. ઉત્તર ભારતના ગ્રામ્ય વિસ્તારોમાં જ્ઞાતિમૂલક અસમાનતાની સમાજ વ્યવસ્થા ઉપર આર્થિક અને રાજકીય સત્તા આ રીતે કેન્દ્રિત થઈ ચૂકી છે. આ કારણને લીધે ડાબેરી રાજકીય પક્ષોનાં નેતૃત્વ હેઠળ બસ્તિ વિસ્તારમાં ૧૯૭૦ની સાલમાં જમીન આંચકી લેવાની ચાલેલી ચળવળ નિષ્ફળ ગઈ તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું જ નથી. કારણ કે શક્તિશાળી જ્ઞાતિ જૂથોની બનેલી મોટાભાગની વસ્તીએ ઉજળિયાત જ્ઞાતિના જમીનદારોની સામે ચાલેલી એ ચળવળમાં ભાગ લેતા હરિજનોને ટેકો આપ્યો જ નહીં.

મરાઠાવાડ યુનિવર્સિટી આંબેડકરનાં નામ સાથે સંલગ્ન કરવા માટે ચાલેલી નામાંતરકરણની ચળવળ નિષ્ફળ ગઈ તેનું કારણ પણ એ હતું કે ખેડૂત જ્ઞાતિઓએ એનો વિરોધ કર્યો હતો.

બ્રાહ્મણો જ્ઞાતિ વર્ગીય વહીવટીતંત્ર પણ એવો જ પ્રચાર કરતું રહે છે. હવે અતિશૂદ્રોના દુશ્મનો બ્રાહ્મણો રહ્યા નથી એમના મુખ્ય શત્રુઓ તો ખેડૂત જ્ઞાતિઓ છે એમાં ગેઈલ ઓમ્વેટ અને નવ બ્રાહ્મણી ડાબેરીઓએ રચેલ 'મૂડીવાદી રાજ્ય' અને તાકીદની સમાજવાદી ક્રાંતિની મીમાંસા ઉમેરવામાં આવે તો એનું પરિણામ સૌથી વધુ અનર્થકારી, રાષ્ટ્રવ્યાપી જ્ઞાતિયુદ્ધ જ હોવાનું.

## બહાર નીકળવાનો રસ્તો

ભારતીય સમાજમાં જે મૂળગામી સંઘર્ષ ચાલી રહ્યો છે, તેનો યથાર્થ ઉકેલ ગેઈલ ઓમ્વેટે સંપાદિત કરેલ ઉપરોક્ત પુસ્તકમાં જ દર્શાવવામાં આવ્યો છે. જ્ઞાતિ પ્રથાનો ઉદ્ભવ, વિકાસ અને પડતી કેવી રીતે થયાં તેનું સંતોષજનક સ્પષ્ટીકરણ કરતા ભારતના ઇતિહાસ અને અર્થશાસ્ત્ર રચવાની એમણે એમાં માંગણી રજૂ કરી છે.

'ભારત'ની જ્ઞાતિઓ અને એમાં બીજા પ્રશ્નો તરફ માર્ક્સવાદી વિચારકોએ ઘટતું ધ્યાન આપ્યું નથી. પ્રાચીન અને મધ્યયુગીન ભારતના ઇતિહાસને યથાર્થ રીતે સમજવા માટે જે માર્કસવાદી ઇતિહાસકારોએ નૂતન માર્ગો અખત્યાર કર્યા છે તેમણે પણ આ પ્રશ્ન ખાસ અગત્યનો છે એમ માન્યુ જ નથી. માર્ક્સવાદી સંગઠનો અને તેમના વિચારકોને જ્ઞાતિમૂલક આચાર–વિચાર વર્ગીય આચારવિચારનું જ લક્ષણ છે એવી સમજ રજૂ કરવાનું સહેલું લાગે છે. ભારતની વર્ગ–રચનાના ઇતિહાસમાંથી અનેક પ્રશ્નોનો જવાબ મળતો જ નથી. આજે એ પ્રશ્નો પરત્વે ચર્ચા ચાલી રહી છે.

સમાજોનો વિકાસ કેવી રીતે થાય છે તે સમજવા માટે વર્ગ વિશ્લેષણની અન્વેષણ પદ્ધતિ અત્યંત મૂલ્યવાન સાધનોમાંની એક છે. પરંતુ એને લીધે જ્ઞાતિ જેવી

કોટિઓને યથાર્થ રીતે સમજવા માટે એ અન્વેષણ પધ્ધતિ પૂરતી છે એમ માની બેસી રહેવું આપણને પાલવે તેમ નથી. એક બાજુ ઉદારમતવાદી સમાજ-શાસ્ત્રીઓ વર્ગ અને જ્ઞાતિ એ બે ને એકબીજાથી જુદા પાડવાની ભૂલ કરે છે. તો બીજી બાજુએ ઘણા માર્ક્સવાદીઓ જ્ઞાતિ કોટિ વર્ગનો જ આવિર્ભાવ છે એમ માની એના તરફ ધ્યાન આપતા જ નથી.

૧૯૭૦ના દાયકાના પાછળના ભાગમાં જ્યારે જ્ઞાતિઓ વચ્ચે હિંસાત્મક ઘર્ષણોએ એકાએક વધારે વરવું સ્વરૂપ ધારણ કરવા માંડ્યું અને કેટલાક રાજકીય પક્ષો જ્ઞાતિઓને આધારે જ રચાયા હતા, એ સ્પષ્ટ થવા માંડ્યું ત્યારે સમાજશાસ્ત્રીઓનું અજ્ઞાન છતું થયું. કારણ કે તેઓ આ વલણોને સમજાવી શક્યા જ નહીં. ગ્રામ્ય ભારતનું નવું જ અર્થશાસ્ત્ર વિના વિલંબે વિકસાવવાની આવશ્યકતા ઘણાને સ્પષ્ટ રીતે માલમ પડી. આનાં ઘણાં કારણો હતાં અને તેમાં વિશેષ અગત્યનું કારણ તો વિકાસનો જે વ્યૂહ રચવામાં આવ્યો હતો તે અને તેમાંથી ઉદ્‌ભવેલી કાતિલ તંગદિલી હતી. જમીન માલિકીના સંબંધોનાં માળખામાં જ્ઞાતિની ભૂમિકા અને રાજકારણમાં એની અધિરચનાનાં પરિણામોનું નિદાન કરવાનું અને તેમાં અર્થતંત્ર સંસ્કાર અને રાજકારણ વચ્ચે વિવિધ સ્તરે ચાલતી પ્રક્રિયાની અગત્ય દર્શાવવાનું આવશ્યક બન્યું છે. નૂતન અર્થશાસ્ત્રમાં વિશિષ્ટ સામાજિક પ્રક્રિયાને સમગ્ર રાષ્ટ્રીય પ્રક્રિયા સાથે રહેલા સંબંધની સમજ આપવાની જરૂર છે. અને તે પણ પ્રાદેશિક પરિસ્થિતિઓમાં રહેલી વિશિષ્ટતાઓ અને વિષમતાઓને અગર ભારતમાં જે અર્થતંત્ર વિકસી રહ્યું છે તેનાં સ્વરૂપને અવગણ્યા વિના, ગ્રામ્ય વિસ્તારોમાં સત્તાનાં જે સમીકરણો આકાર લઈ રહ્યાં છે અને સમસ્ત ભારત માટે એ સમીકરણોનો જે નિહીનાર્થ રહેલો છે, તે નૂતન અર્થશાસ્ત્રનું કેન્દ્ર છે. અમે એ દિશામાં કરવામાં આવેલા નમ્ર પ્રયાસ રૂપે આ કૃતિ રજૂ કરીએ છીએ.

એ પુસ્તકમાં આ દિશામાં જે પ્રગતિ સાધી શકાય છે તે છતાં એનો વિસ્તાર એની સુસંગતતા અને સ્પષ્ટતા જેના ઉપર સંપાદક અને લેખકો આધાર રાખે છે તે ઐતિહાસિક ભૌતિકવાદની એક રેખીય વર્ગીય અન્વેષણ પદ્ધતિને પરિણામે મર્યાદિત બની છે. મંડળ કમિશન રિપોર્ટે આમાંથી માર્ગ કાઢવાનો રસ્તો દર્શાવ્યો છે.

જ્ઞાતિ અને વર્ગ વચ્ચે જે તફાવત રહેલો છે તેને મંડળ કમિશને એના રિપોર્ટના ૩૦મા પાનામાં સ્પષ્ટ શબ્દોમાં રજૂ કર્યો છે અને તેનો ઉતારો અમે આગળ આપ્યો છે. તેનાથી આ નૂતન અર્થશાસ્ત્રની શરૂઆત થવી જોઈએ. ભારતમાં અધિશેષ ઉત્પાદન (Surplus Production) અને એને આધારે થતા વિનિમયનો વિકાસ ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીને આધારે નહીં પરંતુ ઉત્પાદનનાં સાધનોની સામૂહિક માલિકીને આધારે થયો હતો. ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીએ વર્ગોને જન્મ આપ્યો, જ્યારે ઉત્પાદનનાં સાધનોની સામૂહિક માલિકીએ જ્ઞાતિના પુરોગામી વર્ણોને જન્મ આપ્યો. નરહર કાનુન્દકરે લખ્યું છે તેમ, વર્ગીય સમાજનો ધર્મ એવો આદેશ નથી આપતો કે સમાજના અમુક ચોક્કસ વર્ગો પાસે મિલકત હોવી જોઈએ નહીં પરંતુ વર્ણ સમાજનો શ્રૌત ધર્મ અને જ્ઞાતિ સમાજનો શ્રૌત-સ્માર્ત ધર્મ આદેશ આપે છે કે એ સમાજોના અનુક્રમે ચોક્કસ વર્ણો અને જ્ઞાતિઓને મિલકત ધરાવવાનો અધિકાર નથી. શોષણ કરતા અને વહીવટ ચલાવતા વર્ણ અને જ્ઞાતિ એ બે વર્ગો આકાર લે ત્યાર પહેલાં અસ્તિત્વમાં આવેલી સંસ્થાઓ હતી અને શરૂઆતથી જ એ બંને સંવૃત (Closed) સંસ્થાઓ હતી. બ્રાહ્મણી વિદ્વાનોએ અને આંબેડકરે ધારી લીધુ હતું તેમ એમની પહેલાં અસ્તિત્વમાં આવી એ સંસ્થાઓને સંવૃત સંસ્થાઓ બનાવે એવા કોઈ વર્ગની જરૂર નહોતી. ભારતીય સમાજના વિકાસનાં આ પાસાં વિશિષ્ટ પ્રકારનાં છે અને મંડળ કમિશનનાં રિપોર્ટમાં દર્શાવવામાં આવ્યું છે તેમ તેમણે જ જ્ઞાતિ અને વર્ગ

વચ્ચે મૂળગામી તફાવત સર્જ્યો છે.

સમસ્ત વર્ગીય સમાજમાં ગરીબાઈની રેખા તો એક સરખી જ હોવાની પરંતુ નાતિ સમાજમાં પણ આમ હોઈ શકે ખરું ? બીજી પછાત નાતિઓનું સામાજિક, શૈક્ષણિક અને આર્થિક ક્ષેત્રમાં પછાતપણું નક્કી કરવા માટે મંડળ કમિશન રિપોર્ટમાં રાજ્યની અમુક સરેરાશને પાયારૂપ ગણવામાં આવી છે. આપણે એમાંના આર્થિક નિદર્શકોને પહેલાં લઈશું.

(૧) જે નાતિઓ વર્ગોની સરેરાશ કૌટુંબિક માલ મિલકત, રાજ્યની સરેરાશ કરતાં ઓછામાં ઓછી ૨૫ ટકા ઓછી હોય.

(૨) જે નાતિઓ વર્ગોનાં કાચાં મકાનોમાં રહેતાં કુટુંબોની સંખ્યા રાજ્યની સરેરાશ કરતાં ઓછામાં ઓછી પચીસ ટકા ઓછી હોય.

(૩) જે નાતિઓ વર્ગોનાં કુટુંબોના ૫૦ ટકાને પીવાનું પાણી મેળવવાનું સ્થાન અડધો કિલોમીટરથી દૂર હોય.

(૪) જે નાતિઓ વર્ગોનાં કુટુંબોને વપરાશ માટે વ્યાજે પૈસા લેવા પડતા હોય તે રાજ્યનાં સરેરાશ કરતાં ઓછામાં ઓછા પચીસ ટકા વધારે હોય.

ઉપરોક્ત નિદર્શકોમાં સામાજિક માપદંડમાંથી લીધેલા બે નિદર્શકો ઉમેરવા પડશે.

(૫) જે નાતિઓ વર્ગોને તેમનું ગુજરાન ચલાવવા માટે મુખ્યત્વે શારીરિક શ્રમ ઉપર જ આધાર રાખવો પડતો હોય

(૬) જે નાતિઓ વર્ગોનાં કુટુંબોની સ્ત્રીઓને શ્રમ કરવામાં ભાગ લેવો પડતો હોય તેમની સંખ્યા રાજ્યની સરેરાશ કરતાં ૨૫ ટકા વધારે હોય.

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે નાતિ વર્ગીય સમાજમાં આર્થિક પછાતપણાના ત્રણ દરજ્જા છે અને તેમાં રાજ્યની સરેરાશ ઉચ્ચ અને ઉપલી મધ્યમ નાતિ વર્ગોને લાગુ પડે છે. બીજી પછાત નાતિઓ વર્ગોને લાગુ પડે છે અને ત્રીજી જેનો મંડળ કમિશન રિપોર્ટમાં નિર્દેશ કરવામાં આવ્યો નથી તે અનુસૂચિત જાતિ અનુસૂચિત જનજાતિને લાગુ પડે છે.

આ ઉપરથી નિષ્કર્ષ એ દોરવો રહ્યો કે નાતિ વર્ગીય સમાજમાં ખરીદશક્તિના ત્રણ દરજ્જાઓ છે. ભારતમાં આર્થિક કટોકટી ઘેરી બનતાં આ ત્રણ નાતિ-વર્ગ જૂથોની ખરીદશક્તિમાં એકસરખો નહીં પરંતુ વિષમ પ્રમાણમાં ઘટાડો થાય છે. પ્રથમ તો ખેતીના ઉત્પાદનના ભાવો વધારે નુકસાનકારક બનતા જાય છે, જ્યારે ઔદ્યોગિક ઉત્પાદનના ભાવો વધારે અને વધારે નફાકારક બનતા જાય છે. પહેલું જૂથ જે કાપડ (દા. ત. સાડી) વાપરે છે તેના ભાવનાં કરતાં બીજાં બે જૂથો જે કાપડ વાપરે તેના ભાવ ઘણી વધારે ઝડપથી વધતા જાય છે. આદિવાસી વિસ્તારોમાં વેચાતા બધા જ માલના ભાવો બિનઆદિવાસી વિસ્તારમાં વેચાતા માલ કરતાં હમેશાં વધારે ઊંચા રહે છે નીચલા જૂથો જે રકમો વ્યાજે લે છે તેની ઉપર લેવાતું વ્યાજ પહેલાં જૂથ જે રકમો વ્યાજે લે છે તેની ઉપર લેવાતા વ્યાજના કરતાં ઘણું જ વધારે હોય છે. જ્યારે ભારતમાં પ્રજાજનોના ૭૪.૫ ટકા લોકોની ખરીદશકિત રાષ્ટ્રીય સરેરાશ કરતાં ઘણી જ ઓછી છે અને વખત જતાં એ ખરીદશકિત વધારે ઓછી થતી જાય છે એ જોતાં ભારતના ઉદ્યોગના ઉત્પાદન માટે દેશનાં બજાર કેવી રીતે સ્થિરતા પ્રાપ્ત કરી વિસ્તરી શકશે ? આ હકીકતો જોતાં એમ કહી શકાય કે ભારતની આર્થિક કટોકટી નાતિપ્રથાની જ નિપજ છે એ હકીકત નૂતન અર્થ-શાસ્ત્રમાં સ્પષ્ટ રીતે સમજાવવી પડશે.

સામૂહિક ચળવળોની સાથોસાથ જો આવાં અર્થશાસ્ત્રનો વિસ્તૃત પ્રચાર હાથ ધરવામાં આવે તો જેમની ઉપર ચૂસ્ત સિધ્ધાંતવાદી હિંદુધર્મની પકડ વધારે અને વધારે મજબૂત બનતી જાય છે, એવા સવર્ણ હિંદુઓને નાતિ પ્રથાનો નાશ કરવાની આવશ્યકતા અને તાકીદની પ્રતીતિ થશે. હિંદુઓમાં આમ આકાર લેતા નાતિ વિરોધની અનિવાર્ય અસર

હિંદુ સિવાયના ધર્મોના અનુયાયીઓના ચુસ્ત સિદ્ધાંતવાદ ઉપર પડશે જ. યથાર્થ રાષ્ટ્રીય એકીકરણનો આ સત્ય અને કાયમનો ઉપાય છે.

આ વર્ષમાં ખાધપૂરક નાણાં વ્યવસ્થા અને ફુગાવો બમણાં થયાં અને એને પરિણામે ખેતીનાં ઉત્પાદનનાં માસના ભાવોમાં એકાએક વિષમ ઘટાડો થતાં ખેડૂત જ્ઞાતિઓ વર્ગો અને વિદ્યમાન ભારતીય રાજ્ય વચ્ચે રાષ્ટ્રીય સંઘર્ષ શરૂ થઈ ચૂક્યો છે. શરદ જોષીએ કરેલું માર્ક્સવાદનું હકારાત્મક મૂલ્યાંકન અને ભારતનાં ખેડૂત વર્ગોની મુક્તિનાં તત્વજ્ઞાન તરીકે એના સંદર્ભમાં અપનાવેલો ફૂલેવાદ આવકારદાયક ચિહ્નો છે. પરંતુ ભારતના ખેડૂત વર્ગની રાજકીય–આર્થિક મુક્તિ ફૂલેવાદનું હાર્દ નથી. એનું હાર્દ તો છે જ્ઞાતિ-પ્રથાનું નિકંદન. નૂતન અર્થશાસ્ત્ર ધુંધવાઈ રહેલા ખેડૂત જ્ઞાતિ જનજાતિઓ વચ્ચે જે જ્ઞાતિયુદ્ધ ચાલી રહ્યું છે તેનો અંત લાવી એમની વચ્ચે કાયમનું ઐક્ય સ્થાપી આવી રહેલી ચળવળોને માર્ગદર્શન આપશે, અને જૂની સમાજવ્યવસ્થાનું નિકંદન કાઢી ભારતની સામાજિક ક્રાંતિનો માર્ગ ખુલ્લો કરશે, એ ક્રાંતિની ફતેહની ખરી ગેરંટી આજ છે.

મંડળ કમિશન રિપોર્ટની ખરી વિશિષ્ટતા તો એ છે કે એ ભારતીય જનતાની મુક્તિની દશ્ય ભૂમિકા પૂરી પાડે છે.

**અનુ. જયંત કે. દેસાઈ**

# References


1 M. G. Ranade, Essays on Early Economics, pp. 314–315

2 S. V. Ketkar, The History of Caste in India, Vol. I, p. 28.

3 Dr. Babasaheb Ambedkar, Writings and Speeches, Vol. I, p. 15

4 Anil Bhatt, Caste, Class and Politics, p. 23

5 R. P. Dutt, India Today, p. 244

6 S. G. Sardesai, Caste Struggle and Class Conflict in Rural Areas, pp. 13, 16

7 Irfan Habib, The Agrarian System of Mughal India, p. 132

8 V. Pavlov, V. Rastynnikov and G. Shirokov, India : Social and Economic Development (18th–20th Century), pp. 29–30

9 Ibid., p. 36

10 D.D. Kosambi, An Introduction to the Study of Indian History, p.155

11 K. M. Munshi, Gujarat and Its Literature, pp. 32–35

12 Sharad Joshi, Shetakaryaca Asud: Satakaca Mujara, pp. 18–23

13 M. S. Commissariat, A History of Gujarat, Vol. II, p. 452

14 P. A. Gavali, Peshavekalin Samaj va Jatiya Sangharsh, p. 93

15 Gaurishankar Oza, Rajputane ka Itihasa, pp. 40–41

16 V. D. Divekar, Atharavya Satakatila Marathi Vyapari-Savakara-Vargaca udaya va Asta. Navabharat, Jan. 84, p. 11

17 Madanika: "So kkhu setthi-cattare padivasadi", Act II
Sarvilaka: ' Ayi ! prabhate maya srutam sreshthi-catvare-yaha sarthavahasya Carudattasya iti", Act IV

18 Mrcchakatika, Act VI

19 D. D. Kosambi, Op. cit., pp. 146, 220–221, etc.

20 D. R. Gadgil, Origins of the Modern Indian Business Class: An Interim Report, New York, 1951, pp i–iii, 16.

21 Amalendu Guha, More about the Parsi Seths, Their Roots, Enterpreneurship and Compradore Role, 1650–1918, Economic and Political Weekly, 21–1–84.

22 Imtiaz Ahmad, Caste and Social Stratification among Muslims in India, pp. 13–15

23 Anil Bhatt, Op. cit., p. 32

24 P. A. Gavali, Pesavekalin Gulamgiri va Asprusyata, pp. 92-94

25 Ibid. p. 76

26 Marathi original published in Navabharat, December, 1981, p. 11

27 Anil Bhatt, Ibid. pp. 2–3

28 K. L. Sharma, The Changing Rural stratification, pp. 152–153

29 T. S. Papola, Rural Industrialisation, p. 25

30 Anil Bhatt, Ibid. pp. 37–38

31 Rajendra Singh in 'Land, Castes and Politics in Indian States', p. 76

32 Ibid. p. 82

33 Marathi weekly 'Dinanka', 17-4-1983

34 Govind Gare anh Shirubhau Limaye, Maharashtratil Dalit : Shodh va Bodh, pp. 226–227

○

# શું જ્ઞાતિને આધારે પછાતપણું નક્કી કરવું જોઇએ ?

સી. પર્વર્થમા

પછાતપણાની વ્યાખ્યા, ઑક્સફર્ડ જોડણીકોશ આ પ્રમાણે આપે છે : શરીરને જ્યારે કપડાં, ખોરાક, સંસ્કારિતા, શિક્ષણ અને અનુભવની જરૂર જણાય ત્યારે એને પછાતપણું કહી શકાય. પરંતુ આ પૂરતું નથી, પછાતપણાને સામાજીક સંદર્ભમાં તપાસવું અને સમજાવવું જરૂરી છે. ભારતમાં વ્યક્તિનો સામાજીક સંદર્ભ તેની પોતાની જ્ઞાતિમાંથી મળી આવે છે. સીધા સાદા અર્થમાં જ્ઞાતિ સામાજીક સ્તરીકરણનું તળપદુ સ્વરૂપ છે જ્યાં સભ્યપદની મ્હોર વ્યક્તિના જે તે જૂથમાંના જન્મ પરથી નક્કી થઈ કાયમ બને છે. આ સંદર્ભ જોતાં, ભારતમાં પછાતપણું નક્કી કરવા માટે જ્ઞાતિને માપદંડ તરીકે ધ્યાનમાં લેવી જરૂરી છે, જો કે જ્ઞાતિ જ ફક્ત એક માપદંડ તરીકે રહે તે વ્યાજબી નથી.

ભારતનું રાજ્ય સાર્વભૌમત્વ પ્રજાસત્તાક છે. તેનું બંધારણ એવા સમાજની રચનાનું સૂચન કરે છે જ્યાં જ્ઞાતિ, જાતિ, ધર્મ કે લિંગના ભેદભાવ વગર દરેકને સમાન તક અને સામાજીક તેમજ આર્થિક ન્યાયની પૂરી ખાતરી હોય. બંધારણ દ્વારા અસ્પૃશ્યતા દૂર કરાઈ છે વળી તેનું આચરણ શિક્ષાપાત્ર ગુન્હો ગણાય છે. બંધારણમાં રજૂ થયેલ આદર્શો આપણે મેળવવાના આખરી ધ્યેયો છે જે સાધ્ય થઈ પણ શકે ને ન પણ થઈ શકે. પરંતુ આ આદર્શોને વાસ્તવિક સ્વરૂપ આપવા આપણા તરફથી અથાક, અનંત પ્રયત્નો જરૂરી છે. અહીં પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે દેશને જો જ્ઞાતિવિહિન કે વર્ગવિહિન બનાવવો હોય તો તે માટેની પૂર્વ શરતો કઈ છે ? જો કે હાલ આપણા સમાજમાં જ્ઞાતિ અને વર્ગ સામાજીક સ્તરીકરણના બે જાજલ્યમાન પ્રકાર હોવા છતાં બન્ને એકબીજાથી એકદમ વિરૂદ્ધ નથી. જ્ઞાતિમાં વર્ગ અને વર્ગમાં જ્ઞાતિના તત્ત્વો જોવા મળે છે. આથી જ્ઞાતિવિહિન અને વર્ગવિહિન સમાજરચનાનું વિધાન એક સુંદર કલ્પના લાગે તે સ્વાભાવિક છે. સામાન્ય લોકો માટે આ આદર્શ અઘરો છે જેને સાધ્ય કરતા ઘણો સમય લાગે. આથી જ્ઞાતિ કે વર્ગના સ્તરીકરણ વગરની સ્થિતિની તત્કાળ કલ્પના તેમને માટે અતિ મુશ્કેલ છે અને કોઇ વસ્તુથી વંચિત થઈ ખાલીપાનો અનુભવ કરાવનારી છે.

બંધારણ સર્વસમતાવાદી સમાજની રચનાનું વચન આપવા પૂરતું મર્યાદિત નહીં રહેતા, એ આદર્શ સમાજ કેવી રીતે સાધ્ય થાય એ અંગે નક્કર જોગવાઈઓ પણ પૂરી પાડે છે. તે જ પ્રમાણે જો આખા પ્રશ્નને સ્થાનિક અને ધાર્મિક પરિસ્થિતિના સંદર્ભમાં સમજી અને પછી માપદંડોનો વિચાર કરાયો ન હોત તો જ્ઞાતિ પ્રથાને જેમને તેમ રહેવા દઈ અસ્પૃશ્યતાના આચરણની નાબૂદીની વાતનો કોઈ જ અર્થ ન હતો. બંધારણમાં સુચવાયેલી સામાજીક, ધાર્મિક, આર્થિક, શૈક્ષણિક અને રાજકીય જોગવાઇઓ, અનુસૂચિત જાતિઓ માટે હિંદુ-સમાજમાં એમની જે ધૃણાસ્પદ સ્થિતિ છે તેમાંથી બહાર આવવાની તકો પૂરી પાડતાં સાધનો છે. સરકારનું માનવું છે કે આ જોગવાઈઓ અનુસૂચિત જાતિઓને ઉંચકવા માટે તેમજ તેમને પોતાની મેળે ઉપર આવવા માટે જરૂરી છે. આ કારણે તે બંધારણની જોગવાઈ-

એને વાસ્તવિક પરિણામના એક નાનકડા સ્વરૂપે જુએ છે.

ભારતનો સમાજ જ્ઞાતિપ્રથાના ઢાંચા હેઠળ ઘણો ગૂંચવાડાભર્યો હોઈ બંધારણના ઘડવૈયાઓ ફક્ત અનુસૂચિત જાતિ અને જનજાતિ પૂરતું જ મર્યાદિત નથી રહ્યા. કારણ કે ભારતમાં અનેક જ્ઞાતિઓ છે છતાં આ જ્ઞાતિઓનો ચોક્કસ આંકડો કેટલો છે તેનો કોઈને અંદાજ નથી. હા, આશરે ૩,૦૦૦ જેટલી જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓ છે એવું નિષ્ણાતો કોઈક કોઈક વાર કહ્યા કરતા હોય છે. ધર્મ અને સમાજ બન્ને આ માન્યતાને ટેકો આપે છે. જૂથોની બધી જ કક્ષાએ આપણને ચઢતા-ઉતરતા ક્રમો અને ફાંટા નજરે પડે છે. આથી દરેક જૂથની અંદર તેમજ જૂથ જૂથ વચ્ચે ઘણા પ્રકારની અસમાનતા રહેલી છે. જો કે શ્રમના વિભાજન પર રચાયેલી મૂળ વર્ણવ્યવસ્થામાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વચ્ચે ઓછી વિવિધતા દેખાય છે. પરંતુ ઉપનિષદ પછીના સમયમાં મનુના લખાણો, ઘણાં કારણોસર આ વ્યવસ્થામાં ઉભી થયેલી અનેકવિધતા પર પ્રકાશ ફેંકે છે. દરેક વર્ણની ચોક્કસ વસ્તી કેટલી છે તે વિષે આપણને જાણકારી નથી. દરેક વર્ણ અનેક જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓમાં ફૂલ્યોફાલ્યો છે. હવે જો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એમ ત્રણેય વર્ણની કુલ વસ્તી કાઢવાનો નમ્ર પ્રયાસ કરીએ તો માલૂમ પડશે કે આ લોકોની વસ્તી કુલ વસ્તીના ચોથા ભાગ એટલે કે લગભગ ૨૫ ટકા જેટલી થવા જાય. આનો અર્થ તેઓની લઘુમતી છે. બીજી બાજુ શૂદ્રો અને હરિજનોને સાથે રાખી તેમની વસ્તી ગણવામાં આવે તો કુલ વસ્તીના ૭૫ ટકા કે તેથી વધુ થવા જાય.

ભણવું અને ભણાવવું એ બ્રાહ્મણનો વિશિષ્ટ હક્ક હતો. સ્મૃતિ અને શ્રુતિ પર આધારિત બધું જ ધાર્મિક શિક્ષણ બ્રાહ્મણની એક પેઢી દ્વારા બીજી પેઢીને શીખવાડી દેવાતું. અન્ય દ્વિવર્ણ-ક્ષત્રિયો અને વૈશ્યોને કેટલું અને કેવા પ્રકારનું શિક્ષણ આપવું જોઈએ તે નક્કી કરવાનું પણ બ્રાહ્મણોના જ હાથમાં રહેતું. શૂદ્રો કોઈપણ પ્રકારના શિક્ષણને લાયક ગણાતા નહીં. આટલું પૂરતું ન હોય તેમ કોઈવાર કોઈ શૂદ્રે જ્ઞાનનો કોઈ શબ્દ સાંભળી લીધો હોય તો તેનો કાન આમળી કઢાતો કે કાનમાં સીસું રેડવામાં આવતું.

આજે આધુનિક શિક્ષણ કોઈપણ જાતના ભેદભાવ વગર બિનસાંપ્રદાયિક પાયા પર અપાતું હોવા છતાં મોટા ભાગના સ્ત્રી-પુરૂષો અભણ અને અજ્ઞાન છે. આના મૂળમાં મનુના ધાર્મિક કાયદાઓ રહેલા છે. ભારતની વર્ણ વ્યવસ્થા પર આધારીત સમાજવ્યવસ્થા જેવી ખાસિયતોને દૂર કરી, કે ભૂતકાળમાં રહેલાં તેનાં મૂળોને ફગાવી દઈ આધુનિક ભારતની ભૂમિકા જો તૈયાર કરવાની હોય તો સૌથી ઉત્તમ માર્ગ એ છે કે જે સામાજિક જૂથો એક યા બીજા કારણસર ભૂતકાળમાં શિક્ષણથી વંચિત રહ્યા હોય તેમને માટે શિક્ષણની તકો ઉભી કરવી તાતી જરૂર ગણાય. સૈકાઓથી ઔપચારિક શિક્ષણ બ્રાહ્મણોનો ઈજારો રહ્યો છે. આ ઐતિહાસિક હકીકતના મૂળ એટલા તો ઊંડા અને વ્યાપક છે કે દેશમાં જે કોઈ પણ રાજ્ય કરતું હોય છતાં શિક્ષણનો ઈજારો હંમેશા બ્રાહ્મણોનો જ રહેતો. દેશમાં જ્યારે મોગલોનું રાજ્ય હતું ત્યારે ભારતના આ વિદ્વાન વર્ગે પર્શીયન, એરેબીક અને ઉર્દુ પર પ્રભુત્વ મેળવવું કેટલું લાભદાયી છે તે પારખી લીધું હતું જેથી તેઓ મોગલ દરબારમાં સેવા આપી શકે. તે જ પ્રમાણે જ્યારે અંગ્રેજોએ દેશમાં અંગ્રેજી અને વૈજ્ઞાનિક પશ્ચિમી શિક્ષણ દાખલ કર્યું ત્યારે શિક્ષણની પ્રણાલી ધરાવતો બ્રાહ્મણ વર્ગ સૌ પ્રથમ અંગ્રેજી શિક્ષણ લેનાર વર્ગ હતો. પરિણામે બ્રાહ્મણો દેશના તે વખતના જાહેર હોદ્દાઓ પ્રાપ્ત કરવામાં સફળ થયા હતા આઝાદી પછી પણ દેશમાં આજ પ્રણાલી મોટે ભાગે રહી છે અનુસૂચિત જાતિ અને જનજાતિ માટે બંધારણમાં દર્શાવેલ અનામતની જોગવાઈઓ ઉપરાંત રાજ્ય સરકારોના અન્ય પછાત વર્ગોને અનામતના લાભો મળે તે માટેના પ્રયત્નો હોવા છતાં બધા જ પ્રકારના ટેકનીકલ અને બિનટેકનીકલ શિક્ષણ પર બ્રાહ્મણોનું વર્ચસ્વ ચાલુ રહ્યું છે.

આ તબક્કે, ફક્ત વર્ણ અને જ્ઞાતિના ધોરણે વસ્તીના અતિ વિશાળ જનસમુદાયને પછાત ગણવાથી કેવો વિરોધાભાસ જન્મે છે તે તરફ જરા નજર નાખી લઈએ. શૂદ્ર વર્ણ અસંખ્ય જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓનો બનેલો છે. આ બધા જ શૂદ્રો સરખા અને સમાન નથી. તેઓનો સામાજિક દરજ્જો ભિન્ન ભિન્ન છે. આર્થિક, શૈક્ષણિક, ધાર્મિક અને રાજકીય ભાગીદારી અને ભૂમિકાને ધ્યાનમાં લઈએ તો તેમનું જીવનધોરણ અલગ અલગ છે. ઉપલા ત્રણ વર્ણની આજ્ઞાધિન સેવા કરવાના પ્રણાલીગત ગુણ અને ભૂમિકામાંથી શૂદ્ર વર્ણ કાળક્રમે ખૂબ ફૂલ્યોફાલ્યો છે ઉપરાંત આ વર્ણનો વ્યાપક વિસ્તાર સેંકડો વર્ષોથી ચાલ્યો આવ્યો હોવાથી આ જૂથને સ્થાનિક તેમજ પ્રાદેશિક કક્ષાએ કાયદેસરની મહોર વાગી ગઈ છે. રાષ્ટ્રીય કરતાં સ્થાનિક અને પ્રાદેશિક વિશિષ્ટતાઓનું પ્રાબલ્ય વધી ગયું હતું. આઝાદી પછી જ રાષ્ટ્રીય ખાસિયતો, વિશિષ્ટતાઓ અને એકતા પર ભાર મુકાયો. અંગ્રેજોએ દેશની રાજકીય એકતા સાધી હોવા છતાં તેમના સમયમાં ભારતની રાષ્ટ્રીય વિશિષ્ટતાઓ ફક્ત એક આદર્શમય કલ્પના જ હતી. જ્યારે બીજી બાજુ સ્થાનિક અને પ્રાદેશિક ભિન્નતાઓ ચોક્કસપણે અનુભવાતી. શૂદ્રો ક્યારે પણ એક આગવા અનન્ય જૂથ તરીકે છાપ ઉપસાવી શક્યા નથી. આ જૂથમાં અનેકવિધતાઓનો પાર નથી તે સ્પષ્ટ છે.

હજુ આજે પણ જ્ઞાતિપ્રથાની સરહદના બન્ને છેડા મજબૂત અને અખંડિત છે. એક છેડા પર બ્રાહ્મણો સર્વોપરી સ્થાન ધરાવે છે, જ્યારે બીજા છેડે અસ્પૃશ્યો સૌથી નીચા સ્થાન પર છે. શૂદ્રો સંખ્યામાં સૌથી બળવાન છે. પરંતુ અનેક નાના નાના સામાજિક જૂથો મળીને શૂદ્રનું જૂથ બનતું હોવાથી તેનું કોઈ ચોક્કસ સ્વરૂપ નહીં રહેતા તે એક અસ્તવ્યસ્ત જૂથ હોવાની છાપ ઉપસાવે છે. શૂદ્રોના દરેક જૂથે સમયના ચક્રમાં વત્તેઓછે અંશે સાંસ્કૃતિકરણની પ્રક્રિયા અપનાવી હોવાથી તેઓ પરિવર્તનની દિશાના માર્ગ પર એકબીજાના હરિફ બની રહ્યા છે, જ્યારે બીજી બાજુ બ્રાહ્મણો સંખ્યાની દૃષ્ટિએ સંપૂર્ણ લઘુમતી ધરાવે છે. પોતાની જાતિની સલામતી ખાતર અને પોતાનું ઊંચું સ્થાન ટકાવી રાખવા તેઓ પોતાનું જૂથ વધુ દૃઢ કરવા જૂથની સરહદો વધુને વધુ સિમિત કરતા ગયા. પરિણામે બ્રાહ્મણો એકતરફ લઘુમતી તરફ ધકેલાતા ગયા. જ્યારે બીજી તરફ શૂદ્રો અને અસ્પૃશ્યોએ એમની સંખ્યાનો વ્યાપ ઘણો વધારી દીધો.

બ્રાહ્મણો સંખ્યામાં અતિ અલ્પ હોવાથી તેઓ એકરૂપતા ધરાવે છે એમ કહેવું વ્યાજબી નથી. બ્રાહ્મણોમાં પણ તદ્દન આગવી અને ભિન્ન જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ છે. આ સ્થિતિ સૂચવે છે કે બ્રાહ્મણો પોતાના ખાબોચિયા પૂરતા મર્યાદિત નહીં રહેતા તેમના પોતાના પછીના તરતના સ્તરને તેમણે તેમનામાં ઘણીવાર સમાવ્યો છે. દાખલા તરીકે બ્રાહ્મણ ગુરુએ બિનબ્રાહ્મણ ભક્તોને 'શ્રીમુખો' ઉપનામ આપ્યું હતું અને આ જૂથ ધીરે ધીરે બ્રાહ્મણના દરજ્જામાં ભળી ગયાનું જાણમાં છે. આ પ્રકારના કિસ્સા એકલદોકલ નથી પરંતુ સમયના ચક્રમાં ઠીકઠીક પ્રમાણમાં બનતા રહ્યા છે. આ પ્રકારના કિસ્સાઓમાં નીચલા જૂથો મોટે ભાગે બ્રાહ્મણોમાં ભળી ગયા છે. ઇતિહાસમાં રામાનુજે જે ભૂમિકા ભજવી છે તે આપણી સમક્ષ હજુ તાજી જ છે. એમણે બિનબ્રાહ્મણ જ્ઞાતિઓને ભેગી કરી શ્રીવૈષ્ણવ પંથની સ્થાપના કરી હતી અને આ પંથને વિસ્તારવાનું પણ કામ કર્યું હતું.

આ પ્રકારની એક જૂથમાંથી બીજા જૂથમાં ચાલ્યા જવાની પ્રક્રિયા ગુપ્ત કે ખુલ્લી રીતે સેંકડો વર્ષોથી ચાલી આવી છે. સામાન્ય રીતે આ પ્રક્રિયા વ્યવસ્થિત રીતે, બન્ને જૂથોની સંમતિ અને સ્વીકાર સાથે થતી હોય છે. આના સૌથી વધુ દાખલા આપણી પાસે નીચલી જ્ઞાતિઓએ ક્ષત્રિયોનો દરજ્જો મેળવ્યાના છે. ક્ષત્રિયોની સમાજ પ્રત્યે બેવડી જવાબદારી હતી. પ્રથમ બ્રાહ્મણોના સહકાર, સલાહ અને સૂચનથી રાજ્ય ચલાવવા ઉપરાંત સમાજના પરંપરાગત સંબંધોની જાળવણી કરવાની હતી. એમની બીજી જવાબદારી લોકોના જાનમાલનું રક્ષણ કરવાની

પોતાના વર્ગના નેતા માની બેઠા છે અને લાભોને અંદરોઅંદર વહેંચી પોતાના પૂરતા સિમિત રાખ્યા છે. હજુ આ લાભો એમની પોતાની જ્ઞાતિના ગરીબ અને વધુ લાયક બાંધવો સુધી પહોંચવાના બાકી છે. જે ચળવળો સ્વૈચ્છિક છે ત્યાં પણ આ પરિસ્થિતિ પ્રવર્તે છે તો જ્યારે સરકાર સમાજસેવકનો સ્વાંગ સજે તો પરિસ્થિતિ કઈ હદે વણસે તેની કલ્પના કરવાની રહે છે.

ભારત સરકારે તેમજ ઘણી રાજ્ય સરકારોએ પછાત વર્ગોના પ્રશ્નોના અભ્યાસ અંગે તપાસ પંચોની નિમણૂક કરી છે. મને આ પ્રકારના પંચમાં પંચના એક સભ્ય તરીકે ભાગ લેવાની તક મળી નહીં હોવાથી પંચોને હું ફક્ત બહારથી જ જાણું છું અગાઉના બે પંચોની ભલામણો જાણે પૂરતી ન હોય તેમ કર્ણાટકે ત્રીજા પંચની નિમણૂક કરી છે. મોટા ભાગના પંચોએ હજાર વિદ્યાર્થીઓએ શિક્ષણની કક્ષા એક માપ તરીકે રાખી છે. પ્રથમ, દ્વિતિય અને તૃતીય વર્ગના સરકારી નોકરીઓમાં પ્રતિનિધિત્વ પણ એક મહત્ત્વનો માપદંડ છે. પછાત જ્ઞાતિ કે સમૂદાયના જે કુટુંબોની વાર્ષિક આવક રૂ. ૧૦,૦૦૦થી નીચે હોય તે પરિબળને પણ ધ્યાનમાં લેવામાં આવ્યું છે. ઉપરાંત આર્થિક પછાતપણા પર આધારિત એક વિશિષ્ટ જૂથની રચના કરવામાં આવી છે. આ જૂથમાં જે કુટુંબોની વાર્ષિક આવક રૂ. ૪,૮૦૦ હોય તે બધાનો સમાવેશ કરવાનું વિચારાયું છે. આ વિશિષ્ટ જૂથ સિવાય બધા જ કિસ્સાઓમાં સમગ્ર જ્ઞાતિ/જ્ઞાતિઓને ભલામણો માટે એકમ ગણવામાં આવી છે.

જ્ઞાતિની સીડીમાં કોઇ એક ચોકકસ જ્ઞાતિ તેનાથી ઉપલી કે નીચલી બીજી જ્ઞાતિને ધ્યાનમાં રાખીને ચઢતો-ઉતરતો દરજ્જો, શ્રેણી અથવા પ્રતિષ્ઠા ભોગવે છે તે વર્ણવી શકાય છે. જો કે મોટા ભાગના કિસ્સાઓમાં અસ્પષ્ટતા અનુભવાય છે. જ્યારે કોઈ જ્ઞાતિને સીધું પૂછવામાં આવે છે ત્યારે તે બીજી જ્ઞાતિઓને ચીધી તેના સંદર્ભમાં પોતે ઊંચા હોવાનો દાવો કરે છે; અને સાથે સામાને પોતાની સરખામણીમાં નીચા દરજ્જાનો ગણે છે. સામાજીક દરજ્જાનો ચઢતા-ઉતરતા કોટીનો ક્રમ એક બ્રાહ્મણ અને એક અસ્પૃશ્ય વચ્ચે સ્પષ્ટ તરી આવતો દેખાય છે. પરન્તુ બ્રાહ્મણની પેટા જ્ઞાતિઓ કે અસ્પૃશ્યોની પેટા જ્ઞાતિઓ હંમેશા અંદરોઅંદર દરજ્જા માટે ઝગડતા એકમો દેખાય છે. શૂદ્રોમાં હજારો જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ છે જેઓ એકબીજા સાથે સામાજીક મોભો, શ્રેણી અને પ્રતિષ્ઠા માટે ઝગડતા હોય છે. બીજી તરફ આજ જૂથો, એકબીજા સાથે સંબંધ ધરાવતા હોય છે આથી ઘણીવાર અંદર અંદર મેળ સાધી રાખે છે એ ભિન્ન જ્ઞાતિઓના પુરુષો એકબીજા સાથે ભોજન લેતા નજરે ચઢશે પરંતુ તેમની સ્ત્રીઓ તેમ કરતા અચકાતી હોય છે.

આથી કોઈ એક જ જ્ઞાતિના સભ્યોનો સામાજીક દરજ્જો સરખો છે અને તેઓ બધા સમાન રીતે રહે છે. પરંતુ ક્યારે અને કેવી રીતે ઊંચ-નીચનું વલણ વિકાસ પામી મજબૂત બને છે અને ઘણીવાર બહારના ક્યા પરિબળો એક જ જૂથના સભ્યોના સામાજીક સંબંધોની આડે આવવા માટે ભાગ ભજવે છે તે આપણે શોધવું જોઇએ. આ પરિબળો નિશ્ચયાત્મક તેમજ નિષેધાત્મક બન્ને પ્રકારના કારણો પર આધાર રાખે છે. સંપત્તિ, જમીન, શિક્ષણ, સરકારી જાહેર હોદ્દાઓ, રાજકીય લાગવગ અને સત્તા જેવા કેટલાક વાસ્તવિક કારણો જે નિશ્ચયાત્મક છે, તેના વિશાળ ચોકઠામાં રહીને લોકોને જુદા જુદા સ્તરોમાં વહેંચે છે. વ્યવસાય, ખાણીપીણી, લગ્ન બાબત જ્ઞાતિના ધારાધોરણોનો ભંગ વગેરે નિષેધાત્મક કારણોને પરિણામે આંતરિક વલણ, વર્તણૂંક કે સંબંધોમાં ફેરફાર થવાથી પણ એક ચોક્કસ જૂથના સભ્યો જુદા જુદા ફાંટામાં વહેંચાઈ જઈ પોતાની વચ્ચે ભેદભાવ સર્જતા થઈ જાય છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે અને એ જ પ્રકારની અન્ય જટિલતાઓ અને ખાસિયતો જોતાં ઘણી બધી જ્ઞાતિઓને નીચલા સામાજીક દરજ્જામાં ખપાવવી યોગ્ય નથી. પરંતુ પછાતવર્ગો માટેના પંચોએ ઘણી બધી જ્ઞાતિઓને તેમનો સામાજીક દરજ્જો નીચો ગણી પછાત વર્ગોની

યાદીમાં સમાવી લીધી છે. મને જાણ છે ત્યાં સુધી આ પંચોએ જ્ઞાતિ 'અ'નો સામાજીક દરજ્જો કોનાથી નીચો અને શા માટે નીચો છે તે ક્યાંય દર્શાવ્યું નથી. શું આપણે માની લેવું જોઈએ કે સામાજીક દરજ્જો હંમેશા બ્રાહ્મણો અને બિનબ્રાહ્મણોના સંદર્ભમાં ગર્ભિત રીતે સૂચક છે? તો પછી સામાજીક ક્ષેત્રે મોખરે કોણ છે? મોખરાના જૂથની લાક્ષણિકતાઓ કઈ કઈ છે? કહેવાતા આગળ પડતા જૂથોના બધા જ સભ્યો અંદરોઅંદર અને અન્ય જૂથ સાથેના સંબંધની સરખામણીમાં એકસરખો સામાજીક દરજ્જો ભોગવે છે? આ પ્રકારના પ્રશ્નોના યોગ્ય ઉત્તરો પછાતપણાના પ્રશ્નના ઉકેલ પર આવતા પહેલાં શોધવા જરૂરી છે. આપણે આપણા પછાત વર્ગોનો સામાજીક દરજ્જો કોના સામાજીક દરજ્જા જેટલો ઊંચો લાવવા માંગીએ છીએ? આ વખતે બ્રાહ્મણના દરજ્જાનો સંદર્ભ ધ્યાનમાં રાખીએ છીએ કે બીજું કાંઈ? જો, બ્રાહ્મણના સંદર્ભનો જ ખ્યાલ હોય તો પ્રશ્ન થાય છે કે શું બધા બ્રાહ્મણો સમાન છે? શું કેટલાક બ્રાહ્મણો બીજા બ્રાહ્મણો કરતાં વધુ સમાન નથી? શું મૈસુરના મરકા બ્રાહ્મણો જેવા બીજા બ્રાહ્મણો નથી જેમને અસ્પૃશ્યો સહિત બીજાઓએ જુદા તારવી નીચા ઉતારી દીધા છે? જેમ જેમ આપણે અનુભવજન્ય બાબતોને ધ્યાનમાં લઈ વધુને વધુ ઊંડા ઉતરીએ છીએ તેમ તેમ પ્રશ્ન વધુને વધુ ધૂંધળો અને ગૂંચવણભર્યો બનતો જાય છે. આથી પછાતપણાના, ખાસ કરીને સામાજીક પછાતપણાના પ્રશ્નના સંદર્ભમાં જ્ઞાતિની અંદર તેમજ જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચેનો સામાજીક દરજ્જો, ક્રમ અને પ્રતિષ્ઠાનાં સમીકરણનો કોઈ સંદર્ભ રહેતો નથી.

આ વિષયના અનુસંધાનમાં હજુ આગળ તપાસતાં કેટલાક વધુ અનુભવજન્ય પુરાવાઓ મળે છે જેમાં બ્રાહ્મણનો જ દરજ્જો વિવાદાસ્પદ બની રહ્યો હોય અને જેની સામે પડકાર ફેંકાયો હોય. બ્રાહ્મણો સાથે સમાનતા કે એનાથી પણ વધીને કેટલીકવાર તેમના કરતા ચઢિયાતો દરજ્જો સાબિત કરતા દાવા મંડાયા હોય તેવા પણ દાખલા મોજુદ છે. કર્ણાટકમાં ૧૨મી સદીમાં થયેલી વીરશૈવ કે લિંગાયત ચળવળનો જ દાખલો લઈએ. આ ચળવળના મૂળ પ્રણેતા શ્રી બસવા પોતે જન્મે શૈવ બ્રાહ્મણ હતા. એમણે હિંદુધર્મના જુનવાણીપણા સામે સામાજીક અને ધાર્મિક બળવો કર્યો હતો અને હિંદુધર્મની માન્યતાઓ, સિદ્ધાંતો અને મૂલ્યોને વખોડી કાઢયા હતા. આ જુના સિદ્ધાંતો, માન્યતાઓ અને મૂલ્યોનું વિવરણ કર્યું હતું. ઘણા લોકો આ નવા પંથ તરફ આકર્ષાયા હતા અને પરિણામે જુદી જુદી સામાજીક ભૂમિકાવાળા લોકોએ વીરશૈવ પંથનો સ્વીકાર કર્યો હતો. આ ચળવળ દેશની થોડી સફળ ચળવળોમાંથી એક છે, જેમાં બ્રાહ્મણના દરજ્જાને પડકારી, પોતાના સમાન દાવાનો આગ્રહ રાખી, બ્રાહ્મણની હરોળનો જ ઈચ્છિત સમાન દરજ્જો મળવવાંમાં સફળતા મળી હોય.

જ્યાં જ્યાં વીરશૈવ પંથના લોકો સંખ્યાની દૃષ્ટીએ પ્રબળ હોય ત્યાં ત્યાં તેઓ બ્રાહ્મણોની સમાંતર રહે છે. આ લોકોએ પરંપરાગત હિંદુ ધર્મ કે બ્રાહ્મણ ધર્મની સમાંતરે એક માળખુ ઉભુ કર્યું છે. વીરશૈવોની ઐશ્વરી સત્તા શિવ છે. માંસાહારી ખોરાક અને માદક પીણા પર પ્રતિબંધ એક સિદ્ધાંત તરીકે સ્વીકારાયો છે. લિંગાયતોની ધાર્મિક અને આધ્યાત્મિક જરૂરિયાતો પૂરી કરવા સૌથી ઉપર એક પુરોહિત જ્ઞાતિની સાથે બીજી કેટલીક પેટા જ્ઞાતિઓ સ્થાપિત કરવામાં આવી છે. છેલ્લા આઠ સૈકાના ગાળામાં તેઓ અનેક જ્ઞાતિ અને પેટા જ્ઞાતિમાં મૂર્ત થયા છે. ચઢતો-ઉતરતો કોટીનો ક્રમ અહીં પણ હોવાથી જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ વચ્ચે ચઢતા કે ઉતરતા દરજ્જાનો સંબંધ રહે છે. મરકા બ્રાહ્મણની જેમ લિંગાયત હજામ સાથે પણ આભડછેટ રાખવામાં આવે છે. અસ્પૃશ્યો સિવાયના બધાજ બિન-લિંગાયતો અને લિંગાયતોને આ હજામ સેવા આપે છે છતાં પણ લિંગાયતો કે જંગમ પુરોહિત કે પછી અસ્પૃશ્યો પણ હજામના રસોડાનું રાંધેલું ખાતા નથી. ગ્રામ્ય વિસ્તારમાં આ હકીકત છે જ્યારે શહેરી વિસ્તારમાં એ સૂક્ષ્મ સ્વરૂપે જોવા મળે છે.

રહેતી. આથી જે જે જૂથો ક્ષત્રિયોનો દરજ્જો મેળવતા ગયા તેમણે બ્રાહ્મણોનો પોતાની જ્ઞાતિના સલાહકાર અને ગોર તરીકે ડહાપણભર્યો ઉપયોગ કર્યો. આ લોકોએ બ્રાહ્મણોને આર્થિક સલામતી પૂરી પાડી અને બદલામાં બ્રાહ્મણો પાસેથી પોતાના જૂથના ઉદ્ભવ અંગે કોઈ દંતકથા વહેતી કરાવી કે જૂથના દરજ્જાને પવિત્રતાની મ્હોર મરાવી. આમ દેશમાં ઘણા રાજાઓ, મહારાજાઓ, મુખીઓ, નાયકો, સરદારો વગેરે ખાસ કશી તકલીફ વગર પોતાની જાતને ક્ષત્રિય સાબિત કરી શક્યા હતા. ક્ષત્રિયોમાં ખપવાની ગાંડી દોટને કારણે ક્ષત્રિયોનું જૂથ મોટું ને મોટું થતું ગયું અને જે અસલ ક્ષત્રિયો હતા તેઓ મોટા સમૂહમાં વિલીન થઈ ગયા હોય એમ જણાય છે. મરાઠા રાજવી શિવાજી અને કુર્ગનો લિંગાયત રાજા બીજા અનેક દાખલાઓમાંના એક છે. આ બધું જોતાં, કોઈપણ પ્રકારના ભેદભાવ વગર પછાત ગણી અનામત જોગવાઈઓ પૂરી પાડવી યોગ્ય નથી. જે લોકો એકબાજુ પોતાને વંશપરંપરાગતથી ઉચ્ચ વર્ણના અંશ તરીકે સાબિત કરે છે અને બીજી બાજુ આ જ લોકો જ્યારે અનામતના લાભો લેવાના પ્રયાસરૂપે પોતાના જૂથોને પછાતપણાનું લેબલ લગાડવાનો પ્રયત્ન કરે છે ત્યારે એક વિચિત્ર વિરોધાભાસી ચિત્ર ઊભું થાય છે.

અહીં પ્રશ્નની યથાર્થતા ચકાસવી જરૂરી છે. કોઈપણ જ્ઞાતિ કે જ્ઞાતિઓ માટે પછાતપણાનું લેબલ હંમેશ માટે ચોંટેલું નહીં રહેવું જોઈએ. ઉપરાંત પછાતપણું નક્કી કરતી વખતે એમાં બધા જ પરિબળોનો સમાવેશ થવો જરૂરી છે જેથી જરૂર પડે તો સરકાર કેટલીક વ્યક્તિઓને કે કુટુંબોને પછાતવર્ગના યાદીમાં સમાવી શકે કે બાકાત પણ કરી શકે. ભૂતકાળ તપાસતાં એક હકીકત સ્પષ્ટ થાય છે કે ભારતમાં ઠીક ઠીક પ્રમાણમાં નીચલી જ્ઞાતિઓના હિંદુઓ સહિત મુસલમાન, ખ્રિસ્તી, શીખ તેમજ બૌદ્ધ ધર્મના લોકો પણ ઉચ્ચ હિંદુ જ્ઞાતિની લોકોની સરખામણીમાં ઘણી વસ્તુઓથી વંચિત રહ્યા છે. જ્ઞાતિની સીડીના પગથિયા જેમ ઉપર ચઢીએ છીએ તેમ જ્ઞાતિના વિશેષાધિકારો ઉપર જતા વધે છે અને નીચે ઉતરીએ તે સાથે ઓછા થતાં જાય છે. અસ્પૃશ્યો તો બધી જ અસમર્થતાઓથી લદાયેલા છે હજૂ આજે પણ આપણે ત્યાં ધાર્મિક, શૈક્ષણિક, આર્થિક, રાજકીય અને ન્યાયની સત્તાઓ ઘણે અંશે સમાજના ઉપલા સ્તર પાસે કેન્દ્રીત રહી છે. પરંપરાગત રીતે બ્રાહ્મણો સામાજિક ક્ષેત્રે સૌથી ઊંચો દરજ્જો ધરાવતા હોવાથી બધા જ પ્રકારના જ્ઞાનના તેઓ હકદાર અને રખેવાળ હતા. તેમની આર્થિક જરૂરિયાતોની જવાબદારી રાજાને શિર રહેતી. રાજા તેમને અવારનવાર ભેટસોગાદોમાં જમીનના પટા, ગામો, મહેસુલ કે નોકરીઓ આપતો. રાજ્યના સલાહકાર તરીકે બ્રાહ્મણો રાજ્યની તેમજ રાજાઓની નિયતિ નક્કી કરતા. આ બ્રાહ્મણો કોઈપણ જાતની રોકટોક વગર એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં જઈ-આવી શકતા. આ કારણે તેઓ કશી પણ ઈજાના ડર કે ધમકી વગર મુક્તપણે ગુપ્તસંદેશાઓના વાહક તરીકે કામ કરી શકતા. આ પ્રકારનું મુક્ત હલનચલન બીજા જૂથો માટે શક્ય ન હતું. વળી બ્રાહ્મણોના શ્રાપનો ડર બધાને જ રહેતો.

હા. એ ખરું છે કે છેલ્લા કેટલાક સૈકાઓથી અને ખાસ કરીને આઝાદ ભારત થયા પછી બ્રાહ્મણોની સ્થિતિ પ્રથમ જેટલી જ મહત્ત્વપૂર્ણ અને ઈર્ષા આવે એવી નથી રહી. કેટલાક વિસ્તારોમાં તો તેઓ ઘસાઈ ગયા છે. હવે ફક્ત બ્રાહ્મણ જ કાયદેસર ગોર, પંડિત કે સલાહકાર તરીકે હોય એવું નથી રહ્યું. દાનો અને ગામોની ભેટો પણ ઘણા સમયથી ઠીક ઠીક પ્રમાણમાં ઓછી થઈ ગઈ હતી. પરંતુ બ્રાહ્મણોનું સૌથી મોટું જમા પાસું એમનો સૈકાઓ જૂનો શિક્ષણનો અનુભવ છે. હજુ આજે પણ બ્રાહ્મણ જૂથ બીજા જૂથોની સરખામણીમાં સૌથી વધુ શિક્ષિત જૂથ તરીકે નજરે પડે છે. સરકારી સ્થાનો પર પણ તેમનું વર્ચસ્વ ચાલુ રહ્યું છે. વધુમાં, જ્યાં જ્યાં તેમનાથી શક્ય બન્યું છે અને જ્યાં જ્યાં તેમને જરૂર જણાઈ છે ત્યાં ત્યાં તેઓ વેપાર, ધંધા, ઉદ્યોગો અને આધુનિક વ્યવસાયોમાં પ્રસર્યા છે. તેમની પ્રબળ ઈચ્છાશક્તિ અને સાથે અનુકૂળ

પરિબળોએ નવા વ્યવસાયો તરફ વાળવા મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. રાજકીય ક્ષેત્રે ઝંપલાવવામાં પણ તેઓ પાછળ નથી રહી ગયા. કર્ણાટકના અગાઉના મુખ્યપ્રધાને એકવાર વિધાન કર્યું હતું કે તેઓ પોતે ચુસ્ત શાકાહારી નહીં પણ માંસ-મચ્છી ખાતા બ્રાહ્મણ છે. આ વિધાન બ્રાહ્મણોની લાક્ષણિક નમ્રતા અને પલટાતી પરિસ્થિતિ સાથે તાલ મેળવવાની ક્ષમતા સૂચવે છે.

પરંતુ આ તબક્કે થોભ્યા વગર એવું પણ ઉમેરવું જોઈએ કે ઘણાં બ્રાહ્મણો ગરીબ અને અશિક્ષિત છે જેઓ પોતાના ગુજરાન માટે રસોઈયા કે ખાનસામા તરીકે કામ કરે છે. જો કે તેમની ગરીબ પરિસ્થિતિ અને શિક્ષણનો અભાવ બ્રાહ્મણો માટે અવરોધ કે વિઘ્નનું કારણ નથી. બ્રાહ્મણ હોવાના નાતે જ જે તે વ્યક્તિ બીજા બ્રાહ્મણ પાસે પોતાની કોઈપણ જાતની આબરૂ કે માન મર્યાદા ગુમાવ્યા વગર શુદ્ધ-પવિત્ર વ્યવસાય કરી શકે છે. જો કે આ વસ્તુસ્થિતિ શહેર કરતાં ગ્રામ્ય વિસ્તારમાં વધુ જોવા મળે છે. મુંબઈ સહિત દક્ષિણ ભારતમાં ઠેર ઠેર આપણને બ્રાહ્મણના નામની તખ્તીવાળી નાની મોટી હોટેલ કે ચાની દુકાનો જોવા મળે છે. હજુ આજે પણ લોકો બ્રાહ્મણના હાથનું ખાવુંપીવું વધુ પસંદ કરે છે. શહેરીકરણ કે ઔદ્યોગિકરણની અસર આ ક્ષેત્રે ખાસ વર્તાતી નથી. આ પરિસ્થિતિ પ્રવર્તતી હોવાથી પછાત વર્ગો ખાસ કરીને શૂદ્રોએ વિશેષાધિકાર ભોગવતા જૂથો પાસેથી શક્ય હોય એટલા હક્કો મેળવી લઈ એના પર પોતાનો દાવો જાહેર કર્યો છે. અથવા તો એ દાવા માટે લડી રહ્યા છે. આગળ જોયો તેવો વિરોધાભાસ અહીં પણ નજરે પડે છે. પરંતુ હવે સંખ્યા કે સ્થાનિક/પ્રાદેશિક ભિન્નતાની ગૂંચમાં વ્યર્થ સમય ખર્ચવા કરતાં મૂળ પ્રશ્ન પર આવવું જરૂરી છે.

૨૦મી સદીની શરૂઆતમાં મદ્રાસ ખાતે પછાત વર્ગ/બિનબ્રાહ્મણ ચળવળો શરૂ થઈ હતી. આ ચળવળો પછાત વર્ગોએ કરેલા મક્કમ પ્રયાસોના પ્રતિરૂપ છે. મહારાષ્ટ્રમાં જ્યોતિબા ફૂલેનો પ્રયત્ન પણ કંઈક આ પ્રકારનો જ હતો. મદ્રાસમાં કેટલાંક હિંમતવાળા લોકો ખાસ કરીને પછાતવર્ગમાંના જે આગળ પડતા જૂથો છે. તેમાંથી વખતોવખત આગળ આવ્યા હતા અને ચળવળોને દોરવાનું કામ કર્યું હતું. બ્રાહ્મણ રંગે રંગાયેલ હિંદુધર્મ અને બ્રાહ્મણ મૂલ્યોને વખોડી કાઢ્યા સિવાય, આ ચળવળોને ધાર્મિક ઓપ આપવાનો કોઈ ખ્યાલ ન હતો. મહદ્ અંશે બિનસાંપ્રદાયિક હિતોને બિનસાંપ્રદાયિક રૂઢિપ્રયોગો દ્વારા સ્પષ્ટપણે વ્યક્ત કરવાનો પ્રયત્ન હતો. તેઓ ખાસ કરીને પછાત વર્ગોના શૈક્ષણિક પછાતપણા વિષે અને નોકરીઓમાં તેમના અતિ નબળા પ્રતિનિધિત્વ પ્રત્યે ચિંતિત હતા.

તે જ રીતે જે ક્ષેત્રોમાં પછાત વર્ગોનું પ્રતિનિધિત્વ ઓછું હોય તે ક્ષેત્રોને જુદા તારવી કાઢવાના પ્રયત્નો પણ થયા હતા. વળી ભારત સ્વતંત્ર થયા પછી ઉત્તર ભારતના આર્યોના વર્ચસ્વ હેઠળ જવાની પૂરી દહેશત હતી. આ અનુમાનના આધારે પછાત વર્ગોની સલામતીની ખાતરીની કોઈ આશા બાંધી શકાતી ન હતી. આથી આ વર્ગો ભારતમાં બ્રિટિશ રાજ્ય ચાલુ રહેવું જોઈએ એ પ્રકારનો સૂર જાહેરમાં કાઢતા હતા. શિક્ષણ, વ્યવસાયો, સામાજીક અને સાંસ્કૃતિક પરિબળો જેવા બિનસાંપ્રદાયિક હિતો પર આધારિત આ ચળવળો ધીરે ધીરે પ્રાદેશિક રાજકીય પક્ષોમાં વિકાસ પામી અને અંદરોઅંદર કુસંપ અને આંતરિક ઝગડા હોવા છતાં છેલ્લા કેટલાક દાયકાઓથી તે રાજકીય તખ્તા પર ચાલુ રહી છે. પછાત વર્ગોની સુધારાની લડતનો છેલ્લા અર્ધા દાયકાનો નિચોડ આ પ્રમાણે છે. આ પછાત વર્ગોમાંથી લોકોએ ઠીક ઠીક પ્રમાણમાં આર્થિક અને શૈક્ષણિક સવલતો સાથે રાજકીય સત્તા હાંસલ કરી છે. આ પ્રક્રિયાથી મધ્યમ અને નીચલી જ્ઞાતિઓને ઉપર આવવાનો લાભ સૌથી વધુ મળ્યો છે. બિનબ્રાહ્મણ ચળવળના પરિણામે પછાત વર્ગોમાંના સમૃધ્ધ કુટુંબોને પોતાના જ્ઞાતિભાઈઓનો ઉધ્ધાર કરવા માટેના દરવાજા ખુલ્લા થઈ ગયા છે. ઘણે ઠેકાણે અને સામાન્ય રીતે બને છે તે પ્રમાણે આ સમૃધ્ધ લોકો પોતાની જાતને

# શું જ્ઞાતિને આધારે પછાતપણું નક્કી કરવું જોઈએ ?

૧૯૬૦ની શરૂઆતમાં કર્ણાટકના ડૉ. નાગના ગોવડા પંચે લિંગાયતોને વિકસીત વર્ગમાં મૂક્યા હતા. આ વર્ગીકરણ સામે જબરો ઉહાપોહ થયો હતો. હકીકતમાં ભાષાવાર પ્રાંત-રચના થઈ એ પહેલાં લિંગાયતોની મોટી ટકાવારી જે મુંબઈ પ્રદેશના (મુંબઈ-કર્ણાટક વિસ્તાર) એક ભાગ તરીકે હતી તેમનું વિકસીત તરીકે વર્ગીકરણ કરાયું હતું. કર્ણાટકનું જુદું રાજ્ય થયા પછી લિંગાયતો સંખ્યાની દૃષ્ટિએ સૌથી મોટા જૂથ તરીકે બહાર આવ્યા. લગભગ છેલ્લા બે દાયકાથી તેઓ રાજ્યના આર્થિક શૈક્ષણિક અને રાજકીય ક્ષેત્રે વર્ચસ્વ જમાવી બેઠા છે. આ પછી શ્રી એલ. જી. હાવાનુરની આગેવાની હેઠળના બીજા પછાત વર્ગ પંચે લિંગાયતોની કેટલીક પેટા જ્ઞાતિઓને પછાત વર્ગની યાદીમાં સમાવી દીધી અને આથી ઠીક ઠીક સંખ્યામાં લિંગાયત જાતિઓ વિકસીત વર્ગ ગણાઈ અને એ રીતે ચાલુ રહી. આ અંગે ઘણાને રોષ હતો. એક આગળ પડતા લિંગાયત સમાજશાસ્ત્રી જેઓ તે વખતે રાજ્યની મુલાકાતે હતા તેઓએ સંખ્યાના રાજકારણ અને 'લાયકાત'ના ધોરણને કોરે મૂકી દેવા વિષે નિંદા કરતું લખાણ લખ્યું હતું. તેઓશ્રીની પત્નિ પરદેશી હતી અને એણે વીરશૈવ ધર્મ અપનાવ્યો હતો. તેઓ પોતે પણ પશ્ચિમમાં જ રહે છે અને થોડા વખતથી પંચના અધ્યક્ષના મિત્ર છે. આ બધુ વર્ણન કરવાનો હેતુ ભારતીયોની આ લાભો મેળવવાની લાલસા પર માત્ર પ્રકાશ ફેંકવાનો છે પછાતપણાના લાભો મેળવવા માટે આ લોકો પછાતમાં ખપવાની બૂમાબૂમ અને વિકસીત વર્ગમાં ગણાવવાનો ઈન્કાર કરતા હોય છે.

નિયમ અને આચરણ વચ્ચેના વિરોધાભાસનો હજુ એક દાખલો છે. ૧૯૮૦ના ગાળામાં એક જાહેર સમારંભમાં રાજ્યમાં લિંગાયતોના વર્ચસ્વનો અને સાથે નીચલી જ્ઞાતિઓ, ખાસ કરીને અનુસૂચિત જાતિઓના વંચિતપણાનો ઉલ્લેખ કરાયો હતો. એક લિંગાયત અધ્યાપકે કે જેઓ શિક્ષણ આપનાર છે તેમણે બહુ ઝનૂની પ્રત્યાઘાત પાડ્યા હતા. તેમનો વિરોધી અભિપ્રાય એમણે છાપ્યો હતો તેઓશ્રીની દલીલ અનુસાર લિંગાયતો, બ્રાહ્મણો અને જૈનો સામાજિક દરજ્જામાં સમાન છે. છતાં તેમના જાહેરમાં ઉચ્ચારાયેલા સામાજિક સમાનતાના આ આગ્રહ પર મને શંકા લાવવાનું મન એટલા માટે થાય છે કે જ્યારે અનુભવજન્ય વાસ્તવિકતા સ્વીકારવાની વાત આવશે ત્યારે પછાતપણાનું લેબલ છોડી દેવાની ભૂલ તેઓ કે તેમના જાતિભાઈઓ નહીં કરે.

લગભગ છેલ્લા એક દાયકાથી અખિલ ભારત વીરશૈવ મહાસભાનું સંગઠન અસ્તિત્વમાં આવ્યું છે. સંગઠનનું મુખ્ય મથક બેંગ્લોર ખાતે છે. રાજ્યમાં લિંગાયત સમુદાયનું સૌથી સક્રિય પ્રવક્તા આ સંગઠન છે. સાધનસંપન્ન નિવૃત્ત અધિકારીઓ સંગઠનના હોદ્દેદારો છે. તેઓ પ્રાદેશિક સંમેલનો ગોઠવી લિંગાયતોને પછાતપણાના લાભો વિષે શિક્ષણ આપે છે. હાવાનુર પંચના હેવાલની ટીકા પણ તેઓ સાથે કરતા રહે છે. તેમણે ૧૯૮૧ની વસ્તીગણતરી વખતે લિંગાયતોને હિંદુ નહીં પણ 'લિંગાયતો' તરીકે પોતાને નોંધવા પ્રોત્સાહન આપ્યું હતું. આ અંગેના કારણો બહુ સ્પષ્ટ છે.

છેલ્લા ત્રણ-ચાર દાયકાથી રાજ્યમાં ખાનગી ક્ષેત્રે બન્ને પ્રકારની ટેકનીકલ તેમજ બિનટેકનીકલ ઉચ્ચશિક્ષણની સંસ્થાઓ મોટે ભાગે લિંગાયતોના હાથમાં છે. અને હું જો ભૂલ ન કરતી હોઉં તો આ સંસ્થાઓની શરૂઆત ખાનગી ક્ષેત્રે થઈ છે અને કેપિટેશન ફી વડે તેઓ સમૃદ્ધ બની છે. જમીન મિલ્કત, વેપાર, ધંધા અને ઉદ્યોગો બધું લિંગાયતોના હાથમાં કેન્દ્રિત થયું છે. રાજકીય ક્ષેત્રે પણ તેઓ સમર્થ છે. આ બધું હોવા છતાં લિંગાયતોમાં કેટલાક કુટુંબો ગરીબ અને અભણ પણ છે. પરંતુ પછાત દરજ્જાની બૂમો આ ગરીબ અને અભણ કુટુંબોમાંથી નથી આવતી.

અહીં આ બધા દાખલાઓ પ્રશ્નની ગંભીરતા, વિશાળતા અને એમાં કેટલા બધા વિરોધાભાસ રહેલા છે તે બતાવવા આપ્યા છે. પ્રસ્તુત લેખની શરૂઆતમાં જ મેં સ્પષ્ટ કર્યું છે કે પછાતપણું નક્કી કરવા માટે

જ્ઞાતિ પણ એક માપદંડ તરીકે હોવી જોઈએ. પરંતુ આ વિશાળ ચોકઠામાં બીજા પણ કેટલાક માપદંડો તારવી કાઢી ઉમેરવા જોઈએ. આથી પછાતપણું નક્કી કરવા માટે ફક્ત જ્ઞાતિ જ એકમાત્ર માપદંડ નહીં હોવી જોઈએ. પછાતપણાના પ્રકારો ઘણાં છે. ગર્ભિત રાજકીય કારણોસર જુદા જુદા પંચો અત્યાર સુધી નિમાયા. પરિણામે આ પંચોએ હિંમતપૂર્વક પોતાની વાત ન કહી. અનામત અંગે જે ભલામણો કરી એની સમગ્ર રાજકીય, આર્થિક પ્રશ્ન પર શું અસર પડે એનો આ પંચોએ ગંભીરતાથી વિચાર કર્યો નથી

શિક્ષણ અને નોકરી બન્ને મહત્ત્વનાં વાસ્તવિક પરિબળો ગણાયાં છે. આ બન્ને ક્ષેત્રે વ્યાજબી સિધ્ધી મેળવવાના પ્રયત્નો થાય તો આધુનિકતાની પ્રાપ્તિ સાથે જે પરંપરાગત શિક્ષિત વર્ગ છે તેની કક્ષા સુધી પહોંચવા માટેનું આ એક સાધન બની રહેશે. આ કાર્ય ફક્ત નાના નાના વિભાગો કે 'પેચ વર્ક' દ્વારા જ બની શકે. વિશ્વવિદ્યાલયો સુધીનું ફરજીયાત મફત શિક્ષણ પણ બધાને સમાન કરી દેવા માટે પૂરતું ગણી શકાય નહીં. તે દ્વારા કેટલાક સામાજીક પરિવર્તનો આવી શકે ખરા. ઉપરાંત તે આપણને બિનસાંપ્રદાયિક ક્ષેત્રે એક નવો દરજ્જો મેળવવા તરફ દોરી લઈ જઈ શકે. જો કે આ નવો દરજ્જો જન્મજાત જ્ઞાતિના દરજ્જાથી અલગ રહી કામ નહીં કરે. તકની સમાનતાનો અર્થ કેટલાક લોકો બીજા લોકો કરતાં વધુ સમાન છે તેવો નથી થતો. પરંતુ તકનો રસ્તો એવા લોકો માટે ખોલવાનો છે કે જેઓને ગરીબાઈ, પ્રતિકૂળ સંજોગો કે બીજા ઘણા કારણોને લીધે અભ્યાસનું વલણ હોવા છતાં અભ્યાસ કરવો પાલવ્યો નથી. આ કક્ષાના લોકોને પ્રોત્સાહન અને પ્રેરણા મળવી જરૂરી હોવી જોઈએ. ગર્ભિત રીતે આ પરિબળથી જ્ઞાતિ અને વર્ગના બંધનો એક યા બીજા તબક્કે તૂટશે.

પછાતપણું નક્કી કરવા માટે આર્થિક દરજ્જો અને આવક અન્ય મહત્ત્વનાં પરિબળો છે. ભારતના સંદર્ભમાં અનામત યોજના અત્યાર સુધી જે રીતે કામ કરી રહી છે તે જોતાં આ પરિબળ બહુ છેતરામણા પરિબળોમાંનું એક છે. જ્ઞાતિ અને આવકના પ્રમાણપત્રો એટલા બધા સહેલાઈથી હંમેશા અપાતા હોય છે કે લાગવગવાળા અને સત્તાવાળા એનો લાભ લઈ જાય છે. આનો ગેરલાભ અને દૂરઉપયોગ ખૂબ મોટા પ્રમાણમાં થયો હોવા છતાં તેને સુધારવાના પ્રયત્નો આજ સુધી ભાગ્યે જ થયા છે. આનો અર્થ એ નથી કે આર્થિક પરિબળને પડતું મૂકવું જોઈએ. આ તબક્કે અહીં ફરીથી નવા માપદંડો ઊભા કરવા જરૂરી છે જેના દ્વારા ગ્રામ્ય તેમજ શહેર એમ બન્ને ઠેકાણે બધી જ કક્ષા પર દરેક કુટુંબની આર્થિક પરિસ્થિતિ અને જીવન-ધોરણની નોંધ રહી શકે. મને ખબર છે ત્યાં સુધી આપણી પાસે જરૂરી વ્યવસ્થા હાજર છે, એને ફક્ત મજબૂત બનાવવાની જરૂર છે. જે લોકોના જીવન-જરૂરિયાતના સાધનો અમુક ચોક્કસ કક્ષાથી નીચે નોંધાયા હોય તેમને પછાતપણાના લાભોમાં સમાવી લેવા જોઈએ. પરંતુ જ્યારે આ કુટુંબ કે વ્યક્તિઓ પછાતપણાની રેખા વટાવી જાય તો આવા લોકોને યાદીમાંથી બાકાત કરવાની અને જો તેઓ પરંપરાગત નીચા દરજ્જાના જૂથમાંથી આવતા હોય તો જરૂર પડયે તેમને ફરી પછાતપણાના લાભોની યાદીમાં સમાવી શકાય એવી યોજના હોવી જોઈએ. ત્રણ પેઢી સુધી આ લાભો મળી શકે એ પ્રકારની વ્યવસ્થા હોવી જોઈએ ત્યાર પછી આવા લોકોએ એમની મેળે ઉપર આવતાં શીખવું જોઈએ. જમીનની ટોચ મર્યાદા, જમીન સુધારણા, શહેરી મિલ્કત મર્યાદા અને કારમા કાયદાના માપદંડો નક્કી થયા હોવા છતાં શહેરોમાં તેમજ ગામ્ય વિસ્તારોમાં જમીન તેમજ જમીન અંગેની મિલ્કતની વહેંચણી ઠીક ઠીક પ્રમાણમાં અયોગ્ય રહેવા પામી છે. ગરીબાઇના પ્રશ્નને સફળતાપૂર્વક જો હલ કરવો હોય તો થોડાક જ લોકો પાસે મિલ્કતનું કેન્દ્રીકરણ થયું છે તે પરિસ્થિતિ નાબૂદ થવી જોઈએ. બિહાર જેવા રાજ્યમાં હજુ આજે પણ ૫,૦૦૦ થી ૧૦,૦૦૦ વીઘાં જમીનની માલિકી

ધરાવનાર સહજ જોવા મળે છે. ટોચના રાજકારણીઓએ આપણું રાષ્ટ્રીય જીવન મોટા પ્રમાણમાં બરબાદ કરી નાખ્યું છે છેલ્લા કેટલાક દાયકાથી જે નવા દુષ્ટો ભારતીય સમાજમાં ઊભા થયા છે તેનું મૂળ આપણા નેતાઓ લોકશાહીના નામે જે ભૂમિકા અદા કરી રહ્યા છે તેમાંથી સીધું જ જડી આવે છે. જ્યાં સુધી લાલસા, જ્ઞાતિવાદ, સગાવાદ અને ભ્રષ્ટતા દૂર કરી દરેક જ્ઞાતિના તળિયાના સ્તરે જે લોકો ગરીબ અને લાયક છે તેના કલ્યાણ અર્થે પ્રોત્સાહન અપાતી નીતિનું અમલીકરણ ઊભું કરવાની રાજકીય ઈચ્છા પ્રબળ ન થાય ત્યાં સુધી આ શક્ય બનશે નહીં. પછાતપણાનું લેબલ લગાડી જે કાંઈ લાભ મળ્યો તે લઈ લેવાના પ્રચંડ ઉત્સાહને અવરોધવાનું કામ અત્યંત મુશ્કેલ છે.

બદલાતા જતાં વિશ્વમાં ભારતે એક રાષ્ટ્ર તરીકે એકરાગ થવું જરૂરી છે. જે દેશમાં મોટાભાગના લોકો પછાતપણાનું ગાણું ગાયા કરતા હોય તે દેશ આંતરરાષ્ટ્રિય ક્ષેત્રે કયું સ્થાન પ્રાપ્ત કરી શકે? વધારેમાં વધારે આપણે દયાને પાત્ર બનીએ. જે રાષ્ટ્રની બહુમતી વસ્તી શૈક્ષણિક, આર્થિક કે રાજકીય દૃષ્ટિએ પછાત રહી હોય તે રાષ્ટ્ર સામે આંતરિક સંકટનો ભય રહેલો છે. અત્યાર સુધી અનુકૂળ સંજોગોને લીધે પછાત વર્ગોમાંથી વિકસીત થયેલા લોકોએ પછાતવર્ગોની રચના માટે આગ્રહ રાખ્યો તેને માટે દબાણ લાવ્યા અને એ અંગેના ખરડાને પસાર કરવામાં મદદ કરી છે. જે દિવસે જે લોકો ગરીબાઈની રેખા નીચે જીવતાં ખરા પછાતો છે તેઓ રાજકીય જાગૃતિ મેળવી સ્પષ્ટ થશે ત્યારે તેમનો સામનો કરવો અઘરો થઈ પડશે.

છેલ્લે ઉપસંહાર કરતી વખતે શરૂઆતમાં આપેલી જોડણીકોશની પછાતપણાની વ્યાખ્યાને યાદ કરી લઈએ. આ દેશમાં હજારો હજારોની સંખ્યામાં કુટુંબો રોટી, કપડાં અને મકાનની જરૂરિયાતવાળાં છે. ઉપરાંત આપણો બૌદ્ધિક વર્ગ સાંસ્કૃતિક વારસાની ગમે તેટલી ગાથા ગાય તો પણ હકીકતમાં એટલા જ પ્રમાણમાં લોકો સાંસ્કૃતિક, શૈક્ષણિક અને અનુભવની દૃષ્ટિએ હજુ પણ ગરીબ છે. ભારતીય સમાજની ફાટો અને ચિરાડો ફક્ત હિંદુ ધર્મ પૂરતી મર્યાદિત નથી. જો કે અહીં મારું લખાણ હિંદુ ધર્મ પૂરતું જ મર્યાદિત છે. બધા જ ધર્મો, કદાચ ભાષાવાર જૂથો, આદિવાસીઓ અને બિનઆદિવાસીઓ બધાને ધ્યાનમાં લેવા પડશે. બધા જ વર્ગો કે જૂથોના લોકોની પાયાની જરૂરિયાતો સંતોષાવી જોઈએ. પછાતપણું નાબૂદ કરતી વખતે તટસ્થ માપદંડો ઊભા કરવા જોઈએ. આથી ક્યા લોકો પછાત છે, શા માટે તેઓ પછાત છે અને કેવી રીતે તેમના પ્રશ્નો ઉકેલી શકાય એની પર આપણું ધ્યાન નવેસરથી કેન્દ્રીત કરવાની જરૂર છે. ○

અનુ. **કલ્પના શાહ**

# પછાતપણાનો માપદંડ

આર. કે. હેબ્સુર

સદ્‌ગત પ્રો. આઈ. પી. દેસાઈનો લેખ "પછાતપણું માપવા જ્ઞાતિનો આધાર લઈ શકાય ?" (ઈ. પી. ડબલ્યુ, વૉલ્યુમ ૧૯, નં. ૨૮, જુલાઈ ૧૯૮૪) એ સામાજિક અને શૈક્ષણિક પછાત વર્ગો માટેના આરક્ષિત ભેદભાવોના વિષય પરનો ઉચ્ચકોટિનો લેખ છે જે આ વિષય પરત્વેના સાહિત્યમાં સીમાચિન્હરૂપ બની રહેશે. ૧૯૫૧માં સૌપ્રથમ બંધારણીય સુધારો થયો જે મુજબ અનુસૂચિત જાતિ/જનજાતિ કે સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત વર્ગોના વિકાસ માટે રાજ્યને ખાસ સત્તા આપવામાં આવી. આ જોગવાઈઓ કેવી રીતે લાગુ પાડવી તે બાબતમાં ત્યારથી જ ભારે અંધાધૂંધી પ્રવર્તે છે. કેન્દ્ર સરકારે અને રાજ્ય સરકારોએ પછાત વર્ગો નક્કી કરવા વિવિધ પંચો નિમ્યાં. આ બધા પંચોએ પછાતપણું નક્કી કરવામાં જ્ઞાતિનો આધાર લીધો છે, પણ પછાત કે આગળ પડતી જ્ઞાતિઓને ઓળખવા અપનાવેલા માપદંડોમાં ભારે વૈવિધ્ય જોવા મળે છે. પછાત વર્ગોની કે વાસ્તવમાં પછાત જ્ઞાતિઓની યાદી તૈયાર કરવામાં રાજકીય હેતુઓ કે દબાણોએ ઘણો ભાગ ભજવ્યો છે. આ મુદ્દાની ગૂંચ ઉકેલવામાં શિક્ષણકારોના વિશ્લેષણ પણ નિષ્ફળ ગયાં છે. જનસમાજમાં આ મુદ્દો ભારે લાગણીઓ અને આવેશ જન્માવે છે. આ સંદર્ભમાં સદ્‌ગત પ્રો. દેસાઈનું બહુશ્રુત અને માર્મિક વિશ્લેષણ કેટલાક પાયાના પ્રશ્નો ઊભા કરે છે. આ વિષયને તેઓ એક નવો જ વળાંક આપે છે.

પ્રો. દેસાઈનો લેખ નીચેના મુદ્દાઓ અને પ્રશ્નો ઊભા કરે છે. આ અંગે વધુ ચર્ચા થાય તો કદાચ વધુ સ્પષ્ટીકરણ થાય.

૧. ૧૯૫૧માં બંધારણનો પહેલો સુધારો કર્યો ત્યારે બંધારણના ઘડવૈયાઓએ "સામાજિક અને શૈક્ષણિક પછાત વર્ગો કે અનુસૂચિત જાતિ અને જનજાતિ" એવા શબ્દો વાપર્યા ત્યારે તેઓનો ઇરાદો શો હતો ? આ શબ્દોના અર્થ અંગે ન્યાયતંત્રે કેવું સ્પષ્ટીકરણ કર્યું છે ?

૨. સામાજિક પછાતપણું નક્કી કરવામાં રાજ્યને માત્ર જ્ઞાતિ, કે જ્ઞાતિ સહિત અન્ય પરિબળોને ધ્યાન પર લેવા બંધારણને કોઈ ફરજ પાડતું ન હોય તો પછી આપણા નિર્ણય કરનારાઓના મગજ પર જ્ઞાતિએ આટલો બધો પ્રભાવ કેમ પાથર્યો છે ?

૩. શું જ્ઞાતિ કક્ષા અને વ્યાવસાયિક કક્ષા વચ્ચેની ખાઈ વધી રહી છે ? જો જ્ઞાતિ અને ધર્મની ઉપરવટ જતી કેટલીક વ્યાવસાયિક કક્ષાઓને પછાત ગણવામાં આવે તો એના સૂચિતાર્થો શા હશે ?

૪. હાલમાં દેશમાં જે પ્રકારે રાજકીય સંગઠનો થઈ રહ્યાં છે તે જોતાં સદ્‌ગત પ્રો. દેસાઈનાં સૂચનો વ્યવહારુ છે ખરાં ?

## સામાજિક અને શૈક્ષણિક પછાત વર્ગો

આ દાયકાની વીશીમાં મદ્રાસ, મુંબઈ અને માયસોર રાજ્યોમાં સરકારી નોકરીઓમાં જ્ઞાતિ અને ધર્મના જૂથો માટે અનામત દાખલ કરવામાં આવી હતી. આ વિસ્તારોમાં ત્યારે બ્રાહ્મણોની જે શક્તિશાળી ચળવળો ચાલી હતી તેના પ્રત્યાઘાતરૂપે આ થયું હતું ૧૯૫૦ના

બંધારણ મુજબ તો આ વ્યવસ્થા માટે અનામત શબ્દ વાપરવો પણ ખોટો છે. બંધારણ લાગુ પડ્યું તે પહેલાં મદ્રાસમાં મુક્ત હરિફાઈ જેવી કોઈ પ્રથા જ નહોતી. અમુક જ્ઞાતિજૂથો અને ધાર્મિક જૂથો માટે અમુક પ્રમાણમાં નોકરીઓ અલગ રાખવામાં આવતી. જે જ્ઞાતિ કે ધાર્મિક જૂથો માટે નોકરી અલગ રાખી હોય તે મેળવવા માટે તે જ જ્ઞાતિ કે ધર્મના માણસોએ હરિફાઈ કરવી પડતી છેક ૧૯૪૩માં ભારત સરકારના સ્તરે અનુસૂચિત જાતિ માટે અનામતો દાખલ કરવામાં આવી. બીજા શબ્દોમાં કહીએ તો, ભારત સરકારના સ્તરે નોકરીઓમાં અનુસૂચિત જાતિ માટે અનામતો દાખલ થઈ તે પહેલાં રાજ્ય સ્તરે આવી પ્રથા હતી જ.

સર્વોચ્ચ અદાલતે એક બે ચુકાદાઓમાં મદ્રાસની ક્વોટા પદ્ધતિ અમાન્ય કરી ત્યારે કામચલાઉ સંસદ (વાસ્તવમાં બંધારણ સભા)માં ૧૫ (૪) કલમ આમેજ કરવામાં આવી જે દ્વારા રાજ્યને, "સામાજિક અને શૈક્ષણિક પછાત વર્ગો કે અનુસૂચિત જાતિ કે જનજાતિના" વિકાસ માટે ખાસ જોગવાઈઓ કરવાની સત્તા પ્રાપ્ત થઈ. ગાલાન્તર (galantar)નો અભ્યાસ (અન્ય પછાતવર્ગો ક્યા છે? ઈ. પી. ડબલ્યુ ઓક્ટોબર ૨૮, ૧૯૭૮) દર્શાવે છે કે કામચલાઉ સંસદમાં વિવિધ મંતવ્યો હતાં. કેટલાક સભ્યોને લાગ્યું કે અનુસૂચિત જાતિ કે જનજાતિ સિવાય અન્ય કોઈ પછાતવર્ગો હોઈ શકે નહીં. પંડિત જવાહરલાલ નહેરુ સહિતનું બીજું જૂથ એ બાબતે સંમત હતું કે 'આર્થિક' વિશેષણ વાપરવામાં આવ્યું નથી આમ છતાં, આ શબ્દો આર્થિક રીતે પછાત વર્ગોને પણ આવરી લેશે. પરંતુ નહેરુને લાગ્યું કે 'આર્થિક' શબ્દ વધુ મર્યાદિત બની જશે. ડૉ. આંબેડકર અને દક્ષિણના ઘણા સભ્યો ભારપૂર્વક માનતા કે પછાત વર્ગો એટલે કે પછાત જ્ઞાતિઓ. ગમે તેમ પણ એ બાબતે સર્વસંમતિ હતી કે "સામાજિક અને શૈક્ષણિક પછાત વર્ગો"–આ શબ્દોનું અર્થઘટન બંધારણની કલમ ૩૩૮ (૩)ને અનુરૂપ કરવું. કલમ આ પ્રમાણે છે: "આ કલમમાં નિર્દિષ્ટ અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિમાં રાષ્ટ્રપ્રમુખે એની સત્તાની રૂએ નીમેલા પંચની ભલામણો અનુસાર સ્પષ્ટ થયેલ અન્ય પછાત વર્ગો તેમજ એન્ગ્લો-ઈંડિયન સમાજનો પણ સમાવેશ કરવો". આ જોગવાઈના સંદર્ભમાં, કામચલાઉ સંસદમાં "સામાજિક અને શૈક્ષણિક પછાત વર્ગો" આ શબ્દોના અર્થઘટન અંગે વધુ ચર્ચા માટે દબાણ થયું નહીં. એવું સામાન્ય રીતે માની લેવામાં આવેલું કે પછાત વર્ગો નક્કી કરવા માટે નીમાનારા પંચો એ કામ સંભાળી લેશે. પરંતુ કલમ ૩૩૮ (૩)માં "આવા અન્ય પછાત વર્ગો" તેમજ કલમ ૧૫ (૪)માં 'સામાજિક અને શૈક્ષણિક પછાત વર્ગો'નો ઉલ્લેખ છે તે પરથી એવું સમજાય છે કે બંધારણના ઘડવૈયાઓના મગજમાં સામાજિક અને શૈક્ષણિક પછાતપણાની બાબતમાં અનુસૂચિત જનજાતિ અને અનુસૂચિત જાતિ જેવા જ્ઞાતિજૂથો હતા. એવું માની લેવામાં આવેલું કે એમાં વિચરતી જાતિ, ગુન્હાઓ આચરતી ટોળીઓ વિગેરે પ્રકારના જૂથોને આવરી લેવામાં આવશે.

એ પછીના દાયકાઓમાં કેન્દ્ર સરકાર (કે કોંગ્રેસ હાઈ-કમાન્ડ) રાજ્યોને આ બાબતમાં કોઈ દોરવણી આપી શકેલ નથી. કાલેલકર પંચે જ્ઞાતિના માપદંડને આધાર ગણવા ભલામણ કરેલી પરંતુ એ હેવાલ કેન્દ્ર સરકારે સ્વીકારેલ નહીં. કેટલીક રાજ્ય સરકારોએ જ્યારે 'પછાત વર્ગો' શબ્દોનું અર્થઘટન બંધારણની ભાવનાને વિસંગત હોય એવું કર્યું ત્યારે કેન્દ્ર સરકારે જુદું જ વલણ અપનાવ્યું. પાછળથી ન્યાયતંત્રે એના અર્થઘટનમાં થોડુંઘણું સમકક્ષ ધોરણ અપનાવ્યું. ૧૯૬૩ના બાલાજી કેસમાં સર્વોચ્ચ અદાલતે જણાવ્યું કે સામાજિક પછાતપણું નક્કી કરવામાં એક માત્ર જ્ઞાતિ કંઈ પ્રભાવક માપદંડ બની શકે નહીં. એની સાથે સામાજિક અશક્તિ જેવા અન્ય માપદંડો પણ ધ્યાનમાં રાખવા જોઈએ. ૧૯૬૪ના ચિત્રલેખા ચુકાદામાં સર્વોચ્ચ અદાલતે તો એટલે સુધી કહ્યું કે પછાતપણું-બિનપછાતપણું નક્કી કરવામાં જ્ઞાતિને ધ્યાનમાં ન લઈએ તો એમાં કશું ખરાબ નથી. વળી સરકારે પણ કહ્યું કે, "જો બંધારણના ઘડવૈયાઓના દિમાગમાં સામાજિક શૈક્ષણિક

પછાતપણું નક્કી કરવામાં જ્ઞાતિનો આધાર લેવાનું હોત તો જેમ અનુસૂચિત જનજાતિ અને અનુસૂચિત જાતિ વિશે કહ્યું છે તેમ આ બાબતમાં પણ સ્પષ્ટ કહ્યું હોત." સદ્‌ગત પ્રો. દેસાઈએ વારંવાર ભારપૂર્વક જણાવ્યું કે માર્ગદર્શક સિદ્ધાંતો એક ક્ષતિવિહિન સમાજની કલ્પના કરે છે, અને જો રાજ્ય પછાતપણું નક્કી કરવામાં જ્ઞાતિનો આધાર લે તો રાજ્ય જ જ્ઞાતિને ન્યાયી ઠેરવે છે અને જ્ઞાતિપ્રથાને મજબૂત બનાવે છે, જે બંધારણના આદર્શો સાથે સુસંગત નથી' (પાનું ૧૧૧૧). આ વિધાન સામે વાંધો લઈ શકાય એમ નથી. સમાનતાવાદી સમાજના ધ્યેયો ત્યારે જ પરિપૂર્ણ થઈ શકશે જ્યારે પછાત વર્ગોના અર્થઘટનમાં આપણે અનુસૂચિત જનજાતિ અને અનુસૂચિત જાતિ જેવા જ્ઞાતિજૂથોને પણ આવરી લઈશું એટલું ચોક્કસ છે કે બંધારણના ઘડવૈયાઓ કોઈપણ જૂથને સદાને માટે અનામત રાખવા માંગતા નહોતા. ખ્યાલ તો એ હતો કે અનામત પ્રથા હેઠળ થતી પ્રગતિનો વખતોવખત અંદાજ કાઢવો અને જેમનો વિકાસ થયો હોય તેવા જ્ઞાતિજૂથોને એ વર્ગીકરણમાંથી દૂર કરવા. અહીં એ યાદ કરવું ઘટે કે અનુસૂચિત જાતિ કે અનુસૂચિત જનજાતિ માટે પણ જે અનામતો છે તે કંઈ સદાને માટે નથી. આ જોગવાઈ દર દશ વર્ષે લંબાવવામાં આવે છે.

પછાતપણું નક્કી કરવા જ્ઞાતિ માપદંડ વ્યાજબી છે એવું માની લઈએ, અને અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિ જેવી જ જ્ઞાતિઓને ધારો કે પછાત ગણીએ (જો કે એવું ભારતના ઘણા ઓછા રાજ્યોએ કર્યું છે) તો અન્ય ધર્મોના પછાત જૂથોનું શું થશે? આ પ્રશ્ન વિષમ બન્યો છે કારણ કે વિવિધ પંચો કે રાજયો આવા અન્ય પછાત વર્ગોના અર્થઘટનમાં ચુસ્ત રીતે સર્જનાત્મક (Constructionist) રહ્યા નથી. જેમાં પછાતપણાનું પ્રમાણ ઘણું ઊંચું હોય તેવા અન્ય ધર્મના કુટુંબોને પણ તેઓએ માન્ય રાખવા જોઈએ. એ ખરું કે એનાથી આપણે હિન્દુ ધર્મમાં 'આવી અન્ય' જ્ઞાતિઓ કે ટોળીઓને ઓળખવા એક આધાર લઈશું જ્યારે અન્ય ધર્મના લોકો માટે અમુક કુટુંબો લઈશું અને આધાર બદલશું.

આ વિભાગની દલીલોને ટૂંકમાં આ રીતે વર્ણવી શકાય. અલબત્ત, અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિ, સામાજિક અને શૈક્ષણિક પછાતવર્ગોમાં સૌ પ્રથમ આવશે જ અને નોકરી અને શિક્ષણમાં પણ તેઓ જ સૌથી વધુ અનામતને પાત્ર બનશે. 'સામાજિક અને શૈક્ષણિક' પછાત વર્ગો કદાચ જ્ઞાતિનો ઉલ્લેખ કરતા હશે, પરંતુ જો જ્ઞાતિનો જ આધાર લેવામાં આવે તો માત્ર જે જ્ઞાતિઓ અનુસૂચિત જાતિ કે અનુસૂચિત જનજાતિના જેવી હશે તેને જ ગણત્રીમાં રાખવાની રહેશે. પરંતુ જ્ઞાતિ સિવાયના માપદંડો પર આધારિત વર્ગીકરણો પણ પ્રમાણભૂત છે. કોઈ પણ અનામત પ્રથા શાશ્વત રહેશે નહીં.

## ઓળખ માટે જ્ઞાતિનો પ્રભાવક આધાર

જે બધી રાજ્ય સરકારોએ અન્ય પછાત વર્ગો માટે અનામતની જોગવાઈ રાખી છે તેમણે જ્ઞાતિનો જ આધાર લીધો છે. કર્ણાટક અને બિહાર અને તાજેતરમાં મધ્ય પ્રદેશ જેવાં કેટલાંક રાજયોએ, આર્થિક રીતે પછાત, અમુક વ્યવસાયો, સ્ત્રીઓ, અપંગો અને માજી સૈનિકો, જેવી ખાસ કક્ષાઓને પણ માન્ય રાખી છે. પરંતુ અનામતનું આ પ્રમાણ પછાત વર્ગો અને જ્ઞાતિઓના અનામત પ્રમાણ ઉપરાંત પ્રમાણ વધારાનું છે તામિલનાડુ, કેરળ અને આંધ્રપ્રદેશ જેવા રાજયોમાં તો પછાત જ્ઞાતિ જૂથો તો આઝાદી પહેલાંના સમયથી ચાલતાં આવેલાં છે તે જ છે. મૈસુરના રાજવી શાસનમાં પણ એવું જ હતું. જ્યારે કર્ણાટક રાજ્યની પુનર્રચના થઈ તે ૧૯૫૬ અને ૧૯૬૩ વચ્ચે રાજયે પછાત વર્ગોની જે યાદીઓ બહાર પાડી તે બધામાં જ્ઞાતિનો આધાર જ લેવામાં આવ્યો છે. ન્યાયતંત્રે તે માન્ય રાખી નથી; પરિણામે પાછળથી સામાજિક અને શૈક્ષણિક પછાત વર્ગો માટે હાવાનુર (Havanur) પંચ નીમવામાં આવ્યું, આ પંચે (૧૯૭૫) સામાજિક પછાતપણું નક્કી કરવા નીચેની બાબતો વિશે વિગતો એકત્રિત કરી.

એમાં કુટુંબનો પ્રકાર, રહેઠાણનો પ્રકાર, કુટુંબદીઠ ઓરડાની સંખ્યા, વીજળી, વ્યવસાય અને નોકરીની કક્ષા, વાહનો, વર્તમાનપત્રોની ખરીદી, રેડિયોની માલિકી, અને આવક-જાવક વિગેરેનો સમાવેશ કરાયો છે. આ બધા ધર્મોત્તર (Secular) માપદંડો છે જે સદ્ગત દેસાઈએ એમના લેખમાં સચોટ રીતે મૂકેલા છે. ઉત્તર પ્રદેશ અને બિહાર જેવા રાજ્યોનાં પંચોએ આવી વિગતો ધ્યાનમાં લીધી નથી પરંતુ સામાજિક પછાતપણું નક્કી કરવા ગરીબી અને વ્યવસાય ધ્યાનમાં લીધા છે. ગુજરાત મધ્યપ્રદેશ, ઉત્તરપ્રદેશ બિહાર જેવાં રાજ્યો કે જ્યાં આઝાદી પહેલાં કોઈ અનામતપ્રથા નહોતી. તેઓએ પણ જ્ઞાતિ અભિગમ અપનાવ્યો છે. સામાજિક, શૈક્ષણિક અને આર્થિક પછાતપણું નક્કી કરવા માંડલ પંચે અગિયાર માપદંડો સ્વીકાર્યા તેમાંથી નવ બિલકુલ ધર્મોત્તર છે, એક, લગ્ન વય, શિક્ષણ રીતરિવાજો અને આધુનિકતા અને બીજું ચોક્કસ જ્ઞાતિ સામાજિક રીતે પછાત છે કે નહીં તે જાણવા અન્યોના અભિપ્રાય.

સદ્ગત પ્રો. દેસાઇનો મત છે કે જ્ઞાતિઓ હવે પછાત વર્ગો બનવા આતુર થઈ છે અને ધર્મોત્તર માપદંડોએ જ અનામત-એ વાત બરાબર છે પરંતુ આ ઘટના માટે એમણે આપેલા કારણો કરતાં વાસ્તવિક કારણો વધુ ગૂંચવણભરેલ છે. દાખલા તરીકે તેઓ દલીલ કરે છે કે, "મહત્ત્વનું એ છે કે મધ્યમ અને નિમ્ન જ્ઞાતિઓની પરંપરાગત કક્ષા તે જ્ઞાતિઓ સ્વીકારવાની નથી અને તેઓ પછાત વર્ગોમાં ગણાવા માટે તેમની પરંપરાગત કક્ષાનો ઉપયોગ કરી ધર્મોતર લાભો મેળવવા માંગે છે." (પાનું ૧૧૦૬) અન્ય વિભાગમાં તેઓ વધુ દલીલ કરે છે કે 'સામાજિક અને શૈક્ષણિક પછાતવર્ગમાં દાખલ થવા કે બહાર રાખવા જ્ઞાતિને માન્ય રાખવાનું પછાત વર્ગોની ચળવળ વિરુદ્ધ જાય છે. આ ચળવળો કોટિક્રમિત જ્ઞાતિમાં તેમને બક્ષેલ કક્ષા સ્વીકારવાના વિરોધમાંથી જન્મે છે" (પાનું ૧૧૧૧) આઝાદી પૂર્વેના ગાળામાં, ભારતના વિવિધ પ્રદેશોમાં બિનબ્રાહ્મણો અને અથવા પછાત વર્ગોની ચળવળો થઈ હતી. એમતી કેટલીક જ્ઞાતિઓ તેમનું સ્થાન ઊંચું લઈ જવા માંગતી હતી. દા. ત. યાદવ ચળવળ. વળી કેટલીક ચળવળો બ્રાહ્મણોના આધિપત્યને સ્વીકારતી નહોતી. દા.ત. મુંબઈની સત્ય શોધક ચળવળ અને મદ્રાસની દ્રવિડ-મુનેત્ર ચળવળ. કેટલાક આંતરિક ખ્યાલોના શુદ્ધીકરણની ચળવળ જેમ કે, કેરળની એઝવા ચળવળ. પરંતુ વીસી અને ત્રીસી દરમ્યાન પણ ભારતમાં બિનબ્રાહ્મણ ચળવળો થઈ હતી જેના મુખ્ય હેતુઓ ધર્મોત્તર હતા, એટલે કે તેઓ પોતાની જ્ઞાતિને ઉપર લઈ જવા બાબતે ચિંતા કરતા નહોતા કે બ્રાહ્મણ-પુરોહિતોનો વિરોધ કરતા નહોતા. મદ્રાસમાં જે ન્યાય ચળવળો (Justicemovements) ચાલી તેની નેતાગીરી જમીનદાર જ્ઞાતિઓ જેવી કે મુદાલિયાર, કામ્માસ અને રેડ્ડીમાંથી આવી હતી. માયસોર રાજ્યમાં થયેલ બિનબ્રાહ્મણ ચળવળના નેતાઓ મુખ્યત્વે વોક્કાલીગ અને લિંગાયત જ્ઞાતિના હતા. આ બધી જ્ઞાતિઓએ અંગ્રેજ રાજ્યપાલો અને રાજવીઓ પાસેથી અલગ નોકરી ક્વોટાની માંગણી કરી અને માંગણીઓ મંજૂર પણ થઈ. આઝાદી પછી પણ આ પ્રથા ચાલુ રહી પુખ્ત વય મતાધિકાર આવતા આ જ્ઞાતિઓએ રાજકીય સત્તા પોતાના હાથમાં કબ્જે કરી. સદ્ગત પ્રો. દેસાઈ દર્શાવે છે તે પ્રમાણે આ પ્રભાવક જ્ઞાતિઓ પોતાની પ્રણાલિકાગત જ્ઞાતિકક્ષાની ખાસ ચિંતા કરતી નહોતી. પરંતુ મુખ્યત્વે તેઓનું ધ્યાન તો આધુનિક વ્યવસાયો અને ધંધાઓમાં હિસ્સો પડાવવાનું હતું. બીજા કેટલાક ભાગોમાં વસ્તી ખેતી અને કામગીરી કરતી જ્ઞાતિઓ પાસે તો ખાસ જમીનો પણ નહોતી પરંતુ, ખૂબ ઝડપથી તેઓએ રાજકીય વગ ઊભી કરી. રાજકીય વગની મદદથી તેઓએ નોકરી અને ધંધાઓમાંથી પોતાનો પૂરતો હિસ્સો મેળવી લીધો.

જેવી રીતે ધર્મોત્તર માપદંડોને આધારે જ્ઞાતિઓ પછાત ગણાવા માટે દાવો કરે છે તેવી જ રીતે, કેટલીક સરકારોએ ધર્મોત્તર માપદંડોથી જ આ દાવા ઉપર અંકુશ પણ મૂકયો છે. કેરળ, કર્ણાટક અને બિહારની સરકારોએ અનામતપાત્રતા માટે પછાત જ્ઞાતિઓના કુટુંબો ઉપર આવકની ટોચ મર્યાદા લાગુ પાડી છે. ૧૯૭૯માં તામિલનાડુ સરકારે પછાત જ્ઞાતિઓ

ઉપર આવકની ટોચ મર્યાદા બાંધી ત્યારે આ જ્ઞાતિઓએ ભારે હિંસા આચરી હતી. છેવટે સરકારે એ પ્રસ્તાવ પડતો મૂકવો પડયો હતો.

આમ આપણે જોઈશું કે પછાત વર્ગ કક્ષાનું આકર્ષણ અને હરિફાઈ સદ્‌ગત પ્રો. દેસાઈ માને છે તેના કરતાં વધુ રાજકીય મહત્તા ધરાવે છે. આઝાદી આવી તેનાં ઘણાં વર્ષો પહેલાંથી, જમીનદાર જ્ઞાતિઓ કોંગ્રેસ ચળવળમાં દાખલ થવા માંડી હતી. એનાથી રાષ્ટ્રીય ચળવળ મહદ્‌અંશે મજબૂત બની હતી. કોંગ્રેસ પક્ષના માળખામાં વિવિધ સ્તરે ગોઠવાઈ ગયા પછી, પ્રાપ્ત થયેલ રાજકીય સાધનોનો પૂર્ણ ઉપયોગ કરી, પ્રભાવક જ્ઞાતિજૂથોએ અનામત પ્રથાને દઢીભૂત કરવાના પ્રયત્નો કર્યા અને એ માટે 'આવા અન્ય સામાજિક શૈક્ષણિક પછાત વર્ગો' એવી જે બંધારણીય જોગવાઈ હતી તેનો ઉપયોગ કર્યો. પરંતુ ઉત્તરપ્રદેશ, મધ્યપ્રદેશ અને ગુજરાત જેવા રાજ્યોમાં કેટલાંક ઐતિહાસિક કારણોસર બિન-બ્રાહ્મણ ચળવળ તેમજ પછાત વર્ગોનું સંગઠન નબળાં રહ્યાં છે. આ રાજ્યોમાં વધુ સુરક્ષિત ટેકો મેળવવાના પ્રયત્નોમાં, જનતા અને કોંગ્રેસ બંને પક્ષોએ અનામત પ્રથાનો આશરો લીધો છે. સદ્‌ગત ડૉ. દેસાઈ દલીલ કરે છે તે મુજબ, આ તો જ્ઞાતિ-જૂથોના ઉચ્ચ સ્તરના માણસો દ્વારા ચાલતી ધર્મોત્તર હરિફાઈ છે. આ જ્ઞાતિજૂથોએ ઘણાં પ્રણાલિકાગત લક્ષણો ખંખેરી નાખ્યાં છે. વળી આ પક્ષોએ પણ સહેલો અને સરળ માર્ગ હતો તે જ અપનાવ્યો અને વ્યાવસાયિક અને આર્થિક ધોરણે વર્ગીકરણ કરી વધુ કાયદેસરનો અને વ્યાજબી માર્ગ અપનાવ્યો નહીં.

## જ્ઞાતિસ્તર અને વર્ગસ્તર વચ્ચે વધતું અંતર

આ બાબતમાં સદ્‌ગત પ્રો. દેસાઈએ શ્રેણીબદ્ધ મુદ્દાઓ રજૂ કર્યા છે : (૧) દાયકાઓ પહેલાં હિંદુ સમાજઢાંચો અને જ્ઞાતિ વચ્ચે જે સંબંધો હતાં તે તેવા ને તેવા રહ્યા નથી. કોટિક્રમવાળું લક્ષણ મહત્તા ગુમાવી રહ્યું છે. (૨) જ્ઞાતિપ્રથામાં શુદ્ધ-અશુદ્ધના ખ્યાલો પણ ભૂંસાઈ રહ્યા છે. (૩) જ્ઞાતિ અને વ્યવસાય વચ્ચેના ખ્યાલો પણ નબળા પડી રહ્યા છે. ખેત ઉત્પાદન સંબંધોમાં પણ ભારે પરિવર્તન આવી રહ્યું છે (૪) જ્ઞાતિ અનુરૂપ સ્તરનો ખ્યાલ પણ તૂટી રહ્યો છે.

છેલ્લો જે મુદ્દો છે કે 'સામાજિક અને આર્થિક પછાતપણું જ્ઞાતિધોરણ કે પરંપરાગત મોભ્ભાની પણ ઉપરવટ જતું હોય છે.' –એના ટેકામાં તેઓ સુરતની સંસ્થા, સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ એ જે અભ્યાસ હાથ ધર્યો તેના શરૂઆતનાં તારણો ટાંકે છે. આથી તેઓ એવો આગ્રહ રાખે છે કે ગ્રામીણ ગરીબો જેવા કે જમીનવિહોણા ખેતમજૂરો, સીમાંત ખેડૂતો, કારીગરો તેમજ શહેરી ગરીબો જેઓ છૂટક કામો કરે છે અને અરક્ષિત છે તે બધાને પણ સામાજિક-શૈક્ષણિક પછાત વર્ગમાં ગણવા જોઈએ. જ્ઞાતિકક્ષા અને વર્ગકક્ષા વચ્ચે સુસંગતતાનો જે અભાવ છે તે બાબતને બીજી રીતે પણ જોઈ શકાય. દક્ષિણ ભારતનાં રાજ્યોમાં તો છેલ્લા પાંચ દાયકાથી અનામતપ્રથા અમલમાં જ છે. પછાત જ્ઞાતિના ઘણા કુટુંબો સંગઠિત ક્ષેત્રોમાં દાખલ થઈ ચૂકયા છે અને પછાત જ્ઞાતિઓના સૌથી વધુ સુખી કુટુંબોનાં બાળકો આજે હવે ઉચ્ચ વ્યવસાય આપતી કોલેજોમાં તથા સરકારી નોકરીઓમાં ગુણવત્તાના ધોરણે દાખલ થઈ રહ્યાં છે. આ પ્રવાહની વધુ તપાસ થવી જોઈએ. માંડલ પંચના અહેવાલના બીજા ભાગના પાંચમાં વોલ્યુમમાં ૧૩ કોઠાઓના શીર્ષકોની યાદી આપેલી છે. કમિશને સામાજિક, શૈક્ષણિક અને આર્થિક પછાતપણું નક્કી કરવા અપનાવેલા ૧૧ માપદંડો એમાં છે. કમનસીબે, એ કોઠાઓ અને એના આંકડાઓ આપવામાં આવ્યા નથી. એ જો આપવામાં આવ્યા હોત તો, દેશભરમાં જ્ઞાતિકક્ષા અને ધર્મોત્તર કક્ષા વચ્ચે જે કોઈ અનુરૂપતા કે ભિન્નતા પ્રવર્તે છે તેનો કંઈક ખ્યાલ મળતે.

ગુજરાતના અભ્યાસને આધારે સદ્‌ગત પ્રો. દેસાઈ દલીલ કરે છે કે ગરીબી અને શૈક્ષણિક પછાતપણું જ્ઞાતિખ્યાલોની ઉપરવટ જાય છે. આપણે એટલું જ

ઇચ્છીએ કે ભારતના અન્ય રાજ્યોમાં પણ આવું જ હોય. પરંતુ પછાતપણાની પ્રથાથી જે જાતિઓ મજબૂત અને દૃઢ થઈ છે તેઓ અનુરૂપતા કે ભિન્નતાના પ્રશ્નને બીજા દૃષ્ટિબિંદુથી જોશે. જો આપણે સરકારી કર્મચારીઓ તબીબો અને ઇજનેરોની જાતિનો અભ્યાસ કરીએ તો શું એ જોવા મળતું નથી કે એમાં સૌથી વધુ પ્રભાવ ઉચ્ચ જાતિઓનો છે જેનું પ્રમાણ કુલ વસ્તીમાં માત્ર ૨૦ ટકા જેટલું જ છે? પછાત ગણાવા માગતી જાતિઓ એ જ બતાવશે કે તેઓ આ ભિન્નતાને દૂર કરવાનું જ ધ્યેય રાખે છે. જાતિ કે ધર્મને બાજુ પર રાખી વ્યવસાયના માપદંડનો ખ્યાલ પછાતવર્ગમાં જેઓ મધ્યમસ્તરે છે, જેઓ કારીગરો છે, તે સૌના મગજમાં એક પ્રકારનો ભય ઊભો કરશે. તેઓને એ ભય સતાવશે કે વ્યાવસાયિક પછાત જૂથોમાંની ઉચ્ચજાતિઓ મોટાભાગની અનામત નોકરીઓ કે બેઠકો કબજે કરી જશે દા. ત. સુથાર કે ભરવાડને એ ભય રહેશે કે બ્રાહ્મણ રસોઈઓ કે પંદિરના મહારાજના છોકરાઓને આ અનામત નોકરીઓ કે શૈક્ષણિક બેઠકે. મળવાના સંજોગો વધુ રહેશે જ્યારે પોતાના બાળકો એનાથી વંચિત રહેશે. આ ભયને સહેલાઈથી દૂર કરી શકાય એમ નથી. દક્ષિણ ભારતની ઘણી પછાત જાતિઓને આ પ્રશ્ન સતાવે જ છે. અને એથી જ આજે જેને પછાત ગણવામાં આવી છે તેવી ઘણી જાતિઓ આર્થિક કે વ્યાવસાયિક માપદંડો અપનાવવા બાબતે ઉદાસીન છે જાતિઓ વચ્ચે ચાલતી રાજકીય હરિફાઈનો આ જ મુખ્ય ચાવીરૂપ મુદ્દો છે.

, શૈક્ષણિક-સામાજિક પછાત વર્ગમાં, જાતિ કે ધર્મને બાજુ પર રાખી, અમુક કક્ષાના વ્યવસાયોને દાખલ કરવા જોઈએ એવું સદ્‌ગત પ્રો. દેસાઈનું સૂચન ઘણું સારું છે. બંધારણના ઘડવૈયાઓ કંઈ અનામત પ્રથાને શાશ્વત રાખવાનું વિચારતા નહોતા. બંધારણની કલમ ૧૫ (૪) હેઠળ શૈક્ષણિક અનામતો રાખવામાં આવી છે અને કલમ ૧૬ (૪) હેઠળ સરકારી નોકરીઓમાં અનામત રાખવામાં આવી છે–આ બંને જોગવાઈઓને યથાર્થ રીતે જ કલમ ૧૫ (૧) અને ૧૬ (૧) જે તમામ પ્રકારના ભેદભાવોની નાબૂદી ઇચ્છે છે તેના અપવાદરૂપે ગણવામાં આવે છે. તેમણે દલીલ કરી છે તે પ્રમાણે જ્યારે વર્ગીકરણનો આધાર જાતિ બને છે ત્યારે આ વ્યવસ્થામાં એનુ કાયમી સ્થાપિત હિત દૃઢ કરે છે. એક વખત પછાત ગણાયા પછી કોઈપણ જાતિ પોતાના લાભોનું બલિદાન આપવા તૈયાર નહી થાય જાતિ આધારિત અનામતોનો આપણો અનુભવ દર્શાવે છે કે અનામત પ્રથાની મદદથી જે જાતિઓએ તેમની સામાજિક કક્ષામાં વિકાસ સાધ્યો છે તેને પણ સરકાર પછાત જાતિના વર્ગીકરણમાંથી દૂર કરવા માંગતી નથી. દા. ત. તામિલનાડુની સત્તન્થાન (Sattanthan) સમિતિ (૧૯૭૦) એ ખૂબ સ્પષ્ટપણે પુરવાર કર્યું છે કે પછાત જાતિઓમાંથી સાત જાતિઓએ અનામતના મોટાભાગના લાભો પોતે હસ્તગત કરી લીધા છે. આમ છતાં આ જાતિઓને પછાત વર્ગીકરણમાંથી દૂર કરી શકાય કે કેમ તેનો વિચાર કરવા પણ તામિલનાડુ સરકાર તૈયાર નહોતી. ઊલટું, પછાતવર્ગોની યાદીમાં એક નવી જમીનદાર જાતિને ૧૯૭૩માં દાખલ કરવામાં આવી. આવા વર્ગીકરણમાંથી જે કોઈ જાતિઓ બહાર નીકળી છે એ બધી ન્યાયતંત્રના અર્થઘટનોથી તેમજ પછાત જાતિની યાદીઓની તપાસથી જ નીકળી છે. વ્યવસાયનો માપદંડ સ્વીકારવાથી બિનવર્ગીકૃત થવું આપમેળે જ બનતું રહેશે.

વ્યવસાયના માપદંડો આધારિત કોઈપણ પ્રથાને કેટલાક નવા પ્રશ્નોનો સામનો કરવો પડશે. નોકરીઓમાં અને શૈક્ષણિક બેઠકોમાં હાલ જે વ્યવસ્થા છે તે બધાની પાછળ એક ધારણા છે. એક આખી જાતિને કે જૂથને સામાજિક-શૈક્ષણિક પછાતપણાના વર્ગીકરણમાં મૂકી દેવામાં આવે છે પરંતુ તે જાતિ કે જૂથનાં બધાં કુટુંબો સમાન રીતે કે પૂર્ણ રીતે પછાત હોતાં નથી. કેટલાંક અન્યો કરતાં થોડાં સુખી હોય છે, કેટલાક સીમા પર હોય છે. એટલે આ કુટુંબોનાં બાળકો સુખી વર્ગના કુટુંબોનાં બાળકો સાથે હરિફાઈ કરી શકતાં નથી, કારણ કે તેઓને તો જીવનતકોનો ખૂબ લાભ મળી રહ્યો

હોય છે. અમુક કક્ષા સુધી ભણેલા કે સ્નાતક સુધી પહોંચેલા વિદ્યાર્થીઓ મળી રહે છે જેઓ અનામતોનો લાભ ઉઠાવી શકે છે. આ શિક્ષિતોના સમૂહો ઊભા કરવા બહુ મુશ્કેલ છે. અનુસૂચિત જનજાતિ અને અનુસૂચિત જાતિ માટે નીમાયેલા કમિશનરે તેના તાજેતરના અહેવાલમાં જણાવ્યું છે કે છેલ્લાં થોડાં વર્ષોથી અનુસૂચિત જાતિ માટે આઈ. એ. એસ. પરીક્ષામાં નિર્ધારિત બેઠકો માટે વિદ્યાર્થીઓ મળી રહે છે. આ તો ૧૯૪૪થી પૂર્વ-મેટ્રિક સ્કોલરશીપની પ્રથા ચાલતી આવી છે તેનું પરિણામ છે. જ્ઞાતિ આધારિત સામાજિક-શૈક્ષણિક પછાતવર્ગોની અનામતોમાં સામાન્ય રીતે એવા થોડાંક કુટુંબો તો અચૂક મળી રહેવાનાં જેમણે ધર્મોત્તર ગતિ અને વિકાસ પ્રાપ્ત કર્યાં હોય અને આવાં કુટુંબોનાં બાળકોએ અનામતોનો લાભ લીધો છે. જો વ્યવસાયના માપદંડને ચુસ્તપણે વળગી રહેવામાં આવે તો બહુ થોડાં કુટુંબો આ અનામત પ્રથાનો લાભ લઇ શકશે. જ્ઞાતિવિહિન યોજનાથી તો પછાત વર્ગના આવાં કુટુંબોને ખૂબ નુકસાન થશે. ત્રીજા અને ચોથા વર્ગના કર્મચારીઓ કે ઔપચારિક કે સંગઠિત ક્ષેત્રના કારીગરોને પણ એનાથી માઠી અસર થશે. તેઓનાં બાળકો શિક્ષણમાં ઉપલા ધોરણોમાં જશે પરંતુ નોકરી કે શૈક્ષણિક બેઠકો માટેની કડક હરિફાઇનો સામનો કરવામાં પાછા પડશે. વ્યવસાયના માપદંડો આધારિત પ્રથાનાં સારાં અને અસરકારક પરિણામો લાવવા હોય તો પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ વધુ વિસ્તૃત બનાવી જરૂરી શિક્ષિત સમૂહો તૈયાર કરવા પડશે, શિક્ષણનાં ધોરણો સુધારવા પડશે, તેઓમાંથી વધુ સંખ્યામાં શાળાએ જાય એવું કરવું પડશે. શાળામાં મધ્યાહ્ન ભોજન દાખલ કરવું પડશે અને મેટ્રિક પછીના શિક્ષણ માટે સ્કોલરશીપ કે છાત્રાલયની વ્યવસ્થા કરવી પડશે.

નોકરી અને શિક્ષણમાં અનામતો રાખી તેમની જીવનતકો સુધારવી એ ઘણી પદ્ધતિઓમાંની એક પદ્ધતિ છે. વર્ગીકરણ માટે જ્ઞાતિ લો કે વ્યવસાય છેવટે એના લાભો તો મુઠ્ઠીભર કુટુંબો પાસે જ જવાના છે. તેઓના ધર્મોત્તર ઉધ્ધાર માટે તો તેઓની પ્રણાલિકાઓનું આધુનીકરણ કરવું પડશે, સહકારી ધોરણે તેઓને સંગઠિત કરવા પડશે, કારીગરોની પેદાશ માટે યોગ્ય બજાર શોધવું પડશે-આ બધા પૂરક પ્રયત્નો પણ ખૂબ મહત્ત્વના છે.

## વર્ગીકરણ માટે વ્યવસાયના એકમની વ્યવહારુતા

અગાઉના ભાગમાં દલીલ થઈ છે તે પ્રમાણે, પછાતવર્ગમાં ગણાવા માટે જ્ઞાતિઓ જે દાવાઓ કરે છે તે વાસ્તવમાં તો (કેટલાક રાજ્યોમાં) પ્રાપ્ત થએલ સત્તાના સાધનો દ્વારા જમીનદાર જ્ઞાતિઓ સરકારી નોકરીઓમાં અને આધુનિક વ્યવસાયોમાં પોતાનો હિસ્સો અંકે કરાવવા માંગે છે. બીજા રાજ્યોમાં, એવી જ્ઞાતિઓ પણ માગ કરે છે જેઓ જમીનમાલિકીની દૃષ્ટિએ ઊંચે હોય એવું જરૂરી નથી પરંતુ સારી એવી મતસંખ્યા ધરાવી શકતા હોવાથી તેઓ સોદાબાજી કરવાની સ્થિતિમાં છે. આખી પ્રક્રિયા આઝાદી પછીના સમયમાં ભારે ધ્યાનમાં આવી. (૧) જ્યારે પ્રભાવક જ્ઞાતિઓ કોંગ્રેસ પક્ષની કરોડરજ્જુ બની. (કેટલીક વાર તો તેમનો બિનબ્રાહ્મણ ચળવળનો વારસો પણ પક્ષમાં લઈ ગયા.) અને તાજેતરમાં (૨) કોંગ્રેસ અને જનતા બંને પક્ષોને ઊંચનીચના વર્ગીકરણને આધારે કાયમી ટેકા ઊભા કરવા હતા. આ જ વ્યૂહરચનાને આધારે વર્ગીકરણ કરવા માટે કર્ણાટક, ઉત્તર પ્રદેશ, બિહાર, ગુજરાત અને મધ્ય પ્રદેશમાં હુકમો આપવામાં આવ્યા છે. આઝાદી પહેલાંના સમયથી જ્ઞાતિના આધારે સંગઠનો થતાં જ આવ્યાં છે. પરંતુ પછાત વર્ગોની જ્ઞાતિઓને માટે અનામતોની વાત આગળ ધરી જ્ઞાતિ આધારિત રાજકીય સંગઠનો વિકસાવવાની વ્યૂહરચના સિત્તેરના દાયકાથી ફેલાતી જાય છે. આવી પરિસ્થિતિમાં, આ રાજકીય પક્ષો, આ વ્યૂહરચના પડતી મૂકે એવી અપેક્ષાનો અર્થ એ થાય કે તેઓએ રાજકીય આપઘાત કરવો. વર્ગીય સંગઠનો ઊભાં કરવાં કરતાં જ્ઞાતિ સંગઠનો ઊભાં કરવા અતિસરળ અને સહજ છે. સદ્‌ગત પ્રો. દેસાઈના સૂચનમાં પણ એજ અભિપ્રેત છે. વ્યવસાયના સિદ્ધાંત બાબતે રાજકીય પક્ષોમાં સ્હમતિ થાય એ

સમજી શકાય એમ છે પરંતુ એ બહુ સંભવિત લાગતું નથી. પરંતુ જ્ઞાતિ આધારિત અનામતોને ક્રમશઃ ઘટાડીને અને વ્યવસાય આધારિત અનામતો વધારીને એક શરૂઆત તો કરી શકાય.

તારણો :

કામચલાઉ સંસદે જ્યારે "સામાજિક અને શૈક્ષણિક પછાત વર્ગો"–એવા શબ્દો વાપર્યા ત્યારે તેના મગજમાં જ્ઞાતિઓ હતી જ. પરંતુ. આ વર્ગો નક્કી કરવાનું કામ તેઓએ ભાવિ પંચો પર છોડયું હતું. એક ચુસ્ત શાબ્દિક અર્થઘટનથી અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિ જેવી જ જ્ઞાતિઓ અને ટોળીઓ જે યાદીની બહાર રહી ગઈ છે, તેનો જ નિર્દેશ કરશે. જ્ઞાતિ આધારિત વર્ગીકરણ પણ કાયદેસરનું છે. વિસ્તતી પ્રભાવક જ્ઞાતિઓ અને જમીનદાર જ્ઞાતિઓ સરકારી નોકરીઓમાં અને ઉચ્ચ વ્યવસાયોમાં પોતાના હકનો હિસ્સો માગી રહી છે અને એથી જ વર્ગીકરણની જોગવાઈનો પૂરેપૂરો દુરુપયોગ થઈ રહ્યો છે. સામાજિક અશક્તિનો માપદંડ મહદ્અંશે અવગણવામાં આવી રહ્યો છે અને એના પુરાવારૂપે પછાતપણા માટે ધર્મોત્તર ધોરણો આગળ કરવામાં આવે છે. રાજકીય પક્ષો પણ પોતાના ટેકેદારો ઊભા કરવા અનામતની સરળ વ્યૂહરચના અપનાવી રહ્યા છે જેનાથી આધુનિક નોકરીઓ મેળવવા માટેની હરિફાઈ તીવ્ર બની રહી છે.

જ્ઞાતિકક્ષા અને વર્ગકક્ષા વચ્ચે વધતી જતી ભિન્નતાને પણ વધુ તપાસવી પડશે. વ્યવસાયનો માપદંડ અપનાવીએ તો પણ બંધારણમાં જે જ્ઞાતિઓનો ખાસ ઉલ્લેખ થયો છે ને તો બધી આવી જ જશે. પરંતુ આનાથી રાજકીય પક્ષો સામે મોટો પડકાર ઊભો થશે. પછાતપણું નક્કી કરવા જ્ઞાતિનો માપદંડ અપનાવવાનું સદ્‌ગત પ્રો. દેસાઈનું સૂચન સામાન્ય રીતે વ્યાજબી છે. પરંતુ, એનો આધાર કેટલા લાયક શિક્ષિત કે સ્નાતક સમૂહો તૈયાર થાય છે એના પર છે. આ પ્રશ્નનાં બધાં પાસાંઓ ઉપર રાષ્ટ્રીય ચર્ચા થાય એ જરૂરી છે. સદ્‌ગત પ્રો. દેસાઈનો લેખ આ ચર્ચા માટે આધારરૂપ બની શકે એમ છે.



# પછાતપણાનો માપદંડ : એક ચર્ચા

અક્ષયકુમાર દેસાઈ

( ૧ )

આઈ. પી. દેસાઈનો આ લેખ તેમનાં સંશોધનો અને પ્રકાશનોમાં લગભગ છેલ્લો મહત્ત્વનો લેખ ગણી શકાય. તે પુસ્તિકા જેટલો વિસ્તૃત છે. તેની ચર્ચા ટૂંકમાં કરવી એ અસંભવ નહિ તો પણ દુષ્કર ગણી શકાય. લેખનું શીર્ષક ડો. આઈ. પી. દેસાઈ ચર્ચા ક્યા વિષય ઉપર કરવા ઈચ્છે છે તેનું નિદર્શન જરૂર કરે છે. પરંતુ લેખની રજુઆત તેમણે જે રસળતી ઢબે અને જે સંદર્ભમાં કરી છે તે ચર્ચાને જુદા જુદા પરિપ્રેક્ષ્યમાં લઈ જાય એવી શક્યતા ધરાવે છે.

આઈ. પી.ના આ વિસ્તૃત લેખને આપણે જુદી જુદી રીતે વિચારી શકીએ.

(૧) આઈ. પી. દેસાઈ આ લેખની માંડણી કેવી રીતે કરે છે તેનાથી જ શરૂ કરીએ. ગુજરાત સરકારે ૧૯૭૨માં નીમેલા 'બક્ષી' પંચ અને ૧૯૮૧માં નીમેલા 'રાણે' પંચના આઇ. પી. દેસાઈને માનદ્ સભ્ય અને નિષ્ણાતોની સમિતિના સભ્ય તેમજ ટેકનીકલ એરિયા કન્સલટન્ટ નીમ્યા હતા. ગુજરાતમાં આ બે પંચો ઉપરાંત અને બીજા પંચની કાર્યવાહી ચાલતી હતી તે દરમ્યાન વચમાં ભારત સરકારે ૧૯૭૮માં મંડળ પંચ (કમીશન) નીમ્યું હતું જેણે પણ ભારતના વિવિધ પ્રકારના તજજ્ઞો અને નિષ્ણાત અભ્યાસુઓની સંસ્થાઓની એક ટેકનીકલ કમિટિ નીમી હતી જેમાં (૧) એમ. એન. શ્રીનિવાસના વડપણ હેઠળ તજજ્ઞોની સમિતિ, (૨) સમાજશાસ્ત્ર સંશોધન આયોજન જૂથની : અને (૩) તજજ્ઞોની સમિતિનો સમાવેશ થતો હતો. આઈ.પી. દેસાઈ રાણે કમીશનમાં કામ કરતા હતા તે સમય દરમ્યાન જ મંડળ કમીશનનો પણ અહેવાલ અને ભલામણો બહાર આવી ગઈ હતી.

સરકારે આવાં પંચો કેમ નીમ્યાં હતાં તેનો સરકારે જાહેર કરેલો ઉદ્દેશ સ્પષ્ટ હતો. "આદિવાસીઓ અને હરિજનો" સિવાય સમાજના બીજા ક્યા ક્યા સ્તરના લોકો સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત છે તેની મોજણી કરવાનો હેતુ હતો. સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત (C.E. B.C.ના ટૂંકા નામે કહે છે.) જૂથો અને સ્તરો નક્કી કરવા કયો માપદંડ સ્વીકારી આ મોજણી કરવી તે પણ નક્કી કરવાનું કામ આ 'પંચો' એ નિષ્ણાતોની સમિતિની સહાયથી કરવાનું હતું.

'બક્ષી' પંચે ગુજરાતમાં અને મંડળ પંચે ભારત જોગ સ્વીકારેલા માપદંડની જાહેરાત પણ કરી અને તે ઉપરથી સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત જૂથો કોને કહેવા એ અંગે યાદીઓ પણ રજુ કરી. આ બન્ને પંચોએ હિન્દુ ધર્મે માન્ય કરેલ સામાજિક જૂથ 'જ્ઞાતિ'ને સામાજિક અને શૈક્ષણિક પછાતપણું નક્કી કરવા માપદંડ તરીકે સ્વીકાર્યો. આ લેખ લેખાયો ત્યારે 'રાણે પંચ' તરફથી માપદંડ અંગે જાહેરાત થઈ ન હતી. પરંતુ પાછળથી જણાય છે કે 'રાણે પંચે' સામાજિક અને શૈક્ષણિક પછાતપણા માટે આ માપદંડ ન સ્વીકારતા બીજો માપદંડ સ્વીકાર્યો. જેનો રાણે કમીશનના સરકાર નિયુક્ત સભ્ય તરફથી વિરોધ થયો હતો. સરકારે 'રાણે કમીશન'નો બહુમતિ અહેવાલ અને માપદંડ સ્વીકાર્યો નહિ અને 'જ્ઞાતિ'ના માપદંડને જ અપનાવી બક્ષી પંચે જે સામાજિક અને શૈક્ષણિક

નિર્મૂલન અને તેને ધ્યાનમાં લીધા વગર વ્યક્તિ, હરિફાઇ, નવા આર્થિક, સામાજિક, રાજકીય તેમજ નૈતિક મૂલ્યોની ભૂમિકા ઉપર પગલાં લે છે. આજ શાસકો 'નફા અને બજાર'ની ધરી ઉપર ઊભા થતાં અર્થતંત્રમાં નાગરિકો ખરીદશક્તિ ક્યાંથી મેળવશે એ અંગે પાયાનાં પગલાં ભરવાને બદલે માત્ર 'સામાજિક અને શૈક્ષણિક પછાતપણાં' અંગે કમીશનો પછી કમીશનો કેમ અને ક્યા સંજોગોમાં નીમતી જાય છે? આ પાયાનો પ્રશ્ન પહેલો ચર્ચાવો જોઈએ. તે ઉપરાંત આ પછાતપણાના માપદંડ તરીકે હિન્દુધર્મે માન્ય કરેલા સામાજિક જૂથ 'જ્ઞાતિ'ને જ સરકાર બંધારણમાં જાહેર કરેલા મૂલ્યોથી વિપરિત માપદંડ તરીકે ગણવાનો આગ્રહ કેમ સેવે છે એ અંગે પણ મૂળગામી ચર્ચા આઈ. પી. દેસાઈ પાસેથી રાખી શકાય. તેમનો તાજો અનુભવ પણ તેમને આ પ્રકારની ચર્ચા કરવા માટે પૂરતો કહી શકાય.

ગુજરાત સરકારે બક્ષી પંચ નીમ્યું. ભારત સરકારે મંડળ પંચ નીમ્યું. ગુજરાત સરકારે ફરી પાછું રાણે પંચ નીમ્યું. બક્ષી પંચ અને મંડળ પંચ લગભગ સરકાર ક્યા માપદંડથી અહેવાલ માગે છે તે 'જ્ઞાતિ' માપદંડને સ્વીકારી લઇ તે સંદર્ભમાં જ તજજ્ઞોનો ઉપયોગ કરે એ ઘટના અંગે વ્યથા ઉપર તેની પાછળનાં કારણોની ચર્ચા જરૂરી હતી. મંડળ પંચ સ્પષ્ટ રીતે જાહેર કરે કે થોડાક પછાત વર્ગના ઉમેદવારોને નોકરીઓ આપવાના કાર્યક્રમથી આપણે ભારતની વસ્તીના મોટા ભાગને આગળ વધારી શકીશું એવું નથી. એનો ઉદ્દેશ તો નોકરીઓમાં ઉચ્ચજ્ઞાતિઓની પકડ તેનાથી ભૂંસાશે, એવી ધારણા જ સરકાર રાખે છે. આઈ પી. દેસાઈ આ જાણે છે, તેથી તેમની સમક્ષ એક મહત્ત્વનો ચર્ચાનો પ્રશ્ન ઊભો થવો જોઈતો હતો. સરકાર એવા પ્રકારનું અર્થતંત્ર, વહીવટી તંત્ર તેમજ નોકરીઓ અંગેનું નિયોજન કરે છે કે જેમાં ઉત્તરોત્તર નોકરીઓની તકો જ ઓછી થતી જાય છે. જે થોડા ભણેલા છે તેમની પણ બેકારીની સમસ્યા વધુ અને વધુ ઉત્કટ થતી જાય છે. નોકરીની શોધ માટે, નોકરી દ્વારા ખરીદશક્તિ મેળવી થોડી આજીવિકા મેળવવાની તકો બધા જ માટે ઓછી અને ઓછી થતી જાય છે. તે સમયે તે તકો, એ સગવડો, એ પ્રકારની સુવિધાઓ વધારે વ્યાપક બનાવવાને બદલે સરકાર એક તરફ આ સગવડો ઘટાડવાના પ્રયોગો કરે છે અને બીજી તરફ આ ઘટતી જતી તકો શોધતા શિક્ષણ પામેલા જૂથોને અંદર અંદર લઢાવી મારી પોતાની નીતિઓમાંથી સર્જાતી પરિસ્થિતિ માટે બેકારી અનુભવતા નોકરીઓ શોધતા જૂથોને જ જવાબદાર ગણી તેમનામાં ફાટફૂટ પડાવવા માટે 'જ્ઞાતિ'ના માપદંડને અપનાવી લઈ પછાતપણા માટે મોજણીઓ કરવા આગ્રહ સેવે છે. આઈ. પી. દેસાઈએ આ 'માપદંડ' પાછળના સરકારના આગ્રહ, અને તે અંગે છેલ્લા દાયકામાં નીમેલા ઉપરાઉપરી પંચોની નીતિની આ વ્યાપક સંદર્ભમાં ચર્ચા શરૂ કરવાની જરૂર હતી. પરંતુ તેમણે સરકારના આ પ્રકારના, અમુક સમયે પંચો નીમવાના રાજકારણ અને હેતુઓને વહીવટી પ્રશ્ન ગણી તેને પોતાની ચર્ચાના વ્યાપની બહાર જ રાખ્યા. એટલું જ નહિ, છેલ્લા ત્રણ દાયકામાં 'સામાજિક શૈક્ષણિક' પછાતતા માટે જુદા જુદા સમયે નીમેલા પંચો-તે પંચોએ ઉપસાવેલા માપદંડો, એ માપદંડો સરકારની નીતિ વિરૂદ્ધ હોય તો તેને ફગાવી દેવાની અને ઘણી વખત મર્યાદિત મંજૂરી આપી ઉત્તરોત્તર પંચો નીમવાની નીતિને એક એમ. ફીલના વિદ્યાર્થીના અભ્યાસ-સંશોધન જેટલું જ મહત્ત્વ આપ્યું. આ લેખમાં આ ભૂમિકા આઈ. પી. દેસાઈની ચર્ચાને જે મૂળગામી અન્વેષણ તરફ લઈ જવાને બદલે તેનાથી વંચિત રાખી, સમગ્ર વાદવિવાદને જુદા પ્રમાણમાં ઓછા ગહન પરીઘમાં આણી દે છે. વખતે આઇ. પી. દેસાઈ હયાત હોત તો તેમણે આ પ્રશ્ન અને એમાંથી ઊભી થતી મર્યાદા અંગે પોતાના પ્રતિભાવો આપ્યા હોત. આથી અહીંયા લેખની બાંધણી અને લેખ ક્યા સંદર્ભમાં સર્જાયો એની એમણે જ રજૂ કરેલી ભૂમિકામાંથી જે પ્રશ્ન ઉઠ્યો તે વધારે ચર્ચાય એ દૃષ્ટિએ રજૂ કરું છું. મારી દૃષ્ટિએ આઈ. પી. દેસાઇનો આ પાયાના પ્રશ્ન તરફનો અભિગમ અને આવા મહત્ત્વના

લેખમાં તે તરફની ઉદાસીનતા આઈ. પી. દેસાઈનો સમાજશાસ્ત્રીય દૃષ્ટિકોણ, તેમનો અભ્યાસ અભિગમ અને તેમણે જીવનભર જે દૃષ્ટિ અને પદ્ધતિ દ્વારા મહત્ત્વના, ઊંડા, પરંતુ અમુક જ પ્રકારના અભ્યાસો, સંશોધનોની પ્રણાલી વિકસાવી તેના ગુણદોષ અને તેની આગવી સર્જકતા અને મર્યાદાઓના વિશ્લેષણ કરવા આહ્વાહન કરે છે. આ લેખમાં એ શક્ય નથી. પરંતુ એ દિશામાં ગહન ચર્ચા થાય તો જ આઈ. પી. દેસાઈના ફાળાનું સર્વાંગી મૂલ્યાંકન થાય.

( ૨ )

આઈ પી દેસાઈના લેખની માંડણી તેમાંથી ઊભા થતા પ્રશ્નો અંગે આટલી ચર્ચા કરી આપણે ટૂંકમાં તેમણે જે 'જ્ઞાતિ' જૂથને માપદંડ તરીકે સ્વીકારવાની ભૂલ સરકાર, પંચો અને મોટા ભાગના સમાજજીવનના અભ્યાસીઓ–ખાસ કરીને મોટાભાગના સમાજશાસ્ત્રીઓ કરે છે. એમ શા કારણે માને છે તે અંગે થોડી ચર્ચા કરી લઈએ. બક્ષી પંચ સમયના તેમના પ્રવાસો અને અભ્યાસો દરમ્યાનથી જ, મંડળ પંચના અહેવાલો વાંચતાં અને 'રાણે' પંચ વખતે તેમને 'જ્ઞાતિ' વ્યવસ્થામાં આવી રહેલા પરિવર્તનો અને તેનાં કાર્યો અંગે જે કેટલાક નવા વિચારો આવતા હતા તેણે હવે દૃઢ સ્વરૂપ ધારણ કર્યું. આઈ પી દેસાઈ તે રજુ કરી તે અંગે વિદ્વાનોમાં, સામાજિક કાર્યકરોમાં, તેમજ વહીવટીતંત્ર કે કમીશનોના સભ્યોમાં ચર્ચા જગાવવાનો ઉદ્દેશ આ લેખનું હાર્દ છે.

આઈ પી. દેસાઈ લેખમાં એક મહત્ત્વનું વિધાન કરે છે તે એમના શબ્દોમાં જ રજુ કરીએ.

**"અમે જે કાંઈ જોયું, સાંભળ્યું અને નાગરિકો અને અમલદારો સાથે ચર્ચા કરી તે બધા ઉપરથી ખાતરી થઈ કે સાંપ્રદાયિક યા હિન્દુઓની સામાજિક સંસ્થા જ્ઞાતિ પ્રથાનો ઉપયોગ, બિન-સાંપ્રદાયિક (Secular) ધર્મ ઉપર આધારિત ન હોય તે હેતુઓ માટે હિન્દુઓ અને બિનહિન્દુઓ બન્ને દ્વારા એકસરખો કરવામાં આવતો હતો. ઈસ્લામ એની વિચારણામાં સમાનતાવાદી ધર્મ છે. આમ છતાં મુસ્લિમો મુખ્ય સામાજિક જૂથો અને ઉપજૂથોએ બક્ષી પંચ સામાજિક અને આર્થિક પછાતપણાં તરીકે માન્યતા પામેલાઓમાં પોતાને પણ ગણવાનો દાવો કર્યો....હિન્દુ અને મુસ્લિમ કોમના ભણેલા અને સારી સ્થિતિવાળા લોકો તરફથી તેમનામાં પ્રવર્તતી જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓ વિશે દાખલાઓ રજુ થયા"** અને આજની પરિસ્થિતિના સંદર્ભમાં તે અંગે દેસાઈ થોડી વિગતમાં ચર્ચા કરે છે. તેઓ આઝાદી પહેલાં અને આઝાદી પછી જ્ઞાતિઓને પોતાના દરજ્જા અંગેના વલણમાં જે અભિગમ બદલાયો છે તે તરફ ધ્યાન દોરે છે. આઝાદી પહેલાં ખાસ કરીને ૧૯૩૧ સુધી (કે જે વર્ષે છેલ્લી વસ્તી ગણતરીઓ નોંધવામાં આવી હતી.) ઘણી પછાત જ્ઞાતિઓ પોતાની પછાતતાને દરજ્જા ઉપર નિર્ણિત થતી હતી તે હઠાવવા અને પોતાનો દરજ્જો ઊંચો ગણાવવા પોતાના નામ બદલી ઉપલી જ્ઞાતિઓના નામ મેળવવા અરજીઓ કરતી હતી. જયારે આજે તેમની પ્રવાસ મોજણીમાં જાણવા મળ્યું કે હિન્દુઓ જ નહિ પરંતુ મુસલમાનો પણ પોતાનું પછાતપણું સાબિત કરવા આતુર હતા. એટલું જ નહિ પરંતુ આઈ પી. દેસાઈ એક બીજી ઘટના તરફ પણ ધ્યાન દોરે છે. જયારે પહેલાં પછાત જ્ઞાતિઓ પોતાની પછાતતા છૂપાવવા દાન કરતા અને રૂઢીગત દરજ્જાના માપદંડથી પોતે ઊંચા છે એમ સાબિત કરવા મથતા હતા. આજે રૂઢીગત દરજ્જાના માપદંડને બદલે તેઓ ખરાબ આર્થિક સ્થિતિ, નિરક્ષરતા, ઓફિસની (વ્હાઈટ કોલર) નોકરીનો અભાવ તથા રહેઠાણની નબળી સ્થિતિ જેવા બિનસાંપ્રદાયિક સર્જીત નહિ પરંતુ આ સમાજમાં અર્પી શકાય એવાં દર્શકો દ્વારા કાયદેસર રીતે બક્ષી પંચ હેઠળ અને પછાત અને અનુસૂચિત જાતિ અન્વયે આવરી લેવાયેલી જ્ઞાતિઓ જેવા જ પછાત હોવાનો પોતાનો દાવો કરવામાં આવ્યો.

આઝાદી પછી પછાતતા અંગેની ઝંખના અને

પછાત જ્ઞાતિ જૂથમાં પોતાને ઠરાવવાના નવા પ્રવાહની નોંધ લઈ આઈ પી. દેસાઈ જે મહત્ત્વના તારણ ઉપર આવે છે તે આપણે એમના જ શબ્દોમાં રેખાંકિત કરીએ.

"મારા મત મુજબ બંધારણમાં વ્યક્ત થયેલ બધા જ વિચારો અને સિદ્ધાંતોમાં ભારતના ભાવિ સમાજની દિશા જ્ઞાતિવિહિન સમાજરચના તરફની છે" તે જ પ્રમાણે તેમના મત પ્રમાણે રાજ્યનું ઘોષિત લક્ષ્ય જ્ઞાતિ વ્યવસ્થા દ્વારા જે અર્પિત અસમાનતાઓ છે તેને દૂર કરવાનું છે.

આ સંદર્ભમાં તે ચોક્કસપણે માને છે કે "જો જ્ઞાતિને પછાતપણું નક્કી કરવામાં એકમ તરીકે સ્થાપિત કરવામાં આવ્યું તો આપણે રાજ્યના પગલાથી અંગ્રેજો અને તે પહેલાના ભારતીય રાજાઓએ કર્યું હતું તેમ જ્ઞાતિ પ્રથાને કાયદેસરતા આપીશું."

આઈ. પી. દેસાઈ જાણે છે કે તજજ્ઞો અને સમાજશાસ્ત્રીઓનો ઘણો મોટો ભાગ તેમના વિચારોથી વિભિન્ન મત ધરાવે છે. તેઓ એ વિચારધારાને સંક્ષેપમાં રજુ કરે છે. "જ્ઞાતિ અને એથ્નિક જૂથ (ધર્મ, ભાષા, સંસ્કૃતિ વગેરે લક્ષણો જેમનાં સરખાં છે તે જૂથ) વર્ગીય રેખાઓને વટાવી જઈને મજબૂત થઈ રહ્યાં છે." અને તેથી અર્પિત દરજ્જાની ભૂમિકાવાળી 'જ્ઞાતિ'ને પછાતપણા માટે માપદંડ તરીકે ગણવાથી અને તે માપદંડથી અનામત બેઠકોને ઉત્તેજન આપીશું તો સામાજિક અને શૈક્ષણિક પછાતતા દૂર કરવામાં ઘણી પછાત જ્ઞાતિઓ અને જૂથોને કેટલેક અંશે આગળ વધવાની તક ઊભી થશે. આમ કરવાથી બંધારણનું જ્ઞાતિવિહિન સમાજવ્યવસ્થા રચવાનું કાર્ય અવરોધાશે નહિ પરંતુ આજનો સમાજ જે રીતે વિકસી રહ્યો છે તેમાં કેટલીક પછાત કોમો અને જ્ઞાતિઓને શિક્ષણની અને નોકરીઓની થોડી તક મળશે. એ તક મળતાં તેમાંથી નાનકડો પણ ભણેલો વર્ગ ઊભો થશે અને તેને કારણે ભારતના બંધારણમાં જે જ્ઞાતિવિહિન સમાજવ્યવસ્થાનું સ્વપ્ન સેવવામાં આવ્યું છે તેને વાસ્તવમાં વેગ મળશે.

દેસાઇ આ મત અંગે સભાન હોવા છતાં તે આ મતને ભૂલભરેલો અને લાંબે ગાળે અહિતકર માને છે. એમનો આખો લેખ આ સર્વનો મત કેમ ભૂલભરેલો છે અને અહિતકર છે તે દર્શાવવાના પ્રયત્નરૂપ છે. એમના સંવેદનશીલ માનસ, ગરીબ અને પીડિત જનતાની દષ્ટિએ દરેક પગલાને મૂલવવાની પણ વૈજ્ઞાનિક અભ્યાસો દ્વારા ચકાસવાની મનોવૃત્તિ, એમના તાજા અનુભવો ઉપરથી સરકાર, પંચોના સભ્યો, નિષ્ણાતોની કમિટિઓ અને 'અનામત' વિસ્તાર માટે 'જ્ઞાતિ'ના માપદંડને સ્વીકારી આગ્રહ સેવતા સરસ પછાત જૂથોમાં પણ કામ કરતા કાર્યકર્તાઓ આ ભૂલભરેલો માર્ગ ન અપનાવે એ ઈંતેજારીથી પ્રેરાઈ મોટા પાયા ઉપર ચર્ચા જગાડવાના હેતુથી જાહેરમાં આ લેખ વહેતો મૂક્યો છે. આઈ. પી. દેસાઈ પોતાના લાંબા અભ્યાસરત જીવન; અનુભવો અને તાજા પ્રવાસો દરમ્યાન જે ભારતીય સમાજનાં નવાં ચિત્ર જોયાં તેનાથી એક પ્રચલિત ગંભીર ભૂલ તરફ સજાગ થયા. આ ભૂલ આજે પ્રચલિત છે અને જેના પાયા ઉપર ઘણા ગંભીર નિર્ણયો અને તેના અમલથી ઉપસતા પ્રવાહો અંગે સચિંત બન્યા છે. આ લેખ દ્વારા પછાતપણાને દૂર કરવા જે માપદંડ અપનાવ્યો છે તેને અંગે વૈજ્ઞાનિક રીતે મોટા પાયા ઉપર ચર્ચા થવી જ જોઈએ અને ભાવિ કાર્યક્રમો માટે સાચી દિશામાં જવા માટે 'જ્ઞાતિ'ના માપદંડને બદલે બીજા વિકલ્પો વિચારવાની અને વિકસાવવાની તાતી જરૂર ઊભી થઈ છે એવી અનુભૂતિને વાચા આપી આવી ચર્ચા કરવા વિનંતી કરવા જાણે લેખ લખાયો હોય એમ લાગે છે.

( ૩ )

ચર્ચા માટે ઉઠાવેલા મુદ્દાઓ આપણે એમના જ શબ્દોમાં રજુ કરીએ.

"મને મુખ્ય સવાલ એ થાય છે કે કોઈ પણ સામાજિક સમૂહ કે જૂથને પછાતપણું (અહિંયાં પછાતપણું સામાજિક અને શૈક્ષણિક અર્થમાં જે રીતે બક્ષી પંચ અને મંડળ પંચે શબ્દનો ઉપયોગ કર્યો છે તે



અર્થાત્

અર્થમાં કરેલો છે. તે અર્થમાં ગણેલ છે. જેને અંગ્રેજીમાં ટૂંકમાં S.E.B.C. કહે છે. સરળતા ખાતર આપણે પછાતપણું શબ્દ આ અર્થમાં વાપરશું..તે ગણવા માટે "જ્ઞાતિનું" એકમ માપદંડ તરીકે રાખવું જોઈએ કે નહિ? હકીકતો આધારિત અવલોકન અને તે પર રચાયેલા જ્ઞાનના આધારે (જ્ઞાતિને માપદંડ તરીકે ગણવાના અભિપ્રાયોમાં) સુધારો વિચારી શકાય કે? અનુસૂચિત જાતિ અને જનજાતિને બાજુ પર રાખીએ તો આપણા બંધારણમાં પછાતપણું નક્કી કરવા જ્ઞાતિ સિવાયનાં બીજાં પરિમાણોનો (બિનસાંપ્રદાયિક) ઉપયોગ કરવાની જોગવાઈ છે. અનુસૂચિત જાતિ અને જનજાતિ નક્કી કરવામાં જ્ઞાતિ સિવાય બીજો કોઈ વિકલ્પ ન હતો. ભારતના ભાવિવિકાસ માટે બંધારણમા ત્રીજા અને ચોથા પરિશિષ્ટમાં જે વિચારો રજુ થયા છે. મૂળભૂત અધિકારો અને નીતિ વિષયક સિદ્ધાંતોમાં જે ભાવના વ્યક્ત થઈ છે તેને લક્ષ્યમાં રાખીને આપણે જ્ઞાતિ સિવાયના બીજા વિકલ્પોનો વિચાર કરવો જોઈએ કે નહિ?"

આ લેખની ચર્ચા તેમણે ઊભા કરેલા આ પ્રશ્નોના સંદર્ભમાં આગળ વધે એમ હું પણ ઈચ્છું છું. હું એમની દલીલો અને અન્વેષણ સાથે અમુક અંશે સંમત થાઉં છું. તેમણે શરૂ કરેલી ચર્ચા વધારે ઊંડાણથી થશે તો દેસાઈએ રજુ કરેલા અને ન રજુ કરેલા ઘણા પાયાના પ્રશ્નો અંગે વિવાદ આગળ વધશે એટલું જ નહિ પરંતુ પછાતતા દૂર કરવાના પ્રયત્નોને ચકાવામાં ઘુમરીઓ ખાતા અટકાવી સાચા માર્ગે દોરવાના પ્રયત્નોને પણ સહાય થશે.

દેસાઈએ શરૂ કરેલી ચર્ચા અને રજુ કરેલું વિધાન કેવા મહત્ત્વના અને પાયાના પ્રશ્નો અંગે ગંભીર વિચારણા માંગે છે તેનો ઉલ્લેખ અહીં કરું છું.

(૧) સરકારના બંધારણમાં વ્યક્ત થતાં મૂલ્યો કેવા પ્રકારના સમાજની કલ્પના કરે છે? (૨) સરકાર સામાજિક પછાતતા અને શૈક્ષણિક પછાતતા માટે અમુક સમયે, અમુક સંદર્ભમાં જ કેમ કમીશનો નીમે છે? (૩) સરકારે પોતે જ અપનાવેલી નીતિઓમાંથી એક તરફ મોટા ભાગની જનતાને ૩૫ વર્ષ વીત્યા છતાં પ્રાથમિક શિક્ષણ પણ પહોંચ્યું નથી. ઉચ્ચશિક્ષણ એ રીતે વિકસ્યું છે કે જેનાથી ભારતની પ્રજાનો મોટો ભાગ તે ઉમરે એ શિક્ષણ સુધી પહોંચી જ શકતો નથી. અનુસૂચિત જ્ઞાતિઓ અને અનુસૂચિત જનજાતિઓને ખાસ સગવડો આપવાનો દેખાવ કરવા છતાં એ જ્ઞાતિઓ અને જનજાતિઓની મોટાભાગની પરિસ્થિતિ સરકારની નીતિઓને કારણે એટલી વણસતી જાય છે કે અનામત રાખેલી બેઠકો શિક્ષણક્ષેત્રે કે નોકરીક્ષેત્રે પણ આ જ્ઞાતિ-જનજાતિના સભ્યો પણ લાભ લઈ શકે એટલી સંખ્યામાં તૈયાર થઈ શકતા નથી. આવું કેમ બને છે તે અંગે વધારે ઉત્કટ ચર્ચાની જરૂર છે. (૪) ઉચ્ચશિક્ષણ લેનાર પછી તે ઉપલી જ્ઞાતિ કે વર્ગોના હશે કે અનામત રાખેલી જ્ઞાતિઓ, જનજાતિઓના કે જૂથોના હશે તે સર્વેને નોકરીઓ મળશે જ એની ખાત્રી છે? છેલ્લા બે દાયકાની સરકારી નીતિઓને કારણે ઊભી થયેલી પરિસ્થિતિ ઉપરથી તો એમ સ્પષ્ટ જણાય છે કે નોકરીઓની તકો ઘટતી જાય છે. ભણેલાની બેકારી વધતી જાય છે. ભણેલા બેકારો અને અર્ધ બેકારોની યાદીઓ એમ્પ્લોયમેન્ટ એક્ષચેંજનાં રજીસ્ટરોમાં માઝા મૂકતી જાય છે. સરકાર તેમની નીતિઓને આધારે જે પ્રકારની રોટી રળવાની જોગવાઈઓ કરતી જાય છે તેમાં ઉત્તરોત્તર બેકારી-અર્ધબેકારી, છટણી, સ્વસ્થ-સ્થિર કામની તકો, શિક્ષિતો માટે નોકરીઓની સગવડ ઓછી અને ઓછી થતી જાય છે. અને સરકાર હજુ શિક્ષણક્ષેત્રે પણ ખર્ચા કરવાનું, સુવિધાઓ આપવાનું ઓછું કરવાની યોજનાઓ કરતી જાય છે. આ સંદર્ભમાં સરકારની પછાત જ્ઞાતિઓ અને કોમોને "અનામત" વધારી સગવડો આપવાનો દેખાવ કેટલે દરજ્જે તેમની સાચી દાનત અને પછાત વર્ગો અંગેની હમદર્દી વ્યક્ત કરે છે. બીજા ક્ષેત્રમાં જેમ હવે સ્પષ્ટ થતું જાય છે તેમ આ ક્ષેત્રમાં પણ સરકાર તરફથી ઝડપથી નીમાતાં પંચો અને અમુક માપદંડો દ્વારા ઘડાતી નીતિઓ પાછળ ગરીબ જનતાને, શોષિત-પીડીત જનતાને અંદર અંદર લડાવી, તેમને લાભોરૂપી મૃગજળ જેવો ભાસ કરાવી,

તેમને છેતરવાનો, અંદરઅંદર ઝઘડવાનો, અને પોતાની સમૃદ્ધવર્ગીય નીતિઓને વધુ દૃઢ બનાવી શોષિત પ્રજાનાં સંગઠિત થતાં આંદોલનોને ગેર માર્ગે લઈ જવાની ઉસ્તાદીભરી નીતિનું તો આ એક પાસું નથી? (૫) સરકારની શૈક્ષણિક નીતિ, આર્થિક યોજનામાં નોકરીઓ ઊભી કરવાનો અભિગમ, અને સરકારના વિકાસના અભિગમમાં શ્રમ વેચી આજીવિકા મેળવવા યત્ન કરતા વિશાળ સમૂહો લગભગ મોટાભાગની ભારતની પ્રજા માટે કેવી પરિસ્થિતિ ઊભી થતી જાય છે તેમને સરકારના પાયાના અભિગમની ભૂમિકામાં આજીવિકાનાં સાધનો અને ખરીદ શક્તિ ઊભી કરવાની તકો વધવાની તો શું પણ વધુ અને વધુ ઓછી થવાની પરિસ્થિતિ ઊભી થતી નથી?

આઈ. પી. દેસાઈએ આ પ્રશ્નો આ લેખમાં સ્પષ્ટ રીતે રજુ કર્યા. પરંતુ તેને સમજવા તે મંથન કરતા હતા. તેમની સંવેદના બદલાતી પરિસ્થિતિમાં શોષિત–પીડીત અને શ્રમજીવી દલિત નાગરિકોની વણસતી દશા અંગે વધુ અને વધુ વ્યથા અનુભવતી હતી. એમના મોટાભાગનાં લખાણો અને અભ્યાસો પાછળ આ સંવેદના કામ કરતી હતી. સરકારી મંડળો અને મોટાભાગના "મૂલ્ય–મુક્ત" ભૂમિકા ઉપર અભ્યાસ કરતા વિદ્વાનો આ મૂળગામી સંવેદનાના ધબકાર અનુભવતા ન હતા એવું તેમને વારંવાર લાગતું.

આ લેખ દ્વારા તેમણે અભ્યાસોની પાયાની વિભાવનાઓમાં રહેલી કેટલીક ગંભીર મર્યાદાઓ અંગે સભાનતા વિકસાવવા એક પડકાર કર્યો છે. એમનાં વિધાનો, એમનાં તારણો અંગે મતભેદને સ્થાન છે. તેમણે પોતે પણ પોતાનાં કરેલાં વિધાનો અંગે અને તેમાંથી ઉપસતા પ્રશ્નો અંગે સ્પષ્ટતા ન કરી હોય, સંદિગ્ધાતા પણ રાખી હોય. પરંતુ મને લાગે છે કે તેમનો આ લેખ બહુ જ મહત્ત્વના પાયાના પ્રશ્નો અંગે ચર્ચા વિકસાવવાની જરૂરત ઉપર ભાર મૂકે છે.

આઈ. પી. દેસાઈ તેમણે શરૂ કરેલી ચર્ચામાં ભાગ ન લઈ શકે એનો વસવસો જરૂર રહેશે. એ પોતે આ ચર્ચા અંગે પોતાના અભિપ્રાયો કેવા આપત તે પણ હવે જાણવું શક્ય નથી. પરંતુ આવા મૂળગામી પ્રશ્ન ઉપર દેશવ્યાપી ચર્ચા જગાવવા માટે આભાર માની આ ચર્ચાને વધુ ઊંડાણમાં લઈ જઈ આપણે આપણા આ અદના વ્યક્તિત્વ ધરાવતા, બહુ જ મહત્ત્વના સમાજના અભ્યાસીને અંજલિ આપીએ.





# જ્ઞાતિ, વર્ગ અને અનામતો

## ઘનશ્યામ શાહ ને જવાબ

ઉપેન્દ્ર બક્ષી

: ૧ :

આઈ. પી. દેસાઈનું (આઈ. પી.) ૨૬ મી જાન્યુઆરી ૧૯૮૫ના રોજ નિધન થયું. ઉપરોક્ત વિષય પરત્વેનો, ૧૪, જુલાઈ ૧૯૮૪ના ઈ. પી. ડબલ્યુના અંકમાં પ્રગટ થએલો તેમનો લેખ છેલ્લો જ બની રહ્યો પરંતુ એ લેખમાં આઈ.પી.ના સર્વોત્કૃષ્ટ વિદ્વત્તાના બધા જ ગુણો દશ્યમાન થાય છે; વિચારોની સુસ્પષ્ટતા, ચોકસાઈ, વિગતપૂર્ણ હથોટી. નક્કી આંતઃસુઝ, આવતી કાલના ભારતનું સ્પષ્ટ રેખાંકન અને અસંમત થતા સાથી પરત્વે અસાધારણ ઉદારતા. ઘનશ્યામ શાહને એમની પ્રતિક્રિયા માટે, માત્ર ધારણા ( કે અનુમાન ) ન રાખતા, સામેથી આમંત્ર્યા એ એમની લાક્ષણિકતા વ્યક્ત કરે છે. ઘનશ્યામ શાહનો લેખ એમના મૃત્યુના અઠવાડીયા પહેલાં જ ૧૭ જાન્યુ. '૮૫ના ઈ. પી. ડબલ્યુ માં પ્રગટ થયો.

પ્રથમ દૃષ્ટિએ એવું લાગે કે ઘનશ્યામને આઈ. પી. સાથે સ્પષ્ટ અને તીવ્ર મતભેદો છે પરંતુ લેખના અંત ભાગમાં એ નબળા પડે છે અને લગભગ લુપ્ત થઈ જાય છે. ઘનશ્યામ કંઈ જ્ઞાતિ–આધારિત અનામતોની ભલામણ કરતા નથી. તેમનો આગ્રહ છે કે, "એવી વ્યૂહ રચના ગોઠવો જેથી જ્ઞાતિમાળખું અને જ્ઞાતિ ભાવનાઓ નબળી પડે," તેમજ "જ્ઞાતિ અને કોમ વિચારસરણી સામે વૈચારિક સંઘર્ષ આદરવો પડશે." પરંતુ આઈ.પી.એ માત્ર એક વિશ્લેષક તરીકે નહીં પરંતુ રાણે પંચના મહત્વના સભ્ય તરીકે એ જ કામ કર્યું છે. આ સંઘર્ષને પ્રેરણા આપતી વિચારધારા બીજી કઈ હોઈ શકે સિવાય કે આઈ. પી. ના જ શબ્દોમા. "જ્ઞાતિવિહિન ભાવિ સમાજ" (પાનું ૧૧૧૩). અથવા ભારતીય બંધારણના ત્રીજા અને ચોથા ભાગમાંથી નીતરતી સ્પષ્ટ વિચારધારા?" આનો જવાબ ઘનશ્યામ ટૂંકા અને ઉપહાસરૂપ લાગતા એક વાક્યમાં જ આપે છે : "તેઓ (આઈ.પી) બંધારણના માર્ગસૂચક સિદ્ધાંતોમાં વિશ્વાસ રાખે છે" (પાનું ૧૩૪). ખેર, એમાં કોઈ "વિશ્વાસ" રાખવાનો સવાલ જ નથી. અહીં આઈ. પી. ભારતીય બંધારણ વિશેની એમની સમાજશાસ્ત્રીય સૂઝની સહાય લે છે. ભારતીય બંધારણ ઐતિહાસિક પરિસ્થિતિ અને એના વિરોધાભાસોને મૂર્તિમંત કરતો દસ્તાવેજ છે. રાજ્યસત્તા અને રાજકીય પગલાઓનો કાયદાકીય આધાર એમાંથી જ સાંપડે છે. અને આઈ. પી. મુઠ્ઠીભર ભારતીય સમાજશાસ્ત્રીઓમાંના એક છે, જેમણે ભારતીય બંધારણને, સામાજીક વિરોધાભાસો સ્પષ્ટપણે પ્રગટ કરતા દસ્તાવેજ તરીકે સમજવાનો પ્રયાસ કર્યો.[1]

જો ઘનશ્યામ એવું જ ઇચ્છતા હોય કે સવાલો ધર્મોત્તર શ્રદ્ધા ( Secular faith ) ને આધારે ઘડાવા જોઈએ તો પછી વ્યૂહાત્મક રીતે અને સૈદ્ધાંતિક રીતે બંધારણીય મૂલ્યોની મદદ લેવામાં ખોટું શું છે? જો આ અસ્વીકાર્ય હોય તો ઘનશ્યામ અન્ય કયા "વિશ્વાસ" કે વૈચારિક પંથની હિમાયત કરશે?

જ્ઞાતિ આધારિત અનામતો પરત્વે વિરોધ વ્યક્ત કર્યા પછી ઘનશ્યામ સૂચવે છે કે, "જ્ઞાતિ–સમાજ જૂથો

તથા વર્ગના માપદંડોને ભેગાં કરવું મુશ્કેલ નથી" એટલે તેઓ એવો અર્થ કરે છે કે "વિવિધ ધર્મમાં નિમ્ન જ્ઞાતિ અને સામાજિક જૂથોનાં ગરીબો માટે અનામત પ્રથા હોવી જોઈએ." પરંતુ સાથોસાથ બીજી બે બાબતો પણ થવી જોઈએ. (અ) રાજ્યસ્તરનાં જ્ઞાતિ સમૂહોના સંદર્ભમાં નહીં પરંતુ પેટા-પ્રદેશ સંદર્ભમાં જ્ઞાતિ અને સમાજ જૂથોની કક્ષા નક્કી થવી જોઈએ. (બ) અનામત પ્રથાની પદ્ધતિ એવી હોવી જોઈએ કે જેમને લાભ મળે તેઓ ક્રમશઃ અનામતની યાદીમાંથી બહાર નીકળી જાય. (પાનું. ૧૩૬) મને લાગે છે કે આઈ. પી. અને અમારામાંથી ઘણા, જેને એમની સાથે આ વિષય પરત્વે કામ કરવાનો વિશિષ્ટ મોકો મળ્યો છે તે સૌને, એ બાબતમાં સંમત થવા કોઈ મુશ્કેલી નથી કે અનામત પ્રથાની રચના એવી થવી જોઈએ જેથી છેવટે ફાયદો ગરીબ વર્ગને થાય. પ્રશ્ન એ હતો અને છે કે ભેદભાવપૂર્ણ લાભો આપવા માટે રાજ્ય "જ્ઞાતિ"નો આધાર કાયદેસર રીતે લઈ શકે ખરી? ઘનશ્યામના સૂચનથી તો ઘણા પ્રશ્નો ઊભા થાય છે.

: ૨ :

સૌ પ્રથમ તો, ઘનશ્યામ જ્ઞાતિ અને કોમી વિચારધારાઓ સામે વૈચારિક સંઘર્ષ છેડવાની હિમાયત કરે છે તેની સાથે એમના આ સૂચનનો મેળ કેવી રીતે બેસાડવો? (ધ્યાનમાં રાખો, કે ઘનશ્યામ જ્ઞાતિ, વર્ગ અને ધર્મના મિશ્રણનો આગ્રહ રાખે છે.)

બીજું, ઘનશ્યામ જ્યારે "જ્ઞાતિઓ", "સામાજિક જૂથો" અને "વર્ગો"નો સંદર્ભ આપે છે ત્યારે તેમના મનમાં કયા પૃથક્કરણાત્મક તફાવતો છે? અનામત જાતિ અંગેના એમના સૂચનને વધુ સારી રીતે સમજી શકીએ એ માટે આ જાણવું ખૂબ જરૂરી છે. મને ભય એ છે કે, શાહ આ ત્રણે કક્ષાને એક બીજા સાથે ભેગી કરી દે છે. તેઓ જ્ઞાતિને શિક્ષણ સહિત, આર્થિક સાધનો ઉપર સરળ પ્રભુત્વ ધરાવનાર જૂથના સંદર્ભમાં જુએ છે. "આઝાદી પછી, તાજેતરના ભૂતકાળમાં" અમુક ઉચ્ચ જ્ઞાતિઓ સબળ પ્રભુત્વ મેળવી ચૂકી છે. (પાનું-૧૩૨) તો પછી "જ્ઞાતિ" અને "સામાજિક જૂથો" અને તેમની અને "વર્ગ"ની વચ્ચે તફાવત કયો?

સ્પષ્ટ જ છે કે ઘનશ્યામને મન "સામાજિક જૂથો", "જ્ઞાતિઓ", અને "વર્ગ" એ ચોક્કસ પ્રકારના સામાજિક જૂથો છે સ્થાપિત સમાજશાસ્ત્રના મુખ્ય પ્રવાહની વિરૂદ્ધ જઈ, આવકાર્ય રીતે જ ઘનશ્યામ એવું માને છે કે, આજે જ્ઞાતિ એટલી બધી અલગ તરી આવતું સામાજિક જૂથ રહ્યું નથી. શુદ્ધ-અશુદ્ધના વિચારો પર કોટિક્રમ નભાવતી એની કોઈ સ્પષ્ટ વિચારધારા નથી. ઊલટું એવું જોવા મળે છે કે જ્ઞાતિઓ એટલે એવા સામાજિક જૂથો જેઓ "પોતાની આર્થિક અને શૈક્ષણિક સ્થિતિથી અલગ તરી આવે છે." જ્ઞાતિના ઊંચ-નીચના ખ્યાલો પરંપરાગત કક્ષાના આધારે નહીં પરંતુ પ્રભાવ પર આધાર રાખે છે. (પાનું-૧૩૨)

તો પછી "જ્ઞાતિ"ને આ અર્થમાં વર્ગથી અલગ કેવી રીતે પાડીએ? એવું કરવા માટે કોઈ ઐતિહાસિક કે અન્ય જરૂરત જ નથી.

એટલે ઘનશ્યામનું "જ્ઞાતિ" અને "વર્ગ" વચ્ચેનું વિશ્લેષણ સ્પષ્ટતા માંગી લે છે. વળી ભેદભાવનું ચીલા-ચાલુ પાસું પ્રાપ્ય નથી એટલે ઘનશ્યામ "જ્ઞાતિ સભાનતા"ના ખ્યાલનો સહારો લે છે. એટલે કે, જ્ઞાતિઓ માત્ર બિનસાંપ્રદાયિક પ્રભાવ કે પરાધીનતા આધારિત સામાજિક જૂથો નથી પરંતુ તેઓ વિશિષ્ટ સાંસ્કૃતિક લાક્ષણિકતાઓ કે ગુણધર્મો પણ ધરાવતા હોય છે. આ ગુણધર્મ છે "જ્ઞાતિ સભાનતાનો." ઘનશ્યામનો આઈ. પી. સાથે મુખ્ય વિવાદ એ છે કે એમણે આ "જ્ઞાતિ સભાનતા"ને તો ખ્યાલમાં રાખી જ નથી. જ્ઞાતિ સભાનતાનું આ વર્ણન જે પાના નં.-૧૩૪-૧૩૫ પર છે. એ કોઈ પણ રીતે ઉપયોગી નથી. શાહ આ સભાનતાને એવી રીતે વર્ણવે છે કે જ્ઞાતિ સભ્યો એક બીજાને "આપણા" અને અન્ય જ્ઞાતિના સભ્યોને "પેલાઓ" તરીકે ઓળખે છે. આઈ.પી.ની નીતિ ભલામણોના સંદર્ભમાં એમણે આપેલા દાખલાઓ અનુચિત છે.

હા, ઘનશ્યામની એ વાત સાચી છે કે ડાબેરી પક્ષોના કામદાર મંડળોમાં પણ બ્રાહ્મણ અને હરિજન કાર્યકરો સમાન સામાજિક મોભ્ભો ભોગવતા નથી, પરંતુ

આ દાખલો તો અછૂતો અને સવર્ણ વચ્ચેની એક વિચિત્ર પ્રકારની જ્ઞાતિ ભાવનાને વ્યક્ત કરે છે. હિન્દુ–મુસ્લિમ હુલ્લડો અંગેનો એમનો બીજો દાખલો. એમના પોતાના જ (ethnic) જાતિય સંઘર્ષોના વિશ્લેષણના સંદર્ભમાં ઝટ સમજાય એવો નથી.[2] જાતિય સંઘર્ષને તેઓ જ્ઞાતિ સભાનતાનું પ્રગટીકરણ સમજે છે. વધુમાં, "આપણે–તેઓની ભાવના" માત્ર આંતઃક્ષત્રિય સંબંધોનું લક્ષણ નથી પરંતુ જ્યારે કોઈ એક જ્ઞાતિના પ્રભાવક જૂથના ભૌતિક હિતો જોખમમાં મુકાય છે ત્યારે પણ એ ભાવના જ્ઞાતિમાં સપાટી પર આવે છે. આ કિસ્સામાં શું પ્રબળ બને છે? (મને લાગે છે કે આઈ. પી. એ આ સવાલનો જવાબ પાના નંબર ૧૧૧૨–૧૧૨૩ ઉપર ઘણી સબળતાથી આપેલો જ છે.)

આ પ્રકારની જ્ઞાતિ સભાનતા સંભવતઃ "જ્ઞાતિ" તરીકે ઓળખાતા સામાજિક જૂથોને "વર્ગ" તરીકે ઓળખાતા જૂથોથી અલગ પાડે છે. "આપણે–તેઓવાળી" જ્ઞાતિસભાનતા કયી ઘટનાઓ અને પરિબળો પર આધારિત છે? શું એ, સામાજિક રચના કે ઉત્પાદનના પ્રકારના સંદર્ભમાં, સામાજિક અસ્તિત્વની ભૌતિક સ્થિતિ પર નિર્ભર છે? તો એ સંજોગોમાં, ઘનશ્યામ કે અન્ય કોઈપણ, "જ્ઞાતિ" અને "વર્ગ"ની સભાનતા વચ્ચે ભેદરેખા કેવી રીતે દોરશે? અથવા, શું જ્ઞાતિ સભાનતા "સાંસ્કૃતિક" પરિબળો પર આધારિત છે? ઘનશ્યામ આગ્રહ રાખે છે તેમ શુદ્ધ–અશુદ્ધ ખ્યાલો આધારિત ઊંચનીચના ખ્યાલવાળી વિચારસરણી જે થોડી ઘણી માત્રામાં રહી છે તેને પણ જો સંપૂર્ણપણે કાઢી નાંખીએ તો તેઓ શું કહેશે? જો આપણે જ્ઞાતિ સભાનતાને એક ઘટક તરીકે જ ગણવાની હોય તો ઘનશ્યામ જે સૂચવે છે તે, જ્ઞાતિના વિભાવના પુનઃમુદિત કરવાનો આધાર કંઈક અંશે હાલી ઊઠશે.

બીજા સ્વરૂપની જ્ઞાતિ સભાનતા એવી છે જેમાં એક જ જ્ઞાતિ જૂથોમાં "ઉચ્ચ" કે "પ્રભાવક" અને "નિમ્ન" કે "નબળા" ઓ વચ્ચે "આપણે–તેઓ" ભાવના પેદા થાય છે. આ અંગેના ઘનશ્યામના રેખાંકન મુજબ સ્પષ્ટ જ છે કે એવા તારણ વિના છૂટકો જ નથી કે છેવટે, જ્ઞાતિસભાનતાનો આધાર એવી વિચારણાઓ સમીપનો જ હશે જે વર્ગીય વિશ્લેષણાત્મક અભિગમ માંગી લે.

આમ અર્થપૂર્ણ પ્રશ્ન તો રહે જ છે: "સામાજિક જૂથો", "જ્ઞાતિ" અને "વર્ગ" વચ્ચે વિશ્લેષણાત્મક તફાવત કયો છે? કયા માર્ગદર્શનાત્મક અને અથવા વૈચારિક હેતુઓ માટે આ તફાવતો પાડવાના છે? રાજ્યની નીતિ અને પ્રવૃત્તિ માટે "જ્ઞાતિ"ને બિલકુલ બાજુ પર મૂકી દેવાનો આઈ.પી.નો વૈચારિક અભિગમ ખૂબ જ સ્પષ્ટ છે. આ અગત્યના પ્રશ્ને ઘનશ્યામે તો હજી પોતાને સ્પષ્ટ કરવાના બાકી છે.

ત્રીજું, ઘનશ્યામ આઈ.પી.નો દોષ કાઢે છે કે તેમણે વર્ગનો ખ્યાલ બરાબર તપાસ્યો નથી. આઈ. પી. આર્થિક તફાવતો આધારિત "હિતસભાન એકતા"ની વાત કરે છે જેણે "જ્ઞાતિસભાનતા આધારિત એકતા પર ફાચર મારી છે." (પાનું. ૧૧૧૨) ઘનશ્યામ સંમત થાય છે. પરંતુ "આર્થિક તફાવતો"ને પરિણામે પરસ્પર વિરોધી વર્ગીય હિતો ઉદ્‌ભવ્યાં" છે કે કેમ અથવા એવું અનિવાર્યપણે બને જ છે કે કેમ તેની એમને શંકા પડે છે. તેઓ કહે છે કે "વિકસિત મૂડીવાદી સમાજોમાં પણ મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ વ્યક્તિને બક્ષેલા મોભ્ભાને અનિવાર્યપણે અવગણતું નથી. (પાનું. ૧૩૪). હા, અર્પિત મોભ્ભાને અહીં ઘનશ્યામ શું અર્થ કરવા માંગે છે એના પર બધો આધાર છે. તેમ છતાં, આ મુદ્દા અંગે વધુ આગળ વધતો નથી કારણ કે એ કંઈક અંશે મતાગ્રહથી બોલાએલો લાગે છે પરંતુ આપણે ઘનશ્યામને એમના વર્ગ બાબતના મુખ્ય મુદ્દા અંગે કઈ રીતે સમજવા? સમજવાની એક રીત થોડી જુની–પુરાણી છે, પરંતુ હજી ચલણમાં છે તે એ કે 'આપમેળે બનેલો વર્ગ' (class–in–it self) અને 'પોતાને માટે બનેલો વર્ગ' (class–for–it self)ના ખ્યાલની મદદ ઘનશ્યામની દૃષ્ટિએ, માત્ર જ્યારે આર્થિક તફાવતો પરસ્પર વિરોધી હિતોને જન્મ આપે છે ત્યારે 'આપમેળે બનેલો વર્ગ', 'પોતાને માટે બનેલા વર્ગ' બની જાય

છે. આ દલીલના ટેકામાં દાખલો આપતા તેઓ કહે છે કે શરદ જોશીના નેતૃત્વ હેઠળની ચળવળમાં ગરીબ ખેડૂતો અને ખેતમજુરો શ્રીમંત ખેડૂતો સાથે જોડાયા છે. એક મહત્વના મુદ્દાના સમર્થન માટે આવી એક સંક્ષિપ્ત પદ્ધતિ અપનાવવી ઘણું જ ભયાનક છે પણ ચાલો, એ જવા દઈએ.

હું માનું છું કે આઈ. પી. સંમત થયા હોત કે એમના હિતસભાન એકમોને વ્યક્તિલક્ષી કે વસ્તુલક્ષી સભાનતા તરફ આગળ વધવું પડશે, જેને ધનશ્યામ "પરસ્પર વિરોધી વર્ગ હતો" કહે છે. એથી જ પછાતપણા માટે વર્ગનો આધાર ગણવાનું સૂચન આઈ. પી. કરે છે. (આઈ.પી.નો પોતાનો ખ્યાલ ૧૧૧૩ માં પાના પર દર્શાવેલ પાંચ પાસાંઓ પર સ્પષ્ટ પ્રકાશ ફેંકે છે, તેથી જ તેઓ પછાતપણું નક્કી કરવા માટે બિન-સાંપ્રદાયિક માપદંડો અપનાવવાનો આગ્રહ રાખે છે. આ બિનસાંપ્રદાયિક માપદંડોનું મૂળ ભારતના બંધારણના ત્રીજા અને ચોથા વિભાગમાં દર્શાવેલ ભાવિ સમાજમાં છે. અને તેથી જ આઈ પી. બંધારણને એક પરિવર્તનના સાધન કે કાર્યસૂચિ તરીકે ઓળખાવે છે. જે પરિવર્તનથી આપમેળે બનેલા વર્ગો ક્રમશઃ પોતાને માટે જ બનેલા વર્ગો બને. ક્રાંતિકારી સિવાય, બીજા કયા આધારે આ કઠિન કામને માટે પ્રયત્ન કરી શકાય ?

ધનશ્યામ પોતે પણ જાણે જ છે કે પોતે જ્ઞાતિને માટે જેની હિમાયત કરે છે એ વર્ગ માટે પણ એટલું જ સાચું છે. વર્ગીય હિત અને વર્ગરચના અંગે વિશ્લેષણ કરનાર સૌને માટે "The Eighteenth Brumaire" વાંચવું ઘણું લાભદાયી નિવડશે.

આઈ. પી. એ તો ૧૧૧૩ માં પાના પર જે પાંચ પાસાં દર્શાવ્યા છે તેનાથી તે દિશા તરફ થોડું વધ્યા છે ખરા, એ યાદી સુધારી શકાય કે બદલી શકાય; પરંતુ ધનશ્યામે દર્શાવેલ વર્ગરચના માટેના વૈશ્વિક માપદંડો તો માત્ર વિશાળ સમાજશાસ્ત્રીય દિશાસૂચન આપે છે. સ્થળ કે સમયના સંદર્ભમાં વર્ગીય હિતોનું વ્યવસ્થિત સ્વરૂપ આપવા અંગે આ કોઈ વિકલ્પો નથી. અલબત્ત, ધનશ્યામની મુશ્કેલીઓ બાબતે સહાનુભૂતિ છે, પરંતુ આવું એકાંતપણું ભોગવવામાં તેઓ એકલા નથી.

: ૩ :

રાજ્યનો પ્રશ્ન ન સમજવા અંગે ધનશ્યામ આઈ. પી. નો દોષ કાઢે છે. એ દ્વારા તેઓ એવું કહેવા માંગે છે કે વહીવટી તંત્ર ઉપર ઉચ્ચ જ્ઞાતિજનોનો સંપૂર્ણ પ્રભાવ છે. પોતાની દલીલ ના સમર્થનમાં તેઓ બંધારણમાં અપાએલી ખાત્રીઓના પાલનમાં પણ સરકારી અધિકારીઓ, અનુસૂચિત જાતિઓ, જનજાતિઓ તથા મુસ્લિમો સાથે કેવું વલણ દાખવે છે એની લાંબી યાદી આપે છે. (પાનું–૧૩૫) આથી તેમને એ ભય સતાવે છે કે જો આઈ.પી.ના સૂચન મુજબ "વર્ગ" નો આધાર સ્વીકારવામાં આવશે તો વહીવટી તંત્ર પછાત વર્ગોના કામો કરવાની કશી પરવા રાખશે નહીં.

આ અંગે આઈ. પી નો પ્રત્યાઘાત ખરેખર રસપ્રદ બનતે. પરંતુ આવી આલોચનાની ધારણા એમને હતી જ જે એમના લેખના અંત ભાગમાં જોઈ શકાય છે. તેઓ ભારપૂર્વક કહે છે કે, જો આ ભલામણો સ્વીકારવામાં આવશે તો, "માત્ર કાયદો ઘડી કાઢવાથી આપણે પછાતપણું દૂર કરી શકાશું" એવું માનવું એક ભ્રમ ગણાશે. તેઓ એ હકીકત પૂરેપૂરી રીતે જાણતા હતા કે વાસ્તવમાં જ્યારે "આપણે મૂડીવાદ વિકસાવી રહ્યા છીએ ત્યારે, આપણે સમાજવાદ તરફ જઈ રહ્યા છે" એવો ભ્રમ ફેલાવવો ખોટું છે. સ્વાભાવિક જ છે કે જે માણસ રાજ્યના વર્ગીય ચારિત્ર્ય અંગે આટલી સમૃદ્ધ સભાનતા ધરાવતો હોય તે જ આવું લખી શકે. અનામતના વિવેચનમાં અને એના પુનઃનિર્માણમાં પણ આઈ. પી. માકર્સના ખ્યાલોને અનુસરે છે. માકર્સે કહ્યું: "પ્રવર્તમાન પરિસ્થિતિ અંગેની ભ્રમણાઓને દૂર કરવા અંગેની માંગણી આખરે તો એવી પરિસ્થિતિનું વિસર્જન કરવાની માંગણી બને છે કે જે આ ભ્રમણાઓથી ટકી રહી છે."[3] અને આઈ. પી. કંઈ આ રાજ્યના ચુસ્ત ટેકેદાર, વિચારક કે તેના ભ્રમ–ઘડવૈયા બનવા માંગતા નથી.

ઘનશ્યામ રાજ્ય, કાયદો અને વહીવટીતંત્રના વિસંગત લક્ષણો પરત્વે દુર્લક્ષ સેવે છે એ ચોક્કસ છે. એમના અનુભવ આધારિત પ્રત્યેક દાખલાની સામે બીજા દાખલાઓ અમે આપી શકીએ એમ છીએ.

આપણા બંધારણમાં લાભદાયક ભેદભાવોની જોગવાઈ છે. કલમ ૧૫-(૪) માં તો જ્ઞાતિ નહીં પરંતુ વર્ગનો સ્પષ્ટ ઉલ્લેખ છે; અનામત પાછળની ફિલસુફી અને એનાં પ્રમાણ બાબતમાં વડી અદાલતો તેમજ સર્વોચ્ચ અદાલતે કરેલ અર્થઘટનોમાં જટિલતા જોવા મળે છે; એક તરફ રાષ્ટ્રીય સ્તરે એના અમલીકરણ માટે પ્રયાસો વધી રહ્યા છે ત્યારે એની વિરૂદ્ધમાં સ્થાનિક સ્તરે હતાશા અનુભવાય રહી છે. આમ આપણે જોઈશું કે રાજ્ય, કાયદો અને વહીવટીતંત્ર એના ગતિશીલ વિકાસમાં મૂળભૂત રીતે વિરોધાભાસી ન હોય તો આ ઘટનાઓને સમજાવવાની વાત તો બાજુએ રહી પરંતુ એને સમજવી કેવી રીતે? આ વિરોધાભાસી વાસ્તવિકતાની સૂઝ, રાજ્ય અને કાયદાની સાપેક્ષ સ્વાયત્તતા અંગેના માર્ક્સ અને માર્ક્સવાદી વિશ્લેષણના પાયામાં છે.૪ સત્તા વાપરવા બાબતમાં જેઓ રાજાને સલાહ આપે છે તેઓ આ વર્ગીય ચારિત્ર્યને અવગણે છે, પરિણામે કચડાએલાઓની મુક્તિ જોખમમાં મુકાય છે. બીજું એ કે ૧૯૮૫ના જાન્યુમાં ઘનશ્યામનું વિશ્લેષણ પ્રકાશિત થવાથી રાજ્યનું લક્ષણ કે ચરિત્ર બદલાય જવાનું નથી. જો એમ જ હોય તો પછી, અમલીકરણમાં આઈ. પી. કરતાં, એમનું (જ્ઞાતિ/વર્ગ/સામાજીક જુથો) સૂચન કેવી રીતે વધુ ન્યાયયુક્ત કે અસરકારક બની શકે?

: ૪ :

હવે ઘનશ્યામના આઈ. પી. સાથેના સંવાદનો છેલ્લો ભાગ જ બાકી રહે છે. એમાં મુખ્યત્વે સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝે તૈયાર કરેલ આંકડાકીય માહિતીઓ આવે છે, જેનો ઘનશ્યામ તથા આઈ. પી. બંનેએ ઉપયોગ કર્યો છે. આ આંકડાઓ હજી બહારની દુનિયાના ઉપયોગ માટે પ્રાપ્ય થયા નથી. પરંતુ એટલું ચોક્કસ છે કે ઘનશ્યામના કરતાં આઈ.પી.ના તારણો કે અનુમાનો તદ્દન વિરોધી છે. અલબત્ત, આઈ.પી.એ તો છેવટના આંકડાઓ જોયા નહોતા. પરંતુ ઘનશ્યામનું આખરી ચિત્ર એમને શું દર્શાવે છે? ઘનશ્યામને લાગે છે કે જીવનમાં મળતી તકોનો આધાર મહદ્‌અંશે વ્યક્તિના ચોક્કસ કુટુંબમાં થએલ જન્મ પર હોય છે. (પાનું-૧૩૪) આઈ. પી. એવું માનતા નથી. આઈ. પી.નું તારણ એ છે કે "જે લોકો સામાજીક અને શૈક્ષણિક રીતે પછાત વર્ગના છે તેઓ કોઈપણ જ્ઞાતિ કે ધર્મના હોય પણ તેમને મળતી તકો ખૂબ જ ઓછી હોય છે."

(પાનું-૧૧૫)

આપણે માની લઈએ કે આપણી પાસે માત્ર ઘનશ્યામે રજુ કરેલા આંકડાઓ જ છે. તો પછી એ તારણ પર આવ્યા વિના છૂટકો નથી કે "વિવિધ ઐતિહાસિક અનુભવ" કે "વધુ સાનુકૂળ વાતાવરણ"ની નિમ્ન જ્ઞાતિના ગરીબો કરતાં ઉચ્ચ જ્ઞાતિના ગરીબો પર ફાયદાકારક અસર પાડે છે. આમાંથી નીતિસૂચન કયું નીકળે? તાર્કિક અર્થ એ જ નીકળે કે ઉચ્ચ જ્ઞાતિના ગરીબ વર્ગોને ભેદભાવપૂર્ણ લાભો પ્રાપ્ત થવા જોઈએ નહીં. ઘનશ્યામ પોતાના જ તર્કને સંપૂર્ણપણે વફાદાર નથી કારણ કે તેઓ આ તારણને સ્વીકારતા નથી.

એમનું વ્યવહારાત્મક સૂચન તો એ છે કે, જે લોકો "ઉચ્ચ અને મધ્યમ જ્ઞાતિના" છે...જેમણે તાજેતરના ભૂતકાળમાં આર્થિક અને રાજકીય સાધનો પર પ્રભાવ પાથર્યો છે તેઓને અનામતના લાભોમાંથી બાકાત રાખવા જોઈએ કારણ કે તેઓને "ઈતિહાસનો તથા સમકાલીન ઓળખાણ પીછાણનો લાભ" મળેલ છે. (પાનું-૧૩૬) સ્પષ્ટ જ છે કે ઉચ્ચ જ્ઞાતિના ગરીબ વર્ગોને જ અનામતના લાભો મળશે.

તો પછી આઈ. પી. એ સેન્ટરના આંકડાઓનો જે ઉપયોગ કર્યો તે ઘનશ્યામના વિશ્લેષણ વિરૂદ્ધ કેમ જાય છે? (અન્યાય ન થાય એ માટે નોંધવું જોઈએ કે જે રીતે ઘનશ્યામ માત્ર પોતાના આંકડાઓને ચુસ્તપણે વળગી રહેતા નથી પરંતુ કેટલીક પ્રસ્તુત માહિતીઓનો પણ ઉપયોગ કરે છે, તેવી જ રીતે આઈ. પી. પણ "વિવિધ જ્ઞાતિ અને ધર્મના લોકો તરફથી થએલ રજુઆતો અને વિવિધ સ્થળોએ જે નિરીક્ષણ કર્યું,"

એના પર આધાર રાખે છે. (પાનું. ૧૧૬૫). અર્થઘટનના આ વિવાદમાંથી વાસ્તવમાં કશું ફલિત થતું નથી. ઘનશ્યામ આઈ. પી. સાથે સંમત થાય છે કે ગમે તે જ્ઞાતિ કે ધર્મના હોય પરંતુ ઉચ્ચ જ્ઞાતિના ગરીબોને પણ અન્યોની જેમ વિકાસની તકો મેળવવાનો પ્રશ્ન મૂંઝવી રહ્યો છે.

: ૫ :

છેવટે, ઘનશ્યામ ભયની દલીલનો આશરો લે છે પણ એની સંપૂર્ણ વિગતો આપતા નથી. ભય એ છે કે વર્ગનો માપદંડ રાખવા કરતાં. ઘનશ્યામ હિમાયત કરે છે એ, જ્ઞાતિ/વર્ગ/સામાજીક જુથોનો માપદંડ રાખીશું તો એના બે વિઘાતક પરિણામો આવશે. પહેલું, નિમ્ન જ્ઞાતિના ગરીબો કરતાં ઉચ્ચ જ્ઞાતિના ગરીબો વધુ લાભો લઈ જશે. બીજું, નિમ્ન જ્ઞાતિમાંથી પણ જેઓ ઉપલા વર્ગમાં છે તેઓ જ અનામતનો સૌથી વધુ લાભ મેળવી જશે. આ બીજી બાબત અંગે, જે રીતે અત્યારે અનામતપ્રથા ચાલે છે તે જોતાં શાહને પણ આ પ્રશ્ન મૂંઝવે છે; પરંતુ તેઓ એવું માને છે કે "પ્રવર્તમાન મુડીવાદી પ્રથામાંથી ઉદ્‌ભવતી આ એક અનિવાર્ય પ્રક્રિયા છે." આના આધારે તો, અનામતપ્રથા ગમે તે હોય તો પણ, પ્રશ્ન તો ચાલુ જ રહેવાનો છે. જો એ "અનિવાર્ય" જ હોય તો આઈ.પી.ના કરતા એમના વિકલ્પોની પ્રશંસા જેવું કશું નથી. સમાજ-શાસ્ત્રીઓ કયામતનો નાશ ન કરી શકે તેથી શું તેઓએ કયામતના ભવિષ્યવેત્તાની ભૂમિકા ભજવવાની?

પ્રથમ પરિણામ જ બને એવું જરૂરી નથી. એ પરિણામ ટાળવા માટે રાણેપંચ, અને આઈ. પી. એ ખૂબ નક્કર માર્ગદર્શન આપેલું છે. ઉચ્ચ જ્ઞાતિના વિદ્યાર્થીઓ જેઓ ગરીબ વર્ગમાંથી આવે છે તેમને (કોઈ કડક માપદંડોથી) ગરીબ વર્ગના નિમ્ન જ્ઞાતિના વિદ્યાર્થીઓ તરીકે જ ગણવામાં આવે તો પછી ઉચ્ચ કે નિમ્ન જ્ઞાતિના ગરીબો પર આધારિત વર્ગમાંથી જ પસંદગી કરીએ છીએ. એવું બને કે ગરીબમાં ગરીબને કદાચ લાભ ન મળે; જો એ જ પ્રશ્ન હોય તો ગરીબોની નિયત સંખ્યા થોડી વધારી શકાય અને વધારવી જોઈએ. ઘણા સુધારણાત્મક પગલાંઓની શરૂઆત આવી રીતે જ થઈ છે. ઘનશ્યામે રજૂ કર્યું છે તેના કરતા વધુ દાખલા-દલીલોથી દર્શાવવું પડશે કે શિક્ષણ અને નોકરીની અનામતોના તેમના ધારણાત્મક દાખલાઓ છેવટે સાચા પડશે અને તે બધા કાલ્પનિક નહીં પરંતુ વાસ્તવિક છે. તે બતાવવાની જરૂર એમની છે. તેમને પોતાને જ લાગે છે કે એ શક્ય છે, એથી જ તેઓ ઉચ્ચ અને મધ્યમ જ્ઞાતિઓ, કેટલાક વ્યવસાયો, (જેની વિગત પાછળથી તૈયાર થઈ શકે), તથા "પરંપરાગત નિમ્ન જ્ઞાતિના પ્રમાણમાં સારી એવી જમીન ધરાવતા લોકોને એમાંથી બાકાત રાખવાનું સૂચવે છે"

(પાનું-૧૩૬)

ઘનશ્યામની દલીલને મેં ભયની દલીલ કહી કારણ કે તેઓ નીચે પ્રમાણે જણાવે છે:

"હવે જો જ્ઞાતિનો માપદંડ છોડી સરકાર વર્ગનો માપદંડ અપનાવે તો, નિમ્ન જ્ઞાતિના ઉચ્ચ વર્ગના લોકો, જેઓ આમ અનામત પછી પણ, ઉચ્ચ જ્ઞાતિના ઉચ્ચ વર્ગ સાથે હરિફાઈ કરી શકે એમ નથી, તેઓ white-coller નોકરીઓમાંથી બાકાત થઈ જશે. નિમ્ન જ્ઞાતિના નિમ્ન વર્ગના લોકો ઉચ્ચ જ્ઞાતિના નિમ્ન વર્ગના લોકો સાથે હરિફાઈ કરી શકશે નહીં. તેઓ પણ આમાંથી બાકાત થઈ જશે. એનાથી ઉચ્ચ જ્ઞાતિના ગરીબ અને તવંગર વચ્ચેની ખાઈ પુરાશે. અને તેઓની જ્ઞાતિ તાદાત્મ્યતા (identity) મજબૂત થશે. એનાથી, નિમ્ન જ્ઞાતિઓના ગરીબ વર્ગને ભોગે ઉપલી જ્ઞાતિના થોડા ગરીબો ખતમ થશે, અને આ બધું બિનસાંપ્રદાયિકતાના નામે! સમય જતાં ઉચ્ચ જ્ઞાતિ પણ ઉચ્ચ વર્ગ બની જશે. આવી પ્રક્રિયા બિનસાંપ્રદાયિક બળોને અવરોધશે. મને ખાત્રી છે કે આઈ.પી. આવું નહીં જ ઇચ્છે. (પાનું-૧૩૬)

સ્પષ્ટ જ છે કે આ એક અસાધારણ ચિત્રપટ (scenario) છે, પરંતુ શાહે વધુ દલીલોથી અને સ્પષ્ટ રીતે સાબિત કરવું પડશે કે આ પ્રમાણે જ થશે. આ બધામાં એક શબ્દનો મનફાવતો અને સાનુકુળ ઉપયોગ કરવામાં આવેલ છે તે છે "ગરીબ". આ

સંદર્ભમાં ઘનશ્યામ કહે છે કે આઈ. પી.ના સૂચનથી તો એવી પરિસ્થિતિ સર્જાશે જેમાં ગરીબ વાણિયા, બ્રાહ્મણ અને પાટીદાર ઉમેદવારો જ સિંહફાળો લઈ જશે જ્યારે ગરીબ કોળીઓ, વાઘરીઓ, માછીઓ, સિંધીઓ, સિપાઈઓ વિ. તો પાછળ પડી જશે. તેવી જ રીતે, ઉપર અવતરિત ફકરામાં લીટી દોરેલ વાક્યમાં ગરીબ વર્ગ ભૂંસાઈ જશે એવું સાંભળીએ છીએ. પરંતુ જો આપણે ગરીબોની વ્યાખ્યા બાંધી શકીએ, કક્ષા અને પેટા-કક્ષામાં ઢાળી શકીએ અને અનામત લાભોનું સ્તરીકરણ કરી શકીએ–તો પછી પણ નેપથ્યના દશ્યોની ભૂતાવળ શું ચાલુ રહેશે ?

હું એવું માનતો નથી, ઘનશ્યામનો મુદ્દો આપણે માટે એટલા સુધી મૂલ્યવાન બને છે કે "ગરીબ વર્ગ"ના ખ્યાલને વધુ સ્પષ્ટ કરવાની જરૂર બાબતે તેઓ આપણને સાવધ કરે છે. આઈ. પી. ના આલોચન તરીકે એ માત્ર ગેરમાર્ગે દોરાએલ છે.

ભયની દલીલનું બીજું પરિણામ એ છે કે આઈ. પી. ની ફોર્મ્યુલાને ઉચ્ચ-મધ્યમ વર્ગના બુદ્ધિજીવીઓ ઉત્સાહપૂર્વક વધાવી લેશે; તેઓ કહે છે કે ૧૯૮૧ માં ગુજરાતમાં થએલ અનામત વિરોધી આંદોલનમાં બરોબર આ જ માંગણીઓ થઈ હતી. પરંતુ તેથી શું ? દુનિયા કંઈ માત્ર મધ્યમવર્ગ બુદ્ધિજીવીઓની બનેલી નથી. (એ માટે પ્રયત્નો પાડ, જો એ હોય તો !) પરમાર્થ-વૃત્તિથી ભાગ્યે જ કોઈ નીતિને ટેકો આપવામાં આવે છે. કોઈ એક વિચારને પ્રત્યાઘાતીઓ અપનાવે તેથી ઉદ્દભ-વાદીઓએ, ચેપ લાગી જવાના ભયથી એનો ઉપયોગ કરતા ડરવું નહી જોઈએ. ખાસ કરીને આજે જ્યારે માર્ક્સના વિચારોનું મૂડીવાદી હેતુઓને પોષતું મધ્યમ-વર્ગીકરણ થઈ રહ્યું છે ત્યારે.

અને ચોક્કસ દલીલોના પ્રકારમાં મોટો વિશ્વભેદ છે. આઈ. પી. સ્પષ્ટ જ છે કે, પ્રશ્ન એ છે કે, આપણે ક્યા પ્રકારનો સમાજ ઘડવા માંગીએ છીએ ? આઈ.પી. તો કહે જ છે કે બંધારણના ત્રીજા અને ચોથા પ્રકરણમાં એની રૂપરેખા આપેલી જ છે. રાજ્યનીતિ કે પ્રવૃત્તિને લાગેવળગે છે ત્યાં સુધી એમાં જ્ઞાતિવિહિન સમાજની ધારણા છે. બધા સાધનો અને બધી મર્યાદાઓમાં રહીને રાજ્ય સમાજ નવરચનાનું આયોજન કરશે અને એ તરફ દોરી જશે. (બિનક્રાંતિકારી) પસંદગી એ છે કે જ્ઞાતિ મજબૂત કરવી કે બંધારણીય મૂલ્યો ? આઈ. પી. અને મને, એવો કોઈ ભય નથી કે ભારતીય બંધારણમાં દર્શાવેલ પરિવર્તનની ઝાંખી મુજબ ચાલવાથી, ઘનશ્યામના શબ્દોમાં, "બિનસાંપ્રદાયિક પરિબળોનો વિકાસ રૂંધાશે." ઘનશ્યામને આવા ભયો સતાવે છે એ ખરેખર ચોંકાવનારી દુઃખદ બાબત છે.

## : સંદર્ભ સૂચિ :

૧. દેસાઈ આઈ. પી.
"વેસ્ટર્ન-એડ્યુકેટેડ, એલીટસ્ એન્ડ સોશ્યલ, ચેઈન્જ ઈન ઈન્ડીયા",
XIX ઈ. પી. ડબલ્યુ, એપ્રિલ-૧૪, ૮૪.

૨. શાહ ઘનશ્યામ
માયનોરીટીઝ એન્ડ નેશનલ બીલ્ડીંગ : એ કેસ ઓફ મુસ્લિમ્સ એન્ડ શિડયુલ્ડ ટ્રાઈબ્સ ઈન ઈન્ડીયા, (બનારસ હિન્દુ યુનિ. ૮૩)

૩. માર્ક્સ કાર્લ
ઓફ એન્જલ્સ, કલેકટેડ વર્ક્સ, Vol. ૩, પાનું-૧૭૬, (પ્રોગ્રેસ પબ્લિશર્સ મોસ્કો, ૧૯૭૫).

૪. બક્ષી ઉપેન્દ્ર
માર્ક્સ, લો એન્ડ જસ્ટીસ : સમ ઈન્ડીયન પરસ્પેકટીવસ્સ. (ટૂંકમાં પ્રકાશિત થનાર) ૧૯૮૫, એન. એમ. ત્રિપાઠી, મુંબઈ.

અનુવાદ : બાબુભાઈ દેસાઈ



# સામાજિક પછાતપણું નક્કી કરવાની પદ્ધતિ

ડૉ. વિમળ પી. શાહ

ગુજરાત યુનિવર્સિટી

ગુજરાત સરકારે ૧૯૭૨ માં ન્યાયાધીશ શ્રી. એ. આર. બક્ષીના અધ્યક્ષપણા નીચે એક પંચ નીમ્યું હતું પંચે અનુસૂચિત જાતિઓ તથા અનુસૂચિત જનજાતિઓ સિવાયના અન્ય લોકો, જ્ઞાતિઓ, પ્રજાતિઓ (races), જનજાતિઓ કે તેમના વિભાગો કે સમૂહોના સામાજિક અને શૈક્ષણિક પછાતપણાની તપાસ કરી. તેમાંના કયા લોકો/સમૂહોને સામાજિક, શૈક્ષણિક અને અન્ય કોઈ રીતે પછાત ગણી શકાય, અને સંવિધાનની વિવિધ જોગવાઈ અનુસાર અનુસૂચિત જ્ઞાતિઓ તથા અનુસૂચિત જનજાતિઓને જે ખાસ મદદ આપવામાં આવે છે તેવી મદદ આપવા માટે કયા લોકો. સમૂહો પાત્ર છે તેની ભલામણ કરવાની હતી. બક્ષીપંચે ૧૯૭૬ માં તેનો અહેવાલ સોંપ્યો, અને ગુજરાત સરકારે ૧૯૭૮ માં તેની ભલામણોનો સ્વીકાર કર્યો. બક્ષીપંચે ગુજરાત રાજ્યના એક સામાજિક-આર્થિક સર્વેક્ષણ ઉપરાંત વિવિધ જિલ્લાઓની રૂબરૂ મુલાકાત, લોકોની રજૂઆતો, ઈત્યાદિને આધારે જુદી જુદી ૮૨ જ્ઞાતિઓના લોકોને સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત ગણવા માટે ભલામણ કરેલી હતી. ત્યારબાદ, બક્ષીપંચના ભલામણમાં આવરી લેવામાં આવી ન હતી એવી બીજી કેટલીક જ્ઞાતિઓની રજુઆતને પરિણામે ગુજરાત સરકારે ૧૯૭૮ માં બીજું એક પંચ ન્યાયાધીશ શ્રી. સી. વી. રાણેના અધ્યક્ષપણા નીચે નીમ્યું હતું; આઈ. પી. દેસાઈ તેના એક સભ્ય હતા. રાણેપંચે શહેરોમાં તથા ગામડાંમાં જુદા જુદા વ્યવસાયોમાં રહેલી વિભિન્નતા તથા જમીનમાલિકી, શિક્ષણ અને આવકની અસમાનતા, વગેરે લક્ષમાં રાખી જ્ઞાતિને બદલે આજીવિકાની પ્રવૃત્તિ અને તેના સામાજિક સંદર્ભનો માપદંડ લઈ સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત વર્ગોની ભલામણ કરેલી છે. રાણેપંચે જુદી જુદી જ્ઞાતિએ/જૂથોએ સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત ગણવા માટે કરેલી અરજીઓ, પંચની વિવિધ જિલ્લાઓની રૂબરૂ મુલાકાત વખતે કરવામાં આવેલી રજુઆતો અને પંચના નિરીક્ષણોને આધારે તેની ભલામણો કરેલી છે. જ્ઞાતિના બદલે આજીવિકાની પ્રવૃત્તિના બિનસાંપ્રદાયિક ધોરણ અનુસાર શૈક્ષણિક અને સામાજિક પછાતપણું નક્કી કરવા માટેની રાણેપંચની ભલામણમાં આઈ. પી. દેસાઈનો ફાળો મુખ્ય હતો. આ અંગે તેમણે પંચના અહેવાલમાં એક concurrent note લખી છે તેમાં ભવિષ્યમાં આપણે જે સમાજની રચના કરવાનું ધ્યેય સ્વીકાર્યું છે એને અનુલક્ષીને ગુજરાતના જ્ઞાતિ સમાજમાં જે પરિવર્તન આવ્યું છે તથા આવી રહ્યું છે એની વિશદ ચર્ચા પણ તેમણે કરી છે.[1] રાણેપંચની મુખ્ય ભલામણો તેની terms of reterence ની મર્યાદા બહારની છે એવા. કારણસર ગુજરાત સરકારે સ્વીકારી નથી.

ભારતના સંવિધાનના આમુખમાં બધા નાગરિકોને સામાજિક, આર્થિક અને રાજકીય ન્યાય તથા દરજ્જા અને તકની સમાનતા બક્ષવાનો ઉદ્દેશ જાહેર કરવામાં આવ્યો છે. સંવિધાનની કલમ ૧૫(૧) પ્રમાણે રાજ્યે કોઈ પણ નાગરિક પરત્વે ધર્મ, રંગભેદ, જ્ઞાતિ, લિંગ, રહેઠાણ કે જન્મના કારણસર ભેદભાવ રાખવાનો નથી. તેમ છતાં, (અનુસૂચિત જ્ઞાતિઓ અસ્પૃશ્યો તથા અનુસૂચિત જનજાતિઓ આદિવાસીઓ) નાં હિત અને પ્રગતિ માટે સંવિધાનમાં કેટલીક ખાસ જોગવાઈઓ પણ

કરવામાં આવી છે. નબળા લોકો (અનુસૂચિત જ્ઞાતિઓ તથા અનુસૂચિત જનજાતિઓ ઉપરાંત "અન્ય પછાત વર્ગો") નાં શૈક્ષણિક અને આર્થિક હિતોને આગળ ધપાવવા તથા તેમને સામાજિક અન્યાય અને સર્વ પ્રકારના શોષણથી બચાવવા માટે રાજ્ય ખાસ પગલાં લેશે એવી ઘોષણા પણ રાજનીતિની માર્ગદર્શક સિદ્ધાંતોમાં કરવામાં આવી છે. સંવિધાનમાં આ સમુહોની કોઈ વ્યાખ્યા આપવામાં આવી નથી તેમજ તે નક્કી કરવા માટેનાં કોઈ વિગતવાર અને ચોક્કસ ધોરણો પણ આપવામાં આવ્યાં નથી. અનુસૂચિત જ્ઞાતિઓ તથા અનુસૂચિત જનજાતિઓ નક્કી કરવા માટેની એજન્સી તથા પદ્ધતિ સંવિધાનમાં દર્શાવવામાં આવી છે, પરંતુ "અન્ય પછાત વર્ગો"ની બાબતમાં આવી કોઈ જોગવાઈનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. આ સંજોગોમાં "અન્ય પછાત વર્ગો" અથવા "સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત વર્ગો" નક્કી કરવા માટે ભારત સરકાર તેમજ રાજ્ય સરકારોનું વલણ વિવિધ પંચોની નિમણૂંક કરી તેમની ભલામણો મેળવવા તરફનું રહ્યું છે. આ બધાં પંચોએ જે તે રાજ્યના કે અમુક વિસ્તારના કયા લોકોને "અન્ય પછાત વર્ગો" અથવા "સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત વર્ગો"માં સામેલ કરવા તે અંગે છેવટે તો મહદ્અંશે જ્ઞાતિ અથવા કોમના આધારે યાદીઓ તૈયાર કરી છે.[2] કેટલાંક પંચોએ વ્યવસ્થિત અને વૈજ્ઞાનિક રીતે તપાસ કરાવવા ઉપરાંત પંચ સમક્ષની રજૂઆતો અને પંચની ક્ષેત્ર-નિરીક્ષણોના આધારે તેમની ભલામણો કરી છે, જ્યારે કેટલાંક પંચોએ માત્ર રજૂઆતો અને ક્ષેત્ર-નિરીક્ષણો પર આધાર રાખ્યો છે, વળી, સંવિધાનની જોગવાઈઓ અને સુપ્રિમ કોર્ટના ચુકાદાઓની મર્યાદામાં રહીને ભલામણ કરવાનું વલણ પણ જોવા મળે છે. વિવિધ પંચોની ભલામણોનો જે તે સરકારે સ્વીકાર કે અસ્વીકાર કર્યો છે તેની પાછળ પંચની કાર્યપદ્ધતિના અને પંચની ભલામણોનો વ્યવહારમાં અમલ કરવામાં રહેલી મર્યાદાઓના મૂલ્યાંકન ઉપરાંત રાજકીય દબાણો અને ગણતરીઓ પણ રહેલી હોવાની શંકા રહે છે.

સામાજિક અને શૈક્ષણિક પછાતપણું નક્કી કરવાના માપદંડ તરીકે જ્ઞાતિનો આધાર લેવા સામે આઈ. પી. દેસાઈની દલીલો નીચે પ્રમાણે છે:[3]

(૧) જો જ્ઞાતિને સામાજિક પછાતપણું નક્કી કરવાના માપદંડ તરીકે સ્વીકારવામાં આવે તો આપણે રાજ્યનાં પગલાંથી અંગ્રેજો અને તે પહેલાંના ભારતીય રાજાઓએ કર્યું હતું તેમ જ્ઞાતિપ્રથાને કાયદેસરતા આપીશું. ભારતીય બંધારણના સિદ્ધાતો એવા સમાજની કલ્પના કરે છે કે જ્યાં ધર્મ અને જ્ઞાતિ પર આધારિત ભેદભાવ ન હોય સ્વતંત્ર ભારતની સંરક્ષણાત્મક ભેદભાવની નીતિનો હેતુ રક્ષણ કે ભેદભાવ એમાંથી એકેય નથી. તેનો હેતુ તો બંધારણના માર્ગદર્શક સિદ્ધાંતોએ કલ્પેલા સમાજની દિશામાં હકારાત્મક પગલાં એવો થાય છે.

(૨) ભારતીય બંધારણ અનુસાર આપણે જ્ઞાતિપ્રથા દૂર કરવા માટે પ્રતિબદ્ધ છીએ. હરિજનો અને આદિવાસીઓ સિવાયના અન્ય સમૂહોનું સામાજિક પછાતપણું નક્કી કરવા માટે જ્ઞાતિ સિવાય અન્ય બિન-સાંપ્રદાયિક પરિમાણોનો ઉપયોગ કરવાની જોગવાઈ છે.

(૩) ભારતીય બંધારણ જ્ઞાતિપ્રથા દૂર કરવા પ્રતિબદ્ધ છે ત્યારે વિવિધ જ્ઞાતિઓના લોકોમાં સામાજિક પછાતપણું સાબિત કરવા માટે હરિજનો, આદિવાસીઓ અને બક્ષીપંચ હેઠળ કાયદેસર આવરી લેવાયેલી જ્ઞાતિઓના જેવો જ નીચો દરજ્જો પોતાની જ્ઞાતિનો છે એવું સાબિત કરવાનું વલણ છે, પરંતુ સામાજિક પછાતપણાના તેમણે જણાવેલા દર્શકો (ખરાબ આર્થિક સ્થિતિ, નિરક્ષરતા, ઉજળા વ્યવસાય અથવા નોકરીનો અભાવ, રહેઠાણની નબળી સ્થિતિ, વગેરે) બિનસાંપ્રદાયિક છે. તેઓ તેમના રૂઢિગત દરજ્જાના આધારે પોતાને પછાત બિન-સાંપ્રદાયિક (આર્થિક, શૈક્ષણિક, વગેરે) લાભો મેળવવા માગે છે. કોઈને તેના નીચા કુળની યાદ પછાતપણા હેઠળ લાભ આપવા માટે આપવી એ અભદ્ર વર્તણૂકનો નમૂનો છે.

(૪) હિંદુઓના જુદા જુદા સમૂહો વચ્ચે ભૂતકાળમાં જેવી અને જેટલી અસામાનતા હતી તેવી અને તેટલી જ અસમાનતા આજે નથી. જ્ઞાતિ અર્પિત દરજ્જા તરીકે ભાગ ભજવે છે, પરંતુ નહિવત્ જ. ઉચ્ચ કે નિમ્ન ગણાતી જ્ઞાતિઓમાં વિભાગીકરણનો આધાર ઢીલો થતો જાય છે, એના મુખ્ય કારણમાં સંપત્તિ, આવક, શિક્ષણ અને વ્યવસાય જેવી બાબતો તરફનું એમનું વલણ અને એના આધારમાં આવી રહેલા ફેરફારો છે. વ્યવસાય અને જ્ઞાતિ વચ્ચેના પ્રણાલિકાગત સંબંધો હવે તૂટી ગયા છે. જ્યાં જ્ઞાતિ અને વ્યવસાય વચ્ચેના સંબંધો તૂટ્યા નથી ત્યાં પણ ધંધાકીય પ્રવૃત્તિ કરનાર અને ગ્રાહક વચ્ચેના સંબંધો પહેલાંની જજમાની પ્રથાના નથી; તે કરારબદ્ધ અને પ્રભાવાત્મક પ્રકારના સંબંધો છે. જે સુથારો, લુહારો, દરજીઓ, વગેરે છે તે તેઓની આવડત અને શારીરિક શક્તિના કારણે તેમ છે, અને નહિ કે તેઓ અમુક જ્ઞાતિના છે માટે.

(૫) બિન-હિન્દુ કોમોમાં ભિન્ન ભિન્ન અંશે જ્ઞાતિ-પ્રથાની હયાતી હોવા છતાં હકીકતમાં આ તમામ ધર્મો દેખીતી રીતે સંપૂર્ણતઃ સમાનતામાં માને છે. ધર્માંતરિત થયેલા લોકોને પછાતપણાના લાભો આપવા માટે તેમની અગાઉની જ્ઞાતિ કે વડવાઓના વ્યવસાયનો આધાર લેવો બરોબર નથી. બિન-હિન્દુ ધર્મોની સમાનતાની ભાવના દ્વારા હિન્દુઓની જ્ઞાતિપ્રથાને સમાનતા તરફ લાવવાને બદલે અસમાનતામાં માનનારી જ્ઞાતિપ્રથાના માપદંડથી દૂષિત કરવી બરોબર નથી.

ઘનશ્યામ શાહ વ્યવસાય અને વર્ગ પર આધારિત ધોરણો અનુસાર સામાજિક અને શૈક્ષણિક પછાતપણું નક્કી કરવાના આઈ. પી. દેસાઈના અભિગમની ટીકા કરતાં નીચેની દલીલો કરે છે.[૪]

(૧) હાલના આર્થિક અને રાજકીય માળખામાં, કોઈ વ્યક્તિના જીવનની તકો મોટે ભાગે તેના અમુક કુટુંબમાં થયેલા જન્મના આધારે નક્કી થાય છે. ઊંચો જ્ઞાતિ-દરજ્જો ઉચ્ચ શિક્ષણ અને ઉજળા વ્યવસાયો પરસ્પર ગાઢ રીતે સંકળાયેલ છે. (આના સમર્થનમાં, ગુજરાતના બધા જિલ્લાઓમાથી યદૃચ્છ રીતે પસંદ કરેલાં ૧૦૦ ગામડાનાં ૧૫.૬૮૦ કુટુંબોના તેમના ૧૯૮૩ના અભ્યાસના (અ) જ્ઞાતિનો વ્યવસાય, જમીન-માલિકી અને શિક્ષણ સાથેનો સંબંધ દર્શાવતા તથા (બ) જ્ઞાતિ અને ઉચ્ચ શિક્ષણ વચ્ચેનો જમીન-માલિકીને નિયંત્રણમાં રાખીને સંબંધ દર્શાવતા આંકડા તેઓએ રજૂ કર્યા છે.)

(૨) જ્ઞાતિઓમાં આર્થિક તફાવતો ઊભા થયા છે, પરંતુ તેનો અર્થ એવો નથી કે વર્ગ પર આધારિત સમાજ અસ્તિત્વમાં આવ્યો છે.

(૩) આઈ. પી. દેસાઈએ જ્ઞાતિના સભ્યોમાં "અમે-પણા"ના અર્થમાં જે સભાનતા જોવા મળે છે તે ધ્યાનમાં લીધી નથી; તેમણે વર્તમાન આર્થિક અને સામાજિક માળખાને, અને ખાસ કરીને પંચની ભલામણોનો અમલ કરનાર રાજ્યતંત્રને તપાસ્યાં નથી; અને તેઓ બંધારણના માર્ગદર્શક સિદ્ધાંતોમાં એમનો વિશ્વાસ મૂકે છે.

(૪) આઈ. પી. દેસાઈએ સૂચવ્યા પ્રમાણે વ્યવસાય અને વર્ગ પર આધારિત ધોરણોનો સામાજિક અને શૈક્ષણિક પછાતપણું નક્કી કરવા માટેની ભલામણોનો જો સરકાર સ્વીકાર કરે તો તે દ્વારા ગરીબ વાણિયા બ્રાહ્મણ અને પાટીદારને અલબત્ત મદદ મળશે, પરંતુ ગરીબ કોળી, વાઘરી, માછી, સીદી, સિમાઈ, વગેરેને સરકારી નોકરીઓનો લાભ મળશે નહિ.

ઘનશ્યામ શાહ જ્ઞાતિ/સામાજિક સમૂહો તેમજ વર્ગ પર આધારિત ધોરણોના સંયોજનની હિમાયત કરે છે; જેથી વિવિધ ધર્મોના નીચી જ્ઞાતિ/સામાજિક સમૂહોના ગરીબ સ્તરના લોકોને અનામત (અને અન્ય સરકારી મદદ)નો લાભ મળી રહે. આઈ. પી. દેસાઈ અને ઘનશ્યામ શાહ બંને વર્તમાન અનામતની પ્રથામાં desihedvling ની જોગવાઈની હિમાયત કરે છે.

# સામાજિક પછાતપણું નક્કી કરવાની પદ્ધતિ

સામાજિક પછાતપણું નક્કી કરવાની પદ્ધતિ અંગે ભારતીય સંદર્ભમાં નીચેની બાબતો ધ્યાનમાં લેવી જરૂરી છે.

(૧) પછાતપણું (સામાજિક, શૈક્ષણિક કે અન્ય રીતે) નક્કી કરવાની પદ્ધતિનો વિચાર કરતાં પહેલાં આપણે કોનું પછાતપણું નક્કી કરવા માગીએ છીએ તેનો, એટલે કે પછાતપણાથી નિર્દિષ્ટ કરવાના ઘટકનો, વિચાર કરવો જરૂરી છે. પછાતપણાના નિર્દિષ્ટ ઘટક તરીકે વ્યક્તિ, કુટુંબ કે કોઈ પણ પ્રકારના સમૂહને લઈ શકાય. જો પછાતપણાના નિર્દિષ્ટ ઘટક તરીકે કુટુંબ કે સમૂહ લેવામાં આવે તો કુટુંબના બધા સભ્યો કે સમૂહનાં બધાં કુટુંબો (અને તેના સભ્યો) પછાતપણાનું એકસરખું લક્ષણ કે તેની માત્રા ધરાવતા હોય એ સંભવિત નથી, સિવાય કે પછાતપણું નક્કી કરવાનું ધોરણ કે માપદંડ કુટુંબ કે સમૂહનું કોઈ આજીવન અર્પિત લક્ષણ હોય. બીજા શબ્દોમાં કહીએ તો જ્ઞાતિ, જનજાતિ કે પ્રજાતિ જેવાં જન્મજાત અને અપરિવર્તનશીલ લક્ષણો સિવાયનાં બીજા કોઈ પણ ધોરણોને આધારે પછાતપણું નક્કી કરવામાં આવે તો જે કુટુંબ અથવા સમૂહને પછાત ગણવામાં આવે તેના બધા સમૂહને પછાત ગણવામાં આવે તેના બધા સભ્યોમાં પછાતપણાનાં સ્વીકૃત ધોરણો વિશે વિભિન્નતા રહેવાની જ. ભારતીય સંવિધાનની જોગવાઈ અનુસાર પછાતપણું નક્કી કરવાનો નિર્દિષ્ટ ઘટક સમૂહ છે, અને નહ કે વ્યક્તિ અથવા કુટુંબ. અનુસૂચિત જ્ઞાતિઓ અને અનુસૂચિત જનજાતિઓ સમૂહના પ્રણાલિકાગત અર્પિત લક્ષણના આધારે નક્કી કરવામાં આવેલી છે.

(૨) પછાતપણાનો ખ્યાલ સાપેક્ષ છે, એટલે કે સ્થળ અને સમય પ્રમાણે તેની વ્યાખ્યા (અને પરિણામે તેનાં ધોરણ અને માપ)માં તફાવત હોઈ શકે. શરૂઆતમાં, અનુસૂચિત જ્ઞાતિઓ અને અનુસૂચિત જનજાતિઓની યાદીઓમાં કેટલીક વિસ્તાર (સ્થળ)ની મર્યાદાઓ હતી, પરંતુ ૧૯૭૬ ના સુધારાથી કાયદા દ્વારા વિસ્તાર મર્યાદાઓ દૂર કરવામાં આવી છે. અનુસૂચિત જ્ઞાતિઓ તથા અનુસૂચિત જનજાતિઓની પરિસ્થિતિમાં ઇચ્છિત સુધારો થતાં તેમની યાદીઓ અને તેમને આપવામાં આવતી ખાસ સવલતોનું પુનર્મૂલ્યાંકન કરવાની જોગવાઈ છે, પરંતુ મહદંશે રાજકીય કારણોસર ન તો તેમની યાદીઓનાં સુધારાવધારા કરવામાં આવ્યા છે કે ન તો તેમની બદલાયેલી પરિસ્થિતિનું પદ્ધતિસર મૂલ્યાંકન કરવામાં આવ્યું છે એટલે, અનુસૂચિત જ્ઞાતિઓ અને અનુસૂચિત જનજાતિઓના પછાતપણાની બાબતમાં સ્થળ અને સમયનાં પાસાંની સાપેક્ષતા ધ્યાનમાં ન લેવાનું અને કાયદા દ્વારા તેમને આપવામાં આવતી ખાસ સવલતો વિશે સમયમર્યાદા લંબાવવાનું વલણ રહ્યું છે. પરિણામે, અનુસૂચિત જ્ઞાતિઓ તથા અનુસૂચિત જનજાતિઓ સિવાયના અન્ય સમૂહોનું જ પછાતપણું નક્કી કરી તેઓમાંના કયા સમૂહોનો "અન્ય પછાત વર્ગો"માં સમાવેશ કરવો એ બાબત જ કેન્દ્રસ્થાને રહી છે.

(૩) પછાતપણું નક્કી કરવા માટેનાં વિવિધ ધોરણોમાં જ્ઞાતિ, જનજાતિ અને પ્રજાતિ જેવાં એક પ્રકારનાં ધોરણો ગુણાત્મક પરિવર્ત્યો છે, એટલે નિર્દિષ્ટ ઘટકોમાં સ્વીકૃત લક્ષણ (attribute) છે કે નહિ એટલું જ નક્કી કરવાનું રહે છે. કોઈ પણ સમૂહનું પછાતપણું નક્કી કરવા માટેનાં બીજા પ્રકારનાં ધોરણોમાં શિક્ષણ (કક્ષા અને પ્રકાર), વ્યવસાય (આજીવિકાનું સાધન, તેનો પ્રકાર, નોકરીની કક્ષા, ઈ.) આર્થિક સ્થિતિ (આવક, સંપત્તિ, ખર્ચ, જીવનધોરણ, ઘરવપરાશની ચીજો, ઈ.) તંદુરસ્તી રહેઠાણ, માન્યતાઓ, વલણો, મૂલ્યો, વગેરેનો સમાવેશ થઈ શકે. આ બધાં ધોરણો ક્રમદર્શક, અંતરદર્શક કે ગુણોત્તરદર્શક પ્રકારનાં સંખ્યાત્મક પરિવર્ત્યો છે, અને સમૂહમાં સમાવિષ્ટ પેટા-ઘટકો (કુટુંબો)ના આ ધોરણો અનુસારના માપને આધારે સમૂહોને પછાતપણાની સાતત્ય રેખા પર કમ સે કમ અનુક્રમમાં ગોઠવી

શકાય એમ છે. પછાતપણું નક્કી કરવા માટે બીજા પ્રકારનાં ધોરણોનો ઉપયોગ કરવામાં ત્રણ બાબતો ધ્યાનમાં લેવી જરૂરી બને છે. (અ) આ બધાં ધોરણો પરસ્પર ગાઢ રીતે સંકળાયેલાં છે, અટલે જો એમાંના કોઈ એક ધોરણને આધારે પછાતપણું નક્કી કરવું હોય તો તેઓમાંથી કયું ધોરણ સૌથી વધારે અગત્યનું છે એ સૌ પ્રથમ નક્કી કરવું પડે. આ માટે વિવિધ ધોરણો વચ્ચેના સહસંબંધોના અંકો તપાસી જે ધોરણ અન્ય ધોરણો સાથે સૌથી વધારે ગાઢ સહસંબંધના ધન અંકો દર્શાવે તેને સ્વીકારવાની પ્રમાણમાં સહેલી આંકડાશાસ્ત્રીય પદ્ધતિ ઉપલબ્ધ છે. (બ) પછાતપણું નક્કી કરવા માટે એક કરતાં વધારે ધોરણોનો ઉપયોગ કરવો હોય તો તે બધાં ધોરણોનો ભારાંક વૈજ્ઞાનિક રીતે નક્કી કરી, સમૂહના પેટા–ઘટકોના સ્વીકૃત ધોરણોના ભારાંકિત અંકોના સરવાળાના આધારે સમૂહને પછાતપણાની સાતત્ય-રેખા પર મૂકી શકાય. આ માટે 'ફૅક્ટર–એનાલિસિસ'ની કે અન્ય આંકડાશાસ્ત્રીય પદ્ધતિનો ઉપયોગ કરી શકાય. (ક) પછાતપણાની સાતત્યરેખા પર તપાસ હેઠળના સમૂહોનું સ્થાન નક્કી કર્યા પછી, સાતત્યરેખાના કયા બિંદુને કાપ–બિંદુ તરીકે સ્વીકારી તપાસ હેઠળના સમૂહોને પછાત અને બિન–પછાત એવા વિભાગમાં વહેંચવા એ અંગે નિર્ણય કરવાનો રહે છે.[૫] આદર્શ દૃષ્ટિએ, સાતત્યરેખા પર બે કે વધારે કાપ–બિંદુઓ મૂકીને તપાસ હેઠળનાં સમૂહોને પછાતપણાની માત્રાના સંદર્ભમાં ત્રણ કે વધારે વિભાગોમાં વહેંચી શકાય, અને ઉપલબ્ધ સાધનોની મર્યાદામાં રહીને જુદા જુદા વિભાગોમાં સમાવિષ્ટ સમૂહોના લોકોને જુદા જુદા પ્રકારની અને ઓછી–વત્તી માત્રામાં, ખાસ સવલતો આપી શકાય.[૬] આ પ્રકારની પદ્ધતિનો ઉપયોગ કરવા માટે અનુભવજન્ય, વૈજ્ઞાનિક અભ્યાસ આવશ્યક બને છે. વળી, આ બધાં ધોરણો પરિવર્તનશીલ છે, એટલે અમુક સમયના આંતરે વિવિધ સમૂહોની પછાતપણાની માત્રામાં થતા ફેરફારો તપાસવા માટે પુનઃ પુનઃ અભ્યાસ કરી સમૂહોને પછાતપણાના એક વિભાગ-માંથી બદલાયેલી પરિસ્થિતિમાં બીજા વધારે યોગ્ય વિભાગમાં ટ્રાન્સફર કરવાની નીતિ પણ આવશ્યક બને છે. પછાતપણું નક્કી કરવા માટે સૈદ્ધાંતિક અને વૈજ્ઞાનિક રીતે વધારે કાર્યદક્ષ પદ્ધતિ શક્ય હોવા છતાં કોઈ પણ સમિતિએ કે પંચે આવી કોઈ પદ્ધતિનો ઉપયોગ કરી તેની ભલામણો કરી નથી. એના મુખ્ય કારણમાં કોઈ પણ સમૂહનું પછાતપણું નક્કી કર્યા પછી સમૂહના પેટા–ઘટકો (કુટુંબો કે તેના સભ્યો)ની ખાસ સવલતો માટેની લાયકાત નક્કી કરવા માટે અમલ કરનાર સરકારી વહીવટી તંત્રને વ્યવહારમાં સરળ રીતે અમલ કરી શકાય એવો માપદંડ આપવાની આવશ્યકતા રહેલી છે એવું મારું માનવું છે.

સામાજિક દરજ્જાની દૃષ્ટિએ જ્ઞાતિ એ સ્થાનિક/પ્રાદેશિક ઘટક છે. ગુજરાતના જ્ઞાતિસમાજમાં જે પરિવર્તન આવ્યું છે તથા ચાલી રહ્યું છે એ અંગેના આઈ. પી. દેસાઈનાં નિરીક્ષણો સાથે સહમત થવું જ રહ્યું. ઘનશ્યામ શાહના અનુભવજન્ય અભ્યાસમાં જોવા મળતા ઊંચા જ્ઞાતિ–દરજ્જા, ઉચ્ચ શિક્ષણ, ઉજળા વ્યવસાયો અને વધારે સારી આર્થિક સ્થિતિ વચ્ચેના ગાઢ સહસંબંધને પણ સ્વીકારવો જ પડે. જ્ઞાતિ/સામાજિક સમૂહો તેમજ વર્ગ પર આધારિત ધોરણોના સંયોજનની પદ્ધતિ અપનાવવા અંગે ઘનશ્યામ શાહનું સૂચન ઉપર ક્રમાંક (૩) માં જણાવેલી પદ્ધતિના જેવા અભિગમની અપેક્ષા રાખે છે. "અન્ય પછાતવર્ગો" રાજ્યકક્ષાએ નક્કી કરવાનું વલણ છે, પરંતુ એનાથી મર્યાદિત પેટા–પ્રાદેશિક સ્તરે જ્ઞાતિના આધારે પછાતપણું નક્કી કરવાનો અભિગમ વર્તમાન કાયદાની દૃષ્ટિએ શક્ય નથી. આઈ. પી. દેસાઈએ (અને રાણેપંચે) આજીવિકાની પ્રવૃત્તિને આધારે પછાતપણું નક્કી કરવાની ભલામણ કરી છે તે ઉપર જણાવેલાં પછાતપણું નક્કી કરવાનાં અન્ય ધોરણો સાથેના તેના અભિપ્રેત ગાઢ સંબંધને આધારે કરવામાં આવી છે એવું માનું છું. પરંતુ આજીવિકાની પ્રવૃત્તિ એ પરિવર્તનશીલ લક્ષણ છે; વળી, આજીવિકાની પ્રવૃત્તિ

(અર્થાત્, ગ્રંથ–૩, અંક–૪, ઓક્ટોબર-ડિસેમ્બર, ૧૯૮૪ : ૧–૨૬) પ્રસિદ્ધ થયેલા છે. સામાજિક પછાતપણું નક્કી કરવાના પાયાના માપદંડ તરીકે જ્ઞાતિને ગણવી જોઈએ કે નહિ એ વિષય પર એક ચર્ચાસભા ૧૯૮૪ ના ડિસેમ્બર માસમાં સુરતમાં ભરાયેલા છેલ્લા અખિલ ભારતીય સમાજશાસ્ત્ર પરિષદના અધિવેશનમાં પણ રાખવામાં આવી હતી.

૨. ભારત સ્વતંત્ર થયા પહેલાં તેમજ ત્યારપછી વિવિધ સમિતિઓએ અને પંચોએ "અન્ય પછાત વર્ગો" કે "સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત વર્ગો" નક્કી કરવામાં વાપરેલી પદ્ધતિ, ધોરણો, ઈત્યાદી અંગેની પૃથક્કરણાત્મક અને વિગતવાર માહિતી માટે જુઓ Galanter, Marc, Competing Equalities : Law and the Backward Classes In India. (Delhi : Oxford University Press, 1984, Chapters 6–7).

૩. આઈ. પી. દેસાઈએ બક્ષીપંચ તથા મંડલપંચની કાર્યપદ્ધતિ, દલીલો અને ભલામણોની ટીકા કરવામા જે અભિપ્રેત દલીલો આગળ ધરી છે તેનો પણ અહીં ટૂંકમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

૪. Shah, Ghanshyam, "Caste, Class and Reservation," Economic and Political Weekly, Vol. XX, No. 3, January 19, 1985 : 132–136).

૫. સંવિધાનની જોગવાઈ અનુસાર કોઈ પણ સમૂહનો "અન્ય પછાત વર્ગો" માં સમાવેશ કરવો કે નહિ તે બાબત અનુસૂચિત જ્ઞાતિઓ અને અનુસૂચિત જનજાતિઓના પછાતપણાની સરખામણીમાં નક્કી કરવાની રહે છે એવી મારી સમજ છે. બક્ષીપંચના આશ્રયે કરવામાં આવેલા સર્વેક્ષણની માહિતીના પૃથક્કરણ અંગેની ચર્ચા દરમ્યાન પંચના અધ્યક્ષશ્રીએ આ પ્રકારનો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો.

૬. "અન્ય પછાત વર્ગો" ની એક જ કોટિમાં પછાત ગણવામાં આવેલા બધા સમૂહોને મૂકવાની વર્તમાન પદ્ધતિની મુખ્ય મર્યાદા એ છે કે નિમ્નતમ કક્ષાએ આવેલા દલિતોને ખાસ સવલતોનો તેમની વસ્તીના પ્રમાણને અનુરૂપ લાભ મળ્યો નથી. વળી, વસ્તી ગણતરીના અહેવાલમાં જ્ઞાતિ અંગે માહિતી એકઠી કરવામાં આવતી ન હોવાથી "અન્ય પછાત વર્ગો" ની વસ્તીના પ્રમાણનો કોઈ આધારભુત અંદાજ પણ ઉપલબ્ધ નથી. તાજેતરમાં, ગુજરાત સરકારે બક્ષીપંચની ભલામણોમાં આવરી લેવામાં આવેલી જ્ઞાતિઓના લોકો માટે ૨૮% જગાઓ અનામત રાખવાનો નિર્ણય કર્યો તે માત્ર કાયદાની દૃષ્ટિએ માન્ય મહત્તમ અનામતના પ્રમાણને પહોંચવાની વૃત્તિથી કરવામાં આવ્યો હોય એવી શંકા રહે છે.

૭. જ્ઞાતિ કે બીજા કોઈ પણ માપદંડના આધારે સમૂહનું પછાતપણું નક્કી કરવાની વર્તમાન નીતિને બદલે કુટુંબને પછાતપણાના ઘટક તરીકે સ્વીકારવામાં આવે તો પછાતપણાનાં સ્વીકૃત ધોરણોના ભારાંકને આધારે કોઈ પણ કુટુંબનો પછાતપણાની સાતત્ય-રેખાના કયા વિભાગમાં સમાવેશ કરવો તે બાબત વહીવટી દૃષ્ટિએ પણ સરળતાથી નક્કી થઈ શકે એવું મારું માનવું છે.

□

# પછાતપણું નક્કી કરવાનો માપદંડ શું જ્ઞાતિ હોઈ શકે ?

વિભૂતિ પટેલ

ડો. અમર જેસાણી

આ પ્રશ્ન, છેલ્લા કેટલાક વર્ષોમાં વારંવાર પૂછવામાં આવે છે. કેવળ નીતિના ઘડવૈયાઓ કે અભ્યાસીઓ પૂરતો જ મર્યાદિત ન રહેતા આ પ્રશ્ને રાજકારણીઓ, બુદ્ધિજીવીઓ, વિદ્યાર્થીઓ અને આખા લોકમાનસમા ભારે ચકચાર જગાવી છે. બિહાર, મહારાષ્ટ્ર અને ગુજરાતમાં તો આ સવાલને લઈને મોટા મોટા રમખાણો પણ થયા છે. માટે આ પ્રશ્નનો જવાબ આપતા પહેલા તેના પરિણામો અંગે ખૂબ જ ગંભીરતાપૂર્વક વિચાર કરવાની જરૂર રહે છે.

આઝાદીના ૩૭ વર્ષો પછી પણ 'પછાતપણું' નક્કી કરવા માટે માપદંડો શોધવા પડે તે પરિસ્થિતિ જ આપણે કેટલી આર્થિક અને સામાજિક પ્રગતિ કરી છે તે બાબત તરફ ધ્યાન દોરે છે. એટલા માટે જ ડો. આઈ. પી. દેસાઈએ શરૂ કરેલી ચર્ચા અત્યારના સમયે આપણા બધા માટે ખૂબ જ મહત્ત્વની છે. ધર્મ અને જ્ઞાતિના રાજકારણે આ દેશને એવા ભરડામાં લીધો છે કે રાજકીય અને સામાજિક કાર્યકર્તાઓ જો તેના રાજકીય, સામાજિક અને આર્થિક પ્રત્યાઘાતોનો ઊંડાણથી અભ્યાસ નહીં કરે તો કોમવાદ અને જ્ઞાતિવાદ ન ફક્ત પ્રગતિશીલ કાર્યકર્તાઓને ખતમ કરી દેશે, પરંતુ દેશના કામદારવર્ગીય આંદોલનને લાંબા વખત માટે હાર ખાવી પડશે.' ડો. આઈ. પી. દેસાઈનો લેખ એવે વખતે આવ્યો છે જ્યારે દેશના ઘણા પ્રગતિશીલ પરિબળોએ બક્ષી પંચ અને મંડળ પંચના અહેવાલોના સમર્થનમાં ભૂમિકા લીધી છે. તદ્ઉપરાંત, પ્રસ્થાપિત વર્ગોના રાજકીય પક્ષોએ પણ-મુખ્યત્વે વિરોધ પક્ષો—આ અહેવાલો મુજબ પછાત જ્ઞાતિઓને સગવડો મળે તે માટે આંદોલન શરૂ કરેલ છે, તેમના ચૂંટણી ઢંઢેરામાં તેને સમર્થન આપવામાં આવ્યું છે. ગુજરાત સરકારે રાણેપંચની ભલામણો-જેમાં ૧ સરકારી પ્રતિનિધિ સિવાયના બધા જ સભ્યોએ જ્ઞાતિના ધોરણનો પછાતતા નક્કી કરવા માટે છેદ ઉડાડ્યો છે અને એની જગ્યાએ વ્યવસાય અને આવકનો માપદંડ સ્વીકારવા કહ્યું છે-નો અસ્વીકાર કર્યો છે.

સરકાર સમાજના 'પછાત જૂથો'ને શિક્ષણ અને રોજગાર આપવાની બાબતમાં રસ દાખવે છે કારણ તે આપણા દેશની જનતાની મૂળભૂત જરૂરિયાતો સંતોષવામા નિષ્ફળ ગઈ છે. આ સમસ્યાનું લાંબા ગાળે નિરાકરણ લાવવાની વાત બાજુએ મૂકી જ્ઞાતિના ધોરણે સ્પર્ધા ઊભી કરવાના પ્રયત્નો કરવામાં આવે છે. શિક્ષણ અને રોજગારની મર્યાદિત જગ્યાઓ માટે જુદી જુદી જ્ઞાતિ અને ધર્મના લોકોમાં ગળાકાપ હરિફાઈ થાય છે. એમાય 'પછાત' જૂથો-જેની વ્યાખ્યા ફક્ત જ્ઞાતિથી જ કરવામાં આવે છે માટેની થોડી સવલતો જ્ઞાતિવાદથી ડોકળાયેલું વાતાવરણ ઊભું કરે છે જેની અસર ફક્ત શિક્ષણ અને રોજગાર માટે ફાંફા મારતા વિદ્યાર્થીઓ અને યુવાનો પર જ નહીં પણ સમાજના દરેક ક્ષેત્ર પાર પડે છે અને પ્રત્યાઘાતી પરિબળો આનો ઉપયોગ કરી જાય છે. રાજકીય પક્ષો પોતાના વોટ (મત)ના રાજકારણને લઈને કોઈ સૈદ્ધાંતિક મુદ્દો આગળ ધરતા નથી.

અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિઓને બંધારણના રૂએ શિક્ષણ અને રોજગારના ક્ષેત્રે જે સવલતો આપવામાં આવી છે તે સંપૂર્ણપણે ન્યાયી છે. આપણા સવર્ણ હિંદુઓના પરાપૂર્વથી ચાલ્યા આવતા ઊંડા પૂર્વગ્રહો, શોષણ દમન, અપમાન, અનાચાર અને

અન્યાયના ભોગ બનેલ આ બે સામાજિક જૂથોને માટે અનામત જગ્યાઓ શિક્ષણ અને રોજગારમા આપવામાં આવે, સ્કોલરશીપ આપવામાં આવે તે અનિવાર્ય છે. એટલું જ નહીં પણ તેમના સામાજિક સ્થાનને ઊંચુ લાવવા, તેમની સાથે 'રોટી–બેટી'ના વ્યવહાર સવર્ણો કરે તેવું વાતાવરણ નિર્માણ કરવા જાગૃત સંઘર્ષ પણ કરવો જોઈએ. આપણો સમાજ એટલી બધી આક્રમક રીતે અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિની સામાજિક, આર્થિક અને શૈક્ષણિક પ્રગતિની વિરોધમાં છે કે સરકાર તેમના હિતોનું રક્ષણ ન કરે તો તેઓ માટે તો 'ગંદા', 'બિન સ્વચ્છ' રોજગારો અને નિરક્ષરતા જ અનામત રહે.

શું આવી પરિસ્થિતિ અન્ય 'પછાત' જાતિઓ માટે છે! ડૉ. આઈ. પી. દેસાઈએ ખૂબ જોરદાર દલીલો દ્વારા 'અન્ય પછાત જાતિ'ઓને રોજગાર અને શિક્ષણમાં વિશેષ સવલતો આપવાની વાતનો વિરોધ કર્યો છે અને તેમની વાતમાં વજૂદ છે.

જ્યારે ૧૯૭૮માં મરાઠવાડાના રમખાણો થયા ત્યારે અમને મહારાષ્ટ્રના ગામડાઓમાં ખૂબ ગહનતાપૂર્વક પરિસ્થિતિનો અભ્યાસ કરવાનો અનુભવ મળ્યો. તદુપરાંત ૧૯૮૪ના વર્ષ દરમ્યાન મહારાષ્ટ્રની તંદુરસ્તીની સવલતો (Health Services)ના અભ્યાસના ભાગ રૂપે પણ ખૂબ મોટા પાયા પર ગામડાના પ્રવાસો દ્વારા લોકસંપર્કમાં આવવાની અમને તક મળી. આ અભ્યાસો દ્વારા અમને જણાયું કે–

(૧) અનુસૂચિત જાતિ અને બિન-અનુસૂચિત જાતિ, સવર્ણ અને અવર્ણ–હરિજનો વચ્ચેની ભેદરેખા સૌથી મહત્વની, આંખે ઉડીને વળગે એવી છે.

(૨) કૂવેથી પાણી ભરવું, રોટીબેટીના વ્યવહાર, શાળામાં શિક્ષણ મેળવવાની તક, મંદિરમાં પ્રવેશ ઈત્યાદિમાં અવર્ણો, અનુસૂચિત જાતિના સભ્યોને ખૂબ જ વિટંબણાઓનો સામનો કરવો પડે છે. ગામના કૂવેથી તેમનાથી પાણી ન ભરાય. ખાનગી શાળાઓ (તેમના) બાળકોને પ્રવેશ ન આપે. સરકારી શાળામાં પણ ખૂબ જ મુશ્કેલીથી પ્રવેશ મળે. પ્રવેશ મળ્યા બાદ પણ અવર્ણોના બાળકોને જુદા બેસવાનું, અપૃશ્યતાનો સામનો કરવાનો, આમ હરિજનોએ રોજિંદા સામાજિક જીવનમાં પણ ડગલે અને પગલે અન્યાય, અપમાન અને અનાચારના ભોગ બનવાનું.

(૩) આવું જાતિવાદ પર આધારિત શોષણ, દમન કે અન્યાયના ભોગ, ઈતર પછાત જાતિઓના સભ્યોનું થતું અમે જોયું ન હતું. જો તેઓ આર્થિક રીતે પછાત હોય તો તેમને ભેદભાવનો સામનો કરવો પડતો હતો.

(૪) અનુસૂચિત જાતિ સિવાયના અન્ય લોકો પણ જાતિ પ્રમાણે વહેંચાયેલા મહોલ્લાઓમાં રહેતા જોવા મળ્યા. દા. ત. રત્નાગિરિમાં મરાઠા મહોલ્લો, બ્રાહ્મણ મહોલ્લો, કોળી મહોલ્લો ઈત્યાદિ. ગામમાં કોનું કેટલું ચાલે છે તે જાતિના આધારે જ નહિ પણ આર્થિક અને રાજકીય જોર પર પણ નિર્ભર કરતું હતું. દા. ત. ગામમાં કોળીઓ પાસે આર્થિક અને રાજકીય વર્ગ હોય તો તે મરાઠા અને બ્રાહ્મણથી પણ વધારે મોભો ધરાવે. એમનું ધાર્યું થાય.

(૫) અનુસૂચિત જાતિના કોઈ વ્યક્તિ પાસે વધુ જમીન હોય, આર્થિક સ્થિતિ ઘણી સારી હોય તો પણ તેને તો ગામમાં ભેદભાવ, અસ્પૃશ્યતાનો સામનો કરવો જ પડે. તે સારા કપડા પહેરે. વરઘોડો કાઢે, ધામધૂમથી લગ્ન કે ધાર્મિક પ્રસંગ ઉજવે તો ન કેવળ તેને ધાકધમકી આપવામાં આવે પણ કેટલીક વાર તેના પર શારીરિક આક્રમણ પણ થાય.

ડૉ. દેસાઈના લેખમાં અન્ય પાસાંઓની વિષદ છણાવટ કરવામાં આવી છે જે અમે પણ મહારાષ્ટ્રમાં જોયું અને જાણ્યું અને ડૉ. દેસાઈના સંશોધનમાં ઘણી સામ્યતા છે, માટે અહીં દોહરાવતા નથી. એથી જ અમને લાગે છે કે 'અન્ય પછાત જાતિ'ઓને જાતિના આધાર પર પછાત માનવા માટે કેસ ઊભો ન કરી શકાય. કેટલાક લોકો દલીલ કરે છે કે ઉચ્ચ જ્ઞાતિઓ

જેવી કે પટેલ, બ્રાહ્મણ, વાણિયા રોજગાર અને શિક્ષણના ક્ષેત્રે પોતાનો ઈજારો જમાવી બેઠી છે એને તોડવા માટે પણ 'અન્ય પછાત જાતિ'ઓને સરકાર તરફથી રક્ષણ મળવું જોઈએ. તો આ તર્ક તો જાતિ પ્રમાણે ક્વોટા પાડીને નોકરી અને રોજગાર આપવા જોઈએ એવી પરિસ્થિતિ તરફ લઈ જાય છે. શું આવા ધારાધોરણો સમાજને વધુ રૂઢિગત, જ્ઞાતિવાદી નહીં બનાવે? રોજગાર અને શિક્ષણમાં સગાવાદ, ડોનેશન. પ્રાદેશિકવાદ, ભાષાવાદ ઈત્યાદિ પ્રત્યાઘાતી બળો પણ એટલી જોરદાર રીતે કામ કરે છે. શું 'પછાતપણું' નક્કી કરી જ્ઞાતિના ધોરણે રોજગાર અને શિક્ષણની જગ્યાઓની વહેંચણી થશે તો આ બદી દૂર થશે?

મરાઠાવાડાના રમખાણો અને આગ્રાના રમખાણોના 'અન્ય પછાત કોમ'ના સભ્યોએ હરિજનો પર અત્યાચાર કર્યા હતા. ભિવંડી, મિરુત, જમશેદપુરના કોમીરમખાણો મુસ્લિમો પર અત્યાચાર કરનાર પણ અન્ય 'પછાત કોમના સભ્યો' હતા. તાજેતરમાં દિલ્હીના શિખ વિરોધી દંગલોમાં પણ રમખાણોના મુખ્ય હાથા 'અન્ય પછાત કોમ'ના સભ્યો બન્યા હતા. આ સિવાય બિહાર યુ. પી., રાજસ્થાનના દર શનિવારે-બુધવારે થતા હરિજનો પરના અત્યાચારના હાથા કોણ બને છે? દલિત, આદિવાસી અને મુસ્લિમો પર અમાનુષી અત્યાચાર વરસાવી મૂછ પર તાવ દેતા અને મરજી પડે તકવાદ માટે 'પછાત' બની જતા જૂથો શું એટલા નિઃસહાય છે? જો એ નિઃસહાય હોય તો ભારતની ૯૫% વસ્તી પણ એટલી જ નિઃસહાય છે. માટે જ સમાજના પછાત જનસમુદાય માટે રાજ્યની મદદ અંગે બિન-સાંપ્રદાયિક ધોરણો અપનાવવા જોઈએ. 'પછાતપણું' નક્કી કરવા જાતિ સિવાય બીજા ધોરણો જેવા કે આર્થિક પછાતતા શૈક્ષણિક પછાતતા, સરકારી નોકરીમાં ઓછા પ્રમાણમાં રોજગાર-નોકરી, 'બિન-સ્વચ્છ' રોજગાર, સામાજિક-આર્થિક મોભો ઈત્યાદિ પરિબળોને ધ્યાનમાં લેવા જોઈએ. આમા અપવાદ ફક્ત બે જ જૂથો હોઈ શકે. અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિ. આ બંને જૂથોને સરકારી રક્ષણ મળવું જ જોઈએ. આમ નહીં કરવામાં આવે અને "પછાતપણું" નક્કી કરવાનો માપદંડ જ્ઞાતિને રાખવામાં આવશે તો-(૧) જ્ઞાતિ-પેટાજ્ઞાતિ પ્રથા મજબૂત થશે. (૨) જ્ઞાતિ પર આધારિત દંગલો, લડાઈઓ વધશે. (૩) પછાત જાતિઓને રાજકીય રીતે દુરુપયોગ કરવામાં આવશે. આજનું જાતિવાદથી કલુષિત વાતાવરણ વધુ કલુષિત બનશે.

□

# પછાતપણાનો માપદંડ : એક પ્રતિભાવ

સૂર્યકાન્ત શાહ

રાજકીય ક્ષેત્રે સૌથી વધારે પ્રભાવશાળી એવી ધારાસભા અને સંસદની બેઠકો માટે અનામતની જોગવાઈએ પણ હરિજનો અને આદિવાસીઓનું કલ્યાણ કરવામાં મામુલી ફાળો આપ્યો છે એવું શ્રી બક્ષીએ પ્રતિપાદિત કર્યું છે અને એમણે એમના પ્રવચનમાં જે અનેક ઉદાહરણો ટાંકયાં છે તેમાં પણ એવો જ અભિપ્રાય વ્યક્ત થયો છે. આ અનામતથી માંડી અનુદાન લેતી સંસ્થાના સફાઈ કામદારની જગા સુધીની બેઠકો અનામત રાખવા માટેની નીતિની અસરકારકતા વિશે શંકા વ્યક્ત થઈ છે. અનામતની નીતિ અને તેના પર જાહેર થતા પ્રતિભાવો સામાજિક અને ઐતિહાસિક સંદર્ભે જ વિચારાયા છે હું સામાજિક અને ઐતિહાસિક સંદર્ભનું મહત્ત્વ સમજું છું. પરંતુ આપણા વિચારો અને આચારો પર એ સંદર્ભ પૂરેપૂરો છવાઈ જાય છે ત્યારે સમસ્યાને નિર્પેક્ષ દૃષ્ટિએ મૂલવવાનો પ્રયત્ન કરીશ અને તેના આધારે મારી દૃષ્ટિએ વ્યાજબી ઉકેલ સૂચવીશ.

કુટુંબે ટકવા માટે જરૂરી બધી જ પ્રવૃત્તિઓ પ્રત્યેક કુટુંબ પોતે કરતું નથી, કરી શકતું નથી. આથી, સમાજમાં શ્રમ-વિભાજન અમલમાં મૂકાય છે. સફાઈ, બાંધકામ, વણાટકામ, જેવી પ્રવૃત્તિઓ સમાજમાં અનિવાર્ય છે. અનિવાર્ય છે. આ પ્રવૃત્તિઓના કરનારાને ખૂબ ઓછા વળતર ચૂકવવામાં આવે તો તે લોકો આર્થિક રીતે નબળા પડતા જાય છે. આ પ્રવૃત્તિઓ કરનારા ગરીબીની બાબતમાં સામ્યતા ધરાવતા થઈ જાય છે. એમનો એક વર્ગ બની જાય છે. સમાજ જો પ્રવૃત્તિના આધારે અને આર્થિક પરિસ્થિતિના આધારે વર્ગોમાં વહેંચાતો હોય તો આ પ્રવૃત્તિ કરનારાઓનો ચોક્કસ વર્ગ થઈ જાય છે. તે વર્ગ ગરીબીને કારણે શિક્ષણ, સંસ્કાર અને સ્વચ્છતામાં પાછળ પડતો જાય છે. અન્ય પ્રવૃત્તિઓ કરનારા અને તેમાંથી વધારે મહેનતાણુ રળનારાઓનો એક સબળો વર્ગ ઊભો થાય છે. સમાજમાં જ્યારે વર્ગીય સંઘર્ષો થતા હોય છે ત્યારે અંતે તો આર્થિક રીતે સબળો વર્ગ જ જીતતો હોય છે. પોતાના બળની મદદથી સબળો વર્ગ ત્રેવડ કરતો હોય છે કે પોતાની પ્રવૃત્તિઓના વળતર સતત ઊંચા રહે અને નબળા વર્ગની પ્રવૃત્તિઓના વળતર સતત નીચા રહે. નબળા વર્ગના સભ્યો સબળા વર્ગમાં પ્રવેશે નહીં અને સબળા વર્ગની પ્રવૃત્તિઓ કરવા નહીં માંડે એની ખાસ કાળજી લે. આમ થવાથી, લાંબા કાળ સુધી સબળો વર્ગ નબળા વર્ગનું શોષણ કરી શકે છે. આમ, નિર્પેક્ષ રીતે જોવામાં આવે તો સમાજમાં થતી વિવિધ પ્રવૃત્તિઓના ઓછા વળતર સૌથી વધારે જવાબદાર પરિબળ છે. આ પ્રવૃત્તિઓના વળતર વધાર્યા વિના અનામતોથી માંડી આંતર-વર્ગીય લગ્નો સુધીની યોજનાઓ થીંગડા યોજના બને. નબળા વર્ગની જે વ્યક્તિઓ આ યોજનાઓનો લાભ લેતી હોય તે વાસ્તવમાં નબળા વર્ગમાંથી સબળા વર્ગમાં પ્રવેશ મેળવવા માટેની છટકબારી તરીકે જ એ યોજનાઓનો ઉપયોગ કરે. છટકબારી દ્વારા છટકીને સબળા વર્ગમાં દાખલ થયા પછી એ વ્યક્તિ નબળા વર્ગનું વધારે નિર્દયતાથી શોષણ કરે એવી સંભાવના વધે છે. નબળા વર્ગની પરિસ્થિતિ એકંદરે તો નહીં જ સુધરે.

મારી દૃષ્ટિએ જે પ્રવૃત્તિઓનાં મૂલ્ય ઓછા આંકવામાં આવ્યાં છે તેનાં મૂલ્ય વધારવાની કોશિશ કરવી જોઈએ. આ વધારવા માટે આ પ્રમાણે કેટલાક ઉપાયો સૂચવી શકાય.

(૧) આ પ્રવૃત્તિઓ કરવામાં શ્રમ અને યંત્રનું મિશ્રણ કરવું જોઈએ કે જેથી એકંદરે એની ઉત્પાદકતા વધે ને વધારે વળતર ચૂકવવાનું શકય બને.

(૨) આ પ્રવૃત્તિઓના કરનારાઓએ પોતાનું સંગઠન સાધવું જોઈએ. શક્ય હોય તો સંગઠનની નેતાગીરી પ્રવૃત્તિ કરનારા પૈકી જ કોઈ એક વ્યક્તિ યા વ્યક્તિઓના જૂથ પાસે રહેવી જોઈએ અને સમાજ માટે પોતાની પ્રવૃત્તિઓની અનિવાર્યતાના મુદ્દાને બરાબર સમજી વધારે વળતર મેળવવા માટેના જંગના મંડાણ કરવાં જોઈએ.

(૩) આ સંગઠનોએ પોતાના સભ્યોને પોતે જે પ્રવૃત્તિ કરી રહ્યા છે તે હીણુ છે એવા હીણપત્તના ભાવમાથી મુક્ત કરવાના બધા જ પ્રકારના પ્રયત્નો કરવા જોઈએ. ઉ. ત. એક જ પ્રકારનું કામ કરવામાં આવે છે છતાં દાયણની સેવાને સ્થાને નર્સની સેવામાંથી હીણપત કાઢી નાંખવામાં આવી છે તેમ.

(૪) પોતે જે પ્રવૃત્તિઓ કરી રહ્યા છે તેમાંના પુનરાવર્તનીય તત્ત્વને જુદુ પાડી તે યંત્રને સોંપતા જઈ પોતાની પ્રવૃત્તિઓમાં શક્ય એટલી વધારે વૈજ્ઞાનિક દૃષ્ટિનો ઉપયોગ કરવા માટે સભ્યોને તૈયાર કરવા જોઈએ. ઉ. ત. માથા પર ઊંચકીને મળ લઈ જવાની પ્રવૃત્તિમાં પૈંડાવાળી ગાડીઓ અને ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતે કામ કરતી ગટરોએ આ પ્રવૃત્તિને અને તે પ્રવૃત્તિ કરનારાને હીણપતમાંથી જેટલા મુક્ત કર્યા છે તેટલા અનામતની સમગ્ર નીતિએ અને દલિતોદ્ધાર માટેના હજારો લેખોએ અને પ્રવચનોએ કર્યા નથી.

(૫) પોતે જે પ્રવૃત્તિ કરી રહ્યા છે તે પ્રવૃત્તિ કરતાં લાગુ પડતા રોગો અને શરીર પર તથા ફેફસાં સુધી પહોંચતી ગંદકીને અટકાવવા માટેની અદ્યતન ટેકનિકોનો મોટા પાયા પર ઉપયોગ થાય તે માટે સંઘર્ષ વેઠીને પણ આગ્રહ કરવો જોઈએ.

(૬) પોતાની પ્રવૃત્તિઓને દુષ્કર બનાવતા પરિબળોનો એમણે સામનો કરવો જોઈએ. ઉ. ત. રસ્તા પર ગમે ત્યારે ગમે તે કચરો ફેંકવાની શહેરીજનોની કુટેવ સામે એમણે મોરચો માંડવો જોઈએ.

આ અને આ પ્રકારનાં અન્ય પગલાં લઈ ઓછાં મૂલ્યોવાળી પ્રવૃત્તિઓનાં વળતર વધારે કરાવીને એને અન્ય પ્રવૃત્તિઓને સમકક્ષ બનાવી શકાય. પ્રવૃત્તિઓ અને વર્ગ વચ્ચે સંધાઈ ગયેલી ગાંઠને તોડી શકાય. વર્ગીય શોષણ અને સંઘર્ષમાંથી મુક્ત થવાની દિશામાં પગલું મંડાય. અનામતને નામે સંસ્થાઓમાં બિનકાર્યક્ષમતા વધારવાના તેમજ નબળા વર્ગમાંથી છટકવાની છટકબારીના ઉપયોગને નાબુદ કરી શકાય.

□

# પછાતપણાનો માપદંડ જ્ઞાતિ કે કુટુંબ ?

હરિશ દોશી

ભારતની પરંપરાગત સમાજ વ્યવસ્થામાં આપણા સમાજના જ એક વિભાગ ઉપર જે અન્યાયો, શોષણ અને સામાજિક-ધાર્મિક અયોગ્યતાઓ લાદવામાં આવી હતી તે જગજાહેર છે. આ પરંપરાગત બુરાઈઓનો ભોગ બનેલા આદિવાસીઓ અને હરિજનોને ન્યાય મળે તથા તેઓ પણ સમાજના અન્ય વર્ગોની જેમ પ્રગતિ સાંધી શકે તે માટે અનામતની પ્રથા યોગ્ય અને જરૂરી છે. આજે આઝાદીના ૩૬ વર્ષ પૂરાં થયાં તેમ છતાં આ વર્ગોમાંના ઘણાઓની દશામાં ખાસ સુધારો થયો નથી, તે પદ્ધતિસરના અભ્યાસોથી પૂરવાર થયેલ છે. આ સમુહોના અમુક વર્ગો જ અનામત-પ્રથાનો ચોક્કસ લાભ લઈ શકયા છે. તેઓમાંનો એક વિશાળ વર્ગ આજે પણ અત્યંત કરુણ દશામાં જીવે છે. જ્યાં સુધી આ વર્ગોના કલ્યાણ અને વિકાસનો પ્રશ્ન છે ત્યાં સુધી અનામત પ્રથાનો વિરોધ થઈ શકે નહીં.

: ૧ :

આદિવાસીઓ અને હરિજનોમાંથી જરૂરતમંદ કુટુંબોને હજી પણ અનામત-પ્રથાનો સતત લાભ મળતો રહે તેનો હું પ્રખર હિમાયતી છું. હકીકતમાં પછાતમાં પછાત એવા આદિવાસીઓ અને હરિજનોના હિતમાં આ પ્રથાને વધુ અસરકારક બનાવવા માટે તેની યોગ્ય પુર્નઃવિચારણા થવી જોઈએ. આમ કરતી વખતે જે આદિવાસીઓ અને હરિજનો હજી પણ અનામત પ્રથાનો લાભ લઈ શકયા નથી તેમનો પ્રદ્ધતિસરનો અભ્યાસ કરી કયા કારણોસર તેઓ આજે પણ અત્યંત પછાત-પણામાં જીવે છે તે બહાર લાવવું જોઈએ. અનામત-પ્રથાના લાભો આ વર્ગોમાંના જરૂરતમંદ લોકો સુધી પહોંચી શકે તે આશયથી હવે આ વર્ગોમાંથી કયા કયા કુટુંબો વિશેષ આરક્ષણના લાભ માટે પાત્ર નથી તે અંગેની નીતિ અને સઘન માપદંડો સ્વીકારવાની તાતી જરૂરિયાત છે.

અનામત જગ્યાઓ અંગે સરકારી નોકરીઓ અને શૈક્ષણિક સંસ્થાઓમાં નક્કી કરવામાં આવેલ પ્રમાણ વિષે પણ બે મત હોઈ શકે નહીં. દા. ત. ગુજરાત સરકારે હાલમાં જ રાણેપંચના અહેવાલને ધ્યાનમાં રાખી વધારાના ૧૮ ટકા જગ્યાઓ અનામત રાખવાનો નિર્ણય લઈ કુલ્લે ૪૯ ટકા જગ્યાઓ (૭% હરિજનો માટે, ૧૪% આદિવાસીઓ માટે, ૧૦% બક્ષીપંચની જ્ઞાતિઓ માટે અને ૧૮% રાણેપંચની જ્ઞાતિઓ માટે) અનામત રાખવાનું સ્વીકાર્યું છે તે પણ સમજી શકાય. આ પ્રમાણ બંધારણીય, કાયદેસરનું ઉચિત છે.

પ્રશ્ન અનામત પ્રથા કે પ્રમાણને લગતો નથી. પાયાનો પ્રશ્ન હરિજનો અને આદિવાસીઓ સિવાયના અન્ય વર્ગો કે જ્ઞાતિઓમાંથી આવી અનામત જગ્યાઓનો લાભ લઈ શકે તે માટેની પાત્રતા નક્કી કરવાના માપદંડોનો છે.

અહીંયા એક વાત સ્વીકારવી રહી કે પરંપરાગત રીતે અનુસૂચિત જ્ઞાતિઓ અને અનુસૂચિત જનજાતિઓ જે ધૃણા, શોષણ અને અન્યાયથી પીડાતી આવી છે તે અન્ય વર્ગોને કે જ્ઞાતિઓને લાગુ પડતાં નથી. તેથી હરિજનો અને આદિવાસીઓને જે ધોરણોથી અનામત-પ્રથા હેઠળ વિશેષાધિકાર આપવામાં આવ્યા છે તેનાં તે જ ધોરણો અન્ય જ્ઞાતિઓ અથવા વર્ગો માટે એવા રાજકીય લાભો આપવા અર્થે સ્વીકારી શકાય નહીં.

બીજું, હરિજનો તથા આદિવાસીઓ તેમના સૈકાઓના શોષણ અને પછાતપણાને કારણે સમાજની અન્ય જ્ઞાતિઓ કે વર્ગોની હરોળમાં ઉભા રહી તેમની સાથે સ્પર્ધા કરવાની સ્થિતિમાં નથી. આજે પણ હરિજનો અને આદિવાસીઓ ઉપરના અત્યાચારો, વેઠ મજૂરી, બળાત્કાર, અને શોષણ વગેરેને લાગતા વ્યાપક કિસ્સાઓ બનતા રહે છે.

ત્રીજું, ઔદ્યોગિકરણ અને નગરીકરણના લાભો સાચા અર્થમાં આ વર્ગના લોકોને આજે પણ મળી શકયા નથી. અભ્યાસો ઉપરથી તો એવું જાણવા મળે છે કે આ વર્ગના લોકો ઉત્તરોત્તર તિરસ્કાર અને શોષણના ભોગ બનતા રહ્યા છે. ફક્ત જે કુટુંબો ઉપર આવી શકયા છે તેમની જ દશા સુધરી છે. વળી, આવા કુટુંબોમાંથી ઘણા પોતાની નવી સામાજિક આર્થિક સ્થિતિ પ્રત્યે સભાન બન્યા હોવાથી પોતાના મૂળ સમૂહ સાથે છેડા ફાડવાની પેરવી કરે છે. તેથી હરિજન અને આદિવાસીઓમાંનો એક વિશાળ વર્ગ આજે પણ કરુણ દશામાં જીવે છે.

ચોથું, હરિજનો અને આદિવાસીઓની સામાજિક-આર્થિક રીતે જે ખરાબ દશા છે તે અનામત-પ્રથા હેઠળના સંરક્ષણ વિના સુધારી શકાય તેમ નથી. હકીકતમાં અનામત-પ્રથા વિના તેમની દશા વધુ બગડશે.

: ૨ :

આ વાસ્તવિકતાઓ અન્ય જ્ઞાતિઓ કે વર્ગોને લાગુ પડતી નથી. સાચા અર્થમાં કહીએ તો હરિજનો અને આદિવાસીઓ સિવાયની કોઈ પણ જ્ઞાતિઓ પરંપરાગત ભારતમાં પછાત ગણાતી ન હતી. તેઓ 'સવર્ણ'ની શ્રેણીમાં આવતી હતી અને બીજી ઉચ્ચ જ્ઞાતિઓની જેમ જ હરિજનો તથા આદિવાસીઓની સેવાઓ લેતી હતી. આ અર્થમાં તેઓ સામાજિક અથવા ધાર્મિક અયોગ્યતાથી પીડાતી ન હતી.

બીજું, આર્થિક અને ખાસ કરીને ધંધાકીય રીતે તેઓને બીજાઓની દયા ઉપર જીવવું પડતું ન હતું.

ત્રીજું, તેમના ઉપર નાગરિક અને જાહેર જીવનની સગવડો ઉપરાંત શિક્ષણ સંસ્થાઓ વગેરેના લાભ માટે પ્રતિબંધો મૂકાયા ન હતા.

ચોથું, હરિજનો અને આદિવાસીઓની જેમ સવર્ણોની ઘૃણા અને આભડછેટના ભોગ ન બન્યા હોવાથી તેઓમાંના ઘણા આધુનિક ભારતમાં આર્થિક અને રાજકીય ક્ષેત્રે પલટાતી પરિસ્થિતિઓનો યોગ્ય પ્રતિભાવ પાડી શકે તેવી પરિસ્થિતિમાં હતા. હકીકતમાં આઝાદી પછીના ભારતમાં આ જ જ્ઞાતિઓ કે સમૂહોમાંથી ઘણાઓએ અનામતોના લાભ વિના પણ નોંધપાત્ર મિલકત અને સામાજિક મોભો હાંસલ કર્યો છે.

તદ્ઉપરાંત હરિજનો અને આદિવાસીઓ સિવાયના તમામ વર્ગો કે જ્ઞાતિઓ એવા કશા પણ જન્મજાત સામાજિક અને ધાર્મિક પછાતપણાથી પીડાતા નથી કે જેને લીધે તેમને માટે અનામત પ્રથા અનિવાર્ય બને.

: ૩ :

હરિજનો અને આદિવાસીઓ સિવાયના વર્ગો માટે અનામત પ્રથાનો વિચાર કરતી વખતે કેટલાંક પાયાના પ્રશ્નો ધ્યાનમાં લેવા જરૂરી છે. શું ખરેખર ચોક્કસ જ્ઞાતિમાં તમામ કુટુંબો આર્થિક અને શૈક્ષણિક રીતે પછાત છે? શું જે તે ચોક્કસ જ્ઞાતિ એટલી હદ સુધી પછાત છે કે સમસ્ત જ્ઞાતિને પછાત ગણ્યા સિવાય બીજો માપદંડ સ્વીકારી શકાય નહીં? શું આવી જ્ઞાતિ કે જ્ઞાતિઓમાંથી અનામત પ્રથા ન હોવા છતાં ચોક્કસ કુટુંબો આંખે ઉડીને દેખાય તેવી આર્થિક અને શૈક્ષણિક સિદ્ધિઓ હાંસલ કરી શકયા નથી? શું પરંપરાગત સમાજમાં સામાજિક-ધાર્મિક રીતે ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓના તમામ કુટુંબો આર્થિક અને શૈક્ષણિક રીતે સંપન્ન છે? શું આવી ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓ અને જ્ઞાતિઓ જેવા જૂથોમાં ગરીબ અને શૈક્ષણિક રીતે પછાત કુટુંબો નથી? અત્રે આ પણ વિચારવું રહ્યું કે સવર્ણોમાં ઉચ્ચ સ્તરની ગણાતી જ્ઞાતિઓ જુના વખતમાં કેટલું શિક્ષણ લઈ શકી હતી? તેમને કયા પ્રકારનું શિક્ષણ મળતું હતુ? અને તે શિક્ષણની આજની પરિસ્થિતિઓમાં કેટલી પ્રસ્તુતતા છે? આ સવાલો સાંપ્રત પરિસ્થિતિઓમાં ગંભીર વિચારણા માંગી લે છે. સામાજિક બુરાઈઓ દૂર કરવા માટેનો માર્ગ પોતે જ ગંભીર બુરાઈ ન બની જાય તે દુરગામી અને વ્યાપક અસર પાડે તેવી નીતિ તથા કાર્યક્રમો ઘડતી વખતે જોવાની જરૂર રહે છે.

: ૪ :

આર્થિક અને શૈક્ષણિક પછાતપણું દૂર કરવા માટેના માપદંડ તરીકે 'જ્ઞાતિ' કે જ્ઞાતિ જેવા સમૂહને આધાર ગણવો ઉચિત નથી. રાજકીય આશ્રય હેઠળ અનામત

# પછાતપણાનો માપદંડ જ્ઞાતિ કે કુટુંબ?

## હરિશ દોશી

ભારતની પરંપરાગત સમાજ વ્યવસ્થામાં આપણા સમાજના જ એક વિભાગ ઉપર જે અન્યાયો, શોષણ અને સામાજિક-ધાર્મિક અયોગ્યતાઓ લાદવામાં આવી હતી તે જગજાહેર છે. આ પરંપરાગત બુરાઈઓનો ભોગ બનેલા આદિવાસીઓ અને હરિજનોને ન્યાય મળે તથા તેઓ પણ સમાજના અન્ય વર્ગોની જેમ પ્રગતિ સાંધી શકે તે માટે અનામતની પ્રથા યોગ્ય અને જરૂરી છે. આજે આઝાદીના ૩૬ વર્ષ પૂરાં થયાં તેમ છતાં આ વર્ગોમાંના ઘણાઓની દશામાં ખાસ સુધારો થયો નથી, તે પદ્ધતિસરના અભ્યાસોથી પૂરવાર થયેલ છે. આ સમુહોના અમુક વર્ગો જ અનામત-પ્રથાનો ચોક્કસ લાભ લઈ શક્યા છે.; તેઓમાંનો એક વિશાળ વર્ગ આજે પણ અત્યંત કરુણ દશામાં જીવે છે. જ્યાં સુધી આ વર્ગોના કલ્યાણ અને વિકાસનો પ્રશ્ન છે ત્યાં સુધી અનામત પ્રથાનો વિરોધ થઈ શકે નહીં.

: ૧ :

આદિવાસીઓ અને હરિજનોમાંથી જરૂરતમંદ કુટુંબોને હજી પણ અનામત-પ્રથાનો સતત લાભ મળતો રહે તેનો હું પ્રખર હિમાયતી છું. હકીકતમાં પછાતમાં પછાત એવા આદિવાસીઓ અને હરિજનોના હિતમાં આ પ્રથાને વધુ અસરકારક બનાવવા માટે તેની યોગ્ય પુર્નઃવિચારણા થવી જોઈએ. આમ કરતી વખતે જે આદિવાસીઓ અને હરિજનો હજી પણ અનામત પ્રથાનો લાભ લઈ શક્યા નથી તેમનો પ્રદ્ધતિસરનો અભ્યાસ કરી કયા કારણોસર તેઓ આજે પણ અત્યંત પછાત-પણામાં જીવે છે તે બહાર લાવવું જોઈએ. અનામત-પ્રથાના લાભો આ વર્ગોમાંના જરૂરતમંદ લોકો સુધી પહોંચી શકે તે આશયથી હવે આ વર્ગોમાંથી કયા કયા કુટુંબો વિશેષ આરક્ષણના લાભ માટે પાત્ર નથી તે અંગેની નીતિ અને સઘન માપદંડો સ્વીકારવાની તાતી જરૂરિયાત છે.

અનામત જગ્યાઓ અંગે સરકારી નોકરીઓ અને શૈક્ષણિક સંસ્થાઓમાં નક્કી કરવામાં આવેલ પ્રમાણ વિષે પણ બે મત હોઈ શકે નહીં. દા. ત. ગુજરાત સરકારે હાલમાં જ રાણેપંચના અહેવાલને ધ્યાનમાં રાખી વધારાના ૧૮ ટકા જગ્યાઓ અનામત રાખવાનો નિર્ણય લઈ કુલ્લે ૪૯ ટકા જગ્યાઓ (૭% હરિજનો માટે, ૧૪% આદિવાસીઓ માટે, ૧૦% બક્ષીપંચની જ્ઞાતિઓ માટે અને ૧૮% રાણેપંચની જ્ઞાતિઓ માટે) અનામત રાખવાનું સ્વીકાર્યું છે તે પણ સમજી શકાય. આ પ્રમાણ બંધારણીય, કાયદેસરનું ઉચિત છે.

પ્રશ્ન અનામત પ્રથા કે પ્રમાણને લગતો નથી. પાયાનો પ્રશ્ન હરિજનો અને આદિવાસીઓ સિવાયના અન્ય વર્ગો કે જ્ઞાતિઓમાંથી આવી અનામત જગ્યાઓનો લાભ લઈ શકે તે માટેની પાત્રતા નક્કી કરવાના માપદંડોનો છે.

અહીંયા એક વાત સ્વીકારવી રહી કે પરંપરાગત રીતે અનુસૂચિત જ્ઞાતિઓ અને અનુસૂચિત જનજાતિઓ જે ઘૃણા, શોષણ અને અન્યાયથી પીડાતી આવી છે તે અન્ય વર્ગોને કે જ્ઞાતિઓને લાગુ પડતાં નથી. તેથી હરિજનો અને આદિવાસીઓને જે ધોરણોથી અનામત-પ્રથા હેઠળ વિશેષાધિકાર આપવામાં આવ્યા છે તેનાં તે જ ધોરણો અન્ય જ્ઞાતિઓ અથવા વર્ગો માટે એવા રાજકીય લાભો આપવા અર્થે સ્વીકારી શકાય નહીં.

બીજું, હરિજનો તથા આદિવાસીઓ તેમના સૈકાઓના શોષણ અને પછાતપણાને કારણે સમાજની અન્ય જ્ઞાતિઓ કે વર્ગોની હરોળમાં ઉભા રહી તેમની સાથે સ્પર્ધા કરવાની સ્થિતિમાં નથી. આજે પણ હરિજનો અને આદિવાસીઓ ઉપરના અત્યાચારો, વેઠ મજૂરી, બળાત્કાર, અને શોષણ વગેરેને લાગતા વ્યાપક કિસ્સાઓ બનતા રહે છે.

ત્રીજું, ઔદ્યોગિકરણ અને નગરીકરણના લાભો સાચા અર્થમાં આ વર્ગના લોકોને આજે પણ મળી શક્યા નથી. અભ્યાસો ઉપરથી તો એવું જાણવા મળે છે કે આ વર્ગના લોકો ઉત્તરોત્તર તિરસ્કાર અને શોષણના ભોગ બનતા રહ્યા છે. ફક્ત જે કુટુંબો ઉપર આવી શક્યા છે તેમની જ દશા સુધરી છે. વળી, આવા કુટુંબોમાંથી ઘણા પોતાની નવી સામાજિક આર્થિક સ્થિતિ પ્રત્યે સભાન બન્યા હોવાથી પોતાના મૂળ સમૂહ સાથે છેડા ફાડવાની પેરવી કરે છે. તેથી હરિજન અને આદિવાસીઓમાંનો એક વિશાળ વર્ગ આજે પણ કરુણ દશામાં જીવે છે.

ચોથું. હરિજનો અને આદિવાસીઓની સામાજિક-આર્થિક રીતે જે ખરાબ દશા છે તે અનામત-પ્રથા હેઠળના સંરક્ષણ વિના સુધારી શકાય તેમ નથી. હકીકતમાં અનામત-પ્રથા વિના તેમની દશા વધુ બગડશે.

: ૨ :

આ વાસ્તવિકતાઓ અન્ય જ્ઞાતિઓ કે વર્ગોને લાગુ પડતી નથી. સાચા અર્થમાં કહીએ તો હરિજનો અને આદિવાસીઓ સિવાયની કોઈ પણ જ્ઞાતિઓ પરંપરાગત ભારતમાં પછાત ગણાતી ન હતી. તેઓ 'સવર્ણ'ની શ્રેણીમાં આવતી હતી અને બીજી ઉચ્ચ જ્ઞાતિઓની જેમ જ હરિજનો તથા આદિવાસીઓની સેવાઓ લેતી હતી. આ અર્થમાં તેઓ સામાજિક અથવા ધાર્મિક અયોગ્યતાથી પીડાતી ન હતી.

બીજું. આર્થિક અને ખાસ કરીને ધંધાકીય રીતે તેઓને બીજાઓની દયા ઉપર જીવવું પડતું ન હતું.

ત્રીજું. તેમના ઉપર નાગરિક અને જાહેર જીવનની સગવડો ઉપરાંત શિક્ષણ સંસ્થાઓ વગેરેના લાભ માટે પ્રતિબંધો મૂકાયા ન હતા.

ચોથું. હરિજનો અને આદિવાસીઓની જેમ સવર્ણોની ઘૃણા અને આભડછેટના ભોગ ન બન્યા હોવાથી તેઓમાંના ઘણા આધુનિક ભારતમાં આર્થિક અને રાજકીય ક્ષેત્રે પલટાની પરિસ્થિતિઓનો યોગ્ય પ્રતિભાવ પાડી શકે તેવી પરિસ્થિતિમાં હતા. હકીકતમાં આઝાદી પછીના ભારતમાં આ જ જ્ઞાતિઓ કે સમૂહોમાંથી ઘણાઓએ અનામતોના લાભ વિના પણ નોંધપાત્ર મિલકત અને સામાજિક મોભો હાંસલ કર્યો છે.

તદ્ઉપરાંત હરિજનો અને આદિવાસીઓ સિવાયના તમામ વર્ગો કે જ્ઞાતિઓ એવા કશા પણ જન્મજાત સામાજિક અને ધાર્મિક પછાતપણાથી પીડાતા નથી કે જેને લીધે તેમને માટે અનામત પ્રથા અનિવાર્ય બને.

: ૩ :

હરિજનો અને આદિવાસીઓ સિવાયના વર્ગો માટે અનામત પ્રથાનો વિચાર કરતી વખતે કેટલાંક પાયાના પ્રશ્નો ધ્યાનમાં લેવા જરૂરી છે. શું ખરેખર ચોક્કસ જ્ઞાતિમાં તમામ કુટુંબો આર્થિક અને શૈક્ષણિક રીતે પછાત છે? શું જે તે ચોક્કસ જ્ઞાતિ એટલી હદ સુધી પછાત છે કે સમસ્ત જ્ઞાતિને પછાત ગણ્યા સિવાય બીજો માપદંડ સ્વીકારી શકાય નહીં? શું આવી જ્ઞાતિ કે જ્ઞાતિઓમાંથી અનામત પ્રથા ન હોવા છતાં ચોક્કસ કુટુંબો આંખે ઉડીને દેખાય તેવી આર્થિક અને શૈક્ષણિક સિદ્ધિઓ હાંસલ કરી શક્યા નથી? શું પરંપરાગત સમાજમાં સામાજિક-ધાર્મિક રીતે ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓના તમામ કુટુંબો આર્થિક અને શૈક્ષણિક રીતે સંપન્ન છે? શું આવી ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓ અને જ્ઞાતિઓ જેવા જૂથોમાં ગરીબ અને શૈક્ષણિક રીતે પછાત કુટુંબો નથી? અત્રે આ પણ વિચારવું રહ્યું કે સવર્ણોમાં ઉચ્ચ સ્તરની ગણાતી જ્ઞાતિઓ જુના વખતમાં કેટલું શિક્ષણ લઈ શકી હતી? તેમને કયા પ્રકારનું શિક્ષણ મળતું હતું? અને તે શિક્ષણની આજની પરિસ્થિતિઓમાં કેટલી પ્રસ્તુતતા છે? આ સવાલો સાંપ્રત પરિસ્થિતિઓમાં ગંભીર વિચારણા માંગી લે છે. સામાજિક બુરાઈઓ દૂર કરવા માટેનો માર્ગ પોતે જ ગંભીર બુરાઈ ન બની જાય તે દુરગામી અને વ્યાપક અસર પાડે તેવી નીતિ તથા કાર્યક્રમો ઘડતી વખતે જોવાની જરૂર રહે છે.

: ૪ :

આર્થિક અને શૈક્ષણિક પછાતપણું દૂર કરવા માટેના માપદંડ તરીકે 'જ્ઞાતિ' કે જ્ઞાતિ જેવા સમૂહને આધાર ગણવો ઉચિત નથી. રાજકીય આશ્રય હેઠળ અનામતના

લાભો જ્ઞાતિને આધારે આપવાથી એક બાજુ જ્ઞાતિ-પ્રથાના દૂષણો સબળ થાય છે અને બીજી બાજુ સમાજનું ખંડનાત્મક વિભાજન થાય છે. પ્રોફેસર ઘુર્યેએ વર્ષો અગાઉ જણાવ્યું હતું કે જે તે પ્રદેશમાં આશરે ૨,૦૦૦ જેટલી જ્ઞાતિઓ જોવા મળે છે. જ્ઞાતિઓની આટલી મોટી સંખ્યામાંથી અમુક જ્ઞાતિઓને જ પસંદ કરી અનામતોના લાભ આપવા ન્યાયિક અને વ્યવહારુ પણ નથી. વળી, એક જ જ્ઞાતિ સર્વ પ્રદેશોમાં પછાત હોય તેવું પણ નથી તેમ છતાં જ્યારે પછાતપણાના માપદંડ તરીકે જ્ઞાતિને સ્વીકારવામાં આવે છે ત્યારે જ્ઞાતિમાં લોકોના સ્થાપિત હિતો પ્રબળ બને છે અને તે વલણ સામાજિક અને રાષ્ટ્રીય એકતા માટે ઘાતક છે. જરા ઉંડાણથી વિચાર કરીએ તો એવું પણ સમજાય છે કે આવા જ્ઞાતિ-જ્ઞાતિના ભેદ તીવ્ર થવાથી ઉપસતી આર્થિક અને રાજકીય તફાવત હેઠળ વધતા જતા શોષણ અને અન્યાયની સરળ રીતે ભોગ બની રહેલ પ્રજામાં વૈચારિક ક્રાંતિ તથા સંગઠન માટેની પૂર્વ શરત સુદ્ધાં તૈયાર કરી શકાતી નથી. આ સર્વ સંભાવનાઓ વાસ્તવિકતાની નજીક છે. સર્વગ્રાહી રીતે જોઈએ તો છેવટે આવા પ્રવાહો ભારતના બંધારણમાં ઈચ્છિત સમાજના નિર્માણમાં ઘાતક નિવડે છે. જ્ઞાતિ અને વર્ગના ભેદને નાશ કરવાને સ્થાને તેને પોષણ આપે છે.

બંધારણમાં ઇચ્છિત સમાજના નિર્માણ અર્થે જ્ઞાતિ કે જ્ઞાતિ જેવા સમૂહનો ભૂતકાળ ભૂલી સમસ્ત સમાજની સાંપ્રત પરિસ્થિતિ જોવાની જરૂર છે. તદુપરાંત ભવિષ્યના કેવા સમાજનું નિર્માણ કરવું છે તે માટેની વ્યૂહરચના ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાનો આ સમય છે. ટૂંકા રાજકીય અથવા અન્ય હિતોને ધ્યાનમાં રાખવાથી બંધારણના ધ્યેયો હાંસલ થઈ શકવાના નથી. બિન-સાંપ્રદાયિક રાજ્ય-વ્યવસ્થાના કલ્યાણકારી કાર્યક્રમો માટે પરંપરાગત જ્ઞાતિ પ્રથાના મૂળ ધાર્મિક પવિત્રતા-બિન પવિત્રતા કોટિક્રમમાં રહેલાં હોવાથી તેને એક આધાર તરીકે સ્વીકારવું હિતાવહ નથી. આજે રાજકીય ધોરણે આર્થિક અને શૈક્ષણિક લાભો આપવા માટે સમસ્ત જ્ઞાતિ કે જ્ઞાતિ જેવા જૂથને નહીં પણ કુટુંબને પાયાના એકમ તરીકે સ્વીકારવું આવશ્યક છે. વળી, જે તે કુટુંબની પછાત દશા નક્કી કરવા માટે કુટુંબનો વ્યવસાય, આવક, આધુનિક શિક્ષણ, મિલકત વગેરે જેવા ચોક્કસ અને 'સેક્યુલર' માપદંડો નક્કી કરવા જરૂર છે. આવકવેરા ભરતાં કુટુંબોની વ્યક્તિ એવા વિશિષ્ટ લાભો મેળવવા માટે પાત્ર હોઈ શકે નહીં તે પણ હવે સ્વીકારવાનો સમય પાકી ગયો છે.

શૈક્ષણિક અને આર્થિક લાભો માટે આ માપદંડોને લક્ષ્યમાં રાખી જે તે કુટુંબની પાત્રતા નક્કી કરવા અંગે રાજકીય ઇચ્છા અને તૈયારી હોય તો આ કામ અશક્ય નથી આ રીતે કુટુંબનું પછાતપણું નક્કી કરવા માટેની ગણતરી સમાજ વિજ્ઞાનિકોની મદદથી થઈ શકે છે. જો આપણે જ્ઞાતિ પ્રથામાં સ્થાપિત હિતો જાગૃત કર્યા વિના 'ખરેખર' આર્થિક અને શૈક્ષણિક પછાતપણું દૂર કરવું છે, તેમજ ચોક્કસ જ્ઞાતિઓમાંથી જ નહીં પણ સમસ્ત ભારતમાંથી જ્ઞાતિના દૂષણો અને પછાતપણું દૂર કરવું છે તો રાજ્ય અને સ્વસ્થ સામાજિક પરિવર્તનના સર્વ હિતેચ્છુઓએ હવે 'જ્ઞાતિ'નો આધાર છોડવાનો સમય પાકી ગયો છે.

□

વર્તનના સ્તરે અસ્પૃશ્યતા એકસરખા સ્વરૂપે જોવા મળતી નથી એવા દૃષ્ટિકોણની આરંભાયેલો આ અભ્યાસ અંતે આ વિધાનની પુષ્ટિ કરે છે. અસ્પૃશ્યતા એક અખંડ નક્કર સ્વરૂપની અવિભાજ્ય વિભાવના નથી; પરિણામે, જીવનના વિવિધ પાસામાં તે એક સમાન સ્વરૂપે પ્રતિબિંબિત થતી નથી. અભ્યાસનાં વિવિધ પાસામાં પ્રવર્તતી અસ્પૃશ્યતા આની સાક્ષી પૂરે છે. જાહેર વર્તનના ક્ષેત્રમાં ગ્રામ પંચાયતને બાકાત રાખતાં અસ્પૃશ્ય તરફ ભેદભાવભર્યું વલણ આચરવાનું લગભગ નાબૂદ થયું છે પરંતુ, ખાનગીક્ષેત્રમાં હજુ અસ્પૃશ્યતાનું આચરણ પ્રવર્તે છે, જો કે તેમાં એકરૂપતા નથી ખાનગીક્ષેત્રે મંદિર, ઘર અને દુકાન પ્રવેશમાં અસ્પૃશ્યતાનું આચરણ ઊંચા પ્રમાણમાં જોવા મળે છે. દુકાન પ્રવેશની બાબતમાં સવર્ણ હિંદુઓ જ નહિ, મુસલમાન દુકાનદાર પણ અસ્પૃશ્યતાનું આચરણ કરતો જોવા મળ્યો છે. વ્યાવસાયિક ક્ષેત્રે ઘણા મહત્વના ફેરફાર થયા છે. વ્યવસાયી જ્ઞાતિઓમાં વાળંદ અને કુંભાર અસ્પૃશ્યતાને વળગી રહ્યા છે, જ્યારે દરજીકામ એક ખુલ્લો વ્યવસાય થતા દરજીનું વલણ બદલાયેલું જોવા મળ્યું છે. ખેતરમાં સવર્ણ અને અસ્પૃશ્ય મજૂરો વચ્ચે અસ્પૃશ્યતા ઓછી છે, પરંતુ ચણતર કામની મજૂરીમાં તેમ નથી. ઘણી શરતો રહેલી દેખાય છે.

અસ્પૃશ્યોના વ્યવસાયની તપાસ દર્શાવે છે કે ભંગીઓ હજુ પણ પરંપરાગત પ્રવૃત્તિઓમાં રોકાયેલા છે. ચમાર. ખાલ્પા પરંપરાગત પ્રવૃત્ત કરવા હોવા છતાં તેને છોડવા માટે તેઓ વધારે ઝડપી છે, જ્યારે નવા અપનાવાતા વ્યવસાયો તે ગ્રામીણ વિસ્તારોના બહારના પરિવર્તનોને આભારી છે અને તેમને આભડછેટના જૂના ખ્યાલો સાથે કોઈ લેવા દેવા નથી. વળી, આ વ્યવસાયોની પ્રાપ્તિ માટે જરૂરી છે યોગ્ય લાયકાતોની, શિક્ષણની અને ટેકનિકલ અનુભવની તથા ગામ બહાર જવાની તત્પરતાની. આ માટેની વ્યવસ્થા, અસ્પૃશ્યતા ઉપર અસર પાડશે એમ ડો. આઈ. પી. દેસાઈ માને છે.

ખાનગીક્ષેત્રમાં આચરવામાં આવતી અસ્પૃશ્તાની તપાસનું ખરું હાર્દ પાણીની સુવિધા અંગેની ચર્ચામાં રહેલું છે. આ અંગેનું આખું પ્રકરણ એક વિચારપ્રેરક રજૂઆત છે. જળસ્રોતને અને આભડછેટના ખ્યાલને સંબંધ છે? પાણી અપવિત્ર થવા અંગેની માન્યતા અને વ્યાપક અસ્પૃશ્યતા વચ્ચે ઘનિષ્ટ સંબંધ ખરો? અસ્પૃશ્યો માટે પાણીની અલાયદી ગોઠવણ કરવી જોઈએ? અને જો તેમ કરાય તો અસ્પૃશ્યતાનો વ્યવહાર જેમનો તેમ જળવાઈ રહે છે ખરો? આવા વ્યાવહારિક અને નીતિવિષયક પ્રશ્નોના તેમણે માહિતી આધારે ઉત્તરો આપ્યા છે અને અસ્પૃશ્યતાને હિંદુમાનસ કેટલી હદ સુધી ખેંચીતાણીને કેવા કેવા ઝીણા છતાં બેહુદા ભેદ પાડે છે તેનું સ્પષ્ટ અને સુંદર આલેખન અહીં થયું છે.

આ સમગ્ર અભ્યાસનું મહત્વ બે બાબતોમાં જોઈ શકાય છે. એક અત્યાર સુધી અસ્પૃશ્યતા સંબંધી થયેલા અભ્યાસોમાં અસ્પૃશ્યોને પડતી મુશ્કેલીઓ ઉપર ભાર મુકાતો રહ્યો છે. વળી, માનવશાસ્ત્રીઓએ તેમના અભ્યાસોમાં અસ્પૃશ્યોનું રચનાતંત્રમાં સ્થાન અને તેનાં પરિવર્તનો તપાસ્યાં છે, પરંતુ જીવનની નાની મોટી બાબતોમાં માનહાની કરતી વાર્તનિક પરિસ્થિતિમાં નિરીક્ષણ ઉપર ભાર મુકતો આ આગવો અભ્યાસ છે; પરિણામે, અસ્પૃશ્યતાને એક અખંડ સ્વરૂપે ન જોઈ વિવિધ ક્ષેત્રોમાં રહેલી તેની ભિન્નતા અહીં છતી કરાઈ છે. અસ્પૃશ્યતા કયા પાસામાં મજબૂત છે, કયાંમાં તે ઢીલી પડી રહી છે અને કયાંથી તે નાબૂદ થઈ છે એની સ્પષ્ટ સમજ આ અભ્યાસમાં દર્શાવી છે, જે આયોજકો અને અસ્પૃશ્યતા નિવારકો માટે માર્ગદર્શક બની શકે.

આ અભ્યાસની બીજી મહત્વની બાબત એ અસ્પૃશ્યતા અંગે અપનાવાયેલી સર્વેક્ષણની રીતિ અંગેની છે. માનવશાસ્ત્રીઓ કોઈ એક ગામને અભ્યાસનું કેન્દ્ર બનાવતા હોય છે; તેથી તેમના અભ્યાસો case studies બન્યા છે અને અસ્પૃશ્યતાનું ચિત્ર ત્રુટક બનવા પામ્યું છે. બીજી તરફ સમાજશાસ્ત્રીઓએ આંકડા વિષયક માહિતી ઉપર ભાર મુકી અસ્પૃશ્યોની અમૂક સમસ્યાઓ, જેવી કે નોકરીમાં તેમનું પ્રમાણ, વિવિધ સ્થાનોમાં તેમની વહેંચણી, શિક્ષણમાં તેમની

ટકાવારી તથા શિષ્યવૃત્તિ. હૉસ્ટેલ સગવડ વિગેરે અંગેની તેમની સમસ્યાઓ જેવી બાબતો અંગે ધ્યાન ખેંચ્યું છે પરંતુ **પ્રાદેશિક સ્તરે** ગ્રામીણ જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં અસ્પૃશ્ય કેટલી વ્યાપ્ત છે તેનું સર્વગ્રાહી ચિત્ર ઉપસાવવાનો ડૉ. આઈ. પી. દેસાઈનો આ એક પ્રશંસનીય અને સંનિષ્ઠ પ્રયાસ છે, જે વાર્તનિક અને નિરીક્ષણીય બાબતોને કેન્દ્રમાં રાખે છે અને એ રીતે સમાજશાસ્ત્રમાં અસ્પૃશ્યતા અંગેના અભ્યાસોમાં નવી ભાત પાડે છે. વળી આ સંશોધન, બીજી કેટલીય સંશોધન માટેની ઉપકલ્પનાઓ પણ જન્માવે છે, જે અન્ય માટે પડકારરૂપ છે. ઉદાહરણ તરીકે દર્શાવી શકાય કે (૧) આદિવાસી જેવા સમૂહોમાં અગાઉ અસ્પૃશ્યતા ન હતી ત્યાં હિંદુ ધર્મના પ્રવેશ સાથે અસ્પૃશ્યતા પાલન કેવી રીતે શરૂ થાય છે તેનો અભ્યાસ થઈ શકે. (૨) એ જ પ્રમાણે અક્ષરજ્ઞાન. જ્ઞાતિસંરચના, ગામડાનું કદ, માલિકીની જમીનનું કદ જેવા અન્ય પરિબળોમાં જોવા મળતી ભિન્નતા સાથે અસ્પૃશ્યતાના વ્યવહારમાં જોવા મળતું જુદાપણું સંબંધિત છે કે કેમ તે તપાસી શકાય.

આ અભ્યાસમાં, અસ્પૃશ્યતાના આચરણનું યોગ્ય નિરીક્ષણ થઈ શકે તે માટે એક એક પરિસ્થિતિને ચોક્કસ રીતે વ્યાખ્યાબદ્ધ કરવાનો પ્રયાસ, દરેક પાસાંની ઊંડાણમાં જઈ તેની કાળજીપૂર્વકની રજૂઆત અને આ માટે કરેલું શિસ્તબદ્ધ આયોજન અને પૂર્વવિચારણા, ડૉ. આઈ. પી. દેસાઈની આગવી પ્રતિભાને છતી કરે છે.

આ અભ્યાસમાં કોઈ કસર રહી નથી એવું પણ નથી. આ અભ્યાસની કેટલીક મર્યાદાઓથી ડૉ. આઈ. પી. દેસાઈ વાકેફ છે; જેમ કે, સવર્ણોના અભિપ્રાયો ન તપાસવા, અસ્પૃશ્યતા અંગેની માન્યતા અને મનોવલણોને ન સમાવવા કે અસ્પૃશ્યતાના સ્કેલની રચના ન કરવી શકવી વિગેરે. વળી અન્વેષકોને કારણે રહી ગયેલી કેટલીક કચાશ તથા અગાઉ કરેલા આયોજન સમયે ધ્યાનમાં ન આવેલી બાબતોની કબૂલાત પણ તેમણે કરી છે. તેમ છતાં, કેટલીક મહત્વની ઊણપો રહી જવા પામી છે. એક જ ગામમાં કયા ધર્મના કે પંથના મંદિરો છે, તેની કરેલી અવગણના બરાબર લાગતી નથી. કારણ કે તેની સાથે અસ્પૃશ્યતાને સંબંધ છે. વળી દુકાનદાર, પંચાયતના સભ્યો, પોસ્ટ માસ્તર તથા અન્ય જેમની સાથે અસ્પૃશ્ય સંપર્કમાં આવ્યા કરે છે તે બધાની જ્ઞાતિ, આવક, શિક્ષણ કે અન્ય સામાજિક-આર્થિક દરજ્જો નિર્ણિત કરતાં પરિબળો વિષયક તપાસનો અભાવ અને તેની ઉપેક્ષા ખૂંચે છે. વળી, ગામને એકમ તરીકે સ્વીકારવાને કારણે અસ્પૃશ્ય ઉત્તરદાતા સાવ પાછળ ધકેલાઈ જાય છે અને તેના અંગે નથી કોઈ માહિતી કે નથી તેમના પ્રતિભાવોની કોઈ આંકડાવિષયક રજૂઆત. આનું એક પરિણામ એ છે કે અસ્પૃશ્યતાના પાલન કે નહિ પાલન અંગે ઉપસતું ચિત્ર પ્રમાણમાં ઉપરછલ્લું, એકંદર અને છાપસભર (superficial, overall and impressionistic) લાગે છે, આ ચિત્રમાં લાગણીની તીવ્રતા અને ઉત્કટતાનો અભાવ પણ સાલે છે.

ડૉ. આઈ. પી. દેસાઈએ આ અભ્યાસમાં અનેક સ્થળે દર્શાવ્યું છે કે, 'અસ્પૃશ્યતા કે અસ્પૃશ્યો વિશેનાં મનોવલણો અને માન્યતાઓમાં ફેરફાર કર્યા વગર હિંદુઓના વર્તનમાં ફેરફાર થઈ શકે છે' આ પાયાગત ધારણા મનોવલણો અંગેના સિદ્ધાંતના સંદર્ભમાં ટકી શકે તેમ નથી. વર્તન અને મનોવલણ વચ્ચે સતત વિસંગતતા રહે તો ઘણીવાર તે વ્યક્તિત્વ ઉપર ભારે અસર પહોંચાડે છે. હકીકતમાં એમને જ્યાં જ્યાં વર્તનમાં ફેરફારો દેખાયા છે તે મનોવલણોના પરિવર્તન વગર થયા છે તે કયા આધારે માની લેવાયું છે? વળી જ્યારે મનોવલણોનો અહીં અભ્યાસ કર્યો નથી કે મનોવલણો અને વર્તનનો સંબંધ પણ તપાસ્યો નથી ત્યારે આવાં વિધાનો નિઃસહાય લાગે છે. આ ઉપરાંત, અનેક પરિસ્થિતિઓમાં બનાવેલી બિનવર્ગીકૃત દશા (Nebulous Situations) એ વલણ અને વર્તનમાં પ્રવર્તતી દ્વિધાનું સૂચન કરે છે જેનો ગમે તે દિશામાં ઉકેલ લાવવો જ પડે પછી તે અસ્પૃશ્યતા પાલનની તરફેણમાં થાય કે તેની વિરુદ્ધની તરફેણમાં થાય.

ડૉ. આઈ. પી. દેસાઈના અભ્યાસનું આ સંક્ષિપ્ત ગુજરાતી રૂપાંતર શ્રી વી. એમ. શાહે કર્યું છે. ડૉ.

દેસાઈના વિચારો, ભાષા અને લઢણને તેમણે પ્રામાણિક-પણે ગુજરાતીમાં અનુવાદિત કરવાનો પ્રયાસ કર્યો છે. સાથે સાથે વૈજ્ઞાનિક અભ્યાસોથી પરિચિત વ્યક્તિને આ રૂપાંતર સમજવામાં ખાસ મુશ્કેલી ન આવે તે રીતે તેની રજૂઆત પણ થયેલી છે. તેમ છતાં અંગ્રેજીભાષામાં રહેલી ખૂબીઓને સીધેસીધી ગુજરાતી ભાષામાં ઉતારવા જતાં જે એક પ્રકારનું કઢંગીપણું આવી જતું હોય છે તેવું આ રૂપાંતરમાં ક્યાંક ક્યાંક બનવા પામ્યું છે.

ડૉ. આઈ. પી. દેસાઈએ પોતાની દલીલ, તાર્કિકતા, પ્રસ્તુતતા અને સંક્ષિપ્ત રજૂઆત માટે નકશા, કોષ્ટક અને પરિશિષ્ટનો ઉપયોગ કર્યો છે, માહિતીને નકાર્યા વગર તેનું પુનરાવર્તન કર્યું છે તથા વાર્તનિક પરિ-સ્થિતિના વૈવિધ્યને જાળવવા માટે ગામ મુજબ વર્ણન આપવાની રીત અપનાવી છે, અને આ માટેનો હેતુ પણ સ્પષ્ટ કર્યો છે. રૂપાંતરકારે આ અભ્યાસની સંક્ષિપ્ત રજૂઆતમાં કેટલુંક બાદ કર્યું છે કે ક્યાંક ક્યાંક કોઈ પણ કારણસર બાદ થઈ જવા પામ્યું છે. રૂપાંતર કરનારનો વિશિષ્ટ અધિકાર માન્ય કરીએ તો પણ મૂળ ગ્રંથની સળંગસૂત્રતા અને વિશિષ્ટતા રહી જાય એવી કરેલી કાપકૂપ બરાબર લાગતી નથી. સંક્ષિપ્ત રૂપાંતરમાં નકશા નથી, કોષ્ટકો રહી જવા પામ્યાં છે, ગામડાનું વૈવિધ્ય કાઢી નાખ્યું છે, પુનરાવર્તનથી લાવી શકાતી સળંગસૂત્રતા ટાળી છે, પેટા વિભાગો ભેળસેળ થયા છે તથા કેટલાક અંગ્રેજી શબ્દોનું ભાષાંતર કઠે છે. વળી સંશોધન લેખમાંથી ગામ પસંદગીની પદ્ધતિ જ નીકળી જાય તે અક્ષમ્ય છે. તેથી સંશોધનનો બરાબર ખ્યાલ મેળવનારે તો મૂળ ગ્રંથ જોવો રહ્યો.

□

## ભૂલ સુધાર

'અર્થાત્'ના ગયા અંક (ગ્રંથ ૩ અંક ૪) ઑક્ટોબર–ડિસેમ્બર ૧૯૮૪માં ઉપેન્દ્ર બક્ષીનો લેખ પ્રગટ થયો હતો. જેમાં લેખકે મૂળ અંગ્રેજીમાં 'શિડ્યુલ કાસ્ટ' શબ્દ વાપર્યો છે જેના અનુવાદમાં 'અનુસૂચિત જાતિ'ને બદલે 'હરિજન' શબ્દ વાપર્યો છે, જે સુધારીને વાંચવા વિનંતી છે. ભૂલ બદલ ક્ષમા માગીએ છીએ.

સંયુક્ત કુટુંબ વિ, સંસ્થાઓ ઝડપથી બદલાતી નથી તેનો જવાબ આપતાં પ્રો. દેસાઈ તેને બૃહદ અર્થ–સામાજિક અને રાજકીય પ્રક્રિયાઓ સાથે સતત સાંકળવાનો પ્રયત્ન કરે છે. આમ તેમનો ઝોક ભારતે કલ્પેલા સમાજ તરફી છે. અગિયારમાં નિબંધમાં તેમણે સૈદ્ધાંતિક સ્વરૂપ આપવાનો પ્રયત્ન કર્યો છે. ગ્રામીણ અને શહેરી સામાજિક પર્યાવરણમાં પરિવર્તન આવ્યું નથી. એવું કહેતાં તેઓ કહે છે કે, મૂડીનો ધારક અને વહીવટીય વર્ગ ઊભો થયો છે. ઉત્પાદનના પરિબળ તરીકે મૂડી સાથે જમીન ભળી રહી છે. બજાર પદ્ધતિએ તેનું સંચાલન થઈ રહ્યું છે. 'આપણે જે પ્રકારના સમાજમાં જીવીએ છીએ અને જે તરફ ગતિ કરી રહ્યા છીએ તે મૂડીવાદી બુર્ઝવા સમાજ જ છે.'

શા માટે જ્ઞાતિ અને સંયુક્ત કુટુંબ જેવી પરંપરાગત સંસ્થાઓમાં વિભાગીકરણના ચિહ્નો દેખાતાં નથી? આનો જવાબ આપતાં પ્રો. દેસાઈ બે ક્ષેત્રનો નિર્દેશ કરે છે. (૧) ઉદ્‌ભવી રહેલ સમાજનો પ્રકાર (૨) ભદ્રો અને બૌદ્ધિકોનો પ્રકાર. પ્રથમ સંબંધી તેઓ કહે છે કે, ભારતીય સમાજ, વેબર જેને 'જોખમી મૂડીવાદ' અથવા માર્ક્સ જેને 'લૂંટણિયો મૂડીવાદ' કહે છે તેની નજીક છે.' સામાજિક પ્રશ્નોને ઉકેલવામાં નવી વ્યવસ્થા શક્તિમાન નથી. કારણ તે પોતાની આંતરિક શક્તિઓનો પૂરેપૂરો વિકાસ સાધી શકી નથી. નવી વ્યવસ્થા બ્રિટન અને અમેરિકામાં જે કક્ષાએ મૂડીવાદ પાંગર્યો છે તે કક્ષાની ઝંખના સેવે છે. શું ભારત સહિતના ત્રીજી દુનિયાના દેશો ભારતે અપનાવેલ મૂડીવાદ વિકાસના પંથની સમર્થતાને સમજી શકશે? આવો પ્રશ્ન પ્રો. દેસાઈ પૂછતા નથી. તેઓ એવું વિચારે છે કે, સામંતશાહી જૂથો તેની સામંતશાહી મનોવૃત્તિ સહિત 'બૌદ્ધિક મૂડીવાદના બુર્ઝવા વિકાસમાં અવરોધક એવા બુર્ઝવાઓમાં માર્ગ કરી લેશે.'

ભારતીય ભદ્રો અને બૌદ્ધિકોના પ્રકાર સંબંધી સૂચવેલા બીજા ક્ષેત્રને સમજાવવામાં પ્રો. દેસાઈ કટુ સત્ય કહે છે. તેઓ નોંધે છે કે, દેશના વાસ્તવિક પ્રશ્નો અને માનસિક સ્થિતિ ગહન રીતે સમજવાની શક્તિ શિક્ષિત વર્ગમાં ઘણી ઓછી છે. સામાજિક ક્રમિકમમાં જેઓ ઉપલા સ્થાને છે અને જેઓ આર્થિક અને રાજકીય સત્તામાં આગળ છે એવા જૂથોની વિચારસરણી રાજ્યની નીતિ માટે નિર્ણાયક છે. આ ભદ્રો પાસે લોકશાહી ઢબના સૂત્રો છે પણ તેઓના કાર્યો બિનલોકશાહી ઢબના છે. તેઓના સામાજિક જીવન અને સંદર્ભ જોતા લોકશાહીને એક જીવનકાર્ય તરીકે તેઓએ અંગીકાર કરેલ નથી. તેમાં અવાસ્તવિકતા જ પ્રવર્તે છે.

મોટા ભાગના નિબંધોમાં ગર્ભિત દલીલ ભારતમાં સમાજપરિવર્તન સમજવાની અને ઈચ્છીત ભાવિ સમાજ માટે જરૂરી મેદાન ઊભું કરવા અંગેની રહી છે, તેઓ એવું વર્ણન કરે છે કે, મોટા ભાગના અભ્યાસો પછી ભલે તે જ્ઞાતિ અંગેના હોય. અસ્પૃશ્યતા અંગેના કે શિક્ષણ અંગેના હોય સમાજમાં પરિવર્તન સાથે મહદ્ અંશે સંબંધિત હોય છે સમાજના પરિવર્તન સાથે નહીં. આપણા નીતિ અને કાર્યક્રમો સમાજવાદની દિશા તરફ દોરતાં નથી. તેથી તેઓ સિદ્ધાંત અને આચરણમાં એકતાના હિમાયતી છે. અને તે વચ્ચે અલગતા ન હોવી જોઈએ એવી માન્યતા ધરાવે છે. પ્રો. દેસાઈ કહે છે કે, 'મારી માન્યતા એવી છે કે, આપણે જે જ્ઞાનની શોધમાં જે ફક્ત પોતાના પૂરતું જ મર્યાદિત ન રહેતા આપણા કાર્યને માર્ગદર્શક બની રહે તેવું હોવું જોઈએ.' દેશના ટૂંકા અને લાંબા ગાળાના પ્રશ્નોના ઉકેલમાં મદદરૂપ થાય તેવું જ્ઞાન હોવું જોઈએ. તેઓ જ્ઞાન ધરાવતાં કે બૌદ્ધિકોના જ્ઞાનની ખાત્રીપૂર્વક ઈચ્છા પર ભાર મૂકે છે. પરિવર્તન અથવા સામાજિક ચળવળો વખતે ગુણવત્તા સંબંધી આપણે એક યા બીજી બાજુ એકનિશ્ચયી હોવા જોઈએ.

આમ આ પુસ્તકનાં નિબંધો બીજી પેઢીના સમાજશાસ્ત્રીના દૃષ્ટિકોણ દર્શાવે છે. કેટલાક નિબંધોનો અંત એકાએક આવી જતાં અપૂર્ણ હોવાની છાપ ઉપસે છે. આનું કારણ કદાચ પ્રો. દેસાઈ ચર્ચા હેઠળના મુદ્દા પરત્વે અંતિમ તબક્કા સુધી ન પહોંચ્યા તે હોઈ શકે અને આ જ બાબતમાં નિખાલસતા પ્રગટ થાય છે. આ સિવાય છેલ્લા ૫૦ વર્ષથી વધુ સમયગાળા દરમ્યાન ભારતીય સમાજમાં વિકાસ અને સામાજિક ફેરબદલીમાં રહેલા વિઘ્નોને પ્રકાશમાં આણે છે.

□

પ્રદિપકુમાર બોઝ

દેસાઈ આઈ. પી; **સમ આસ્પેકટસ ઓફ ફેમીલી ઈન મહુવા, એશિયા પબ્લિશીંગ હાઉસ,** મુંબઈ, ૧૯૬૪;

કુટુંબને લગતા સમાજશાસ્ત્રના અભ્યાસમાં કાર્યવાદ (Functionalist) પરિપ્રેક્ષ્યનો પ્રભાવ રહ્યો છે. આ પરિપ્રેક્ષ્યનો પ્રણેતા છે ટાલકોટ્ટ પાર્સન્સ. પાર્સન્સના ખ્યાલ પ્રમાણે, ઔદ્યોગિકરણને પરિણામે જુના સંયુક્ત કુટુંબ માળખાને સ્થાને વિભક્ત કુટુંબ અસ્તિત્વમાં આવી રહ્યું છે. 'આધુનિક' વિભક્ત કુટુંબ એટલે પતિ બહાર કામધંધે જાય અને પત્ની ઘરે રહે. આ પ્રકારનું કૌટુંબિક માળખું આધુનિકરણની અનિવાર્ય દેણી છે. એટલુંજ નહીં પરંતુ તે સમાજના મહત્ત્વના કાર્યો પરિપૂર્ણ કરવા માટે બિલકુલ અનુરૂપ કે બંધબેસતું છે. એનાથી બાળકોનું સમાજીકરણ થાય છે અને પુખ્તવયના-ઓ સ્થિર અને વ્યવસ્થિત થાય છે. કુટુંબ સમાજશાસ્ત્રમાં પાર્સન્સના આ ઉત્ક્રાંતિના માળખાનો એટલો બધો પ્રભાવ છે કે, જુદા જુદા સમાજોમાં જ્યાં કુટુંબ 'આધુનિક' વિભક્ત પ્રકારનું નથી, તે કુટુંબને 'ક્ષતિપૂર્ણ', પછાત અને રોગિષ્ટ ગણવામાં આવે છે.

આઈ. પી. દેસાઈ એક એવા ભારતીય સમાજશાસ્ત્રી હતા જેણે કદી પણ પશ્ચિમના કોઈપણ સિદ્ધાંતોને આંખ મીચીને સ્વીકારી લીધા નથી. તેઓ હંમેશા તળપદા કે ગામઠી વિચારો કે ઉકેલો શોધવા મથામણ કરતા રહેતા. કુટુંબ સંશોધનમાં પણ તેમના વિચારો પોતાની ભારતીય વાસ્તવિકતાની સમજને આધારે ઘડાએલા હતા. આધુનિક ભારતમા આવી રહેલ પરિવર્તન અને સામાજીક માળખાના પ્રશ્નોને પોતાની આગવી કોઠાસૂઝથી પિછાનવાનો તેઓ પ્રયત્ન કરતા. અલબત્ત એમને કોઈ તાર્કિક વિભાવનાઓ વિકસાવવાનો પ્રયત્ન કર્યો નથી. તેમની વિભાવનાઓ હરહંમેશ પ્રવર્તમાન વાસ્તવિક્તા અને વાસ્તવિક્તાની એમની સમજના કુદરતી પરિપાકરૂપે જ ઘડાતી, જે અભ્યાસ માટે વૈકલ્પિક માળખું પણ પૂરું પાડે છે. પરિણામે એમના તમામ અભ્યાસો ચોક્કસ ગુણવત્તા અને ઊંડાણ ધરાવે છે જે ભારતીય સમાજશાસ્ત્રીય લખાણોમાં દુર્લભ છે. પશ્ચિમના સમાજશાસ્ત્રીઓએ કુટુંબનું જે વર્ગીકરણ આપ્યું, જેની નકલ ભારતના સમાજશાસ્ત્રીઓએ કરી છે, તે આઈ.પી.ને કદી સ્વીકાર્ય નહોતું. છેક ૧૯૫૫ માં એમણે લખ્યું છે, "પશ્ચિમની ઉદારમતવાદી ફિલસુફી અને તેને પગલે આવેલ વ્યક્તિવાદે સંયુક્ત કુટુંબમાં વિઘાતક વલણો જન્માવ્યાં છે.

એનાથી વિભક્ત કુટુંબ માટેનો વૈચારિક આધાર તૈયાર થયો છે. અને ભવિષ્યમાં આ જ માળખું ચાલવાનું છે એવું માની લેવામાં આવ્યું છે....સંયુક્ત કુટુંબ પરની ચર્ચાઓમાં ઔદ્યોગિકરણ, શહેરીકરણ અને તેના આનુશાંગિક ખ્યાલો પર વધુ પડતુ ધ્યાન આપવામાં આવ્યું છે......વધારામાં એવું માની લેવામાં આવ્યું છે કે પશ્ચિમમાં જે ફેરફારો થયા છે તેવા જ ફેરફારો બધે થયા છે." પરંતુ ચેતવણીનો સૂર કાઢતાં આઈ. પી. કહે છે. "ઔદ્યોગિકરણને પરિણામે આવેલ ઉદારમતવાદી ફિલસુફી કે વ્યક્તિવાદ કુટુંબમાં અપેક્ષિત ભાગ ભજવશે એવું જ માની લેવામાં આવ્યું છે તે બરાબર નથી. ખેર વિભક્ત કુટુંબના ગાણિતીક કે ગુણાત્મક પ્રભાવને સાહજીક રીતે સ્વીકારી લેવું યોગ્ય નથી."

અગિયાર વર્ષ પછી આ વાત એમના જાણીતા પુસ્તક "સમ આસ્પેકટસ ઓફ ફેમીલી ઈન મહુવા"માં સ્પષ્ટ આકાર ધારણ કરે છે. પુસ્તકની શરૂઆત જ એક સાદા સરળ પ્રશ્નથી થાય છે: "સૌરાષ્ટ્રના એક નાનકડા નગર-મહુવામાં કુટુંબ સંસ્થાને શું થઈ રહ્યું છે?" આ સવાલના જવાબની પ્રક્રિયામાં તેઓ કેટલીક રસપ્રદ વિગતો આપણી સમક્ષ રજૂ કરે છે જેમાં, કુટુંબ, નાતિ, ધર્મ,

વ્યવસાય વગેરે વચ્ચે પ્રવર્તતા જટિલ સંબંધો, તેમજ નાના નગરમાં ચોક્કસ કાર્યલક્ષી લોકોના કૌટુંબિક આંતઃસંબંધો, તેઓનું સંયુક્તપણું પાસાંની છણાવટ કરેલ છે. આઈ. પી.એ પોતાનું પૃથક્કરણ મહુવા પૂરતું, તેમજ એમને સાંપડેલા પુરાવાઓ પૂરતું જ મર્યાદિત રાખ્યું હોવા છતાં, કુટુંબ ઉપરના આ મૌલિક અભ્યાસના ઘણા સૈદ્ધાંતિક સૂચિતાર્થો છે, જેને વધુ સ્પષ્ટ કરવાની જરૂર છે અને ભારતીય સમાજશાસ્ત્રીઓએ એને ગંભીરપણે લેવા જોઈએ.

એમણે જ પૂછેલા પ્રશ્નોનો જવાબ આપતા આઈ. પી. કુટુંબ પ્રચલિત પ્રભાવક વર્ગીકરણને પ્રભાવક ખ્યાલોને બાજુ પર મૂકે છે. તેઓ લખે છે, "સંયુક્ત કુટુંબ" શબ્દ કોઈ એ પ્રકારના ભારતીય શબ્દનું ભાષાંતર નથી. એ નોંધવું રસપ્રદ છે કે મોટાભાગની ભારતીય ભાષાઓમાં સંયુક્ત કુટુંબ માટે જે શબ્દો વાપરવામાં આવે છે તેઓ અંગ્રેજી શબ્દ 'જોઈન્ટ ફેમીલી'ના સમાનાર્થી કે ભાષાંતરિત શબ્દો જ છે. ભારતમાં વિભક્ત કુટુંબનો ખ્યાલ જ હજી દાખલ થયો નથી. પરિણામે, ભારતીયો જેને વિભક્ત કુટુંબ સમજે છે, તેને આજે અમેરિકનો કે અંગ્રેજો વિભક્ત કુટુંબ સમજતા નથી." એટલે આઈ. પી. વસવાટ, મિલ્કત અને નજીકના સગાંઓની પરસ્પર ફરજોને આધારે સંયુક્તપણું સ્પષ્ટ કરવા નવો અભિગમ પૂરો પાડે છે. તેઓ કુટુંબના ચાર પ્રકાર વર્ણવે છે.

(૧) — (અ) માત્ર પતિ અને પત્ની.
(બ) એક જ સભ્યનું કુટુંબ.
(૨) — (અ) પતિ, પત્ની અને નિઃસંતાન દિકરાઓ અને અન્ય અપરિણિત બાળકો.
(બ) ઉપરનું જ જૂથ પણ વધારામાં સગાંઓ જેઓ પેઢીને આગળ લઈ જતા ન હોય.
(૩) — ત્રણ પેઢીના વંશજોનો સમૂહ.
(૪) — ચાર કે તેથી વધુ પેઢીઓના વંશજોનો સમૂહ.

અહીં પણ બીજા સમાજશાસ્ત્રીઓ કરતાં આઈ.પી. આગળ વધે છે અને પોતાના પૃથક્કરણમાં એક અગત્યનું પરિમાણ ઉમેરે છે. તેઓ એ જાણવાનો પ્રયત્ન કરે છે કે એક કુટુંબમાં સાથે રહેતા સગાંઓ વચ્ચે તેમજ જેઓના સગાંઓ મહુવા કે તેની બહાર બીજા સાથે રહેતા હોય તેમની વચ્ચેના સંબંધોમાં સંયુક્તપણું કેટલું છે. આ સંયુક્તપણાનું તેઓ નીચે મુજબ વર્ગીકરણ કરે છે :

| સંયુક્તપણાનું પ્રમાણ | સંયુક્તપણાનો પ્રકાર |
|---|---|
| ૧. શૂન્ય | — |
| ૨. નીમ્ન (Low) | પરસ્પર સામૂહિક જવાબદારી પરિપૂર્ણ કરવા પૂરતા સંયુક્ત. |
| ૩. ઉચ્ચ (High) | મિલ્કતની સામુહિક માલિકી પૂરતા સંયુક્ત. |
| ૪. ઉચ્ચતર (Higher) | સિમાંત સંયુક્ત કુટુંબો. |
| ૫. ઉચ્ચતમ (Highest) | પરંપરાગત સંયુક્ત કુટુંબો. |

એટલે બીજા શબ્દોમાં કહીએ તો આઈ. પી. ખૂબ ઝીણવટભરી નજરે જુએ છે. તેઓના મત મુજબ કુટુંબનું વિભક્તપણું કે સંયુક્તપણું એક પ્રકારની માળખાગત ઘટના છે તેમજ દરેક પ્રકારના કુટુંબમાં સભ્યો વચ્ચેના આંતઃસંબંધોને આધારે સંયુક્તપણાનું પ્રમાણ નક્કી થાય છે. આપણે હવે જોઈશું કે કુટુંબ માળખામાં આવી રહેલ પરિવર્તન અંગે આઈ. પી. ના પૃથક્કરણમાં આ ભેદ ઘણો નિર્ણાયક કે મહત્ત્વનો બની જાય છે.

પોતાના પૃથક્કરણમાં વિભક્ત કુટુંબની કક્ષામાં આઈ. પી. ૧ (અ) અને ૨ (બ) એમ બે વિભાગના કુટુંબોનો સમાવેશ કરે છે. તેઓ પોતાના અભ્યાસમાં દર્શાવે છે કે મહુવામાં કુલ્લે ૬૧ ટકા (૪૨૩ માંથી ૨૬૦) કુટુંબો આ પ્રકારના છે. ત્રીજા અને ચોથા વિભાગના

કુટુંબો જેને તેઓ સંયુક્ત કુટુંબોમાં મૂકે છે, તેવા આશરે ૩૯ ટકા કુટુંબો છે. તેમ છતાં લાગણીના બંધનોથી જોડાએલા વિભક્ત કુટુંબો. જેઓને તેઓ ઉચ્ચ કક્ષામાં મૂકે છે. તેવા ૨૭ ટકા કુટુંબો જોવા મળે છે. આ પ્રકારના વિભક્ત કુટુંબોમાંના ૨૦ ટકા 'ઉચ્ચતર' કક્ષામાં અને ૨ ટકા 'ઉચ્ચતમ' કક્ષામાં જોવા મળે છે. જે વિભક્ત કુટુંબો લાગણીના સંયુક્તપણામાં શૂન્ય સ્તરે આવે છે. તેવા માત્ર ૮ ટકા છે અને નિમ્ન સ્તરે ૪૩ ટકા છે. સમગ્રપણે. વિભક્ત અને સંયુક્ત કુટુંબોને ભેગા ગણાતા. આઈ. પી. ને માલૂમ પડે છે કે કુલ પસંદ કરાએલા કુટુંબમાંથી ૯૫ ટકામાં સંયુક્તપણાની ભાવના છે.

બીજા શબ્દોમાં કહીએ તો. વિવિધ પ્રકારના કુટુંબો વચ્ચેના માળખાગત ફેરફારો જાણવા માત્રથી આઈ.પી. ને સંતોષ નહોતો. પરંતુ એમની દલીલનું મુખ્ય હાર્દ. તો વિવિધ પ્રકારના કુટુંબોમાં કયા પ્રકારનો પરસ્પર કૌટુંબિક વ્યવહાર પ્રવર્તે છે તે જાણવાનો છે. કુટુંબમાં રહેતી વ્યક્તિ કુટુંબમાં આવી રહેલ ફેરફારોને, તેઓ માળખા અને એક સ્વીકૃત ખ્યાલ (norm)ના સંદર્ભમાં સમજવાનો પ્રયત્ન કરતા હતા.

ભારતીય કુટુંબ માળખામાં સંયુક્તપણાની ઘટના એક જટિલ સમાજશાસ્ત્રીય સમસ્યા છે. આઈ. પી. નો મહુવાનો અભ્યાસ દર્શાવે છે કે આ સંયુક્તપણું માત્ર હિન્દુઓ પૂરતું મર્યાદિત નથી. એ જૈનો અને મુસ્લિમોમાં પણ બધે જોવા મળે છે વળી એ કોઈ ચોક્કસ નાતિ પૂરતું પણ સિમિત નથી. વ્યવસાયની બાબતમાં. વ્યવસાય મહત્વનો નથી પરંતુ વ્યવસાયિક સ્પર્ધા મહત્વના બને છે. શહેરીકરણથી કે લાંબા સમય સુધી શહેરમાં રહેવાથી પણ સંયુક્તપણું તુટતું નથી. તેમ છતાં, આઈ. પી. દર્શાવે છે કે, આપણે સામાન્યપણે માનીએ છીએ તેના કરતાં સંયુક્તપણું ઘણું વ્યાપક હોવા છતાં. આ સંયુક્તપણું પ્રણાલિકાગત નથી. અને 'ભિન્નસાંપ્રદાયિક સંસ્થા તરીકે સમજવું વધુ લાભદાયક થઈ પડશે.'

અત્રે સાથોસાથ એ નોંધવું રસપ્રદ બનશે કે. ૧૯૫૬ માં નવસારી અને એની આજુબાજુના પંદર ગામોની કુટુંબ પ્રથા અંગે થયેલ તુલનાત્મક અભ્યાસમાં આઈ.પી.ના ગાઢ પરિચિત, કે. એમ. કાપડીયા પણ દર્શાવે છે કે. "મારા અભ્યાસ દરમ્યાન મને જાણવા મળ્યું છે કે સંયુક્ત કુટુંબ માટેની ભાવના હજી મજબુત છે." પોતાના અભ્યાસને અંતે એમણે જે તારણો કાઢ્યા તે આઈ. પી.ના તારણોને ટેકો આપે છે કે શહેરમાં સંયુક્ત કુટુંબની પૂરતા ઊંચી છે એટલું જ નહીં પરંતુ ગ્રામ્ય વિસ્તાર કરતાં ત્યાં એનું કદ પણ વિસ્તૃત છે. પાછળની દરખ્ત આગળની સ્વીકૃતિને મજબૂત બનાવે છે, એટલે શહેરમાં સંયુક્ત કુટુંબોનું જે પ્રભુત્વ દેખાય છે. તેને આકસ્મિક ગણાવી શકાય નહીં"

જ્યારે આઈ. પી. એ સવાલ કર્યો કે. 'મહુવાની કુટુંબ વ્યવસ્થાને શું થઈ રહ્યું છે?' ત્યારે વાસ્તવમાં તેઓ સર્વસ્વીકૃત માન્યતાઓને બાજુ પર રાખી પરંપરાગત સમાજના સંદર્ભમાં એ પ્રશ્ન પૂછતા હતા. પ્રશ્ન એ છે કે. : ખેતીપ્રધાન અને ઔદ્યોગિક રીતે પછાત દેશમાં. વિભક્ત કુટુંબો પશ્ચિમના દેશોની જેમ આત્મનિર્ભર કે અવિરત કાયમી બની શકે કે કેમ? આઈ. પી. (તેમજ કાપડીયા) ની આલોચના કરતા વિલીયમ જે. ગુડે લખે છે કે, આઈ. પી અને કાપડીયા જે વ્યાખ્યા બાંધે છે તે મુજબ જો વિભક્ત કુટુંબોનું અર્થઘટન કરવામાં આવે તો પછી, પશ્ચિમ સહિત. દુનિયાના મહત્વના સાંસ્કૃતિક વિસ્તારોમાંના બધા કુટુંબપ્રથાઓ 'સંયુક્ત કુટુંબ' બની જાય છે." આ દલીલ ટકી શકે એમ નથી કારણ કે એમાં પણ દુનિયામાં બધે એક જ પ્રકારની ઉત્ક્રાંતિ થઈ હોય તે માન્યતા છે જે ભારતીય ઐતિહાસિક અને સમાજશાસ્ત્રીય વાસ્તવિકતાનો ઇન્કાર કરે છે વાસ્તવમાં આઈ. પી. તો તેવું સ્વીકારવા તૈયાર જણાતા હતા કે ભારતમાં વિભક્ત કુટુંબ એ માત્ર સંયુક્ત કુટુંબના ચક્રમાં માત્ર એક તબક્કો જ છે. સંયુક્ત કુટુંબમાંથી વિકસીને કૌટુંબિક પ્રથાઓ વિભક્ત કુટુંબમાં પરિણમશે એવું તો તેઓ સ્વીકારવા તૈયાર જ નહોતા.

આપણે સૌ જાણીએ છે કે કાર્યવાદ પરિપ્રેક્ષ્યમાં કુટુંબ પ્રથાનો અભ્યાસ જુદી જુદી રીતે થયો છે. ૧૯૫૫માં

લખેલ એક નિબંધમાં આઈ. પી. લખે છે કે, "સંયુક્ત કુટુંબ અસ્તિત્વમાં છે એ હકીકત જ સૂચવે છે કે વ્યક્તિની કેટલીક જરૂરિયાતો એ પરિપૂર્ણ કરે છે...... આવી દલીલ કરીને આઈ. પી. પોતે એક કાર્યવાદી અભિગમ અપનાવે છે. તેમ છતાં, પોતાના મહુવાના અભ્યાસમાં તેઓ કુટુંબના માળખા, ધોરણ, મૂલ્ય અને કાર્યના ક્ષેત્રે થતાં પરિવર્તનને વધુ વ્યાપક રીતે સમજાવે છે. ઔદ્યોગિકરણને કારણે વિભક્ત કુટુંબ સર્વત્ર અસમ્ભાવિ છે તે ધારણા વિષે તેઓ શંકા સેવે છે. એક બાજુએ કાર્યવાદી અભિગમ અન્વયે વિભક્ત કુટુંબ ચોક્કસ કાર્યો માટે અસ્તિત્વ ધરાવે છે જ્યારે બીજી બાજુ એવી કેટલાક ચોક્કસ કાર્યોને લીધે વિભક્ત કુટુંબ અસ્તિત્વ આવે છે. આ ચક્રાત્મક સમજુતી છે, તે દેખાય છે. કોઈ વ્યવસ્થા પોતાની જ પ્રતિકૃતિ માટે કામ કરતી હોય તો પછી નવા સામાજીક સ્વરૂપો વિકસે શી રીતે? બીજા શબ્દોમાં, સમાજપરિવર્તન કેવી રીતે અને શા માટે થાય છે? મહુવા અભ્યાસમાં બરાબર એ જ સવાલ પૂછીને આઈ. પી કાર્યવાદના ફંદામાંથી (પકડમાંથી) બહાર નીકળી જાય છે. તેમની મુખ્ય ચિંતા તો કુટુંબ સંસ્થાના ફેરફારોનું નિરીક્ષણ કરી એને સમજવા અને સમજવાની હતી.

એ પછીના બધા જ નિબંધોમાં આઈ. પી. ભારતીય સંશોધકોને હંમેશ કહેતા કે પ્રશ્ચિમમાં પ્રચાર કરાએલી સામાન્ય ધારણાઓને આંધળી રીતે માની લેવાની નહીં, પરંતુ તેઓએ તો મૂર્ત ભારતીય વાસ્તવિકતાનો આધાર જ લેવો. ૧૯૭૫માં લખેલ એક નિબંધમાં, કુટુંબ અંગેનો આ એમનો છેલ્લો બળ હતો. આઈ. પી. એવું કહેતા જ શરૂઆત કરે છે કે, "ભારતની સંયુક્ત કુટુંબ વ્યવસ્થામાં ફેરફાર આવી રહ્યા છે એ બાબતે બધા સંમત જણાય છે. પરંતુ આ ફેરફારોને પરિણામે કયા પ્રકારનું કુટુંબ અસ્તિત્વમાં આવશે એ બાબતે કોઈ સ્પષ્ટતા નથી."

"સમાજ વિજ્ઞાનીઓ અને સમાજ સુધારકો એવું માને છે કે ઔદ્યોગિકકરણથી સંયુક્ત કુટુંબ પ્રથા નષ્ટ થાય છે અને અમેરિકા અને ઈંગ્લેન્ડ જેવા કુટુંબો જેને તેઓ વિભક્ત કુટુંબો ગણાવે છે. એવા કુટુંબો અસ્તિત્વમાં આવશે. ભારતમાં થયેલ અભ્યાસો દર્શાવે છે કે સંયુક્ત કુટુંબ તૂટ્યું નથી. એટલે ઔદ્યોગિકરણથી એ તૂટી જશે એ માન્યતા જાતતપાસ, કે જે બન્યું છે તેની સમજ કેળવ્યા વગર બીજાની સરખામણીને આધારે સ્વીકારી લીધેલ છે." અને તેમણે સંશોધકોને જણાવ્યું છે કે, શહેરીકરણ. ઔદ્યોગિકરણ અને સ્થળાંતરના સંદર્ભમાં પ્રણાલિકાઓ, મૂલ્યો, વલણો, વિવિધ જૂથોના ચોક્કસ ખ્યાલો અને સમાજના સ્તરોને ધ્યાનમાં રાખે એવા નવા અભ્યાસો હાથ ધરવા જોઈએ. ઔદ્યોગિકરણ અને કુટુંબ માળખા વચ્ચેના સીધા સંબંધની વાતથી એમને સંતોષ નહોતા કારણ કે તેઓ જાણતા હતા કે ભારતીય વાસ્તવિકતા ખૂબ જટીલ છે અને આપણે જો ભારતીય વાસ્તવિકતાનો ગંભીરપણે સામનો કરવો હોય તો, પોતાના માર્ગો શોધવા પડશે, આપણી પોતાની પદ્ધતિઓ વિકસાવવી પડશે અને આપણા પોતાના ખ્યાલો અંકિત કરવા પડશે.



## સદ્‌ગત આઈ. પી. દેસાઈનાં લખાણોની યાદી :

Books

- — High School Students in Poona, Poona : Deccan College, 1953;
- — The Patterns of Migration and Occupation in a South Gujarat Village, Poona, Deccan Colleg 1964;
- — Some Aspects of Family in Mahuva, Bombay. Asia Publishing House, 1964;
- — Glimpses of Surat, Census of India 1971. Paper No. 1, Part IV/B, New Delhi, Registar General of India, Ministry of Home Affairs, 1972;
- — Water Facilities for the Untouchables in Rural Gujarat, New Delhi, Indian Council of Social Science Research, 1973;
- — Untouchability in Rural Gujarat, Bombay, Popular Prakashan, 1976;
- — ( with Banwarilal Choudhry ) History of Rural Development in Modern India : Vol. II, New Delhi, Impex India, 1977;
- — The Craft of Sociology and Other Essays, Delhi, Ajanta Books International, 1982;
- — (with Ms Gore and Suma Chitnis) (eds) Paper in the Sociology of Education in India, Delhi, National Council of Educational Research and Training, 1967;
- — અમરેલી જિલ્લામાં કુટુમ્બ નિયોજન. સંશોધન અહેવાલ. જિલ્લા પંચાયત, અમરેલી, ૧૯૬૯.
- — (with Ms Gore and Suma Chitnis) (eds) Field Studies in Sociology of Education, Delhi, National Council of Educational Research and Training. 1970;
- — ગુજરાતમાં આદિવાસી સ્વાયત્ત રાજ્યનું સૂત્ર, સુરત. સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, ૧૯૭૦.
- — ગ્રામ્ય ગુજરાતમાં અસ્પૃશ્યતા, સુરત, સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, ૧૯૮૪.

# સદ્ગત આઈ. પી. દેસાઈનાં લખાણોની યાદી

Reports ( Mimeo-graphed )

— ( With Ramashray Roy ) Functioning of Bureaucracy and Agricultural Development, 1969;

— Directory of Voluntary Organisations Among the Tribal Talukas of South Gujarat, 1970;

— (With G.A. Pandor) The Scheduled Caste and Tribe High School Students in Gujarat : An ICSSR Study, 1974;

— (With G. A. Pandor) A Profile of Education Among the Scheduled Tribes in Gujarat, 1974;

— ( With B. V. Shah ) SC/ST High School and College Students in Gujarat, 1975;

— Distribution of Primary Schools in the Tribal Talukas of Bharuch and Panchmahals Districts, 1976;

— Concluding Observation and Note on the Planning of the Distribution of Schools in the Tribal Areas, 1977;

— (With Kalpana Shah) Distribution of Primary Schools in the Tribal Talukas of Valsad and Surat Districts, 1977.

Papers

— (With Y. B. Damle) " A Note on the Change in the Caste," Professor Ghurye Felicitation Volume (ed.) K. M. Kapadia, Bombay, Popular Book Depot, 1954.

— " Joint Family : An Analysis in Symposium on Caste and Joint Family, " Economic and Political Weekly, II, 17, April 1967.

— (With Yogendra Singh) Review : " Caste and Politics, " Economic and Political Weekly, V, 49, 1970.

— " The Slogan of a Separate State by Tribals of South Gujarat, " ICSSR Research Abstract Quarterly, No. 4, February, 1971.

— (With Ramashray Roy) "Functions of Bureaucracy and Agricultural Development," ICSSR Research Abstract Quarterly, No. 5, March 1971.

— " Understanding Occupational Change in India," Economic and Political Weekly, VI, 22, May 1971.

— " વેડછી આંદોલન : સમાજશાસ્ત્રીય અભ્યાસ " વિશ્વમાનવ, એપ્રિલ, ૧૯૭૩.

— " Areas of Research in the Subject of Inequality " ( mimeo. ) 1973.

— " Changing Hills and Forest People of South Guarat, " Souvenir of Gujarat Statistical Association, Third Annual Conference, Surat : October, 1974.

— "A Note on the Family Research," Explorations in the Family and Other Essays ( ed. ) D. Narain, Bombay : Thacker & Co., 1975.

— "The Concept of Desired Type of Society and the Problems of Social Change, " Presidential Address to 14th All India Sociological Conference, 1978.

— "Education of the Scheduled Castes and Scheduled Tribes in Gujarat," The Social Context of Education : Essays in Honour of J. P. Naik (ed.) A. B. Shah, New Delhi : Allied Publishers, 1978.

— "From Removal of Untouchability to Removal of Reservations for Untouchables " ( mimeo. )

— "સમાજશાસ્ત્રમાં પદ્ધતિઓ વિષે" અર્થાત્, ૧, ૧.

— "Anti-Reservation Agitation and Structure of Gujarat Society," Economic and Political Weekly. XVI, 18.

— "અસ્પૃશ્યતા નિવારણથી અનામત વિરોધ સુધી, સમાજકારણ, ૬, ૩.

— " Craft of Sociology in India-An *Autobiographical Perspective,* " Economic and Political Weekly, XVI, Nos, 6 & 7, February 7 & 14, 1981.

— " Western Educated Elites and Social Change in India," Economic and Political Weekly, XIX, 15, April 14, 1984.

— " Should 'Caste' be the Basis for Recognising Backwardness ? " Economic and Political Weekly, XIX, 28, July 14. 1984.




# આઈ. પી. દેસાઈ સ્મૃતિ ફંડ

વરિષ્ઠ ભારતીય સમાજશાસ્ત્રી પ્રોફેસર આઈ. પી. દેસાઈ આ વરસની ૨૬ મી જાન્યુઆરીએ અવસાન પામ્યા. ન્યાયી અને સમાનતાની ભૂમિકા પર આધારિત સમાજની રચના માટે પ્રતિબદ્ધ સમાજ વિજ્ઞાનના તેઓ હિમાયતી હતા અને તેથી જ તેઓની નિસ્બત આપણા સમાજના વંચિતો પ્રતિ હતી. અનુસૂચિત જાતિ, અનુસૂચિત જનજાતિ અને અન્ય કચડાયેલા વર્ગો પરનાં તેમના સંશોધનો તેમની ગરીબો માટેની પ્રતિબદ્ધતા અને વિદ્વતાના દ્યોતક છે. અત્યાધુનિક પાશ્ચાત્ય અભિગમો અને સ્વરૂપોથી પરિચિત છતાં ભારતીય સમાજશાસ્ત્રીએ તેના પોતીકા સમાજમાં ખૂંપેલા રહેવા પર તેઓ ભાર મૂકતા. આ અભિગમ સાથે તેઓએ 'સેન્ટર ફોર રીજીઓનલ ડેવલપમેન્ટ સ્ટડીઝ' (હવે સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ)ની ૧૯૬૮માં સ્થાપના કરી હતી.

પ્રોફેસર દેસાઈએ ભાવનગર, પુના, વડોદરા અને સુરતમાં પોતાની આસપાસ અનેક યુવા બૌદ્ધિકોને એકઠા કર્યા હતા. એમણે તેઓને ઊંડી અભ્યાસ નિષ્ઠા અને પ્રતિબદ્ધતા સાથે ભારતીય સમાજના પાયાના પ્રશ્નો હાથ ધરવા પ્રેર્યા. ઘણી મોટી સંખ્યામાં ભારતીય અને વિદેશી અભ્યાસુ બૌદ્ધિકો સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝની મુલાકાત આઈ. પી. સાથે પોતે કરવા ધારેલાં સંશોધન અંગે ચર્ચાઓ કરવા માટે લેતા. મૃત્યુ પર્યંત આ મોરચે તેઓ પ્રવૃત્ત રહ્યા.

પ્રો. દેસાઈના અધૂરા કાર્યને પૂર્ણ કરવા અને વિદાય થયેલ આ વિદ્વાનને અંજલિરૂપે સેન્ટરના ગવર્નીંગ બોર્ડે ૧-૫ લાખનું દાન એકઠું કરવા નિર્ધાર્યું છે. આ રકમના વ્યાજમાંથી વંચિતો અને કચડાયેલા લોકોના પ્રશ્નોને સ્પર્શતા નાના નાના સંશોધન પ્રોજેક્ટસ, વાર્ષિક વ્યાખ્યાનશ્રેણી અને સ્મૃતગ્રંથની રચના કરવાની ધારણા છે.

અમે પ્રોફેસર આઈ. પી. દેસાઈના મિત્રો, સહકાર્યકરો અને શુભેચ્છકો તરફથી ઉદાર સહાયની અપેક્ષા રાખીએ છીએ. અમે આપને સેન્ટરની એના સ્થાપક નિયામકની સ્મૃતિ કાયમી બનાવવા ધારેલ પ્રવૃત્તિઓને નક્કર રૂપ આપવા આઈ. પી. દેસાઈ સ્મૃતિફંડમાં ઉદાર હાથે ફાળો આપવા વિનંતી કરીએ છીએ ચેક/ડીમાન્ડ ડ્રાફ્ટ 'સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ' સુરતને નામે મોકલવા વિનંતી. સેન્ટરને આપવામાં આવતું દાન ઈન્કમટેક્ષ મુક્ત છે.

શ્રી નાનુભાઈ અમીન
મેનેજીંગ ડાયરેક્ટર
જ્યોતિ લી બરોડા.

શ્રીમતી સવિતાબેન અમીન
ડાયરેક્ટર
જ્યોતિ લી. બરોડા.

શ્રી સુરજરામ બચકાનીવાલા
મેનેજીંગ ડાયરેક્ટર
હીમસન ટેક્ષટાઈલ એન્જી. પ્રા. લી.
સુરત.

પ્રોફેસર ઉપેન્દ્ર બક્ષી
વાઈસ-ચાન્સેલર
દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી, સુરત.

પ્રોફેસર એમ. એસ. ગોરે
વાઈસ-ચાન્સેલર
બોમ્બે યુનિવર્સિટી, બોમ્બે.

પ્રોફેસર રજની કોઠારી
યુ. એન. યુનિવર્સિટી, દીલ્હી.

પ્રોફેસર ડી. ટી. લાકડાવાલા
હોન ડાયરેક્ટર
સેન્ટર ફોર મોનીટરીંગ
ઈન્ડીયન ઈકોનોમીક, બોમ્બે.

શ્રી કશ્યપ મંકોડી
રીસર્ચ એસોસીએટ
સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, સુરત.

પ્રોફેસર બી. વી. મહેતા
પ્રોફેસર એન્ડ હેડ
ડીપા. ઓફ ઈકોનોમીક્સ
દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી, સુરત.

પ્રોફેસર બી. સી. પારેખ
ડીપા. ઓફ પોલીટીકલ સાઈન્સ
હુલ યુનિવર્સિટી, હુલ ઈંગ્લેન્ડ.

પ્રોફેસર ડી. એલ. શેઠ
ડાયરેક્ટર
સેન્ટર ફોર ધ સ્ટડી ઓફ
ડેવલપીંગ સોસાયટીઝ, દીલ્હી.

પ્રોફેસર એન. આર. શેઠ
ડાયરેક્ટર
ઈન્ડીઅન ઈન્સ્ટીટ્યુટ ઓફ મેનેજમેન્ટ
અમદાવાદ.

શ્રી ભગીરથ શાહ
એડવોકેટ
સુરત.

શ્રી. જી. એસ. શાહ
ડાયરેક્ટર
બ્યુરો ઓફ ઈકોનોમીક્સ એન્ડ
સ્ટેસ્ટીક્સ, ગાંધીનગર.

પ્રોફેસર ઘનશ્યામ શાહ
ડાયરેક્ટર
સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ
સુરત.

શ્રી રવીન્દ્ર વેપારી
ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ
સુરત.

સેન્ટર ફૉર સોશ્યલ સ્ટડીઝનું ત્રૈમાસિક

# અર્થાત્

જુલાઈ–સપ્ટેમ્બર ૧૯૮૫ ગ્રંથ : ૪ ▫ અંક : ૩

# ગુજરાતના આદિવાસી વિસ્તારોમાં ડેરી વિકાસ

બી. એસ. બાવીસકર

સુરત જિલ્લાના આદિવાસી વિસ્તારમાં છેલ્લા દાયકામાં કોઈ મહત્ત્વની ઘટના બની હોય તો તે છે, ઠેરઠેર સ્થપાયેલી સહકારી દૂધ મંડળીઓ. આ દૂધ મંડળીઓને પગલે આ વિસ્તારમાં ભેંસોની સંખ્યામાં મોટો વધારો થયો છે અને સુમુલ ડેરીમાં વધુ જથ્થામાં દૂધ મોકલવામાં આવી રહ્યું છે. આ વિકાસ કેવી રીતે થયો અને એની શી અસર પેદા થઈ એ જાણવું અગત્યનું છે. આ વિકાસની પશ્ચાત્ ભૂમિકા તથા એનાં પરિણામોની યોગ્ય સમજથી ભાવિ શકયતાઓની ઝાંખી શકય બનશે. ઉપરના પ્રશ્નોની છણાવટ આપણે આ વિસ્તાર-નાં બે ગામોના ક્ષેત્રીય અભ્યાસ દરમિયાન મેળવેલ આંકડા દ્વારા પણ કરીશું.

પહેલું ગામ છે માંડલ. સુરત જિલ્લાના આદિવાસી વિસ્તારમાં સહકારી દૂધમંડળીનો આરંભ કરનાર એ સૌ પ્રથમ ગામ મંડળીની સ્થાપના ૧૯૭૨માં થઈ. બીજું ગામ ખાંભલા. આદિવાસી વિસ્તારમાં સૌ પ્રથમ મહિલા દૂધ મંડળી સ્થાપવાનો યશ આ ગામને ફાળે જાય. બંને ગામો પાસે પાસે જ આવેલાં છે. બંનેની પંચાયત એક જ. આ ગામો સુરતથી ૭૦ કિ.મી. દૂર સોનગઢ તાલુકામાં આવેલ છે. આ ગામો વ્યારા સોનગઢની વચ્ચે ૧૦ કિ.મી. ને અંતરે છે.

આદિવાસીઓના વિકાસ કાર્યક્રમો હાથ ધરવા રાજ્ય સરકારે સોનગઢ ખાતે એક ખાસ કચેરી શરૂ કરી છે જે દ્વારા આદિવાસી યોજનાઓનું અમલીકરણ સંચાલન કરવામાં આવે છે. આ કચેરી કામરેજ પલસાણા તાલુકાઓના આદિવાસીઓ માટે પણ કાર્યક્રમો હાથ ધરે છે.

જિલ્લાના આદિવાસી અને બિનઆદિવાસી વિસ્તારો સામાજિક, આર્થિક અને રાજકીય જીવનને લાક્ષણિક રીતે છતું કરે છે. બિનઆદિવાસી વિસ્તારો જિલ્લાની દક્ષિણે આવેલ છે. ત્યાં વસતી ગીચ છે. જમીન સપાટ ફળદ્રુપ અને કાળી માટીની છે. પૂર્વ પટ્ટી પર જ્યાં આદિવાસીઓ વધુ પ્રમાણમાં છે ત્યાં વસ્તી છૂટીછવાયી છે. અહીંનો વિસ્તાર ઢોળાવવાળો કેટલીક જમીનમાં જંગલ તથા ટેકરીઓ છે. જમીન છીછરી અને બિનફળદ્રુપ છે. જિલ્લાની માત્ર ૨૫% જમીનને કાકરાપાર અને ઉકાઈ બંધનું પાણી નહેર વાટે મળે છે. સિંચાઈનો આ લાભ પણ મુખ્યત્વે બિનઆદિવાસી તાલુકાઓએ જ લીધો છે. ઉકાઈ બંધ આદિવાસી વિસ્તારમાં બંધાયો અને કુલ્લે ૧૭૦ ગામો, ૧૬,૦૦૦ કુટુંબો પોતાના વતનમાંથી ફેંકાઈ ગયાં છતાં તેઓને યોજનાનો સંપૂર્ણ લાભ મળ્યો નહિ. બીજા વિસ્તારોની જમીનની ગુણવત્તા અલગ અલગ હોવાને તથા સિંચાઈ વ્યવસ્થાને કારણે વિવિધ પાકો લેવામાં આવે છે. બિનઆદિવાસી વિસ્તારના ખેડૂતો રોકડિયા પાક જેવા કે શેરડી, કપાસ, મગફળી, અને વધારામાં અનાજ પકવે છે; જ્યારે આદિવાસીઓ મુખ્યત્વે વરસાદ પર આધાર રાખતા હોવાથી જુવાર, ચોખા અને કોદરા કે નાગલી જ પકવી શકે છે. બિનઆદિવાસી વિસ્તારોમાં ખેતીકામ આખું વર્ષ ચાલે જ્યારે આદિ-વાસી વિસ્તારોમાં ખેતીકામ ચોમાસામાં જૂનથી સપ્ટેમ્બર દરમિયાન જ ચાલતું હોય છે.

ભૂતકાળમાં અહીંના આદિવાસીઓ જંગલમાં લાકડાં કાપવાનું અને એની હેરાફેરી કરવાનું કામ

ખાનગી કોન્ટ્રાક્ટરો માટે કરતા. પાછળથી સ્થાનિક રાજકીય નેતાઓ તથા ગાંધીવાદી સામાજિક કાર્યકરોના પ્રયાસોથી જંગલ કામદાર મંડળીઓ સ્થપાઈ અને આદિવાસીઓ ખાનગી કોન્ટ્રાક્ટરોથી છૂટયાં. જંગલ મંડળી હેઠળ કામ કરનારને કામના પ્રમાણમાં વેતન મળવા લાગ્યું અને મંડળીના નફામાં હિસ્સો પણ મળવા લાગ્યો. આથી આદિવાસીઓને ચોમાસા સિવાય જ્યારે કોઈ ખેતીકામ નહોતું તે ગાળામાં પણ રોજી મળવા લાગી. આજે તો હવે જંગલો જ ખાસ રહ્યાં નથી એટલે આદિવાસી મજૂરો માટે ઝાઝું કામ પણ રહ્યું નથી.

બિનઆદિવાસી ગામડાંઓમાં અનાવિલ બ્રાહ્મણો અને પાટીદારો પ્રભાવક જ્ઞાતિ જૂથ છે. કોળીઓ મુખ્યત્વે નાના ખેડૂતો છે. અથવા ખેતમજૂરી કરે છે અન્ય કારીગર વર્ગ તથા નાની મોટી સેવાઓ પૂરી પાડતો વર્ગ પણ છે. આ ગામોમાં હળપતિઓ એક માત્ર આદિવાસી જૂથ છે. તેઓ મોટેભાગે અનાવિલ પાટીદાર ખેડૂતોને ત્યાં ખેતમજૂરી તથા ઘરકામ માટે જાય છે. ભૂતકાળમાં તો તેઓ જમીનદારોને ત્યાં અર્ધગુલામ તરીકે કામ કરતા. આજે તેઓ ગરીબ ખેતમજૂરો છે.

તાલુકાઓની આદિવાસી પટ્ટીમાં મુખ્યત્વે ગામીતો, ચૌધરીઓ, વસાવા અને ભીલો વસે છે. ભૂતકાળમાં આદિવાસીઓ એમની નજીકના વિસ્તારમાં રહેતા અને વ્યાજનો ધંધો કરતા વાણિયાઓને તથા દારૂ-તાડી વેચતા પારસીઓને ત્યાં જમીન ગિરવે મૂકી આવતા. એ જમીન ગણોતિયા તરીકે તેઓ ખેડતા. ગણોતપ્રથાનો અંત લાવવા ગણોતધારો આવ્યો અને આદિવાસીઓને ફરીથી જમીન માલિક બનાવ્યા—એનો લાભ ઘણા આદિવાસીઓને મળ્યો છે. કેટલાંક ગામોમાં અપવાદરૂપ પારસી કુટુંબોને બાદ કરતાં બધી જમીનોની માલિકી આદિવાસીઓ ધરાવે છે. ગામમાં રહેતા પારસીઓ આદિવાસીઓ પાસેથી અડધ ભાગે ખેતી કરાવે છે. આદિવાસીઓની સ્થિતિ હળપતિઓ કરતાં કંઈક જુદી છે. અહીં આદીવાસીઓ કોઈના ગુલામ નથી. એ ગરીબ હશે પરંતુ પોતાની રોજી જાતે રળે છે. પોતાની જમીનની જાળવણી કરે છે ઉપરાંત ગામની પંચાયત કે પંચાયત સમિતિઓ કે વિવિધ સહકારી મંડળીઓમાં સક્રિય ભાગ લે છે.

વિવિધ વિકાસશીલ પ્રવૃત્તિઓ માટે આદિવાસી વિસ્તારો મોકળું મેદાન પૂરું પાડે છે. વિવિધ વિકાસ સંસ્થાઓ જેવી કે (૧) ગાંધીવાદી અને અન્ય સ્વૈચ્છિક સામાજિક કલ્યાણ સંસ્થાઓ (૨) મુખ્ય રાજકીય પક્ષો દ્વારા આરંભાયેલ પ્રવૃત્તિઓ અને (૩) વિવિધ ખ્રિસ્તી પ્રચારક સંસ્થાઓ દ્વારા ઊભાં થયેલ સંગઠનો અહીં સક્રિય છે.

આઝાદી પછી ગાંધીવાદીઓએ ડેરી, મરઘાઉછેર, પાપડ, કુટિર ઉદ્યોગ વગેરે આવક ઊભી કરી આપતા કાર્યક્રમો હાથ ધર્યા. બે પાપડ કેન્દ્રો છે, જેમાં મુંબઈની લિજ્જત પાપડ સંસ્થા માટે પાપડ વણવામાં આવે છે. તાજેતરમાં જ ત્યાં પેપર ફૅક્ટરી શરૂ કરવામાં આવી છે. એમાં કામ કરનારા સૌ આદિવાસીઓ જ છે.

આ સ્વૈચ્છિક સંસ્થાઓને સરકાર, અર્ધ-સરકારી સંસ્થાઓ અને સહાય આપતી વિદેશી સંસ્થાઓ નાણાકીય મદદ પૂરી પાડે છે. મુખ્ય સહાય (OXFAM) ઓક્ષફામની છે. ઓસ્ટ્રેલિયા અને સ્વીડનની સ્વૈચ્છિક સંસ્થાઓ પણ ઉદાર હાથે આ પ્રવૃત્તિ માટે નાણાંની મદદ કરે છે. સરકારી ખાતાઓ બેંક વ. આદિવાસી વિસ્તારમાં આદિવાસીઓને મદદ કરવા ખૂબ સક્રિય છે. આ મંડળોએ ડેરી પ્રવૃત્તિને વિકસાવવા પ્રયત્ન કર્યો છે.

દેશના અન્ય આદિવાસી વિસ્તારોની જેમ સુરત જિલ્લામાં પણ વિવિધ ખ્રિસ્તી પ્રચારક સંસ્થાઓ સક્રિય છે. છેલ્લાં પચાસ વર્ષથી તેઓ વિવિધ સંગઠનો હેઠળ કામ કરે છે. તેઓ સામાજિક કલ્યાણની પ્રવૃત્તિ સાથે સાથે વિકાસ પ્રવૃત્તિઓ પણ હાથ ધરે છે. તેઓ પ્રાથમિક અને માધ્યમિક નિવાસી શાળાઓનું,

પ્રાથમિક આરોગ્ય કેન્દ્રનું સંચાલન કરે છે, અને નિયમિત પ્રાર્થના સભાઓ દ્વારા પોતાના ધર્મનો પ્રચાર કરે છે. ભરૂચ, ડાંગ, સુરત જિલ્લામાં રોમન કેથલિક ચર્ચ ખૂબ સક્રિય છે. હમણાં હમણાં સહકારી દૂધ મંડળીઓ સ્થાપવાનું કામ મોટે પાયે તેઓએ ઉપાડયું છે. જે ત્રણ જિલ્લામાં તેઓ સક્રિય છે, તેનાં ૩૮૩ ગામોમાંથી ૧૨૫ ગામોમાં તેઓએ દૂધ મંડળી સ્થાપી છે.

જેસુઇટો ખ્રિસ્તીધર્મના એક પંથના અનુયાયીઓ છે. (આ પંથની સ્થાપના સંત ઇગ્નેશિયસ લોયોલાએ ઇ.સ. ૧૫૩૪માં કરેલી અને ભારતમાં એનો પ્રચાર સંત ફ્રાન્સિસ ઝેવિયરના પ્રયત્નોથી થયો. પુરુષો પૂરતો મર્યાદિત આ પંથ સ્વૈચ્છિક ગરીબી અને પાવિત્ર્ય બ્રહ્મચર્યમાં માને છે; અને શિક્ષણ, ધર્મપ્રચાર, સમાજસેવા તથા સખાવતના ક્ષેત્રમાં કામ કરે છે.) તેઓએ વ્યારા આદિવાસી પ્રગતિ કેન્દ્ર સ્થાપ્યું છે. આ કેન્દ્ર વ્યારામાં નિવાસી શાળા ચલાવે છે. નિશાણામાં આરોગ્ય કેન્દ્ર ચલાવે છે, અને નિશાણા અને માંડલમાં અન્ય પ્રવૃત્તિઓ ઉપરાંત સહકારી દૂધમંડળીઓ સંભાળે છે. આ કેન્દ્રનું સંચાલન પૂરા સમયના પાદરી કરે છે. તેમને બીજા બે પૂરા સમયના અને એક ખંડ સમયના ધર્મપ્રચારક સહાય કરે છે. ધર્મ પ્રચારકો ગામડાંઓમાં સભા કરે, બાઈબલ વંચાવડાવે, ભજનો ગવડાવે અને એ દ્વારા ખ્રિસ્તી ધર્મમાં રસ જગાડવાનું કામ કરે. વધારામાં આદિવાસીઓની આર્થિક સ્થિતિ સુધારવા કેટલીક બિનસાંપ્રદાયિક પ્રવૃત્તિઓ પણ હાથ ધરે. ૧૯૬૬–૬૭માં દુકાળની પરિસ્થિતિ હતી ત્યારે કેન્દ્રએ કામના બદલામાં ખોરાકનો કાર્યક્રમ હાથ ધર્યો. જેમણે જમીન સરખી કરવાનું કામ કર્યું કે કૂવાઓ ખોદ્યા તેમને અનાજ આપવામાં આવ્યું. કૂવા ખોદવા માટે કે એના ઉપર પંપસેટ બેસાડવા કે બળદ ખરીદવા માટે વ્યાજ વગરની લોન વહેંચવામાં આવી. આ રીતે કેન્દ્રએ ૧૦૦ કૂવા ખોદવા માટે, ૧૨૬ પંપ સેટ માટે અને ૫૦૦૦ બળદો ખરીદવા માટે વ્યાજ વગરની લોન વહેંચી છે. વધારામાં, જે આદિવાસીઓએ જમીન સમતળ બનાવવાનું કામ કર્યું તેમને અને તેમનાં કુટુંબીજનોને વિનામૂલ્યે અનાજ વહેંચવામાં આવ્યું. જોકે કાર્યક્રમ ખાસ સફળ થયો નહિ. ખોદાવેલા કૂવામાંથી ઝાઝું પાણી નીકળ્યું નહિ. પંપ સેટો મોંઘા પુરવાર થયા અને રોકાણ માટે ખોટ રૂપ સાબિત થયા. ઘાસચારા કે યોગ્ય સંભાળને અભાવે ઘણા બળદો મરી ગયા, ખૂબ ઓછા ખેડૂતોએ લોન પરત કરી.

૧૯૭૨થી જેસુઇટોએ આદિવાસી ગામોમાં સહકારી દૂધમંડળીઓ સ્થાપવાનું જોરશોરથી શરૂ કર્યું. ૧૨૫ ગામોમાં દૂધ મંડળીઓ સ્થપાઈ છે એનું સંચાલન વ્યારાથી થાય છે.

આ દૂધમંડળીઓ અન્ય કરતાં થોડી જુદી પડે છે. ખ્રિસ્તી કેન્દ્રો તરફથી મળતી લોન વ્યાજ વગરની હોય છે. જ્યારે બીજી લોન માટે ૪%ના રાહત દરનું વ્યાજ ભરવું પડે છે. બીજું કેન્દ્ર દરેકના હિસાબકિતાબની ચકાસણી કરે છે. દરેક સભ્યની આવકમાંથી અમુક રકમ અલગ રાખવામાં આવે છે. જે સંપૂર્ણ લોન ભરપાઈ થયા પછી જ પરત મળે છે. ત્રીજું જો દારૂ છોડી દે તો જ લોન મળે. ગુજરાતમાં દારૂબંધી હોવા છતાં દારૂ છૂટથી મળે છે અને આદિવાસીઓ વર્ષોથી પીતા આવ્યા છે. કેન્દ્ર એ માટે ખાસ આગ્રહ એટલા માટે રાખે છે કારણ કે એમને ભય છે કે આદિવાસીઓ તેમની આવક વેડફી નાખશે; પરિણામે તેમની આર્થિક પરિસ્થિતિમાં કોઈ ફેર પાડી શકાશે નહિ. કેન્દ્રમાંથી લોન મેળવવા બિનખ્રિસ્તીઓ માટે કોઈ ભેદભાવ નથી. કદાચ તેમને પ્રાધાન્ય આપવામાં કોઈ સૂક્ષ્મ પક્ષપાત હોઈ શકે. ઘણા લાંબા સમયથી મિશનરીઓની પ્રવૃત્તિ ચાલતી હોવા છતાં ૫૦%થી પણ ઓછા લોકોએ ખ્રિસ્તીધર્મ સ્વીકાર્યો છે. દારૂ પીનારાઓને લોન ન આપવાના નિયમથી બિનખ્રિસ્તીઓને દૂધમંડળીની બહાર રાખવાનો કીમિયો હોવાનું ઘણા માને છે.

જેસુઇટોઓની પ્રવૃત્તિઓને ઓક્ષફામ અને અન્ય

દેશી અને વિદેશી ખ્રિસ્તી સંસ્થાઓ નાણાં પૂરાં પાડે છે.

આ વિસ્તારમાં મુખ્યત્વે કોંગ્રેસ (આઇ) અને જનતા પક્ષનો પ્રભાવ જોવા મળે છે. હાલ જે જનતા પક્ષ તરીકે ઓળખાય છે, તે પહેલાંની મોરારજી દેસાઈના વર્ચસ્વવાળી કોંગ્રેસ (સંગઠન) જ છે. ૧૯૬૯ના ભાગલા વખતે લગભગ બધા જ કોન્ગ્રેસીઓ કોંગ્રેસ (સં.)માં જોડાયા હતા. ઈન્દિરા ગાંધીની કોંગ્રેસે આદિવાસી વિસ્તારોમાં કામ શરૂ કર્યું. જ્યાં કોંગ્રેસ (સં.)નું ઝાઝું વર્ચસ્વ નહોતું, ૧૯૭૧માં 'ગરીબી હટાવ'ના સૂત્રથી શરૂ કરી આદિવાસી વિસ્તારો તરફ તેમના પ્રશ્નો તરફ ખાસ ધ્યાન આપવામાં આવ્યું. સ્થાનિક નેતા શ્રી ઝીણાભાઈ દરજી કોં.(આઈ)ના પ્રખર નેતા બન્યા. ૧૯૭૭-૮૦ દરમિયાન જનતા પક્ષનું શાસન હતું ત્યારે પણ આદિવાસીઓના વિકાસ કાર્યક્રમો ચાલુ રાખવામાં આવ્યા. નાના ખેડૂતો માટે વિકાસ એજન્સી અને અંત્યોદયની પ્રવૃત્તિ થઈ, ૧૯૮૦ માં ફરી કોંગ્રેસ (આઈ) સત્તા પર આવી અને આદિવાસીઓના પ્રશ્નોને અગ્રિમતા આપવાનું ચાલુ રહ્યું.

ઝીણાભાઈ દરજીએ અનેક જંગલ કામદાર મંડળીઓ સ્થાપી અને આશ્રમશાળાઓનું કામ ચાલુ રાખ્યું. સ્થાનિક સત્તાનાં કેન્દ્રો જેવાં કે પંચાયત અને મંડળીઓમાં કોંગ્રેસ (આઈ)ના માણસોનું વર્ચસ્વ છે. જનતા પક્ષના માણસો છે પણ તેમની લઘુમતી છે. જંગલ કામદાર મંડળીઓની પડતી થતાં અને 'ઓપરેશન ફ્લડ' હેઠળ ડેરીઉદ્યોગને સરકારનું પ્રોત્સાહન સાંપડતાં બધા પક્ષીય કાર્યકરો—નેતાઓ ડેરીક્ષેત્રમાં સક્રિય બન્યા છે.

### સુમુલ ડેરી

સુરત જિલ્લામાં ખેડા જિલ્લાની જેમ મોટા પ્રમાણમાં દૂધ ઉત્પાદન થતું નથી. ભૂતકાળમાં અહીં દૂધ કે દૂધની પેદાશો બહાર નિકાસ પણ થતી ન હતી. મુખ્યત્વે અહીં બિનઆદિવાસી લોકો જ દૂધ ઉત્પાદન કરતાં. સુરત ઔદ્યોગિક શહેર હતું. જે કાંઈ દૂધ આજુબાજુનાં ગામડાંમાંથી આવતું તે અહીં વેચાતું તેમ છતાં, સહકારી દૂધમંડળીઓ આ વિસ્તાર માટે નવી નથી. છેક ૧૯૩૯માં ચોર્યાસી તાલુકાના પાલ ગામે દૂધમંડળીની સ્થાપના થઈ હતી. ૧૯૪૯માં ટકારમા ગ્રુપ સહકારી દૂધ અને શાકભાજી મંડળી સ્થાપવામાં આવી હતી. ૧૯૫૦માં ચોર્યાસી તાલુકા દૂધ ઉત્પાદક મંડળીની સ્થાપના થઈ હતી. ૧૯૫૧માં સુરત જિલ્લા દૂધ ઉત્પાદક સહકારી મંડળીની સ્થાપના કરવામાં આવી.

૧૯૬૬માં આ બન્ને દૂધ મંડળીઓએ ભેગા થઈને એક વિશાળ આધુનિક પેશ્ચ્યુરાઇઝેશન પ્લાન્ટ નાખવાનું વિચાર્યું. રોજના ૫૦,૦૦૦ લિટરની ક્ષમતા ધરાવતા આ પ્લાન્ટનું શ્રી મોરારજીભાઈ દેસાઈના હસ્તે ઉદ્દઘાટન થયું, પરંતુ થોડા સમયમાં જ ચોર્યાસી ડેરીના સંચાલકો આ સંયુક્ત સાહસમાંથી બહાર પડી ગયા. આજે ગામડાંઓમાંથી દૂધ એકત્રિત કરતી ત્રણ અલગ અલગ સહકારી મંડળીઓ છે—તે છે સુમુલ, ચોર્યાસી અને પાલ-અડાજણ ડેરી. અલબત્ત સૌથી વધુ પ્રભાવ સુમુલનો છે જે જિલ્લામાંથી રોજનું ૧,૦૦,૦૦૦ લિટર દૂધ ભેગું કરે છે. ચોર્યાસી ડેરી ૨૫,૦૦૦ લિટર જેટલું દૂધ મેળવે છે જ્યારે પાલ-અડાજણ ડેરી પોતાના વિસ્તારમાંથી રોજનું ૫,૦૦૦ લિટર દૂધ ભેગું કરે છે. ચોર્યાસી તાલુકામાંથી સુમુલને ખૂબ ઓછું દૂધ મળે છે. ૧૯૭૭માં સુમુલને ચોર્યાસી તાલુકામાંથી રોજનું ૭૧,૦૦૦ લિટર દૂધ મળતું હતું તે ઘટીને ૧૯૮૧માં ૨૪,૦૦૦ લિટર જેટલું થઈ ગયું છે. સુમુલ પાસે આધુનિક યાંત્રિક પ્લાન્ટ હોવા છતાં તેમ જ ઓપરેશન ફ્લડ હેઠળ ઘણી સુવિધાઓ હોવા છતાં તાલુકામાં ચોર્યાસી ડેરીની હરીફાઈ કરી શકતું નથી. આ આખી ઘટના દૂધ પ્રાપ્ત કરવાના તેમના કે તેના વેચાણના મહત્ત્વના પાસા પર પ્રકાશ ફેંકે છે.

ચોર્યાસી ડેરી ગામડાના દૂધ ઉત્પાદકોમાં તેમ જ

શહેરના ગ્રાહકોમાં લોકપ્રિય છે. દૂધ ઉત્પાદકોને સુમુલ જે ભાવ આપે છે તેના કરતાં ચોર્યાસી ડેરી વધુ ભાવો આપે છે અને લગભગ સુમુલ ડેરીના ભાવે જ ગ્રાહકોને દૂધ પણ પૂરું પાડે છે. ૧૯૮૦માં ચોર્યાસી ડેરીના ૬ ટકા ફેટ ધરાવતા દૂધનો ભાવ લિટર દીઠ રૂ. ત્રણ હતો, જ્યારે સુમુલનું સ્ટાન્ડર્ડાઈઝડ દૂધ જે ૪.૫ ટકા ફેટ ધરાવે છે તેનો લિટર દીઠ ભાવ રૂ. ૨–૯૦ હતો. ચોર્યાસી ડેરી દૂધ ઉત્પાદકોને લિટર દીઠ રૂ. ૨–૮૦ ચૂકવતી હતી જ્યારે સુમુલ એક કિલોના રૂ. ૩૨ એટલે કે લિટર દીઠ આશરે રૂ. ૨–૩૦ ચૂકવતી હતી. ૧૯૮૧ના એપ્રિલમાં ચોર્યાસી ડેરી દૂધ ઉત્પાદકોને ૬.૫ ટકા ફેટ ધરાવતા દૂધના લિટર દીઠ રૂ. ૩–૫૦ ચૂકવતી હતી જ્યારે લગભગ એ જ ગુણવત્તા ધરાવતા દૂધના સુમુલ ડેરી લિટર દીઠ રૂ. ૨–૬૦ ચૂકવતી અને ગ્રાહકોને એ દૂધ ૪.૫ ટકા ફેટનું કરીને ૩–૪૦ લિટરના ભાવે વેચાતું હતું. આમ સંચાલન વ્યવસ્થા તેમ જ દેખરેખનો લિટર દીઠ ખર્ચ ચોર્યાસી ડેરીને માત્ર ૨૦ પૈસા થતો જ્યારે સુમુલ ડેરીને એ જ કામના ૬૦ થી ૮૦ પૈસા થાય છે. આણંદ પ્રકારની આધુનિક ડેરીઓનો એક મુખ્ય દાવો એ હોય છે કે એમાં વચ્ચેના દલાલોને દૂર કરીને આવકનો વધુ ને વધુ ભાગ ઉત્પાદકોને મળે એવી ગોઠવણી કરે. પણ આપણે જોઈએ છીએ કે વચ્ચેના દલાલો દૂર કરવા છતાં ઉત્પાદકોને ઝાઝો લાભ નથી થતો કારણ કે સહકારી ડેરીઓ દૂધ એકત્રિત કરવામાં, હેરીફેરીમાં, સીલીંગમાં પેસ્ચ્યુરાઈઝીંગમાં તથા વેચાણમાં ઘણો સારો એવો ખર્ચ કરે છે. એક જ વિસ્તારમાં કામ કરતી આ બન્ને સંસ્થાઓ દર્શાવે છે કે અમુક સ્થિતિમાં નાની સંસ્થાઓ પણ મોટી સંસ્થાઓ કરતાં વધુ લાભદાયી નીવડી શકે છે.

આવું શાથી બને છે તે બાબતમાં ત્રણ પ્રશ્નો તપાસી લેવા જેવા છે. પહેલું એ કે ચોર્યાસી ડેરી આરંભેલ સંયુક્ત સાહસમાંથી કેમ અલગ પડી? બીજું, ચોર્યાસી ડેરી સુમુલની કેવી અસરકારક રીતે હરીફાઈ કરે છે? અને ત્રીજું, ઉત્પાદકો અને ગ્રાહકો ચોર્યાસી ડેરીની પસંદગી શાથી કરે છે?

સુમુલ સાથેના ટૂંકા અનુભવમાં જ ચોર્યાસી ડેરીને થયું કે લિટર દીઠ અન્ય ખર્ચાઓ વધુ થતા હોવાથી દૂધ ઉત્પાદકોને ઓછા ભાવ મળે છે. તેમણે એ પણ જોયું કે ગમે તેટલા અંતરથી દૂધ આવતું હોય છતાં સુમુલ બધા ઉત્પાદકોને એક જ ભાવ આપે છે. સુમુલ દૂર દૂરના સ્થળેથી દૂધ એકઠું કરતી હતી તેથી તેનો ખર્ચ વધુ થતો હતો જ્યારે ચોર્યાસી ડેરીને શહેર નજીકના વિસ્તારમાંથી જ દૂધ લાવવાનું હોવાથી ઝાઝો ખર્ચ થતો નથી. આમ સંયુક્ત સાહસથી તો એમને નુકસાન થતું હતું. ઓછા ભાવની સામે પોતાના ઉત્પાદકોને બીજા કોઈ લાભો પણ મળતા નહોતા. અમુલના દૂધ ઉત્પાદકોને તો અનેકવિધ સેવાઓ પ્રાપ્ત થાય છે જ્યારે સુમુલ એ બધી સગવડો પ્રાપ્ત કરાવી શકતું નથી. પશુ આરોગ્ય કે કૃત્રિમ વીર્યદાનની સગવડો પ્રમાણમાં ઓછી છે. સુરતમાં પશુ ડૉક્ટરની એક મુલાકાતના રૂ. ૩૫ થાય છે જ્યારે ખેડા જિલ્લામાં રૂ. ૧૫ લેવામાં આવે છે. કૃત્રિમ વીર્ય પણ સમયસર અને સારી સ્થિતિમાં ગામડાંઓ સુધી પહોંચતું નથી. આ બધામાં ચોર્યાસી ડેરીના સંચાલકોને લાગ્યું કે સુમુલ સાથે રહેવાથી સરવાળે કોઈ લાભ નથી.

ચોર્યાસી ડેરી અસરકારક રીતે હરીફાઈ કરી શકે છે. કારણ કે નાની સંસ્થા હોવાને કારણે ખર્ચ ઓછો આવે છે, વળી દૂધ પણ નજીકના સ્થળેથી જ લાવવાનું હોય છે. ચોર્યાસી ડેરીના દરેક દૂધ ઉત્પાદકને શહેરના અમુક ગ્રાહકો ફાળવી આપેલા હોય છે જેને ઘર આંગણે તે દૂધ પહોંચતું કરે છે. આનાથી હેરફેર, પેસ્ચ્યુરાઇઝેશન, બોટલિંગ કે વહેંચણી જેવા ખર્ચાઓ થતા જ નથી.

ઉત્પાદકો વ્યક્તિગત રીતે કે ભેગા સાઇકલ પર દૂધ લઈ જાય એનો ભારે ખર્ચ થતો નથી. સુમુલ ડેરીમાં મોટી સંખ્યામાં કર્મચારીઓ રાખવામાં આવેલ છે જ્યારે ચોર્યાસી ડેરીને એવો ખર્ચ થતો નથી. કારણ ઉત્પાદકો સીધા ગ્રાહકો સાથે સંબંધ રાખે છે.

ચોર્યાસી ડેરી દૂધની ગુણવત્તા પર તકેદારી રાખવા થોડાક સુપરવાઇઝરો નીમે છે. તેઓ ઉત્પાદક અને ગ્રાહકોની ફરિયાદો પતાવે છે અને સમયસર દૂધ પહોંચે એની દેખરેખ રાખે છે. વળી ગ્રાહકો સાથે સીધો વ્યવહાર કરતી હોવાથી ચોર્યાસી ડેરી પોતાને માટે વફાદારી મેળવી શકી છે.

ચોર્યાસી ડેરી ઉત્પાદકો અને ગ્રાહકો બંનેને સંતોષ આપે છે ઉત્પાદકોને સંતોષ છે. કારણ કે સુમુલ જે ભાવ આપે છે તેના કરતાં ચોર્યાસી ડેરી વધુ ભાવ આપે છે. ગ્રાહકોને સંતોષ છે કારણ કે ઊંચી ગુણવત્તાનું દૂધ લગભગ સુમુલ દૂધના ભાવે જ મળે છે. ભારતીય ગ્રાહકો પણ પેશ્ચ્યુરાઈઝ્ડ દૂધ કરતાં તાજું દૂધ વધુ પસંદ કરે છે. અલબત્ત, દૂધ વાપરતા પહેલાં ગરમ કરવું પડે. વર્ષોથી દૂધ ગરમ કરવાની પ્રથા હોવાથી એનો કોઈને વાંધો નથી. ઉપરાંત સુમુલના દૂધની બોટલો તેના કેન્દ્રમાંથી લેવી પડે. જ્યારે ચોર્યાસીનું ઘરઆંગણે મળી જાય!

સુમુલ સાથે હરીફાઈ કરવા છતાં ચોર્યાસી ડેરીને કેટલીક મર્યાદાઓ પણ છે. ચોર્યાસી ડેરી સુમુલની જેમ દૂરનાં ગામડાંઓમાં જઈ શકતી નથી, અમુકથી વધારે ધંધો કરી શકતી નથી, પરંતુ ચોક્કસ સંજોગોમાં નાની સંસ્થાઓ પણ કેવી રીતે સફળ થઈ શકે એનું ઉદાહરણ એ પૂરું પાડે છે. દૂધની બાબતમાં આણંદનો પ્રયોગ આખા દેશમાં વખણાય છે. એ જ આધારે આખા દેશમાં પ્રયત્નો હાથ ધરવા જોઈએ એવી વાતો થાય છે. પરંતુ શાંતિ જ્યોર્જ (૧૯૮૪) દલીલ કરી છે કે એ દાખલો બધી પરિસ્થિતિમાં બંધબેસતો ન પણ બેસે. ચોર્યાસી ડેરી એ દલીલ સાબિત કરે છે.

ડેરી આયોજનકારો આણંદના દાખલાને ખૂબ ચગાવે છે. આણંદની દૂધ મંડળીઓ વૈજ્ઞાનિક ખ્યાલો પર આધારિત છે, એ ખેડા જિલ્લાની ધરતી પર સાબિત થઈ ચૂક્યું છે, એવા દાવાઓ થાય છે. ઓપરેશન ફ્લડ હેઠળ આખા દેશને આણંદના નમૂનાને આધારે ડેરી વિકાસને માર્ગે લઈ જવાનું કામ NDDB (નેશનલ ડેરી ડેવલપમેન્ટ બોર્ડ)ને સોંપવામાં આવ્યું છે.

આમ છતાં આપણે જોઈશું કે સુરત જિલ્લામાં આણંદના મોડેલથી ઘણા અલગ પડી ગયા છે. ઓપરેશન ફ્લડના પહેલા તબક્કે, જેનો આરંભ ૧૯૭૦માં થયો—સુરત જિલ્લાનો એમાં સમાવેશ કરાયો હતો. વળી સુમુલ ડેરી ગુજરાત કો-ઓપરેટિવ મીલ્ક માર્કેટિંગ ફેડરેશનની સભ્ય હોવા છતાં નીચેની ચાર મહત્ત્વની બાબતોમાં એ જુદી પડે છે.

(૧) આણંદ ડેરીની પદ્ધતિ પ્રમાણે દૂધ ભરનારના દૂધની ફેટ ચકાસણી મંડળીના સ્થળે દરરોજ બે વાર કરવામાં આવે અને એના દૂધની ગુણવત્તા અને જથ્થા પ્રમાણે તુર્ત રોકડ પૈસા ચૂકવી દેવામાં આવે. એટલે ખેડામાં એક દૂધ ઉત્પાદક દૂધ ભરવા સવારે જાય ત્યારે દૂધનો નમૂનો લઈ લેવામાં આવે, દૂધની ફેટ કાઢવામાં આવે, ફરી સાંજે જ્યારે એ દૂધ ભરવા આવે ત્યારે સવારના દૂધના પૈસા રોકડ આપી દેવામાં આવે. સાંજે જે દૂધ ભર્યું હોય એના પૈસા બીજે દિવસે સવારે ચૂકવી દેવામાં આવે. આવું સતત ચાલ્યા જ કરે, સુરતમાં આ પ્રથા નથી. અહીં તો દૂધ ઉત્પાદકના દૂધનો નમૂનો આખા મહિનામાં ચાર વાર લેવામાં આવે; એની ચકાસણી માટે નમૂના સુરત કે બાજીપુરાના ચીલીંગ સેન્ટર પર મોકલવામાં આવે. આખા માસના કુલ દૂધ ઉપર મહિનાને અંતે, ફેટની જે સરેરાશ નીકળી હોય, એ આધારે પૈસા ચૂકવવામાં આવે છે.

(૨) આણંદ ડેરીની પદ્ધતિ પ્રમાણે એક ગામમાં એક જ દૂધ મંડળી રચવામાં આવે. ખેડાનાં ૮૯૫ ગામોમાં ૮૯૫ ગ્રામ્ય કક્ષાની દૂધ મંડળીઓ છે. સુરત જિલ્લામાં આ પ્રમાણે નથી. સુરતમાં અનેક વિસ્તારમાં, ખાસ કરીને બિનઆદિવાસી વિસ્તારોમાં તો ગ્રુપ સોસાયટીઓ છે. અહીં ઘણાં ગામડાંઓ વચ્ચે એક જ સહકારી મંડળી કામ કરતી હોય અને અનેક સ્થળે દૂધ એકત્રિત કરવાનાં કેન્દ્રો ખોલવામાં આવેલાં

હોય. કેટલીક મંડળીઓ તો દશ ગામોમાં પણ કામ કરતી હોય. આમ ૧૯૬૮માં સુમુલ ડેરી પાસે ૧૪ ગ્રામ્ય કક્ષાની દૂધ મંડળીઓ હતી જે ૭૫ ગામોમાંથી દૂધ ભેગું કરતી હતી. ૧૯૭૮માં ૪૪૫ ગ્રામ્ય કક્ષાની દૂધ મંડળીઓ ૬૪૫ ગામોમાં ફેલાયેલી હતી. ૧૯૮૦માં ૫૫૮ ગ્રામ્ય કક્ષાની દૂધ મંડળીઓ છે. આમાંથી ૧૫ મંડળીઓ જૂથ મંડળીઓ છે જે એક કરતાં વધુ ગામમાં કામ કરે છે. આ જૂથ મંડળીઓ મુખ્યત્વે બિનઆદિવાસી તાલુકાઓમાં કામ કરે છે.

(૩) આણંદ ડેરી પદ્ધતિમાં ગ્રામ્ય કક્ષાની મંડળીઓ માત્ર એક જ ક્ષેત્રમાં કામગીરી કરે છે. એક માત્ર ડેરી સિવાય અન્ય ક્ષેત્રે કામ કરતી નથી. જ્યારે સુરત જિલ્લાની મંડળીઓ એક કરતાં વધુ એટલે કે દૂધ ઉપરાંત શાકભાજી, ફળ અને ખેતપેદાશોનાં કામો પણ હાથ ધરે છે.

(૪) આણંદ ડેરી પદ્ધતિમાં ધિરાણ કરવાની કોઈ જોગવાઈ નથી જ્યારે અહીં મંડળીના સભ્યોને ધિરાણ આપવામાં આવે છે. દા. ત. આદિવાસી વિસ્તારોમાં જ્યાં હમણાં જ મંડળીઓ શરૂ થઈ છે ત્યાં સભ્યોને સુમુલદાણ ઉધાર આપવામાં આવે, ક્યારેક દુકાનદારને ત્યાંથી અનાજ ઉધાર લેવાનું હોય તો મંડળી એના ગેરંટર તરીકે જવાબદારી લે છે અને મહિનાને અંતે એની દૂધની આવકમાંથી પૈસા ચૂકવી દે છે.

આ મુદ્દાઓ જ્યારે અધિકારીઓના ધ્યાન પર લાવવામાં આવે છે ત્યારે તેઓ થોડા મૂંઝાઈ જાય છે અને બચાવ કરવાના પ્રયત્ન કરે છે. દરરોજ ફેટ ચકાસણી કરવાની બાબતમાં તેઓ જણાવે છે કે મંડળીઓનું દૂધ ઘણું ઓછું હોય છે એટલે ચકાસણી માટેનો વધારાનો સ્ટાફ ખર્ચ તેઓ ભોગવી શકે નહિ. એનાથી મંડળીનો નફો ઓછો થઈ જાય. એ જ કારણોસર દરરોજ રોકડ ચુકવણી પણ શક્ય નથી. સભ્યો પણ એવું ઇચ્છે છે કે મહિનાને અંતે સામટી રકમ આપવામાં આવે એ જ ફાયદાકારક બને છે. થોડા થોડા પૈસા આવે તો ગમે તેમ વપરાઈ જવાનો ભય રહે છે. બીજું જૂથમંડળીઓ તથા અન્ય ક્ષેત્રની પ્રવૃત્તિ વ. તો વર્ષોથી ચાલી આવેલી છે અને એ પ્રમાણે ચાલે છે. આ મંડળીઓ શરૂ થઈ ત્યારે માત્ર એક જ પ્રવૃત્તિ કરવાનું પરવડી શકે એમ નહોતું એટલે દૂધની સાથે શાકભાજી, તેલ વ. ક્ષેત્રો પણ લીધેલાં. હવે જે નવી મંડળીઓ સ્થાપવામાં આવે છે. એ બધામાં આણંદ ડેરી પદ્ધતિ પ્રમાણે એક ગામમાં એક જ મંડળી એક જ વસ્તુને આવરી લેવામાં આવે છે. ધિરાણ આપવાનું એ રીતે યોગ્ય ઠેરવવામાં આવે છે કે એમ કરવાથી ગરીબ ખેડૂતો પોતાની જરૂરિયાતો મેળવી શકે છે. વળી મંડળી કોઈ જોખમ લેતી નથી કારણ કે એના પૈસા દૂધની આવકમાંથી કાપી લેવાના હોય છે. આ કારણો ખૂબ જ વ્યવહારુ અને વાજબી લાગે છે. એમાંથી જાણવાનું એટલું જ કે આણંદ ડેરી પદ્ધતિ જુદી જુદી પરિસ્થિતિમાં અનુસરવામાં ઘણી મર્યાદાઓ રહેલી છે.

૧૯૬૬ સુધી સુમુલ મર્યાદિત સ્તરે કામ કરતું હતું. ગામડાંઓમાંથી દૂધ ભેગું કરી શહેરી ગ્રાહકોને પહોંચાડે, પછી ૧૯૬૬માં ૫૦ હજાર લિટર દૂધની ક્ષમતા ધરાવતો પ્લાન્ટ ૯૦ લાખના ખર્ચે નાખવાનું નક્કી કર્યું. એનો અમુક ખર્ચ સરકારી ગ્રાન્ટ દ્વારા તથા સ્વીડનની સહાય દ્વારા મળ્યો હતો.

નવો પ્લાન્ટ અસ્તિત્વમાં આવતાં દૂર દૂરના વિસ્તારમાં જઈને પણ દૂધ ભેગું કરી લાવવાની જરૂરિયાત ઊભી થઈ. ઓપરેશન ફ્લડના પહેલા તબક્કામાં અને બીજા તબક્કામાં પ્લાન્ટની ક્ષમતા અનુક્રમે ૧,૦૦,૦૦૦ લિટર તથા ૧,૫૦,૦૦૦ લિટરની કરવામાં આવી એટલે દૂધ ભેગું કરવાની જરૂરિયાત વધુ તીવ્ર બની. ઓપરેશન ફ્લડ હેઠળ ખૂબ સહેલાઈથી નાણાં મળતાં હતાં. ૩૦ ટકા ગ્રાન્ટરૂપે અને ૭૦ ટકા સસ્તી લોન દ્વારા મળતાં. પરંતુ પૂરતા દૂધને અભાવે ડેરીનો પ્લાન્ટ પૂરેપૂરી શક્તિએ કામ કરી શકતો નહોતો. એટલે ડેરી દૂધ પાઉડર અને ઘી બનાવવા લાગી.

વળી ગુજરાત સ્ટેટ મિલ્ક માર્કેટિંગ ફેડરેશનના સભ્ય તરીકે સુમુલ ડેરીને રોજનું ૧૩ હજારથી ૧૭ હજાર લિટર સાત ટકા ફેટનું દૂધ મળતું હતું. ક્યારેક મહેસાણાની દૂધસાગરમાંથી દૂધ મળતું હતું. સુમુલ ડેરીએ મુંબઈના ખાનગી દૂધ વેચનારાઓ તથા બિસ્કિટ આઈસ્ક્રીમ બનાવનારાઓ સાથે કરાર કર્યા હતા જે મુજબ દરરોજનું ૭ ટકા ફેટ ધરાવતું ૫૦,૦૦૦ લિટર દૂધ મુંબઈ પહોંચાડવાનું હતું. વળી સુરત શહેરના ગ્રાહકોને રોજનું ૫ ટકા ફેટનું ૧,૦૦,૦૦૦ લિટર દૂધ પહોંચાડવાનું હતું. આ બધાં કારણોસર સુમુલના વહીવટદારોને વધુ ને વધુ જથ્થામાં દૂધ ભેગું કરવાની તીવ્ર જરૂરિયાત ઊભી થઈ હતી. નજીકનાં ગામડાંઓમાંથી એ શક્ય નહોતું એટલે તેમની નજર દૂરનાં આદિવાસી ગામડાંઓ તરફ ગઈ. ત્યાં પણ અનુકૂળ વાતાવરણ પડેલું જ હતું. આ રીતે સુમુલે પોતાનો પ્રશ્ન હલ કર્યો.

આદિવાસી વિસ્તારમાંથી દૂધ મોટે પાયે ભેગું શકાય એનો ખ્યાલ સુમુલ કે એન. ડી. ડી. બી. ના આયોજકોને આકસ્મિક રીતે લાધ્યો હતો. કેટલાક સંજોગોએ એમાં ભાગ ભજવ્યો હતો. એક તો એ કે ખ્રિસ્તી મિશનરીઓ આ ક્ષેત્રમાં કામ કરતા જ હતા અને બીજું એ કે આદિવાસી પ્રજાના કલ્યાણ માટે અને ખાસ કરીને નાના સીમાંત આદિવાસી ખેડૂતો માટે ખુદ સરકાર પણ વિવિધ કાર્યક્રમો આપતી હતી એનો લાભ સુમુલને મળી ગયો.

**આરંભ**

અગાઉ જણાવ્યા મુજબ આદિવાસી વિસ્તારમાં સૌ પ્રથમ દૂધ મંડળી સ્થાપવાનો યશ કૅથલિક મિશનરી-ઓ—જેઓ આદિવાસી પ્રગતિ કેન્દ્ર હેઠળ કલ્યાણકારી પ્રવૃત્તિઓ કરે છે—ને ફાળે જાય છે. ૧૯૭૨માં માંડલ ખાતે પહેલી દૂધ મંડળીથી શરૂઆત કરી. ૧૯૬૬થી પાદરીઓ અહીં કામ કરતા હતા અને આદિવાસી-ઓને નિયમિત સ્થિર આવક મળતી રહે એવી પ્રવૃત્તિની શોધમાં હતા. વ્યારાના આ કેન્દ્રના સંચાલક ફાધર કોરલે ખેડા જિલ્લાના ઓરસદ ગામમાં દૂધ-મંડળીની પ્રવૃત્તિથી પરિચિત હતા. તેઓ માંડલના ગામ-લોકોને ઓરસદના પ્રવાસે લઈ ગયા. ત્યાંની પ્રવૃત્તિથી ગામલોકો પ્રભાવિત થઈ ગયા. પાછા ફરી અનેક સભાઓ કરી અને છેવટે સહકારી દૂધ મંડળી સ્થાપવાનો વિચાર કર્યો. પરંપરાગત રીતે ગામીતો ભેંસ પાળતા નથી. ૧૯૭૨ પહેલાં તો ગામમાં માત્ર ચાર જ ભેંસો હતી, એમાંથી બે પારસી કુટુંબમાં અને બે મોટા ગામીત ખેડૂતને ત્યાં હતી. તેઓ ગાયો પાળતા. પણ માત્ર દૂધ ખાવા મળે એ પૂરતું જ. દૂધ વધારે હોય તો ઘી બનાવી વેચતાં. ભેંસની કાળજી પોતે રાખી શકશે કે કેમ તે માટે સૌ શંકા અનુભવતા હતા અને તેવું જોખમ ઉઠાવવા તૈયાર પણ નહોતા. આમ છતાં, ફાધર કોરલ અને મગનભાઈ ગામીત અને બીજા નેતાઓની સમજાવટથી નાના પાયા પર દૂધ મંડળી શરૂ કરવાનો સંકલ્પ થયો. સૌ પ્રથમ ૧૬ ભેંસો લાવવામાં આવી. એમાંથી ૧૨ કુટુંબને એક એક ભેંસ આપવામાં આવી અને ૪ ફાધરે પોતાના કેન્દ્રમાં રાખી. બીજા ગામલોકો આ પ્રયોગને આતુરતાથી જોતા હતા. ગામ લોકોમાં એવો વહેમ હતો કે ગામીતોને માટે ભેંસ અપશુકનિયાળ હોય છે અને એને ગામીત પાળે તો ભેંસના આંચળમાંથી દૂધને બદલે લોહી વહેશે.

૧૯૭૩ની ૨૬ માર્ચે, માંડલ દૂધ ઉત્પાદક સહકારી મંડળી સરકારી દફતરે નોંધવામાં આવી. જોકે ૧૯૭૨ના અંતભાગથી કામકાજ તો ચાલુ થઈ જ ગયું હતું. પછી તુર્ત જ સુમુલ ડેરી સાથે એ સંલગ્નિત થઈ. સુમુલના અધિકારીઓ ખૂબ ઉત્સાહી હતા અને સહકાર આપતા હતા. આદિવાસી વિસ્તારમાં આ સૌ પ્રથમ પ્રયોગ હતો એટલે બધા વિચારતા કે જો અહીં આ પ્રયોગ સફળ થાય તો સમગ્ર આદિવાસી વિસ્તારમાં એનો પ્રારંભ થઈ શકે.

શરૂઆતમાં તો દૂધ મોકલવા વાહનવ્યવહારનો સવાલ રહેતો. સુમુલનું વાહન દશ કિ.મિ. છેટે વ્યારા આવતું હતું. માત્ર માંડલનું દૂધ ભેગું કરવા એ

દિવસમાં બે વાર માંડલ સુધી આવી શકે એમ નહોતું. ફાધર કોરલે નિર્ણય લીધો કે તેઓ પોતાની જીપગાડીમાં માંડલથી દૂધ લઈ વ્યારા પહોંચતું કરશે.

ભેંસના પાલન ઉછેરમાં ગામીતો સાવ અજાણ હોવાથી તેઓને તાલીમ આપવા માટે દર મહિને બસો રૂપિયાને પગારે એક ભરવાડ રાખવામાં આવ્યો. દૂધ મંડળીની ઓફિસ પાસે એ રહેતો અને એને કેમ ખવડાવવું, ક્યારે દોહવું, એ ક્યારે ગરમીમાં હોય એ જાણવું વ. બાબતો ગામલોકોને શીખવવા લાગ્યો. વિસ્તરણ અધિકારીના ઔપચારિક પ્રવચનો કરતાં ભરવાડ પાસેથી મળતું રોજ-બ-રોજનું વ્યવહારુ જ્ઞાન વધુ અસરકારક નીવડયું.

૧૯૭૨-૭૩ના પ્રથમ વર્ષે માંડલ દૂધ મંડળીમાં પચાસ સભ્યો થયા, જેમણે કુલ્લે ૪૨,૫૯૮ લિટર દૂધ ભર્યું. સભ્યોને દૂધ પેટે કુલ્લે રૂ. ૬૪,૨૭૯ મળ્યા, મંડળીએ રૂ. ૧૦૦૬નો નફો કર્યો. બીજા વર્ષે સભ્ય-સંખ્યા ૫૯ની થઈ, કુલ્લે ૬૧,૯૩૮ લિટર દૂધ ભરાયું અને રૂ. ૧,૦૮,૫૧૦ વહેંચાયા અને મંડળીને રૂ.૧૭૫૯નો નફો થયો. આ ક્રમિક વિકાસનો યશ મુખ્યત્વે ફાધર કોરલને ફાળે જાય છે. ગામનો જ એક શિક્ષિત-યુવાન ગામીત વ્યારા ખાતે કેન્દ્રમાં ક્લાર્કની નોકરી કરતો હતો. તેને મંડળીના મંત્રી તરીકે નીમવામાં આવ્યો. એને હિસાબ-કિતાબની તાલીમ આપવામાં આવી. કેન્દ્રની પ્રવૃત્તિમાં સતત સક્રિય રહેતા મગનભાઈ ગામીતને મંડળીના ચેરમેન બનાવવામાં આવ્યા. ફાધરે સભ્યોનાં નાણાંનો બરાબર હિસાબ રાખ્યો, એના ઉપર ઘનિષ્ઠ દેખરેખ રાખી. ભેંસ માટે લીધેલી લોનના પૈસા પાછા વાળવા માટે દૂધની આવકમાંથી પચાસ ટકા કાપી લેવામાં આવતા હતા. ઉપરાંત ફાધરે તેમને બીજા ૧૦ થી ૧૫ ટકા બચત કરી રાખી મૂકવા સમજાવ્યા. આ રીતે બચત ટેવ પાડી અને નાણાંનો દુર્વ્યય થવાનો ભય ટળ્યો. માંદગી, સામાજિક પ્રસંગે વાસણ ખરીદવા કે મરણક્રિયા જેવા પ્રસંગ પડે ત્યારે બચતમાંથી તેઓ નાણાં ઉપાડી શકતા.

આદિવાસી વિસ્તારોમાં દારૂ પીવાની ટેવ ખૂબ વ્યાપક છે. ફાધરે આગ્રહ રાખ્યો કે પોતાના કેન્દ્રમાંથી કે દૂધ મંડળીના લાભો લેવા હોય તેણે દારૂ છોડી દેવો પડશે. વહીવટ એટલો સારો ચાલ્યો કે માત્ર એક-બે વર્ષમાં તો ઘણાએ ભેંસની લોન પરત કરી દીધી હતી. માંડલ પ્રયોગ સફળ, જતાં, ત્યાંથી ત્રણ કિ.મી. દૂર નિશાણા ગામે પણ ૧૯૭૬માં બીજી મંડળી શરૂ કરવામાં આવી.

## વિકાસ

માંડલના પ્રયોગથી સિદ્ધ થયું કે આદિવાસીઓ પણ ભેંસ પાળી શકે છે, દૂઝાણું કરી શકે છે અને એમાંથી આવક ઊભી કરી શકે છે. બે કે ત્રણ વર્ષમાં તો મોટા ભાગના સભ્યોએ ભેંસની લોનનાં નાણાં પરત કરી દીધાં હતાં અને માસિક રૂ. ૧૫૦ જેટલી આવક મેળવતા થઈ ગયા હતા. આ પ્રયોગથી સુમુલ ડેરીને પણ લાગ્યું કે આદિવાસી વિસ્તારમાંથી દૂધ એકત્રિત કરવાના કદમ ઉઠાવવા જોઈએ. પરિણામે '૭૦ના અંતભાગમાં અને '૮૦ના દાયકાની શરૂઆતમાં આદિવાસીઓને ભેંસની લોન આપવાનું કામકાજ જોરશોરથી આરંભાયું. આદિવાસી વિસ્તારોમાં ભેંસની સંખ્યા વધવા લાગી. ગામ કક્ષાની સહકારી દૂધ મંડળીઓની સંખ્યા પણ અનેક ગણી વધી ગઈ. સુમુલ ડેરીને મોટા પ્રમાણમાં દૂધ પહોંચાડવાનું શરૂ થયું.

સરકારની તમામ એજન્સીઓ ડેરી વિકાસના કાર્યક્રમો હાથ ધરવા લાગી. વધારામાં બેન્ક ઑફ બરોડા અને બેન્ક ઑફ ઇન્ડિયા જેવી અગ્રેસર બેન્કો ઉપર આદિવાસીઓને ભેંસ ખરીદવા લોન આપવાનું દબાણ વધવા માંડયું.

નીચેના આંકડાઓ કેટલા પ્રમાણમાં નાણાં ધીરવામાં આવ્યાં છે તેનો ખ્યાલ આપે છે :

### કોઠો—૧

સુરત જિલ્લાના આદિવાસી વિસ્તારમાં ભેંસ ખરીદવા નાણાં આપવા માટે સરકારનો કાર્યક્રમ (૧૯૮૦–૮૩)

| કાર્યક્રમ | લોન પર ખરીદવાની ભેંસની સંખ્યા | નાણાકીય ખર્ચ (હજારમાં) | સબસીડી (હજારમાં) |
|---|---|---|---|
| ટ્રાઇબલ (સબ પ્લાન) | ૧,૬૦૭ | ૩,૨૧૪ | ૧,૬૦૭ |
| આઈ.આર.ડી.પી. | ૧૦,૯૫૦ | ૨૧,૯૦૦ | ૯,૯૨૭ |
| જિલ્લા પરિષદ યોજનાઓ | ૧,૦૫૦ | ૨,૧૦૦ | ૭૮૦ |
| પૂર્ણ રોજગાર યોજના | | | |
| (અ)ઓલપાડ તાલુકો | ૧,૫૯૩ | ૩,૧૮૭ | ૧,૦૮૭ |
| (બ) ઉચ્છલ તાલુકો | ૬૦૦ | ૧,૨૦૦ | ૬૦૦ |

આધાર : બેંક ઓફ બરોડા—
'ક્રેડિટ પ્લાન ફોર સુરત ડિસ્ટ્રિક્ટ', ૧૯૮૦

આમ વિવિધ સરકારી યોજનાઓ હેઠળ કુલ્લે ૧૫,૮૦૦ ભેંસો ખરીદવાનું અને તે માટે રૂ. ૩ કરોડ અને ૧૦ લાખ મંજૂર કરવાના અને તેમાંથી ૧ કરોડ ૪૦ લાખ રૂપિયા સબસીડી અને બાકીની રકમ લોન તરીકે આપવાનો ખ્યાલ છે. એવો અંદાજ છે કે ૧૯૭૭ થી ૮૩ સુધીમાં માત્ર સુરતના આદિવાસી વિસ્તારમાં કુલ્લે બે કરોડ ૫૦ લાખ સબસીડી તરીકે અને ૫ કરોડ રૂપિયા લોન તરીકે આપવામાં આવ્યા હશે.

સ્વાભાવિક જ છે કે આટલા મોટા પ્રમાણમાં દૂધાળાં ઢોર માટે નાણાં પ્રાપ્ત થતાં આ વિસ્તારમાં ભેંસોની સંખ્યામાં એકાએક મોટો વધારો થયો. સવારા (૧૯૮૩; ૬) મુજબ ૧૯૭૭–૮૨ દરમિયાન જિલ્લામાં આવેલા આદિવાસી તાલુકાઓમાં ભેંસોની સંખ્યા ૭૧,૦૦૦ જેટલી થઈ છે. માંડલ ગામમાં જ જ્યાં મંડળીની સ્થાપના થઈ તે પહેલાં માંડ પાંચ ભેંસો હતી તે હવે વધીને ૧૨૫ જેટલી થઈ છે.

સુમુલ સાથે જોડાએલી દૂધ મંડળીઓની સંખ્યા પણ ખૂબ વધી ગઈ છે. ૧૯૭૭–૭૮માં સુમુલ ડેરીને ૨૫૩ દૂધ મંડળીઓ દૂધ પૂરી પાડતી હતી તે સંખ્યા વધીને ૧૯૮૨–૮૩માં ૫૬૭ જેટલી થઈ છે. એમાં મોટે ભાગે આદિવાસી વિસ્તારની મંડળીઓ જ છે.

સુમુલ ડેરીને જે દૂધ પૂરું પાડવામાં આવતું હતું તેમાં પણ ભારે વધારો થયો. ૧૯૭૭–૭૮માં ડેરી આદિવાસી વિસ્તારમાંથી લગભગ ૧૩ ટકા જેટલું જેટલું દૂધ મેળવતી હતી. જે ૧૯૮૨–૮૩માં વધીને ૩૦ ટકા જેટલું થયું છે. ૧૯૭૭–૭૮માં પાંચ આદિવાસી તાલુકા ડેરીને કુલ્લે ૨,૦૦૦ ટન દૂધ પહોંચાડતા હતા તે પાંચ વર્ષમાં તો વધીને ૭ ગણું એટલે કે ૧૨,૦૦૦ ટન જેટલું થયું. ૧૯૭૭–૭૮માં સુમુલ કુલ્લે ૧૬,૦૦૦ ટન દૂધ મેળવતું હતું તે વધીને ૮૨–૮૩માં ૪૧,૦૦૦ ટન જેટલું થયું.

સુરત જિલ્લાના આદિવાસી વિસ્તારમાં જે ડેરી પ્રવૃત્તિ વિકસી છે તેમાં અનેક પરિબળોએ ભાગ ભજવ્યો છે. જુદા જુદા અને વિવિધ સ્તરે કામ કરતા માણસોના હિતો ભેગા થતાં એ શક્ય બન્યું છે. સૌ પ્રથમ આવે છે સરકારી એજન્સીઓ અને કાર્યક્રમો. ઘણી સરકારી એજન્સીઓ અહીં સક્રિય છે. આપણે અગાઉ જોયું કે ગુજરાત સરકારે ટ્રાઇબલ સબ-પ્લાન હેઠળ રૂ. પાંચ કરોડ જેટલી મોટી રકમ આદિવાસી વિકાસ માટે મંજૂર કરી છે. આ નાણાં માત્ર આદિવાસી વિકાસ માટે જ વાપરી શકાય. એ રકમ અન્ય ખર્ચ માટે ખસેડી શકાય નહિ. સુરતના ટ્રાઇબલ સબ-પ્લાનના વહીવટદારની ઓફિસ સોનગઢ ખાતે આવેલી છે. આ કચેરીનું મુખ્ય કામ ભેંસો ખરીદવા નાણાં મંજૂર કરવા રહેવાનું છે કારણ એ સિવાય અન્ય કોઈ અર્થપૂર્ણ પ્રવૃત્તિ નથી.

નાના ખેડૂતોના વિકાસ એજન્સીનું કામ પણ લગભગ એ જ રહ્યું. જિલ્લા પંચાયત અને તાલુકા

પંચાયત પણ આ જ પ્રશ્ન લઈ બેઠી છે. તેઓ પણ અંદાજપત્રની મોટી રકમ ડેરી વિકાસ પાછળ ખર્ચે છે. રાષ્ટ્રીયકૃત બેંકો પર પણ દબાણ આવી રહ્યું છે કે મુખ્યત્વે નબળા વર્ગને મદદ કરો. તેઓ પણ આ જ કામમાં લાગી ગયા છે. અધિકારીઓને પણ આ પ્રવૃત્તિથી સંતોષ છે. કારણ કે તેઓ પ્રવૃત્તિનું પરિણામ લોકોને બતાવી શકે છે. જેઓ નીચલા સ્તરે કામ કરે છે તેઓ પણ ખુશ છે કારણ કે તેઓ પણ પોતાની કામના બદલામાં થોડું કમાઈ લે છે. લગભગ બધે જ સાંભળવા મળે છે કે લોન પાસ કરાવવા ઓછામાં ઓછા રૂ. બસો તો આપવા જ પડે !

બીજું, ભેંસોના ધંધામાં વેપાર અને કમિશનથી કમાતો એક વર્ગ અસ્તિત્વમાં આવ્યો છે. ભેંસો મોટે ભાગે ખેડા મહેસાણામાંથી ખરીદવામાં આવે છે. માંગમાં એકાએક ઊછાળો આવતાં એના ભાવોમાં ભારે વધારો થયો છે અને સાથોસાથ નફામાં અને કમિશનમાં વધારો થયો છે.

આદિવાસી વિસ્તારોમાં રાજકીય નેતાઓ અને સ્વૈચ્છિક સંસ્થાઓના કાર્યકરો પણ સક્રિય છે. દૂધમંડળીનો ઉપયોગ પોતાનું વર્ચસ્વ જમાવવા થવા માંડ્યો છે. મોટા જથ્થામાં ભેંસો ખરીદવામાં એમાંના ઘણાએ સારી એવી કમાણી કરી લીધી છે.

છેલ્લે, આ પ્રવૃત્તિને મજબૂત બનાવવામાં સુમુલના હિતે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. ડેરી વિકાસથી સૌથી વધુ લાભ તો સુમુલને થયો છે. છેલ્લાં થોડાં વર્ષોમાં એનું કુલ દૂધ લગભગ બે ગણું થઇ ચૂક્યું છે. થોડાં વર્ષ પહેલાં જ એનો વિચાર પણ થઈ શકે એમ નહોતું. આદિવાસી વિસ્તારમાં ડેરી પ્રવૃત્તિ વિકસતા સુમુલને આખું વર્ષ પૂરતા જથ્થામાં દૂધ મળી રહે છે. હકીકત તો એ છે કે શિયાળામાં વધારાના દૂધનું શું કરવું એ પ્રશ્ન રહે છે. દૂધની ખેંચના દિવસો તો ચાલ્યા જ ગયા. આદિવાસી વિસ્તારમાં ડેરી વિકાસનાં કામોને સુમુલે હોંશેથી ઉપાડી લીધા હતા.

હવે નીચેના વિભાગમા આપણે માંડલ સહકારી દૂધમંડળી વિશે થોડી વિગતો જોઈશું.

**માંડલ સહકારી દૂધ મંડળી**

અન્ય આદિવાસી ગામોની જેમ માંડલ વેરવિખેર પણ પથરાયેલું ગામ છે. બે પારસી અને મોટા ગામીત ખેડૂતો સિવાય બધા જ માટીનાં કાચાં મકાનમાં રહે છે. માંડલમાં મુખ્યત્વે ગામીતોની વસ્તી છે. ગામનાં કુલ્લે ૨૧૫ કુટુંબોમાંથી ૨૧૦ ગામીત કુટુંબો છે. બે પારસી કુટુંબો મોટા જમીનદારો છે. આઝાદી પહેલાંનાં સમયથી દારૂના ધંધામાંથી કમાણી કરી આ જમીન તેઓએ મેળવી છે. વસાવા, ભીલ અને પટેલિયાના એક એક કુટુંબો છે. વસાવા કુટુંબ તાજેતરમાં જ જમીન ઉકાઈ બંધના દબાણમાં જતાં અહીં આવીને વસ્યું છે. ભીલ એ માંડલ સહિત ચાર ગામનો તલાટી છે. તે જમીન ખરીદી ગામમાં વસ્યો છે. પટેલિયા કુટુંબ પણ સરકારી નોકરી હેઠળ ગામમાં છે.

ઘણાં વર્ષોની મિશનરી પ્રવૃત્તિ પછી પણ ગામનાં કુલ્લે ૨૧૦ ગામીત કુટુંબોમાંથી માત્ર ૫૮ કુટુંબો ખ્રિસ્તી બન્યાં છે. જેમાંના મોટા ભાગનાં કેથલિક છે. અન્ય ગામીતો પોતાને હિન્દુ ગામીતો કહેવડાવે છે. હિન્દુ ધર્મ કે ખ્રિસ્તી ધર્મની ખાસ અસર ગામીતો પર નથી. જો કોઈ સરકારી માણસ આવે તો પોતે હિન્દુ છે એવું ગણાવવાનું પસંદ કરે કારણ કે ખ્રિસ્તી તરીકે ઓળખાવે તો આદિવાસી તરીકેના લાભો જતા કરવા પડે. જો કોઈ માણસ ફાધર કે કેન્દ્રનું કામ કરતો હોય તો તેની સમક્ષ પોતાને ખ્રિસ્તી તરીકે ઓળખાવે.

જમીન માલિકી કે અન્ય સંપત્તિ માલિકીમાં માંડલમાં મોટી અસમાનતા દેખાતી નથી. (જુઓ કોઠો નં. ૩). ૭૨ કુટુંબો આમ જમીનવિહોણાં

ગણાવાય છે પરંતુ માત્ર ૭ જ કુટુંબો ખેતમજૂરી ઉપર આધાર રાખે છે. વીસ કુટુંબોને અડધભાગે કે વારસામાં જમીન મળી છે. બાકીનાં ૭ કુટુંબો પગારદાર નોકરી ધરાવે છે.

ગામની એક પંચાયત છે જેમાં નજીકનું ખાંભલા ગામ પણ સાથે જ છે. એ ગામમાં ૬૫ કુટુંબો છે. ત્યાં સાતમા ધોરણ સુધીની શાળા પણ છે. પૂર્વ પ્રાથમિક શાળાનાં બાળકો માટે પંચાયત બાલવાડી પણ ચલાવે છે.

ગામમાં જુદે જુદે ક્ષેત્રે, જુદે જુદે સ્તરે હિતસંબંધો ટકરાતા હોય છે, એમાં મુખ્યત્વે આવે છે, ખ્રિસ્ત બિનખ્રિસ્તી, કોંગી-જનતા, અને એક ફળિયું અ બીજું ફળિયું. જેવો પ્રશ્ન, જેવો સંદર્ભ તે પ્રમા બધા એક પણ થઈ જાય કે માંહામાંહે ઝઘડે પ ખરા. દા.ત. સહકારી દૂધ મંડળીમાં મુખ્ય ખ્રિસ્તીઓ છે જેઓ કોન્ગીને ટેકો આપે છે. આમ છત મંડળીમાં જનતા પક્ષના કે બિનખ્રિસ્તીઓ પ જોડાતા હોય છે. અલબત્ત તેઓ લઘુમતીમાં છે ૧૯૭૨–૭૩માં આરંભ થયો ત્યારથી માંડલની દૂ મંડળીએ અવિરત વિકાસ જાળવી રાખ્યો છે. નીચેને કોઠો એનો ખ્યાલ આપશે.

## કોઠો—૨

### માંડલ દૂધ મંડળીની પ્રગતિ

| વર્ષ | સભ્ય સંખ્યા | શેર મૂડી (રૂપિયામાં) | એકઠું કરેલું દૂધ (લિટરમાં) | કિંમતની ચૂકવણી (રૂપિયામાં) | નફો (રૂપિયામાં) |
|---|---|---|---|---|---|
| ૧૯૭૨–૭૩ | ૫૦ | ૫૦૦ | ૪૨,૫૯૮ | ૬૪,૨૭૯ | ૧,૦૦૬ |
| ૧૯૭૩–૭૪ | ૫૯ | ૧,૧૮૦ | ૬૧,૯૩૮ | ૧૦૮,૫૧૦ | ૧,૭૫૯ |
| ૧૯૭૪–૭૫ | ૫૯ | ૩,૯૨૦ | ૫૩,૨૦૪ | ૧૦૨,૯૯૬ | ૮૩૨ |
| ૧૯૭૫–૭૬ | ૫૯ | ૩,૯૨૦ | ૩૩,૪૩૯ | ૭૨,૭૮૨ | ૬૯૦ |
| ૧૯૭૬–૭૭ | ૬૦ | ૩,૯૬૦ | ૨૮,૦૨૩ | ૫૬,૬૫૯ | ૧,૮૬૫ |
| ૧૯૭૭–૭૮ | ૬૨ | ૩,૮૮૦ | ૨૫,૬૨૧ | ૫૪,૪૪૮ | ૧,૭૭૪ |
| ૧૯૭૮–૭૯ | ૯૩ | ૫,૦૦૦ | ૨૫,૮૮૨ | ૫૯,૬૨૦ | ૧,૮૮૨ |
| ૧૯૭૯–૮૦ | ૯૪ | ૫,૦૨૦ | ૫૪,૬૫૪ | ૧૩૨,૫૩૧ | ૨,૩૬૮ |
| ૧૯૮૦–૮૧ | ૧૩૮ | ૫,૯૨૦ | ૯૯,૨૦૮ | ૨૫૦,૯૬૫ | ૧,૫૦૮ |
| ૧૯૮૧–૮૨ | ૧૩૭ | ૫,૮૭૦ | ૭૪,૨૫૦ | ૨૬૫,૧૧૦ | ૩,૦૧૩ |
| ૧૯૮૨–૮૩ | ૧૪૦ | ૧૨,૨૯૦ | ૭૧,૨૨૮ | ૨૫૧,૨૫૨ | ૩,૦૧૩ |
| ૧૯૮૩–૮૪ | ૧૪૬ | ૨૦,૫૯૦ | ૬૪,૪૫૧ | ૨૭૧,૧૦૬ | ૬,૮૮૨ |

આધાર : ડેરીના વાર્ષિક અહેવાલો.

### કોઠો—૩
### દૂધ ઉત્પાદકોનું ધર્મ, જાતિ અને જમીનમાલિકીના ધોરણે વર્ગીકરણ

| | | દૂધ ઉત્પાદકો જમીનમાલિકી મુજબ | | | | | | બિનદૂધ ઉત્પાદકો જમીનમાલિકી મુજબ | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ક્રમ | ધર્મ/જાતિ | મોટા | મધ્યમ | નાના | ગૌણ | જમીન વિહોણા | કુલ | મોટા | મધ્યમ | નાના | ગૌણ | જમીન વિહોણા | કુલ | કુલ સરવાળો |
| | હિંદુ આદિવાસી | | | | | | | | | | | | | |
| ૧ | ગામીત | ૭ | ૧૨ | ૧૦ | ૭ | ૪ | ૪૦ | ૪ | ૩૭ | ૨૪ | ૨૭ | ૧૯ | ૧૧૧ | ૧૫૧ |
| ૨ | વસાવા | – | ૧ | – | – | – | ૧ | – | – | – | – | – | – | ૧ |
| ૩ | ભીલ | – | – | – | ૧ | – | ૧ | – | – | – | – | – | – | ૧ |
| ૪ | પટેલિયા | – | – | – | – | – | – | – | – | – | – | ૧ | ૧ | ૧ |
| | ખ્રિસ્તી આદિવાસીઓ | | | | | | | | | | | | | |
| ૫ | ગામીત | ૨ | ૩ | ૧૭ | ૬ | ૪ | ૩૨ | ૨ | ૪ | ૭ | ૧૦ | ૪ | ૨૭ | ૫૯ |
| ૬ | પારસી | ૨ | – | – | – | – | ૨ | – | – | – | – | – | – | ૨ |
| | સરવાળો | ૧૧ | ૧૫ | ૨૮ | ૧૪ | ૮ | ૭૬ | ૬ | ૪૧ | ૩૧ | ૩૭ | ૨૪ | ૧૩૯ | ૨૧૫ |

મોટા = ૧૦ કે તેથી વધુ જમીન ધરાવનાર

મધ્યમ = ૫ થી ૧૦ એકર સુધી જમીન ધરાવનાર

નાના = ૨.૫ થી ૫ એકર સુધી જમીન ધરાવનાર

ગૌણ = ૨.૫ એકરથી ઓછી જમીન ધરાવનાર

### કોઠો—૪
### માંડલના જમીનવિહોણા દૂધ ઉત્પાદકો અને બિનદૂધ ઉત્પાદકોનું મુખ્ય ધંધાના ધોરણે વર્ગીકરણ

| | | દૂધ ઉત્પાદકો : મુખ્ય ધંધા મુજબ | | | | | બિનદૂધ ઉત્પાદકો : મુખ્ય ધંધા મુજબ | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ક્રમ | ધર્મ/જાતિ | ખેતી | ભાગમાં ખેતી | નોકરી | ખેત-મજૂરી | કુલ | ખેતી | ભાગમાં ખેતી | નોકરી | ખેત-મજૂરી | કુલ | કુલ સરવાળો |
| | હિંદુ આદિવાસી | | | | | | | | | | | |
| ૧ | ગામીત | – | ૨ | ૧ | ૧ | ૪ | ૯ | ૨ | ૩ | ૫ | ૧૯ | ૨૩ |
| ૨ | પટેલિયા | – | – | – | – | – | – | – | ૧ | – | ૧ | ૧ |
| | ખ્રિસ્તી આદિવાસી | | | | | | | | | | | |
| ૩ | ગામીત | ૩ | – | ૧ | – | ૪ | ૪ | – | – | – | ૪ | ૮ |
| | કુલ | ૩ | ૨ | ૨ | ૧ | ૮ | ૧૩ | ૨ | ૪ | ૫ | ૨૪ | ૩૨ |

## કોઠા—૫
### દૂધ ભરતાં કુટુંબો—માંડલ

| જમીન માલિકીનું પ્રમાણ | દૂધ ભરતાં કુટુંબો | દૂધ નહિ ભરતાં કુટુંબો | કુલ્લે | દૂધ ભરતાં કુટુંબોની ટકાવારી |
|---|---|---|---|---|
| મોટા ખેડૂત | ૧૧ | ૬ | ૧૭ | ૬૫ |
| મધ્યમ ખેડૂત | ૧૫ | ૪૧ | ૫૬ | ૨૭ |
| નાના ખેડૂત | ૨૮ | ૩૧ | ૫૯ | ૪૭ |
| સીમાંત ખેડૂત | ૧૪ | ૩૭ | ૫૧ | ૨૭ |
| જમીનવિહોણા | ૮ | ૨૪ | ૩૨ | ૨૫ |
| કુલ્લે | ૭૬ | ૧૩૯ | ૨૧૫ | ૩૫ |

ત્રીજા અને પાંચમા કોઠામાં દૂધ ઉત્પાદકોના ધર્મ કે જમીનમાલિકી અનુસાર વિગતો આપેલ છે. જમીનવિહોણાં કુટુંબોની વિગતો ચોથા કોઠામાં આપી છે. કોઠા ઉપરથી સ્પષ્ટ જોઈ શકાશે કે જમીનમાલિકીને દૂધ ઉત્પાદન સાથે સીધો-મજબૂત સંબંધ છે. ૭૬ દૂધ ઉત્પાદકોમાંથી ૬૮ પાસે ઓછીવત્તી જમીન છે. માત્ર આઠ દૂધ ઉત્પાદકો પાસે જમીન નથી. આમ છતાં પાંચ પાસે જમીન તો છે. જમીન પિતા કે મોટા ભાઈના નામે છે, વળી કેટલાક અડધભાગે જમીન ખેડે છે. એક જમીનવિહોણો દૂધ ઉત્પાદક નોકરી કરે છે એટલે પગારમાંથી ઘાસચારો ખરીદ કરે છે. માત્ર એક જ દૂધ ઉત્પાદક ખરેખર જમીનવિહોણો છે. સીધી કે આડકતરી રીતે એની પાસે બિલકુલ જમીન નથી. ગામમાં બીજા પાંચ જમીનવિહોણા ખેતમજૂરો છે પરંતુ તેઓ દૂધ ઉત્પાદકો નથી. આ પરથી નિઃશંક પુરવાર થાય છે કે જમીનવિહોણાં કુટુંબો ડેરી પ્રવૃત્તિમાં જોડાઈ શકતાં નથી.

વધુ રસપ્રદ તો એ છે કે દૂધ ઉત્પાદકો તરીકે હિન્દુ ગામીતો કરતાં ખ્રિસ્તી ગામીતો વધુ છે. કુલ્લે ૧૫૧ હિન્દુ ગામીતોમાંથી માત્ર ૪૦ (૨૬.૫ ટકા) જ દૂધ ઉત્પાદકો છે; જ્યારે ૩૨ કુટુંબો (૫૨ ટકા) ખ્રિસ્તી ગામીતો દૂધ ઉત્પાદકો છે. એનું મુખ્ય કારણ એ છે કે ડેરીવિકાસના કાર્યક્રમો મુખ્યત્વે મિશનરીઓએ શરૂ કર્યા હતા. એનો અર્થ એવો પણ નથી કે અન્યોને જાણી જોઈને અલગ રાખ્યા છે. કોઈપણ જાતનો પક્ષપાત કે પૂર્વગ્રહ અભ્યાસ દરમિયાન જોવા-જાણવા મળ્યો નથી.

ડેરીપ્રવૃત્તિ માંડલમાં સફળ પુરવાર થઈ છે અને ગામલોકોને એનાથી ઘણા ફાયદા થયા છે. પહેલું એ કે આદિવાસીઓને એક નવું કમાણીનું સાધન પ્રાપ્ત થયું છે. પહેલાં તો ભેંસ પાળતાં પણ તેઓને આવડતું ન હતું. નવી પ્રવૃત્તિએ તેમનાં આશા અને ઉત્સાહ વધ્યાં છે. બીજું, ડેરીપ્રવૃત્તિથી ગામની પશુસંપત્તિમાં વધારો થયો છે. મૂળ પાંચ ભેંસમાંથી આજે ૧૨૫ ભેંસો થઈ છે. ત્રીજું, ડેરીપ્રવૃત્તિમાંથી આદિવાસીઓને સ્થિર અને નિયમિત આવક મળતી થઈ છે. ૧૯૮૩-૮૪ના વર્ષ દરમિયાન ગામલોકોને રૂ. ૨,૫૦,૦૦૦ મળ્યા, ૬૭,૦૦૦ રૂ.નું સુમુલદાણ ખરીદ્યું. એટલે લગભગ રૂ. બે લાખ ગામના અર્થતંત્રમાં ઉમેરાયા. કુલ્લે ૧૪૬ સભ્યો છે એટલે સરેરાશ દરમહિને પ્રત્યેકને રૂ. ૧૦૦ થી ૧૫૦ની આવક થઈ છે. આટલા બધા લોકો માટે આવી નિયમિત આવક મેળવી આપતી

અન્ય કોઈ પ્રવૃત્તિ નથી. છેલ્લે ડેરીમાં બધા ભેગા મળી હોંશેહોંશે કામ કરે છે. પરિણામે અન્ય ક્ષેત્રોમાં પણ સહકાર આપવાનું વલણ શરૂ થયું છે. માંડલ અને નિશાણાના ગામલોકોએ ૧૯૮૧ થી સહકારી ગ્રાહક ભંડાર શરૂ કર્યો છે જ્યાંથી અનાજ, કપડાં અને બીજી જરૂરિયાતની વસ્તુઓ મળે છે. ગ્રાહક ભંડાર આજે સરસ રીતે ચાલે છે. એટલે ડેરીપ્રવૃત્તિથી જે વિશ્વાસ પેદા થયો એને પરિણામે અન્ય ક્ષેત્રોમાં પણ તેઓ આગળ વધી રહ્યા છે.

આપણે ચારેબાજુથી સાંભળીએ છીએ કે મોટી સંખ્યામાં ગ્રામ્ય સહકારી દૂધ મંડળીઓ નિષ્ફળ ગઈ છે. તેનો વહીવટ બરાબર ચાલતો નથી ત્યારે માંડલમાં આ પ્રયોગ કેમ અને કેવી રીતે સફળ થયો? માંડલ પ્રયોગની સફળતાનું મુખ્ય કારણ છે એના સભ્યોની પ્રમાણિકતા, વફાદારી અને કર્તવ્યનિષ્ઠા. ગામીતોને સામૂહિક પ્રવૃત્તિ ઉપાડવી ગમે છે અને ડેરીને તેમણે સામૂહિક પ્રવૃત્તિ તરીકે ઉપાડી. ગામનો રસ્તો તૈયાર કરવાનો હતો, તો બધાએ ભેગા મળી શ્રમ કર્યો અને સુંદર ઉદાહરણ પૂરું પાડ્યું. મંડળીની વાર્ષિક સભા પણ ખૂબ આનંદોલ્લાસથી તેઓ ઊજવે છે.

મંડળીને મગનભાઈ ગામીત જેવા શક્તિશાળી અને પ્રમાણિક નેતાઓ મળ્યા છે. તેઓ નવમા ધોરણ સુધી જ ભણ્યા છે પરંતુ મંડળીના ચેરમેન તરીકે સ્થાપના સમયથી સરસ કામ કરે છે. એની પાસે ૨૦ એકર જમીન છે, એમાંથી પાંચ એકરમાં સિંચાઈ વ્યવસ્થા પણ છે. એટલે અન્ય ગામીતોના પ્રમાણમાં એ સુખી છે. દેવળમાં પણ એ સક્રિય છે અને જેસુઈટ દ્વારા ચલાવાતા કેન્દ્રમાં પણ રસ લે છે. એમણે કેટલાક મિત્રો સાથે ડેરી સ્થાપવાનો નિર્ણય લીધો હતો. એમના આ પ્રેરણાદાયી કામ બદલ સુમુલ ડેરીના બોર્ડ ઑફ ડાયરેક્ટર્સ પર ચૂંટી કાઢવામાં આવ્યા છે. બોર્ડ ઉપર તેઓ આજે સોનગઢ, ઉચ્છલ અને નિઝર તાલુકાઓનું પ્રતિનિધિત્વ કરે છે. ગામમાં બીજા પણ પાંચ શક્તિશાળી નેતાઓ છે જેઓ તેમને સહકાર આપે છે. આ પાંચ નેતાઓને જંગલમંડળીમાં કામ કરવાનો અનુભવ છે.

મંડળીમાં મંત્રીનો હોદ્દો ખૂબ મહત્ત્વનો હોય તે બધો હિસાબ કિતાબ રાખે છે અને મંડળીની રોજ-બરોજની પ્રવૃત્તિ પર ધ્યાન રાખે છે. મંડળીને જયંતીભાઈ ગામીત જેવા પ્રમાણિક મંત્રી મળ્યા છે. તેઓ માત્ર એક વર્ષ કૉલેજમાં ભણવા ગયા હતા. તેઓ વ્યારા ખાતે કેન્દ્રની ઑફિસમાં કામ કરે છે. તેઓ નાના ખેડૂત છે, પાંચ એકરથી ઓછી જમીન ધરાવે છે અને ગ્રામપંચાયતના સભ્ય પણ છે. આ વિસ્તારમાં બીજી મંડળીઓ બરાબર કામ કરતી નથી કારણ કે તેમની પાસે પ્રમાણિક કે કાર્યક્ષમ મંત્રીઓ હોતા નથી. મોટેભાગે ગામના જ આદિવાસી યુવાનને આ કામ સોંપવામાં આવતું હોય છે. મંડળીઓનો વિસ્તાર એકાએક થતાં એની નિમણૂકમાં ઉતાવળ કરવી પડે છે અને અનુભવ કે હોંશિયારી વિનાનાને પણ લેવા પડે. વળી કેટલાક ગામલોકોએ પરિસ્થિતિનો દુરુપયોગ કરી પોતાના હિત સાધવાના પ્રયત્નો પણ કર્યા.

આદિવાસી વિસ્તારની પહેલી સહકારી દૂધ મંડળીને સફળ બનાવવામાં જેસુઈટ મિશનરીઓનો ફાળો ઓછો નથી. ફાધર કોરલ અને પાછળથી ફાધર રાફેલે આ ડેરીની ખૂબ માવજત કરી છે. તેઓએ વ્યાજ વગરની લોન આપી. વાજબી ભાવે સારી ઓલાદની ભેંસો ગામલોકોને મેળવી આપી. વધારામાં રોજ-બ-રોજની પ્રવૃત્તિ પર ખૂબ દેખરેખ રાખે. તેઓએ જ દારૂની લત છોડાવી અને બચતની ટેવ પાડી. આદિવાસીઓ પણ તેમનામાં ખૂબ વિશ્વાસ અને પ્રેમ રાખતા થયા. દરેક સભ્યએ પોતે કેટલું દૂધ ભર્યું છે તેનો હિસાબ રાખવા એક પાસબુક આપવામાં આવતી. વિશ્વાસનું વાતાવરણ એટલું બધું સારું છે કે બધા સભ્યો એ પાસબુક મંત્રી પાસે જ રાખી મૂકતા. એટલે આ મંડળીની સફળતામાં વફાદાર સભ્યો, પ્રમાણિક અને કાર્યક્ષમ મંત્રી-ચેરમેન જેવી ઘણી અનુકૂળ બાબતોએ પણ ભાગ ભજવ્યો છે. આવી જ

સાનુકૂળ સ્થિતિ નજીકના અન્ય વિસ્તારમાં હોવા છતાં આવા પરિણામો ત્યાં મેળવી શકાયાં નથી.

જોકે એ સ્વીકારવું રહ્યું કે દારૂની લત છોડાવવામાં ઝાઝી સફળતા મળી નથી. ગુજરાતમાં દારૂબંધી હોવા છતાં ગામડાંઓમાં દારૂ છૂટથી મળે છે. પહેલાં એવો નિયમ રાખવામાં આવેલો કે દારૂ છોડનારને જ લોન મળશે કે સભ્ય બનાવાશે, પરંતુ એકવાર પૈસા મળી ગયા પછી નિયમપાલન થતું નથી. વધારામાં કેટલાક એવો આક્ષેપ કરતા કે દારૂ ન પીવાનો નિયમનો ઉપયોગ કરી મગનભાઈ એના હરીફોને ડેરીપ્રવૃત્તિમાંથી દૂર રાખવા માંગે છે. દારૂ ન પિનારાઓને લેવામાં આવતા નથી અને દારૂ પીતા થઈ ગયા હોય છે: તેમને ચાલુ રાખવમાં આવ્યા છે. વળી જેસુઈટોના કેન્દ્ર ઉપરાંત બેંકો તેમ જ સરકારી એજન્સીઓ પણ લોન આપતી થઈ છે તેઓ આવો કોઈ નિયમ રાખતા નથી એટલે દારૂ છોડવા બાબતમાં ઝાઝી પ્રગતિ થઈ શકી નથી.

શું આદિવાસી અર્થતંત્રમાં કે આદિવાસી કુટુંબને ડેરીની આવક મહત્ત્વનો ફાળો આપી શકે એમ છે? ૧૯૮૩માં જે અભ્યાસ થયો તે આ પ્રશ્નનો જવાબ 'ના'માં આપે છે. સવારાના જણાવવા પ્રમાણે વધુ સંખ્યામાં ભેંસો મળી જતી હોવાને કારણે, ભેંસો લાંબા સમય સુધી વસૂકી રહેવાને કારણે, રોગને પરિણામે ઉત્પાદન ઘટવાને કારણે અને યોગ્ય સંભાળ અને ઘાસચારાને અભાવે આદિવાસીઓને સતત લોન અને સબસીડી પર જ આધાર રાખવો પડે છે. તેમના જણાવવા પ્રમાણે મંડળીઓનો ગેરવહીવટ વધ્યો છે, યોજનાના બધા જ સ્તરે વહીવટી તંત્રમાં ભ્રષ્ટાચાર ચાલે છે. અને એકાએક મોટી સંખ્યમાં ભેંસો આયાત થવાથી પણ આદિવાસી અર્થતંત્ર પર પ્રતિકૂળ અસર પાડી છે.

આમ છતાં, માંડલના સફળ પ્રયોગે સાબિત કરી આપ્યું છે કે ડેરીથી આર્થિક ફાયદો થાય છે અને આદિવાસીઓને એ પરવડે પણ છે. અલબત્ત એ સાચું છે કે માંડલ કંઈ દાખલારૂપ પ્રયોગ બની શકે નહિ, પરંતુ થોડા વધુ પ્રયાસો કરવાથી એવા જ પરિણામો અન્યત્ર લાવી શકાય એ શક્ય છે. ઘાસચારાનો તો પ્રશ્ન નથી કારણ કે નજીકમાં જ જંગલ વિસ્તાર છે. વધારામાં મહત્ત્વનું એ છે કે નોકરી કે આવક આપી શકે એવી અન્ય કોઈ પ્રવૃત્તિ આદિવાસી વિસ્તારમાં નથી એટલે એવો પર્યાય ઉદ્ભવે ત્યાં સુધી તો આદિવાસીઓ આ ડેરીપ્રવૃત્તિને જીવતી જ રાખશે.

## સંદર્ભસૂચિ

BREMAN, JAN. 1974 : Patronage and exploitation. Berkeley and Los Angeles : University of California Press.

GEORGE, SHANTI. 1984 : Operation flood : an appraisal of current Indian dairy Policy. Delhi : Oxford University Press. In press.

HEREDERO, J.M. 1983 : MilK co-operatives and tribal poverty in Gujarat. Social Action 33 (3) : 285-307.

JAVED and MIRA, 1981 : Operation Flood in Surat district : who benefits? Mimeo

KURIEN. V. 1969 : The Future of Indian dairying. Anand : NDDB. Mimeo.

SAVARA, MIRA. 1983 : Organised dairy in the tribal areas of Surat district. Paper submitted to the IDPAD project on Dairy Development in India. Mimeo.



અનુવાદ : બાબુભાઈ ડી. દેસાઈ

# ભટકતા પશુપાલકો : ભારતીય ડેરી નીતિની આલોચનાત્મક સમીક્ષા

શાંતિ જ્યોર્જ

**વિષય પ્રવેશ :**

**સા**માન્ય રીતે જે દેશોમાં સારી એવી સંખ્યામાં ભટકતી જાતિના લોકો હોય છે ત્યાં એમને વિશે અભ્યાસ થાય, સરકાર પણ તેમના પ્રશ્નોની નોંધ લે, તેમની વિશિષ્ટ આવડતનો ઉપયોગ કરવા પગલાં ભરે. ભારતમાં સંખ્યાની દૃષ્ટિએ ભટકતી જાતિના લોકો ઝાઝા નથી, એટલે એમને વિશેના અભ્યાસો પણ વ્યાપક કે વ્યવસ્થિત રીતે થતા નથી, અને વિકાસ આયોજન અને નીતિ ઘડનારાઓએ પણ તેમના પર ધ્યાન આપ્યું નથી.

આ પેપર ભારપૂર્વક કહેવા માંગે છે કે ઓછામાં ઓછી એક ભટકતી જાતિના લોકો, જેઓ પશુપાલન કરે છે તેઓ ભારતીય અર્થતંત્રમાં મહત્ત્વનું પ્રદાન કરે છે. એટલે આ પેપર કોઈ એવી ભાવનાથી પ્રેરાઈને લખાયું નથી કે ચાલો એમના તરફ દયા બતાવી, એમને માટે કંઈક શોધી કાઢીએ. આ પેપરમાં ભ્રામક અનુવંશશાસ્ત્રીય લાગણી પ્રગટ કરવાને બદલે તેઓના વિકાસ માટેના વ્યવહારુ સૂચનો અભિવ્યક્ત કરાયા છે. જોકે આ પેપર ભટકતી જાતિઓના અભ્યાસ પરથી નહિ પરંતુ ભારતીય ડેરી નીતિના પૃથક્કરણમાંથી ઉદ્‌ભવ્યું છે. ભારતીય ડેરીનીતિમાં જે ખૂટે છે તે આ ભટકતા પશુપાલકો જ પૂરી શકવા સમર્થ છે. એટલે હવે પછીના બે વિભાગોમાં આપણે પશુપાલકોને હાથ ધરીએ તે પહેલાં ડેરી વિકાસની જ ચર્ચા કરીશું. એક વિભાગમાં ભારતીય ડેરીનીતિના આદેશાત્મક સિદ્ધાંતોની ચર્ચા કરીશું જ્યારે બીજામાં, ભટકતા પશુપાલકોનો વિકલ્પ—જેનો હાલના નીતિ ઘડનારાઓ આગ્રહ રાખે છે એની ચર્ચા કરીશું.

સૌ પ્રથમ તો આ ભટકતા પશુપાલકો વિશે થોડું જાણવું બની રહેશે. જોકે આ પેપરનું મુખ્ય લક્ષ્ય એમનું વર્ણન કરવા કરતાં એમને અંગે રજૂઆત કરવાનું વિશેષ છે. ભારતમાં બધા ભટકતા લોકો પશુપાલકો નથી અને બધા પશુપાલકો ભટકતા નથી. (એક જાણીતો દાખલો, કોઈમ્બતૂર પાસેના પાલાઈ કોટ્ટાઈના પાટેગર કુટુંબનો છે જેઓ એક જ સ્થળે પશુપાલન કરે છે અને જેઓ કાંગ્યામ ઓલાદના ભારે વજન ખેંચતાં પશુઓ ઉછેરવા માટે જાણીતા છે, તેઓ સારા એવા પ્રમાણમાં ગોચર જમીનની માલિકી ધરાવતા હતા. તેમ છતાં, કેટલાક પશુપાલકો ભટકતી જાતિના છે અને ભારતની ઘણી સારામાં સારી ઓલાદો તેઓએ આપી છે. વાસ્તવમાં એવું કહેવામાં આવે છે કે 'અમુક પ્રમાણમાં તો પશુપાલનનું કામકાજ ખેડૂતો દ્વારા જ થતું રહેતું હોય છે,... આમ છતાં, આ પશુ ઓલાદોની ગુણવત્તાનો આધાર મુખ્યત્વે ગોચર જમીનનાં અંતર ઉપર હોય છે.' (કુલકર્ણી : ૧૯૫૩ : ૬૪) ખેડૂતો ગીચ વસ્તીવાળી જમીનમાં મુખ્યત્વે પાડા ઉછેરવા ઉપર ધ્યાન કેન્દ્રિત કરતા હોય છે જ્યારે ભટકતી જાતિના લોકો ખૂબ ઓછી વસ્તીવાળા પ્રદેશમાં ગોચર જમીન ઉપર પશુ-ઓલાદો ઉછેરતા હોય છે આ ખેતીવિષયક અને આર્થિક પ્રવૃત્તિના અલગપણામાં તેમની વચ્ચેના તફાવતો પડેલા છે. દા.ત. કર્ણાટક રાજ્યમાં, પશુઉછેર જ્ઞાતિ છે : કુરૂબા, ઈદાયેન અને યાદવ તેઓ ખેડૂતોને નવજાત પશુઓ પૂરા પાડતા હોય છે. (નિહોન : ૧૯૭૫) અમુક પ્રકારના પશુપાલકો ચોક્કસ પ્રદેશ સાથે સંકળાયેલા હોય છે એટલું જ નહિ પરંતુ ચોક્કસ પ્રકારના ગાય કે બળદની ઓલાદ ઉછેરવા માટે તેઓ

જાણીતા હોય છે. ગુજરાતનો દાખલો લઈએ તો, રબારી પશુપાલકો કાંકરીયા ગાય ઉછેરવા માટે, માલધારીઓ ગીર પશુઓ અને જાફરાબાદી ભેંસો ઉછેરવા માટે જાણીતા છે. આ લોકોની નિપુણતા એટલી ગજબનાક હોય છે કે જે ગામોમાં રબારીઓ સ્થાયી થયા છે ત્યાં, ગામના અન્ય લોકોની ગાયોના દૂધ ઉત્પાદન વધારવા તમામ આધુનિક લાભો મળેલા, જ્યારે રબારીઓ એનાથી વંચિત હોય છે છતાં આવું બને છે. (પટેલ : ૧૯૭૫)

ભટકતા પશુપાલકોના પ્રશ્નની જ્યારે નીતિવિષયક છણાવટ કરીએ છીએ ત્યારે મુખ્યત્વે નીતિવિષયક દસ્તાવેજો પર જ ચર્ચા મર્યાદિત રાખીએ છીએ. વીસમી સદીની શરૂઆતમાં નીતિદસ્તાવેજોમાં પશુપાલકોના ઉલ્લેખો વારંવાર અને પ્રશંસનીય રીતે થતાં જોવા મળે છે. 'આ ઓલાદોના ઈતિહાસની તપાસ કરવામાં આવે તો...અમને લાગે છે કે એવું જોવા મળેશે કે તેઓની શ્રેષ્ઠતા પાછળ ધંધાદારી પશુપાલકો જેઓ મુખ્યત્વે ભટકતી જાતિના છે તેઓની ઉત્તમ કાળજી અને દેખરેખ પડેલાં છે. ...તેઓને મોટે ભાગે ખૂબ પ્રતિકૂળ પરિસ્થિતિમાં કામ કરવું પડે છે. આમ છતાં તેઓની પશુ ઉછેરવાની ક્ષમતા ઉત્તમ છે. '(રોયલ કમિશન ઓન એગ્રિકલ્ચર : ૧૯૨૮ : ૩૪૫)' ...ધંધાદારી પશુ પાલકો ખૂબ હોશિયારી અને જ્ઞાનથી તેમનો વ્યવસાય કરે છે. જાતીય સંબંધો બંધાવવા માટે ખૂબ કાળજી રાખે, ખૂબ વહેલાં ખસી કરાવી નાંખે, પોતાના પશુઓને અલગ અલગ રાખે, સારામાં સારી મોસમમાં ઉત્તમ ગોચર જમીનમાં ચરાવવા લઈ જાય, પરિણામે ઉત્તમ ઓલાદના પશુ તૈયાર થાય અને ખર્ચ પણ ખૂબ ઓછો.' (કીટીંગ. ૧૯૧૭: ૧૭૩૧).

'આ પશુપાલકો મોટે ભાગે, ભટકતી જાતિના લોકો હોય છે, જેઓ ખોરાક અને પાણીની સવલતના આધારે એક સ્થળેથી બીજા સ્થળે સ્થળાંતર કરી પશુઓ ઉછેરે છે. આ લોકોના વર્ષની શરૂઆત દિવાળીના તહેવારોથી થાય છે. ત્યારે તેઓ ચોમાસા દરમિયાન જે ગામમાં વસેલા હોય ત્યાંથી પોતાના કુટુંબ સાથે આગળ નીકળે. થોડાક આખલાઓ આગળ હોય, પાછળ ગાયોનું ધણ હોય, સારી ગોચર જમીન અને પાણીની શોધમાં આગળને આગળ જતા હોય. દરેક ગામના જૂથ વચ્ચે એક આખલો હોય જેથી એ સિવાયના કોઈ સાથે ગાયને સમાગમ થઈ શકે નહિ. આમ એક સ્થળેથી બીજે સ્થળે ભટકતાં પશુઓને જુદા જુદા સ્થળનો ઘાસચારો ખાવા મળે, જે મહદ્અંશે એક સમતોલ અને ઉપયોગી આહાર બની રહે...આખાં વર્ષ સુધી ભટક્યા પછી પશુપાલકો જન્મેલા વાછરડા/વાછરડીઓનો નિકાલ કરવા પાછા ફરે.' (કુલકર્ણી : ૧૯૫૩ : ૬૪)

તેમ છતાં, તાજેતરના નીતિદસ્તાવેજોમાં તો ભટકતા પશુપાલકોનો ઝાઝો ઉલ્લેખ દેખાતો જ નથી. છેલ્લા વિભાગમાં આ નીતિમાં આવેલા ફેરફાર અંગે વિગતે ચર્ચા કરીશું

**ડેરી સંવર્ધનના આજ્ઞાર્થો**

દુનિયાનો મોટામાં મોટો ડેરી વિકાસનો કાર્યક્રમ-એટલે કે ઓપરેશન ફ્લડો આજે ભારતમાં રહ્યો છે. જે દેશમાં લાખ્ખો કરોડોને પૂરતું અનાજ પણ ન મળતું હોય તે દેશમાં આ કાર્યક્રમ કદાચ આયોગ્ય પણ લાગે, તેમ છતાં, એમાં થોડું વાજબીપણું પણ છે. પૂરવઠાની બાબતમાં જોઈએ તો આખી દુનિયાના પશુધનના ૧૮ ટકા પશુધન ભારતમાં છે. પણ દુનિયાના કુલ દૂધ ઉત્પાદનમાં માત્ર ૬ ટકા ઉત્પાદન ભારતનું છે. આથી ક્ષમતા વધારવાની ચોક્કસ જરૂરત છે. (કોટર્ટી ૧૯૮૩) માંગની દષ્ટિએ જોઈએ તો માણસમાત્ર રોટલી અને ભાત પર જીવી શકે નહિ, એને પ્રોટિન મળે તેમ છતાં પ્રાણીજન્ય પ્રોટિનની જરૂર ખરી. ભારતમાં એ માંસ કરતાં દૂધમાંથી સસ્તી કિંમતે મેળવી શકાય. વળી ભારતમાં તો ૩૩ ટકા લોકો શાકાહારી છે તેથી એ વધુ અનુકૂળ પડે છે. (હરિયા અને આચાર્ય ૧૯૮૦)

ભારતમાં ડેરીવિકાસ ખૂબ સાવધાનીભર્યો, ન્યાયી અને સમતોલ હોવો જરૂરી છે. આપણે દૂધઉત્પાદન અને એની ગુણવત્તા વધારવા પશુઆહાર પોષણક્ષમ બનાવવાના પ્રયત્નો કરીએ તો એવું જ બને કે માણસને બાજુ પર રાખીએ પશુને પોષણક્ષમ ખોરાક આપવો પડે. વધારામાં ખેડૂતની પોતાની સ્થિતિ, આવકનાં સાધનો વગેરે ખૂબ મર્યાદિત હોય એટલે એ કામ ઘણું કપરું છે. બીજી બાજુ આપણે દુધાળાં ઢોરની સંખ્યા ઘટાડી માત્ર ઉત્તમ ઓલાદો પાળવાનું વિચારીએ તો કદાચ ગરીબમાં ગરીબ ખેડૂતની ભેંસનો જ ભોગ લેવાય, એનાં સાધનો ઘટે, વળી ખેતીકામમાં પણ આ પશુઓનો ઉપયોગ થાય છે તેના પર પ્રતિકૂળ અસર વર્તાય, છાણ અને ચામડાની અછત પણ ઊભી. (હેરિસ ૧૯૭૪) એટલે એ વ્યવહારુ નથી.

આ બધા કારણોસર ભારતમાં ડેરી વિકાસ સાધવો હોય તો જૈવિક ફેરફારો કરી સારી ઓલાદના દુધાળાં ઢોર ઉછેરવાથી જ દૂધઉત્પાદનને આડે આવતાં પરિબળો મહાત કરી શકાશે. વાસ્તવમાં, આજથી પચાસ વર્ષ પહેલાં રોયલ કમિશન ઑન એગ્રિકલ્ચરે આ જ સ્થિતિનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે.

'આટલી વસ્તુ થાય છે કે પશુપાલકને સુધારણા કરવા માટે જે કોઈ પ્રયત્નો કરવાના રહે એમાં ઢોરચારો વધારવાની કે ઢોરની સંખ્યા ઘટાડવાની વાત આવવી જોઈએ નહિ.' (રોયલ કમિશન ૧૯૨૮ : ૩૫)

એટલે પશુપાલન જ જ્યારે મહત્ત્વનું નિર્ણાયક પરિબળ બન્યું છે ત્યારે બીજો પ્રશ્ન એ છે કે યોગ્ય પશુપાલન માટેની વ્યૂહરચના કેવી રીતે ઘડવી? એના માપદંડો કયા હોવા જોઈએ એ વિચારીએ.

**ભારતની ડેરી વિકાસનીતિ આબોહવા અનુકૂળ હોવી જોઈએ**

'તાપમાન આબોહવાની સીધી અસર દુધાળાં ઢોરો પર પડતી હોવાને કારણે,' (આચાર્ય અને સિંઘ : ૧૯૭૮ : ૭૭) ભારતમાં દુધાળાં ઢોરો આબોહવાની કઠિનાઈઓ ખમી શકે એવાં હોવાં જોઈએ. તેઓ સૂર્યની સીધી ગરમી સહી શકે એવાં તેમ જ પાણી કે ખોરાકની વધઘટ અનિશ્ચિત હોવાને કારણે શરીરમાં ભેજ અને શક્તિ સંગ્રહી શકે એવાં હોવાં જોઈએ. ખાસ કરીને ઉષ્ણ કટિબંધ પ્રદેશમાં જ્યાં પાણી, હવા કે જંતુજન્ય રોગો વધુ પ્રમાણમાં થતાં હોય છે. તેનો સામનો કરી શકે એ પણ જરૂરી છે. આ વાતાવરણનો સામનો કરવાનો એટલું જ નહિ પરંતુ એની પેદાશ પણ સાથે સાથે જાળવવાની જરૂર રહે છે.

**ભારતની ડેરી વિકાસનીતિ પ્રદેશ અનુકૂળ હોવી જોઈએ.**

ભારત એક દેશ હોવા કરતાં એક પેટા-ખંડ જેટલી વિશાળતા ધરાવે છે. એટલે એમાં વિવિધ પ્રદેશો અને તેમની વિવિધ આબોહવા જોવા મળે. એક તરફ ઊંચા હિમાલયનાં શિખરો, પર્વતો, ડુંગરાઓ તો બીજી બાજુ નાની નાની ટેકરીઓ, ગંગાના સપાટ મેદાનો, ઉત્તર-પશ્ચિમના સૂકા અને અર્ધસૂકા પ્રદેશો વળી પાણીથી રેલમછેલ રહેતા પૂર્વ અને પશ્ચિમ ભારતના ડાંગરનાં ખેતરો વ. વ. છે. વળી જ્યારે બાહ્ય આબોહવાની અસર અર્થતંત્ર અને સંસ્કૃતિ પર પડતી હોય ત્યારે તો આપણે એ ખાસ કાળજી રાખવી પડે કે ડેરી વિકાસનીતિ પ્રાદેશિક અનુકૂલન ધરાવતી હોય.

**ભારતની ડેરી વિકાસનીતિ પોષણ અનુકૂળ હોવી જોઈએ**

ભારતમાં પ્રાદેશિક વૈવિધ્ય ઘણું છે પરંતુ એક બાબતમાં વિવિધતા નથી અને તે છે અપૂરતા પોષણ અંગેની. છઠ્ઠી યોજનાના અંદાજ મુજબ દેશની અડધા ઉપરની વસ્તી ગરીબી રેખાની નીચે જીવે છે. (ભારત સરકાર : ૧૯૭૮) માત્ર પંજાબ અને મધ્ય પ્રદેશના લોકો જ તેઓની સરેરાશ લઘુત્તમ કેલરી મેળવી શકે છે અને આ વિસ્તારોમાં પણ અપૂરતું પોષણ તો વ્યાપક છે. (શાહ : ૧૯૮૨) ભારતમાં દુનિયાની

વસ્તીની ૧૫.૫ ટકા વસ્તી છે, પણ દુનિયાની માત્ર ૨.૪ ટકા જમીન ભારતમાં છે. (નેશનલ ડેરી ડેવલપમેન્ટ બોર્ડ ૧૯૮૨ આથી એ મહત્ત્વનું બની જાય છે કે પાળેલાં ઢોરો, ખોરાક માટે, માણસો સાથે હરીફાઈ નહિ કરે અને શકય હોય ત્યાં સુધી દુધાળાં ઢોરોને ખેતીની ગૌણપેદાશો કે ભગાડ ઉપર ઉછેરવામાં આવે, માનવભોગ્ય આહાર ઉપર ઓછામાં ઓછી અસર થવી જોઈએ. ડેરી વિકાસ નીતિ એવું પશુધન ઉછેરે એવી હોવી જોઈએ કે જે પશુઓ ઊતરતી કક્ષાના આહાર કે ઢોરચારા ઉપર ઉછરી શકે અને અનાજને ભોગે દૂધઉત્પાદન નહિ થાય, પરંતુ અનાજ ઉપરાંત દૂધ પણ વધે.

### ભારતની ડેરી વિકાસનીતિ ટેકનોલોજી અનુકૂળ હોવી જોઈએ

ખેતી અને ખેતીલક્ષી ઉદ્યોગો ધરાવતા અર્થતંત્રમાં ભારતીય પશુઓ અનેકવિધ સેવાઓ બજાવે છે. માત્ર દૂધ આપે એટલું જ નહિ પરંતુ ખેતીમાં પણ એને જોતરવામાં આવે, તૈયાર પાકને નજીકના બજારમાં લઈ જવાનો હોય ત્યારે પણ તે જ સેવા આપે છે. ભારતમાં આવા વાહનવ્યવહાર માટે જે કુલ શક્તિની જરૂર છે તેની ૬૬ટકા જરૂરિયાતો આ જ દુધાળાં ઢોર પૂરી પાડે છે. બજારોમાં વેચાણ માટે જતો ૯૬ ટકા જથ્થો તેઓ ખેંચી જાય છે અને તે પણ ખરાબમાં ખરાબ રસ્તા ઉપર થઈને (કુરુક્ષેત્ર ૧૯૮૧) એક અંદાજ પ્રમાણે, આ પશુશક્તિનો વિકલ્પ શોધવો હોય તો ભારતને દર વર્ષે એક હજાર મિલીયન અમેરિકન ડોલર પેટ્રોલ પાછળ વાપરવા પડે. (ફિલ્ડ્રુય) એટલે તેઓ દૂધ પણ આપે, વાહનવ્યવહારમાં કામ આપે, વસ્તુ બજારમાં લઈ જાય અને જરૂરી વસ્તુ લાવે પણ ખરા, એટલે કોઈપણ ડેરી નીતિએ આ પશુશક્તિ જાળવી રાખવાની તકેદારી તો રાખવી જ પડશે. 'ભારત અને દક્ષિણ એશિયામાં, જે વિકાસનીતિ આ પશુશક્તિની અગત્યતાને પિછાનવામાં નિષ્ફળ જશે, તે લાંબે ગાળે, ખેતપેદાશો જાળવી રાખવામાં બાધારૂપ બનશે. (નાયર : ૧૯૮૨ : A 17)

### ભારતની ડેરી વિકાસનીતિ માલિકી અનુકૂળ હોવી જોઈએ

ઉપર દર્શાવેલ સમસ્યાઓમાંથી ઘણી સમસ્યાઓ હલ કરી શકાય એવી છે. દુધાળાં ઢોરોને વાયુઅનુકૂલિત કોઢારમાં રાખી શકાય, રોગ સામે રક્ષણ આપી શકાય, લીલો ઘાસચારો નાંખી શકાય, પોષક પશુ-આહાર આપી શકાય, ટ્રેક્ટરનો ઉપયોગ કરીએ તો પછી એને ખેતીમાં જોતરવો ન પડે... આ બધું બરાબર અને પાયાનો પ્રશ્ન તે એ છે કે ભારતના ૭૦ ટકા ખેડૂતો તો નાના ખેડૂતો છે, તેઓને આ બધો વૈભવ કયાંથી પરવડે! તેઓ પોતાનાં બાળકોને પોષણક્ષમ આહાર, તબીબી દેખરેખ કે સારું નિવાસ આપી શકતા નથી, તો પછી દુધાળાં ઢોરો માટે એ કયાંથી મેળવી શકે? (હરિયા અને આચાર્ય ૧૯૮૦) સીમાંત ખેડૂતો અને ખેતમજૂરોની સ્થિતિ તો એનાથી પણ બદતર હોય છે. એટલે કોઈ પણ ડેરી વિકાસ નીતિ એવી હોવી જોઈએ કે આદર્શ નહિ પણ વાસ્તવિક સ્થિતિમાં ટકી શકે અને ગામડાનો સરેરાશ માણસ પણ દુધાળાં ઢોર પાળી શકે.

### ભારતની ડેરી વિકાસનીતિ સાધન-સુવિધા/પાયાની જરૂરિયાતો (infrastructure)ને અનુકૂળ હોવી જોઈએ.

આપણે જોયું કે એક પેટાખંડ જેટલું વિશાળ કદ ધરાવે છે. એમાં વાહનવ્યવહાર અને સંદેશવ્યવહારની સગવડો ખૂબ જ અવિકસિત છે, કેટલાક વિસ્તારોમાં, ખાસ કરીને ગ્રામ્ય વિસ્તારોમાં તો એ છે જ નહિ 'જે વિસ્તારોમાંથી સૌથી વધુ પ્રમાણમાં દૂધ મેળવી શકાય એમ છે ત્યાં રસ્તાઓનાં જ ઠેકાણાં નથી.' (જી.ઓ.એમ. : ૧૯૭૪ : ૨૫) એટલે નીતિઘડતરમાં વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહાર જે અતિ મહત્ત્વના અંગો છે, તે ભુલાવા જોઈએ નહિ. વળી સંદેશા વ્યવહાર માટે જે સાધનવ્યવસ્થાનું સૂચન કરે એ

અટપટા નહિ હોવા જોઈએ. એ જો ખર્ચાળ હશે તો કાર્યક્રમનાં નાણાં એ જ ખાઈ જશે. જો એમાં વિલંબ થવાનો હશે તો નીતિના અમલીકરણમાં પણ વિલંબ થશે સારામાં સારું તો એ જ બને કે નવી નીતિ હાલનાં સાધનોની સહાયથી સરળતાપૂર્વક અમલમાં મૂકી શકાય એવી અથવા તો એમાં વધારો કરવાથી, ઓછા ખર્ચે અને ઝડપથી થઈ શકે એવી હોવી જોઈએ.

**ભારતની ડેરી વિકાસ વ્યૂહરચના આજે કેવી છે?**

ભારતમાં હાલમાં ઓપરેશન ફ્લડનો વિશાળ મહત્ત્વાકાંક્ષાનો કાર્યક્રમ ચાલી રહ્યો છે. આ કાર્યક્રમ ઝડપી, સાધનોલક્ષી, પ્રણાલિકા તોડનારો છે. સૌથી વધુ ભાર સારી ઓલાદના ઉછેર ઉપર મૂકવામાં આવેલ છે. આ કાર્યક્રમ અંગે બીજી ગમે તે ટીકા હોય પરંતુ એટલું ચોક્કસ કે પશુઉછેર પ્રોજેક્ટને ખૂબ મહત્ત્વનું ગણવામાં આવેલ છે એ બાબતમાં ચોક્કસ અભિગમ નક્કી થયેલ છે અને એ નીતિ સર્વાનુમતે સ્વીકારાયેલ છે. હવે અમલીકરણ ખૂબ જોરશોરથી ચાલી રહ્યું છું.

આ નીતિ પ્રમાણે ભારતીય જેબુ અને બોસ ઈન્ડીક્સ ગાયને જર્સી, હોલ્સ્ટીન-ફ્રિસીયન, બ્રાઉન સ્વીસ, રેડ ડેઈન વ. ઊંચી જાતની ગાયોના કૃત્રિમ વીર્યદાનથી ક્રોસબ્રીડ કરી તેમનું દૂધઉત્પાદન વધે અને તેઓ રોગ પ્રતિકારાત્મક શક્તિ કેળવે તેવા પ્રયત્નો થશે. આ ક્રોસબ્રીડિંગ કાર્યક્રમના બધાં નાણાં હાલમાં ભારતના ૧૫૫ જિલ્લાઓમાં ખર્ચાશે, એવો એક ખ્યાલ છે કે આ પ્રયત્નોથી એક કરોડ પશુઓ તૈયાર કરી રાષ્ટ્રીય દુધાળા ઢોરનાં ધણો કરવાનો પ્રયત્ન કરાશે જે ભારતમાં કુલ દુધાળાં ઢોરના ૬ઠા ભાગની સંખ્યામાં હશે અને દેશના કુલ દૂધ ઉત્પાદનના ૨૫ ટકા દૂધ પૂરું પાડશે. (નેશનલ ડેરી ડેવલપમેન્ટ બોર્ડ ૧૯૭૭ અને ૧૯૮૨) ત્યારે આપણે અગાઉ ચર્ચામાં, ભારતની ડેરી વિકાસ નીતિના જે માપદંડોનો ઉલ્લેખ કર્યો છે એ ધ્યાનમાં રાખી આ નીતિની ચર્ચા કરીશું. આપણે મુખ્યત્વે આબોહવા, પ્રદેશ, પોષણ, ટેકનોલોજી, માલિકી અને સાધન સગવડ (infrastructure)નો ઉલ્લેખ કર્યો છે.

**ક્રોસબ્રીડિંગ નીતિ અને આબોહવા**

ભારતની વિવિધ જાતોની ગાયોનાં નામો જોઈશું તો જાણવા મળશે કે તે નામો પ્રદેશને અનુરૂપ પડેલાં છે. એટલે એક પ્રદેશની ગાયને અન્ય પ્રદેશમાં લઈ જતાં તેની ક્ષમતા પર અસર પડવાની જ. એટલે જ્યારે જર્સી અને હોલ્સ્ટીન ફ્રિસ્યિનની આબોહવાને અનુકૂળ વિજાણુઓ ભારતના ગરમ અને ધૂળિયા પ્રદેશમાં આપવામાં આવે ત્યારે શું થાય? આ ક્રોસિકની ખૂબ ખરાબ અસર પડે છે. ભારતમાં પશુના બાહ્ય અંગો એમાં જીવન રક્ષણ માટે જરૂરી હોય છે જેમ કે લાંબા કાન કે પૂંછડીથી તે જીવજંતુઓને શરીરથી દૂર રાખી શકે છે, ખૂંધમાં સ્નાયુની ચરબી સંગ્રહી રાખે છે, ગળા નીચે લાંબી લબડતી ચામડી ગરમી સહન કરવાની શક્તિ વધારે છે. (ખુરોદી ૧૯૭૪) ત્યારે ક્રાસબ્રીડિંગથી જો આ અંગોમાં ફેરફાર થવાના હોય તો પ્રતિકૂળ આબોહવામાં એ કેવી રીતે ઉપયોગી નીવડે? વધારામાં રોગપ્રતિકારાત્મક શક્તિ તો ખૂબ જ ઓછી થઈ જાય છે. એટલે ક્રોસબ્રીડ ગાયને ખુલ્લામાં ચરવા લઈ જઈ શકાય નહિ, ગામના તળાવનું પાણી આપી શકાય નહિ, પણ આપણા ગરીબ ખેડૂતને તો એ સિવાય કશું પરવડી શકે એમ નથી. (શર્મા ૧૯૭૮) વળી પશુચિકિત્સાની સાધનસામગ્રીના અભાવથી તો રોગ સામે ઝઝૂમવાનું મુશ્કેલ બની જાય.

વળી મોસમના પલટાથી ગરમી અને ઠંડીનું પ્રમાણ વધે-ઘટે, એની પ્રતિકુળ અસર ગર્ભાધાન પર પડે એટલે ઉત્પાદનક્ષમતા જ મંદ પડી જાય. એક નિષ્ણાતે તો એના અભ્યાસમાં દર્શાવ્યું છે કે ઠંડીના દિવસો પૂરા થયા પછી ગરમીના દિવસોમાં ઢોરોની કેવી દશા થાય છે. તેમનું તો એવું માનવું છે કે જાન્યુઆરીથી માર્ચ માસની આબોહવા આખું વર્ષ જાળવી રાખવા-

માં આવે તો જ ક્રોસબ્રીડિંગ સફળ થઈ શકે. (સિંઘ : ૧૯૭૮ : ૨૨.)

## ક્રોસબ્રીડિંગ નીતિ અને પ્રદેશ

શું ક્રોસબ્રીડિંગ કાર્યક્રમ જુદા વિસ્તારોના અર્થતંત્રને અને વિવિધ આબોહવાને કાળજીપૂર્વક અલગ તારવે છે ખરો? તે મુજબ ચોક્કસ અનુકૂળ વિજાણુઓનો ઉપયોગ કરવા સૂચન થાય છે ખરાં? ડેરી વિકાસના દસ્તાવેજોમાં કે ક્રોસબ્રીડિંગ પર થયેલ રાષ્ટ્રીય પરિષદોના અહેવાલોમાં તો આ બાબતે કશું જ જોવા મળતું નથી. હા, એમાં એટલું જોવા મળે છે કે ખેત આબોહવા અંગે કોઈ પૂર્ણ વ્યાખ્યા હજી મળતી નથી. (આને સ્પષ્ટ કરવાની કે એનું વર્ગીકરણ કરવાની વાત તો બાજુ એ જ) વળી એવા અદ્ધરતાલ સૂચનો થાય કે 'સૂકા પ્રદેશો સિવાય બધે હોલ્સ્ટીન વાપરો અને સૂકા પ્રદેશોમાં જર્સી.' (આ સૂચનો તો એવું જ કહેવા બરાબર છે કે ભૂખે મરતા બધા માણસોએ ફળવાળી કેક ખાવી અને સૂકા પ્રદેશોમાં માણસોએ સાદી કેક ખાવી.) (નગરસેનકર, ૧૯૭૮) ક્રોસબ્રીડિંગ કાર્યક્રમ અંગે વિવિધ પ્રદેશોમાંથી પ્રત્યાઘાતો આવ્યા છે, વર્ગીય આંકડાઓ અને ઘણા વિચારણીય મુદ્દાઓ પણ છે. કેરળમાં આ કાર્યક્રમ ખૂબ સફળ નિવડયો છે. મેઘાલય ક્રોસબ્રીડ માટે ખૂબ અનુકૂળ માલુમ પડયું છે, સાથોસાથ કયા વિસ્તારોમાં આ કાર્યક્રમ દાખલ કરવો જોખમકારક છે તેની સ્પષ્ટ વિગતો પણ આવી છે પણ એની ઝાઝી અસર પડી હોય એવું લાગતું નથી. (દેબ ૧૯૭૮, નાયર ૧૯૮૨)

## ક્રોસબ્રીડિંગ નીતિ અને પોષક આહાર

પોષકઆહારની બાબતમાં મુખ્ય ધ્યાન એ આપવાનું છે કે માણસ અને દુધાળાં ઢોર વચ્ચે ખોરાક માટે ઓછામાં ઓછી હરીફાઈ થાય. દુધાળાં ઢોરનો ખોરાક મુખ્યત્વે બિનજરૂરી ખેતપેદાશો અને માનવઅભોજ્ય વસ્તુઓ જ હોવી જોઈએ. ઊંચી ઓલાદનાં પશુઓ માટે લીલા ઘાસચારાની ભલામણ થઈ છે. ત્યારે આપણે એ તકેદારી રાખવી પડશે કે ભારતીય ખેતી અર્થતંત્રના હાલનાં સાધનોને ભોગે એ પ્રાપ્ય નહિ બનવું જોઈએ. વળી લીલો ઘાસચારો મેળવવા અમુક જમીન અલગ રાખવી પડે, પાણી-ખાતર પણ એને માટે મેળવવાં પડે. ધાન્ય પાકોને ભોગે જો એ થવાનું હોય તો એ કેટલે અંશે વાજબી ગણાવી શકાય. વળી ભારતમાં મોટાભાગના વિસ્તારોમાં પાણી પણ ભાગ્યે જ મળે છે. ત્યાં ઘાસચારા માટે પાણી કયાંથી મળી શકે? વળી વૈજ્ઞાનિકો એવું સૂચન કરે છે કે ક્રોસબ્રીડ ઓલાદોને 'જાડા' 'ઊતરતી' કક્ષાના ધાન્યો આપો. તેઓ ભૂલી જાય છે. કે મોટાભાગના ભારતીય ખેડૂતોની આર્થિક સ્થિતિ એટલી ખરાબ હોય છે કે તેઓ પોતાને માટે એ જ ધાન્યો ખરીદી શકતા હોય છે. એટલે એમની પાસેથી ઝૂંટવાઈને એ દુધાળાં ઢોરો પાસે જવાં જોઈએ નહિ (રાજપુરોહિત ૧૯૭૯, સિંઘ ૧૯૭૯).

એટલે ક્રોસબ્રીડ દુધાળાં ઢોર માટેની ખાધ જરૂરિયાતો જ એવી છે કે ક્રોસબ્રીડિંગ કાર્યક્રમ આગળ વધી શકે એમ નથી. 'પ્રથમ તો એ કે ઓપરેશન ફલડનો કાર્યક્રમ ન હોય તોપણ પશુઆહાર અને ઘાસચારાની જરૂરિયાતના પ્રમાણમાં ભારે અછત વર્તાતી રહે છે. આ કાર્યક્રમથી સાધારણ ફેર પડશે. બીજું કે, ક્રોસબ્રીડિંગ કાર્યક્રમ દાખલ થતાં ઊંચી ઓલાદનાં ઢોર વધશે, એમને માટે ઢોરચારો જોઈશે જે પૂરતા પ્રમાણમાં મળશે નહિ, આથી અર્થતંત્ર પર વધારાનો ભાર આવશે. વળી ક્રોસબ્રીડ પશુઓને ખોરાક ઓછો આપીશું તો સ્થાનિક પશુ કરતાં વધુ દૂધ આપવાનાં નથી. '(સિંઘ, ૧૯૭૯ :૭૧-૭૪) એટલે આપણી ઢોરચારાની અછતના સંદર્ભમાં, ઢોરસંખ્યા વધારવાથી ઉત્પાદકતા ઘટે અને કદાચ ઓલાદોની ગુણવત્તા પર પણ એ અસર થાય. (હુરિયા અને આચાર્ય : ૧૯૮૦ : ૧૯૩૬)

### ક્રોસબ્રીડિંગ કાર્યક્રમ અને ટેકનોલોજી

આપણે જોયું કે ગ્રામ્ય ભારત બળદ ઉપર ભારે આધાર રાખે છે. ખેતી અને વાહનવ્યવહાર બંનેમાં એ ખૂબ કામ આપે છે. એટલે ક્રોસબ્રીડ બળદની ખાસ અગત્ય છે. આમ છતાં, બન્યું છે. એવું કે ક્રોસબ્રીડ બળદની ક્ષમતા વિશે પૂરતી ખાતરી આપી હોવા છતાં ક્ષેત્રીય આંકડાઓ ઉત્સાહજનક નથી. એક ગામનો અભ્યાસ દર્શાવે છે: 'જર્સી' (ક્રોસબ્રીડ) બળદ ગામમાં કોઈ રાખતું નથી કારણ કે ગામ લોકો માને છે કે ખેતરમાં એ સખત શ્રમ કરી શકતો નથી. વળી આ બળદોને ખૂંધ હોતી નથી એટલે ખેતીનાં સાધનોથી એને જોતરવાનું શક્ય નથી.' (બાત્રા ૧૯૮૧ : ૧૫૭) વાસ્તવમાં ક્રોસબ્રીડ બળદની શારીરિક ક્ષમતા ઓછી છે. દેશી બળદ કરતાં ડબલ ખોરાક જોઈએ છે અને કામ એનાં કરતાં ૩૩ ટકા ઓછું આપે છે. (રાજપુરોહિત ૧૯૭૯)

જો ક્રોસબ્રીડ બળદ અંગે આ પ્રશ્નો હોય તો ક્રોસબ્રીડ ગાયો સાથે ટ્રેક્ટરો દાખલ કરીએ તો ખોટ પૂરી શકાય ખરી? ના, કારણ નીચે મુજબ છે:

ટ્રેક્ટરના પૂર્ણ ઉપયોગ માટે ઓછામાં ઓછી ૩૦ એકર જમીન હોય તો જ પરવડે પરંતુ ભારતમાં તો મોટાભાગના ખેડૂતો પાસે પાંચ એકરથી પણ ઓછી જમીન છે. (શારન ૧૯૭૯)

### ક્રોસબ્રીડિંગ નીતિ અને અદનો માલિક (સરેરાશ)

એવું કહેવાય છે કે પશુઓનું ક્રોસબ્રીડિંગ થવાથી રોજગારી તકો ઊભી થશે, આવક વધશે અને એ રીતે, કેટલેક અંશે, ગ્રામ્ય ભારતની ગરીબીનો પ્રશ્ન ઉકેલી શકાશે. આમ છતાં, નાના, સીમાંત ખેડૂતને કે ખેતમજૂરને ક્રોસબ્રીડ દુધાળાં ઢોર મેળવતાં કેટલા બધા પ્રશ્નોનો સામનો કરવો પડે છે! જરૂરી નાણાં ક્યાંથી લાવવાં, વ્યાપારી બેંકો જોખમ વહોરવા તૈયાર નથી. જાહેર ક્ષેત્રની અને સહકારી બેંકો પણ એમને નાણાં ધીરવા ખાસ ઉત્સુક નથી વળી નાણાં પાછાં વાળવાનો પ્રશ્ન પણ ખરો. નાના ખેડૂતોના ક્રોસબ્રીડ ઓલાદોમાં બહારના લોહીનું પ્રમાણ સો ટકા જેટલું હોય છે જ્યારે મોટા ખેડૂતની હાઈબ્રીડમાં ગાયોમાં એ પ્રમાણ વધીને ૯૩ ટકા જેટલું થાય છે. આને પરિણામે દૂધ ઉત્પાદન અને વળતરમાં પણ ભારે અસમાનતા વર્તાય છે. એટલે આનાથી તો ગ્રામ્ય સમાજમાં અસમાનતા ઘટવાને બદલે વધે છે. દેશી પશુઓની માલિકીની બાબતમાં નાના અને મોટા ખેડૂતો વચ્ચે તફાવત માલૂમ પડતો નથી કારણ કે દેશી પશુઓને તો આટલાં કીમતી ખોરાકની જરૂરત હોતી નથી. (નિંહોન ૧૯૭૫)

ક્રોસબ્રીડ ગાય તૈયાર થાય એટલે પ્રશ્નો ઘટવાને બદલે વધે છે. ગુજરાત રાજ્યના પશુ ચિકિત્સક સંસ્થાના એક ડાયરેક્ટર જણાવે છે. 'ક્રોસબ્રીડ ગાય પૂરતા પ્રમાણમાં દૂધ આપતી રહે એ માટે લીલો ઘાસચારો, દાણી ખોળ અને સૂકું ઘાસ આપતા રહેવું પડે. એક સામાન્ય ખેડૂતને તો આ બધું આપવાનું ભારે પડી જાય. જો એ આ બધું સમયસર અને પૂરતા પ્રમાણમાં નહિ આપે તો દૂધ ઉત્પાદન ઘટી જાય. જો એણે લોન લીધી હોય તો હપતાનાં નાણાં ચુકવ્યાં પછી ભાગ્યે જ કંઈ બચે છે. ક્યારેક તો વળી એવું પણ બને કે હપતા ભરવાના પૈસા પણ ન હોય! આવી પરિસ્થિતિ સર્જાય ત્યારે તો એને મદદ કરવા કરતાં ક્રોસબ્રીડિંગ કાર્યક્રમ એને નવા પ્રશ્નો ઊભા કરી આપનાર બને છે. (વૈષ્ણવ: ૧૦૮-૯). વળી અપૂરતા પોષણને પરિણામે, પરિપક્વતા મોડી આવે, ઉત્પાદન-ક્ષમતા ઘટે, બે ગર્ભધાન વચ્ચેનું અંતર વધે, દૂધ ઉત્પાદન ઘટે અને કેટલાક કેસોમાં તો તે નપુંસકતા, રોગિષ્ઠતા અને મર્ત્યતા પણ નોતરે છે. (પટેલ ૧૯૭૮).

### ક્રોસબ્રીડિંગ નીતિ અને પાયાની સવલતો

ડેરી વિકાસ એજન્સીઓએ સર્વાનુમતે ક્રોસબ્રીડિંગ અપનાવવાનું નક્કી કરેલું હોવા છતાં રાષ્ટ્રીય બ્રીડિંગ પોલિસીની વિગતો કે હજી તૈયાર થઈ નથી.

'વળી વૈજ્ઞાનિકો એમના ઉત્સાહમાં છાશવારે ફેરફાર કરતા રહે છે. ફેરફારોથી શી અસરો પડશે એની પરવા કરવામાં આવતી નથી.' (ભાગ : ૧૯૭૮ : ૨૮૬) વળી બ્રીડિંગ યોજનાના કોઈ ઠેકાણા નથી. ભારતમાં ક્રોસબ્રીડિંગ કાર્યક્રમ અપનાવાયો ત્યારથી બ્રીડિંગ યોજનાની તૈયારી બાબત નીચે મુજબનું અદ્ધરતાલ વલણ જોવા મળ્યું છે. 'ભારતમાં જો ડેરીનો વિકાસ કરવો હશે તો પશુઓની વિજાણુ શક્તિ વિકસાવવી પડશે... ઊંચી ઓલાદના વિદેશી સાંઢથી દેશી ભેંસોનું ગર્ભાધાન કરાવી ક્રોસબ્રીડ ભેંસો તૈયાર કરવાનો મુખ્ય પ્રશ્ન છે... એટલે પ્રોજેક્ટ અમલમાં મૂકીએ તે પહેલાં સંપૂર્ણ બ્રીડિંગ યોજનાઓ માટે રાહ જોવાની કોઈ જરૂર નથી.' (FAO : ૧૯૭૦ : ૬) એટલે વૈજ્ઞાનિક બ્રીડિંગ યોજનાઓ વિના જ ક્રોસ-બ્રીડિંગ બાબતમાં આગળ વધવાની અતિશય ઉતાવળ અંગે શું કહેવું ?

આ અવૈજ્ઞાનિક પાયા પર ઊભેલ વ્યવસ્થાતંત્રની ઈમારતનું શું ? પહેલાં તો, રાષ્ટ્રીય દૂધાળાં ઢોરોના ગૌરવવંતા પિતાઓ–વિદેશી સાંઢો છે. 'આ સાંઢોની પસંદગી જ અવૈજ્ઞાનિક પદ્ધતિએ થઈ છે. જે દેશ સાંઢો આપણને ભેટ આપવા તૈયાર હતા તેમની પાસેથી આપણે લઈ લીધા. કેટલાક અપવાદોને બાદ કરતાં, આ રીતે આયાત થયેલ સાંઢની વંશાવલિ જાણવાની દરકાર રાખી નથી. એટલે કાર્યક્રમમાં વિજ્ઞાન તો છે જ નહિ.' (શીવરાગ : ૧૯૭૮ : ૫) બીજું, એકવાર કૃત્રિમ વીર્યદાન માટે ઉત્તમ વિજાણુઓ મળે તોપણ સાચવીને જીવંત રાખવા, દૂરદૂરના સ્થળે લઈ જવાનો પ્રશ્ન ખૂબ મોટો છે. કારણ કે ફ્રીઝમાં સાચવવા માટે વીજળી ન હોય, રસ્તામાં પણ ઠેકાણાં હોતા નથી, પૂરતાં વાહનો નથી, તાલીમબદ્ધ માણસોનો પણ અભાવ વર્તાતો હોય છે. એનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું કે જે પ્રદેશોમાં કૃત્રિમ વીર્યદાન કાર્યક્રમ સફળ ગયો હોવાનો દાવો થાય છે ત્યાં પણ સફળ ગર્ભાધાનની ટકાવારી તો ખૂબ ઓછી છે. આંધ્રપ્રદેશમાં થયેલ કુલ્લે ૬,૦૦,૦૦૦ કૃત્રિમ વીર્યદાનમાં ૨૫,૦૦૦ ગાયો ગર્ભાધાન કરી શકી નથી. કેરળ રાજ્યમાં ૩૦ જેટલી જ સફળતા મળી છે, છતાં બીજા રાજ્યો કરતાં આ દર વધુ છે.' (નાયર : ૧૯૮૨ A ૧૬)

અંતે એ જ કહેવાનું છે કે જેના ખૂબ વખાણ થાય છે એ ક્રોસબ્રીડિંગ નીતિમાં અનેક ખામીઓ છે. એ નીતિ દૂધાળા ઢોરો આબોહવાને અનુકૂળ થઈ શકે એવી નથી. એનાથી રોગપ્રતિકારાત્મક શક્તિ ઘટે છે, એ પ્રાદેશિક વિવિધતાને ધ્યાનમાં લેતી નથી, એનાથી પશુઓ ખોરાક માટે માણસો સાથે હરીફાઈ કરતા થઈ જાય છે, એ પશુઓની તાકાત ઘટાડે છે, એ ગરીબ દૂધઉત્પાદકોને અનુરૂપ નથી. વળી નાના-મોટા ખેડૂતો વચ્ચેની ખાઈ વધુ પહોળી કરે છે, વળી એના અમલીકરણ માટેની જરૂરી સવલતો અટપટી અને ખર્ચાળ છે.

### ભારતની ડેરીબ્રીડિંગ વ્યૂહરચના શું હોઈ શકે?

આપણે હવે ભટકતી જાતિના પશુપાલકોની પ્રવૃત્તિ તરફ નજર નાંખીએ. પશુઉછેરની પ્રવૃત્તિ આબોહવા, પ્રદેશ, પોષણ, ટૅકનોલોજી, માલિકી અને પાયાની સવલતોની દૃષ્ટિએ કેવી છે તેની સમીક્ષા કરીશું.

### ભટકતા પશુપાલકો અને આબોહવા

ઉષ્ણકટિબંધ પ્રદેશના સૌથી શ્રેષ્ઠ દૂધાળા ઢોરો ભારતમાં ઉછરતા હોય છે એ હકીકત જ દર્શાવે છે કે ભટકતા પશુપાલકો આબોહવાને અનુરૂપ ઉછેર કરતા હોય છે. દેશી આખલાઓ હવે પહેલાં જેટલા શક્તિશાળી રહ્યા નથી. અમેરિકાની એક મોટી સંશોધન સંસ્થા સાથે સંકળાયેલા એક પશુચિકિત્સકે કેટલાંક પશુઓની ઓટોપ્સી લીધી ત્યારે એને જાણવા મળ્યું કે મરણને આરે આવી ઊભેલાં પશુઓના મહત્ત્વનાં અંગો ખતમ થઈ ચૂકયાં હોય છે. (હેરીશ ૧૯૭૪) એટલી બધી પ્રતિકૂળતાઓ અને કઠિનાઈઓ ઉછેરની આડે આવે છે કે શરીર માંદલું થઈ જાય છે. 'આખા પશુધણને દેશના વિવિધ ભાગમાંથી લઈ જવામાં આવે, માર્ગમાં જંગલો પણ આવે અને

રેતાળ જમીન પણ આવે, અને પશુઓની ઝાઝી કિંમત ન હોવાથી, એમાંના માંદલા, નબળા કે ખોડંગાતા પશુઓને પાછળ છોડી મૂકવામાં આવતાં, તેઓ પછી મરી જતા કે કોઈ તેમને ભરખી જતું. એટલે અભાનપણે 'તાકાતવાળા ટકે' એ સિદ્ધાંત કામ કરતો અને રોગ દૂર થતાં·(કુલકર્ણી : ૧૯૫૩ : ૬૩)

ક્રોસબ્રીડિંગ પરની રાષ્ટ્રીય પરિષદમાં એક પેપર રજૂ થયું હતું, જેમાં દેશી ઓલાદોના જમા પાસાનો ઉલ્લેખ થયો હતો. દેશી ઓલાદોની ટકી રહેવાની શક્તિ, ભારે વિષમ પરિસ્થિતિમાં પણ ઉત્પાદકતા ટકાવી રાખવાની શક્તિ, ગરમી સહન કરવાની શક્તિ અને ઉષ્ણકટિબંધના રોગોનો પ્રતિકાર કરવાની શક્તિનો એમાં ઉલ્લેખ થયો હતો. આ પ્રસંગે મિલિટરી ફાર્મ્સના ડેપ્યુટી ડાયરેક્ટરે જણાવ્યું કે, 'તાપમાન પ્રદેશોમાં ટકી શકે, સારું દૂધ આપી શકે અને ભારે વજન ખેંચવામાં કામ લાગે એવી ઓલાદો તૈયાર કરતાં આપણા બાપદાદાઓને હજારો વર્ષો લાગ્યાં હશે... જે ગાયને ઉનાળામાં ઝાડ નીચે રાખી શકાય, જે ગામના તળાવનું પાણી પી શકે, જે અણુ-ગમારૂપ માખી-મચ્છરને ઉડાડી શકે, જે ચોમાસામાં ઘાસચારણ પર ટકી શકે...આવી ચઢિયાતી કક્ષાનું લોહી ધરાવતા પ્રાણીને શું આપણે જાળવી રાખવું ન જોઈએ. (સીંધ : ૧૯૭૮ : ૨૨૩ : ૨૯)

### ભટકતા પશુપાલકો અને પ્રદેશ

ભટકતા પશુપાલકો દેશના વિવિધ પ્રદેશોમાં જોવા મળતા હોવાથી, જુદા જુદા જૂથો, પોતપોતાના વિસ્તારની આબોહવા અને અન્ય લાક્ષણિકતાઓ અનુસાર ચોક્કસ પ્રકારની ઓલાદો ઉછેરે છે. દા. ત. કાંકરેજી ગાયોના પગ લાંબા હોય છે અને ઊંડી ખરી હોય છે જેથી ગુજરાતના રેતાળ અને ખાડા-ટેકરાવાળા પ્રદેશમાં ચાલી શકે, ખીલ્લારી ગાયોના પગની ખરી કઠણ હોય છે જેથી ડેક્કનના પથરાટ પ્રદેશમાં એ સહેલાઈથી ચાલી શકે, કાંગી ગાય પાણી ભરેલા ડાંગરના ખેતરમાં લાંબા અંતર સુધી સરળતાથી ચાલે છે, આ પશુઓ દૂધ પણ આપે અને સારું કામ પણ આપે. કેટલાંક સારામાં સારાં દુધાળાં ઢોરો સૂકા પ્રદેશોમાં જોવા મળે છે. એવી એક ઓલાદ છે: થાર્પારકાર, એ એટલી ઊંચી જાતની ઓલાદ છે કે અંગ્રેજ લશ્કરની ડેરી જરૂરિયાતો પૂરી પાડવા પ્રથમ વિશ્વયુદ્ધમાં મેસાપોટેમિયાના સૂકા પ્રદેશમાં એની નિકાસ કરવામાં આવતી. ઉપરાંત, કેટલીક જાતો તો એટલી ઉત્તમ હોય છે કે કોઈપણ જાતની આબોહવામાં શ્રેષ્ઠ વળતર આપે છે. દા. ત. રેડ સિંધી (Red Sindhi) અતિશય ગરમ પ્રદેશ ઉત્તર સિંધમાં પણ ચાલે અને અતિશય ઠંડો પ્રદેશ ક્વેટામાં પણ ચાલે. (કુલકર્ણી ૧૯૫૩). એ નોંધપાત્ર છે કે ખૂબ પ્રતિકૂળ વાતાવરણમાં પણ ભટકતા પશુપાલકો બકરાં, ગધેડાં કે ઊંટોને ઉછેરે છે, જ્યાં આ પશુઓ કરતાં સખત શ્રમ કરી શકે એવાં દુધાળાં ઢોરની વધુ જરૂર હોય છે.

### ભટકતા પશુપાલકો અને પોષક આહાર

આપણે જોયું કે પોષકઆહારની બાબતમાં ઢોર અને માણસો વચ્ચે થતી હરીફાઈ ઘટવી જોઈએ. આપણે જોઈશું કે ભટકતા પશુપાલકો આ બાબતની ખાસ કાળજી રાખે છે, તેઓ મુખ્યત્વે ધારિયા વિસ્તારોમાં બિનખેતી જમીનમાં અને વેરવિખેર વસ્તીવાળા પ્રદેશોમાં જ તેમની પ્રવૃત્તિ ચલાવે છે. 'પરિણામે સારી જમીનની ઉપર પશુઓનું ભારણ આવતું નથી અને એ બધી જમીન માત્ર વધુ સારા પાકો તૈયાર કરવા માટે થાય છે.' (Keotinge : ૧૯૧૭ : ૩૧) વધારામાં આ પશુપાલકોનાં પશુઓ ઘાસચારો મેળવી લે, ખેતીની ગૌણપેદાશો કે તેની નકામી વસ્તુઓ આરોગી જીવનનિર્વાહ કરી શકે છે. પરિણામે માણસોના ખાદ્યપુરવઠા પર ભારણ લાદતાં નથી. રોયલ કમિશન ઓન એગ્રિકલ્ચરે નોંધ્યું છે કે, 'બીજા દેશોનાં પશુઓની સરખામણીમાં, ભારતમાંના સારામાં સારા પશુઓ છૂટોછવાયો ઘાસચારો ખાનારાં છે. એનો અર્થ એ થયો કે ભટકતા પશુપાલકોના પ્રયત્નો એવા હોય છે કે તેઓ ખાદ્યપુરવઠાની વધઘટ

પર આધાર રાખતાં નથી, તેઓ પોતાની મેળે ખોરાક શોધી લે છે.' (RCA : ૧૯૨૮ : ૩૫૭) જે દેશમાં ઘણા લોકો ભૂખે મરે છે ત્યાં ખાદ્યપુરવઠો વધાર્યા વિના, દૂધ પુરવઠો કેવી રીતે વધારી શકાય તેનો રસ્તો ભટકતા પશુપાલકો ચીંધે છે. અને આથી જ તો રોયલ કમિશન ઓન એગ્રિકલ્ચર ખાસ અપીલ કરે છે કે પશુવિકાસ કાર્યક્રમોમાં આ પશુપાલકોની આવડતનો ઉપયોગ કરવો.

**ભટકતા પશુપાલકો અને ટેકનોલોજી**

અમેરિકા અને યુરોપના ફાર્મ્સમાં તો પશુઓ મોટે ભાગે દૂધ અને માંસ પૂરું પાડવાનું કામ જ કરે છે, જ્યારે આપણે ત્યાં તો તેઓ ભાર વહેવામાં, ખાતર વ.માં પણ મદદરૂપ બને છે. ભટકતા પશુપાલકોનું કામકાજ એવું હોય છે કે એનાથી આ અન્ય સેવાઓ અને વસ્તુઓ પણ મળી રહે છે.

જે દેશમાં જમીનની ગુણવત્તા વધારવા દર વર્ષે ૩૫૦ મિલિયનનું છાણ વપરાતું હોય (હરિયા અને આચાર્ય ૧૯૮૦) જ્યાં ઘનિષ્ઠ હરિયાળી ક્રાંતિથી જમીનની ક્ષમતા ઘટી હોય, જ્યાં ખાતર દુર્લભ ચીજ હોય, જ્યાં કૃત્રિમ ખાતરનો ઉપયોગ ઘટાડવાની જરૂરિયાત હોય, ત્યાં આપણને જાણવા મળે કે વિદેશી ઓલાદોની મૂત્ર કે છાણ કરતાં ભટકતા પશુપાલકોના પશુઓનું છાણ કે મૂત્ર વધુ કીમતી બને છે ત્યારે એ સંતોષદાયક જ ગણાય. (કુલકર્ણી : ૧૯૫૩)

ભારતના ખેત અર્થતંત્રમાં પશુશક્તિ નિર્ણાયક સાધન છે, પશુશક્તિનું સ્થાન મોટરશક્તિ લઈ શકવાની નથી, તે સંજોગોમાં ભટકતા પશુપાલકોનો ફાળો ખૂબ મહત્ત્વનો બની જાય છે કારણ કે તેઓ માત્ર દૂધ કે માત્ર ભાર વહતાં પશુઓ ઉછેરતા નથી પરંતુ બંને સેવાઓ એકીસાથે પૂરી પાડતાં પશુઓ ઉછેરે છે. ૧૯૪૩ના અરસામાં પ્રસિદ્ધ થયેલ સરકારી દસ્તાવેજમાં આવી ડબલ સેવાઓ પૂરી પાડતા બાર પ્રકારનાં પશુઓનો ઉલ્લેખ છે, દા.ત.થાર્પરકર ગાયો દૂધ પણ ઘણું આપે અને વાહન વ્યવહાર બંનેમાં ... ૧૯૦૫)

**ભટકતા ...**

ભટકતા ... ઓની જેમ સમા... સમાજવાદ માત્ર શબ્દો ... ગ્રામ્ય ગરીબોને સીધી મદદરૂ... પશુપાલકોએ ઉછેરેલાં પશુઓ ... નથી. આ પશુપાલકો ખુદ જેમતેમ ... હોવાથી તેઓ પણ ગ્રામ્ય ગરીબ પ્રજા ... આમ છતાં તેઓના પ્રયત્નો દાદ માંગી લે... તો છે જ.

વધુમાં, ભટકતા પશુપાલકો એવી ઓલાદો પૂરી પાડે છે જે હવામાનને અનુરૂપ થઈ જાય છે, રોગનો પ્રતિકાર કરે છે અને ઓછા ખોરાકે વધુ દૂધ આપે છે, આમ વિવિધ રીતે આ ઓલાદો ફાયદાકારક હોય છે. જો ગ્રામ્ય ગરીબી સામેની લડતમાં દુધાળા ઢોર અને ડેરી વિકાસની મદદ લેવાની હોય તો, જે વધારે કાળજી માંગી લે એવા ક્રોસબ્રીડ પશુઓ કરતાં આવાં પશુઓની મદદ તો ચોક્કસ લેવી જ જોઈએ.

**ભટકતા પશુપાલકો અને પાયાની સવલતો**

પશુપાલકો મોટેભાગે ગ્રામ્ય વિસ્તારોમાં જ આમથી તેમ ભટકતા રહેતા હોવાથી પ્રાદેશિક પશુમાલિકો સાથે તેઓ સતત સંપર્કમાં રહેતા હોય છે. વધારામાં પશુમેળાઓ ભરાય, દા. ત. ખેડા અને અમદાવાદ જિલ્લામાં દર શુક્રવારે હાટ ભરાય ત્યાં જુદા જુદા જૂથનાં અને પ્રદેશનાં પશુઓની અદલાબદલી સરળ બને છે. સારી ઓલાદ મેળવવા પશુપાલકો લાંબી મજલ કાપવા પણ તૈયાર હોય છે. ચોક્કસ ઓલાદોની જરૂરિયાતો પૂરી પાડવામાં પશ્ચિમ ભારતના વાઘરીઓ જાણીતા છે.

અમુક પશુપાલકોની જ્ઞાતિમાં તેમના ઉત્તમ કક્ષાના આખલાઓ ગાયો માટે મફત આપવાનો રિવાજ છે, એ માટે પૈસા લેવાનું અનૈતિક મનાય છે. (રેફિખ્ ૧૯૭૮)

રસપ્રદ તો એ છે કે ડેરી વિકાસ એજન્સીઓને જે પ્રશ્નો મૂંઝવે છે તેનાથી વિરુદ્ધના જ પ્રશ્નો ભટકતા પશુપાલકોને મૂંઝવે છે. સત્તાકીય એજન્સીઓ તો કેન્દ્રિત, બોલકી અને દશ્યમાન હોય છે. આમ છતાં તેઓ દેશભરમાં પથરાયેલા સ્થાનિક પશુપાલકોનો સંપર્ક કરી શકતા નથી. જ્યારે બીજી બાજુ, ભટકતા પશુપાલકો બધાના સંપર્કમાં રહે, જરૂરી ઓલાદો પૂરી પાડે પરંતુ તેમનો પ્રશ્ન એ છે કે તેમની પાસે પશુપાલકોના વિવિધ જૂથો વચ્ચે સંદેશાવ્યવહાર રાખવા માહિતી પહોંચાડવા, કોઈ તંત્રરચના નથી.

આપણે જોયું કે ભટકતા પશુપાલકોની પ્રવૃત્તિ, આબોહવા, પ્રદેશ, પોષણ, ટેકનોલોજી, પાયાની સવલતો, વહીવટ વ. તમામ તકલીફો સર કરી અસરકારક રીતે ચાલતી રહે છે. તેમ છતાં કોઈ એવી દલીલ કરી શકે કે ડેરીના હેતુઓ માટે તો ભટકતા પશુપાલકોના પશુઓ કરતાં ક્રોસબ્રીડ પશુઓ વધુ ઉત્તમ ગણાય. આદર્શ ફાર્મ ઉપર, ચોક્કસ પ્રાયોગિક સ્થિતિમાં, માત્ર લીલા ઘાસ-ચારા ઉપર નભતી ગાયો જલદી ગર્ભાધાન કરે છે, બે ગર્ભાધાનો વચ્ચે ગાળો ઘટાડી શકે છે અને દેશી ગાયો કરતાં વધુ દૂધ ઉત્પાદન આપે છે. (ખુરોદી ૧૯૭૪, કુલકર્ણી ૧૯૫૩, રંગપપ્પા અને આચાર્ય ૧૯૭૪, ગુલે ૧૯૬૬) પણ આપણા દેશમાં આદર્શ સ્થિતિ ધરાવતા ફાર્મ્સ કેટલાં! ફાર્મ ઉપર ઉછરેલા દુધાળા ઢોરોનો પણ અભ્યાસ થયેલો છે, તેનાં તારણો જાણીએ:

'એક સરેરાશ પશુમાલિકની ક્રોસબ્રીડ ગાયનો ખોરાક એમની શક્તિ અનુસાર હતો, એની શક્તિ મુજબનો વહીવટ થતો જોવાં મળે છે... વ્યક્તિગત ગાયના પ્રથમ ગર્ભાધાનની ઉંમર બે ગર્ભાધાન વચ્ચેનો ગાળો વ. આંકડાઓનું ચોક્કસ પદ્ધતિએ પૃથક્કરણ કરાયું હતું... આ બધા આંકડાઓ ડેરી માટે ઉછેરાતાં દેશી પશુઓની સરખામણીમાં લગભગ સરખા જ છે. એટલે ફાર્મ ઉપર ઉછરતાં પશુઓ અને ઘરે ઉછરતાં પશુમાં ઝાઝો તફાવત નથી... જર્સી આખલા વડે ગર્ભાધાન કરાવવાથી પ્રથમ ગર્ભાધાનની ઉંમર વહેલી કરી શકાઈ નથી કે બે ગર્ભાધાન વચ્ચેનો સમયગાળો ઓછો થઈ શકતો નથી.' (શર્મા : ૧૯૮૧ : ૯૮–૯૯)

દેશી અને ક્રોસબ્રીડ દુધાળા ઢોરના ફાયદા-ગેરફાયદાની ચર્ચા કરતા સત્તાવાર ડેરી વિકાસ દસ્તાવેજો દૂધની ગુણવત્તા બાબતમાં તો ભેદી મૌન સેવે છે. તેમ છતાં કેટલાક અભ્યાસો આપણને માહિતી આપે છે કે ડેરી માટે તૈયાર કરેલ ભારતીય ઓલાદોનું દૂધ વધુ પૌષ્ટિક છે. એમાં પૂરતું ફેટ, નાઈટ્રોજન, પ્રોટીન મીઠાશ છે.

ભટકતા પશુપાલકોની સૌથી વધુ પ્રશંસા એ બાબતે થવી ઘટે કે તેઓએ ઉછેરેલાં પશુઓ તાપમાન પ્રદેશના અન્ય વિસ્તારોમાં પણ મોટા પ્રમાણમાં નિકાસ કરે છે, પરિણામે સ્થાનિક પશુઓ વધુ શ્રમ કરે છે અને રોગનો પ્રતિકાર કરે છે. આ નિકાસ બે દાયકાથી અને હજી આજે પણ ચાલુ જ છે. વીસમી સદીના શરૂઆતના દાયકામાં લેખકો પશુઓની નિકાસ સામે ઉહાપોહ કરતા હતા. જાવા, સુમાત્રા અને બ્રાઝીલથી કેટલાક અધિકારીઓ ભારત આવ્યા અને ગુજરાત, મદ્રાસ, પંજાબ વ. સ્થળેથી મોટી સંખ્યામાં સારી ઓલાદનાં પશુઓ ખરીદી ગયા હતા. આજે પણ દક્ષિણ અમેરિકા, બ્રાઝીલ કે દક્ષિણ આફ્રિકામાં જે જાણીતી ઓલાદો છે તે વાસ્તવમાં તો ભારતની જ છે (ખુરોદી ૧૯૭૪) આજે પરિસ્થિતિએ કેવો ઊંધો વળાંક લીધો છે. આજે આપણે વિદેશ પર આધાર રાખતા થયા છીએ. ત્યાંની ઓલાદો બ્રીડિંગ માટે લાવીને તેની ક્ષમતા ઘટાડી રહ્યા છીએ.

**ભારતની ડેરી પૉલિસી : દેશી ઓલાદો અને ભટકતી ઓલાદો**

આ વિભાગમાં સમાપન કરતાં બે પ્રશ્નોની છણા-

વટ છે: પ્રથમ તો. ભારતીય ડેરી નીતિએ સપ્ત અનેકવિધ કામો આપતી અને તાપમાન પ્રદેશમાં ટકતી ઓલાદોનો કેવો ઉપયોગ કર્યો છે? બીજું આ નીતિએ ભટકતા પશુપાલકોની નિપુણતાનો કેવો ઉપયોગ કર્યો છે?

પહેલો પ્રશ્ન લઈએ તો છેલ્લા એક દાયકામાં ભારતની ડેરી નીતિ જે આડાઅવળા માર્ગે ફંટાઈ હતી તેની નોંધ લેવી પડે. આઝાદી પહેલાંના નીતિવિષયક દસ્તાવેજો ખૂબ સ્પષ્ટ લખે છે કે પશુઉછેર માટે દેશી ઓલાદોનો જ ઉપયોગ કરવો અને ભારપૂર્વક જણાવે છે કે વિદેશી ઓલાદો સાથે ભેળવવાથી તો ભારતીય ખેતઅર્થતંત્રના પ્રશ્નો ઉકેલવાને બદલે વધુ વિષમ થશે. ડૉ. નોર્મન રાઈટ, જેઓ ડેરીવિકાસ નીતિ અંગે અંગ્રેજ સરકારને સલાહ આપતા હતા, તેમણે પણ ક્રોસબ્રીડિંગની સામે ચેતવણીનો સૂર કાઢેલ છે. 'દેશમાં દૂધ ઉત્પાદન પુરવઠો વધારવા જો ક્રોસબ્રીડિંગની નીતિ અપનાવવામાં આવશે તો ભારતીય ડેરીના તંદુરસ્ત વિકાસ માટે એ ઘાતક પુરવાર થશે.' (રાઈટ: ૧૯૩૭: ૧૨૮) એમણે જે કારણો આપેલાં તેનો પડઘો અમારી દલીલોમાં છે. તે સમયના પશુનિષ્ણાતોએ ચેતવણી આપી હતી કે વિદેશી ઓલાદો સાથેનું ક્રોસબ્રીડિંગ ખૂબ 'કાળજીપૂર્વકનું અને વિવેકબુદ્ધિવાળું' હોવું જોઈએ. (નાઈટ અને હોર્ન: ૧૯૧૩: ૮) આજે દેશભરમાં જે વ્યાપક ક્રોસબ્રીડિંગ કાર્યક્રમો ચાલે છે તેનાથી તો તેઓ સ્તબ્ધ જ થઈ ગયા હોત. વળી આવાં વિધાનો માત્ર ભારતમાંના અંગ્રેજોએ જ કર્યાં નથી. પંડિત જવાહરલાલ નહેરુના અધ્યક્ષપણે સ્વતંત્ર ભારતના આયોજન માટે નિમાયેલ પેટા-સમિતિએ પણ એ બાબતે સંતોષ વ્યક્ત કર્યો હતો કે પશુપાલન કાર્યક્રમમાં સારી ઓલાદનાં દુધાળાં ઢોર ભારતમાં જ છે. વળી તેઓ ભાર વહન કરવામાં પણ કામ આપે છે. તેમણે પણ ક્રોસબ્રીડિંગ કાર્યક્રમથી પશુઓ રોગજન્ય બનશે એ ખ્યાલે એનો વિરોધ કર્યો હતો.

આઝાદ ભારતની પશુપાલન નીતિ જે એની પંચવર્ષીય યોજનાઓમાંથી જાણવા મળે છે. એમાં પશુપાલન નીતિનું કેન્દ્ર દેશી ઓલાદો પરથી ખસીને ધીરે ધીરે સર્વવ્યાપક ક્રોસબ્રીડિંગ પર ગયું છે. પહેલી અને બીજી પંચવર્ષીય યોજનામાં કામ લાગે એવી દેશી ઓલાદોની સંખ્યા વધારવાનું લક્ષ્ય રહ્યું હતું. ત્રીજી પંચવર્ષીય યોજનામાં સૌ પ્રથમવાર ક્રોસબ્રીડિંગે દેખા દીધી. હાં, ત્યારે એ પ્રયોગાત્મક સ્વરૂપે હતી અને ઊંચાઈવાળા પ્રદેશોમાં જ્યાં પુષ્કળ વર્ષા થતી હોય, સમધાત આબોહવા હોય ત્યાં જ એનો ઉપયોગ કરવાનો પ્રસ્તાવ હતો. ચોથી, પાંચમી અને છઠ્ઠી પંચવર્ષીય યોજનાઓમાં, દેશી ઓલાદોની, દૂધ-વાહન-વ્યવહાર એ બે પ્રકારના હેતુઓ પાર પાડતા પશુઓનો ઉલ્લેખ માત્ર અલપઝલપ જ છે. મુખ્ય વાત તો એમાં એ જ દોહરાવેલી છે કે ભારતીય દુધાળાં ઢોરનું ક્રોસબ્રીડિંગ કરો. વળી એ પણ આખા દેશમાં, સારા એવા ખર્ચના ભોગે! આ યોજનાઓના સમયગાળા દરમિયાન ભારતીય ડેરી નીતિએ 'ઓપરેશન ફ્લડ' નું સ્વરૂપ ધારણ કર્યું.

આ તો બધી વાતો પશુઓલાદ સુધારવાની થઈ, પરંતુ એના માલિકોનું શું? બંને એકબીજાની સાથે ગાઢ સંકળાયેલા છે, એમાં પણ ડેરીનીતિનું વલણ શોચનીય છે. આઝાદી પહેલા તો ભટકતા પશુપાલકોને મહત્ત્વ આપવામાં આવતું હતું. રોયલ કમિશન ઑન એગ્રિકલ્ચરે તો આગ્રહ રાખ્યો હતો કે તેમના અનુભવ અને કૌશલનો ઉપયોગ પશુઉછેર કાર્યક્રમમાં લેવાવો જોઈએ. ખાસ કરીને ગુજરાતમાં શરૂઆતની પંચવર્ષીય યોજનામાં એ માટે થોડા પ્રયત્નો પણ થયેલા. ગોપાલક સંઘની રચના થયેલી. પશુઉછેર અને ફાર્મ વિકસાવવાના કાર્યક્રમો ઉપાડવામાં આવેલા.

અલબત્ત આ પ્રયત્નો હંમેશ સફળ થયા ન હતા. દા.ત. અધિકારીઓએ એવા પ્રયત્નો કરેલા કે દક્ષિણ ગુજરાતના માલધારીઓ ગીરનાં જંગલો પાસેની આજુબાજુની જગ્યામાં સ્થાયી વસવાટ કરે. જંગલોની

જમીન ચારણ માટે મળી રહેશે અને સૂકી આબોહવા પણ માફક આવશે એવી ગણતરી હતી. ખૂબ આશા-ઉમંગ સાથે રાજકોટમાં એક સરકારી ડેરી પ્લાંટ નાંખવામાં આવ્યો. એની પાછળનો ખ્યાલ એ હતો કે આ પ્લાંટની આજુબાજુના વિસ્તારમાં માલધારીઓ સ્થાયી થશે અને પ્લાંટને કાયમી દૂધનો પુરવઠો મળી રહેશે. પરંતુ માલધારીઓ ભટકતા થઈ જતાં ડેરી પ્લાંટને ભારે ખોટ ખમવી પડી. આ અધિકારીઓ જો રાજકોટના દૂધના નાના વેપારીઓને જ મળ્યા હોત તો તેમની પાસેથી ઘણું શીખવાનું મળત. આ દૂધના વેપારીઓ માલધારીઓની જીવન પદ્ધતિને અનુરૂપ વ્યવહાર કરે છે. જ્યારે માલધારીઓ જંગલની નજીકના વિસ્તારોમાં ભટકતા હોય ત્યારે દૂધ ખરીદે. આમ તેઓ ભટકતા ઉત્પાદકો અને સ્થાયી ગ્રાહકોની જરૂરિયાતોને અસરકારક રીતે જોડી આપે છે. (ફુડ એન્ડ એગ્રિકલ્ચરલ ઓર્ગેનાઈઝેશન ૧૯૬૫).

શરૂઆતની યોજનાઓમાં ભટકતા પશુપાલકોને સમાવી લેવાના પ્રયત્નો તો અચૂક થયેલા. અલબત્ત એ ગેરમાર્ગે દોરાયેલા હતા. ત્રીજી યોજના પછી, જ્યારે બધો જ ભાર ક્રોસબ્રીડિંગ અને એના સિવાય અન્ય કશું નહિ, એવો રહ્યો ત્યારથી ભટકતા પશુપાલકોને કોઈ ઉત્તેજન નથી, એમનો કોઈ ઉલ્લેખ સુધ્ધાં નથી. કેટલાંક રાજ્યો તો ગોપાલક સંઘોની પ્રવૃત્તિ પર અંકુશ મૂકવાનું પણ વિચારી રહ્યા છે!

ખેર, આ પશુપાલકોને કોઈ સત્તાવાર એજન્સીઓની માન્યતાની જરૂર નથી. તેઓ તો દાયકાઓથી અસ્તિત્વમાં છે જ! તેઓ તો દૂધ આપતાં અને ભાર વહતાં પશુઓ ઉછેરતા જ રહે છે અને ખેડૂતો તેમના પશુઓનો ઉપયોગ પણ કરે જ છે. 'એટલું કહી શકાય કે, આપણે ત્યાં જે ઉત્તમ પ્રકારનાં ભાર વહતાં પશુઓ કે પોષણક્ષમ દૂધ આપતી ભેંસો છે તેનો સંપૂર્ણ જશ, કોઈપણ જાતની પ્રસિદ્ધિ કે સહાય વગર પશુઉછેર કરતા ભટકતા પશુપાલકોને શિરે જ જાય છે.'(ખુ રોદી : ૧૯૭૪ : ૧૭૩) આયોજન પંચના એક સભ્યે પણ કબૂલ્યું છે કે, 'ત્રીસ વર્ષની આઝાદી પછી અને સામુદાયિક વિકાસ કાર્યક્રમનાં ૨૫ વર્ષ પછી પણ સરકારી પ્રયત્નો દ્વારા, દેશભરમાંની દેશી ઓલાદો ખરેખર સુધરી હોય એવું ક્યાંયે જોવા મળતું નથી. જે સુધારો છે તે તો રણપ્રદેશના પરંપરાગત પશુપાલકોને આભારી છે.' (શિવરામ : ૧૯૭૮ : ૫)

આજે ભટકતા પશુપાલકોને સરકારી સહાયની તીવ્ર જરૂરિયાત છે કારણ ખેતીજમીન વધતાં ઘાસ-ચારાની જમીન ઓછી થતી જાય છે તથા દુકાળ અનેક મુસીબતો ઊભી કરે છે. ભટકતા પશુપાલકોને ધ્યાનમાં રાખી કલ્પનાશીલ અને નવીન કાર્યક્રમો આપીશું તો જ ડેરી વિકાસ એજન્સીઓને ફાયદો થશે. એનાથી ભારતની પરિસ્થિતિને અનુરૂપ શ્રેષ્ઠ ઓલાદો પ્રાપ્ત થશે, સ્થાનિક પશુપાલકોની નિપુણતા અને અનુભવને પ્રોત્સાહન મળશે, હા, એટલું ખરું કે તેમનાં નામો પાછળ કોઈ યુનિવર્સિટીની ઉપાધિઓ નહિ, હોય કે રાષ્ટ્રસંઘની સંસ્થાઓની માન્યતા નહિ હોય!

ભારતમાં ડેરીવિકાસ હાલ ખૂબ જ નાજુક તબક્કામાં છે, એને ઉત્તમ અને પૂર્ણ પશુઉછેર નીતિની જરૂર છે. સમકાલીન ભટકતા પશુપાલકો પણ, ઘાસિયા જમીન ઓછી થતાં, કટોકટ સ્થિતિમાં જીવે છે. તેઓ આજે પરંપરાગત છાયામાં ઊભા છે જેને સમકાલીન આયોજકો ઘૃણાની નજરે જુએ છે, તેઓ વિકાસકાર્યક્રમમાં જોડાઈ શકતા નથી, પરિણામે પશુપાલકો અને કાર્યક્રમ બંનેને નુકસાન થઈ રહ્યું છે.

આ સંદર્ભમાં જ્યારે નેશનલ ડેરી ડેવલપમેન્ટ બોર્ડ એના પ્રતીકમાં એક સમૃદ્ધ ક્રોસબ્રેડ ગાય નહિ પરંતુ ચોક્કસ ખૂંધ, ગળા પાસેની લાંબી ચામડી અને વળાંકવાળાં શીંગડાં ધરાવતી ગાય બતાવે છે એ ખરેખર વક્રોક્તિ સમાન છે. શું આ ભારતીય પરંપરા પ્રત્યેના બોર્ડના વલણની ચાડી ખાય છે? અર્થાત્ માત્ર અલંકાર તરીકે જ શોભામાં રાખવાનું પણ એનો ઉપયોગ કરવાનો નહિ!

**નોંધ**

૧ ઓપરેશન ફ્લડ એક ખૂબ જ ચર્ચાસ્પદ વિકાસ કાર્યક્રમ છે. વર્તમાનમાં કે સમાજશાસ્ત્રીય સાહિત્યમાં તમને એની ગરમાગરમ ચર્ચા વાંચવા મળશે. તેમ છતાં, આ પેપરમાં તો ઓપરેશન ફ્લડ કરતાં તેની પશુ ઉછેર નીતિની સમીક્ષા કરવામાં આવી છે તે પણ એમાં ભટકતા પશુપાલકોનો સમાવેશ કરાયો નથી. એટલાં જ પાસાંની છણાવટ થઈ છે. પેપરનું બીજું પાસું છે દેશી ભેંસોની અવગણના. એની પાછળનું કારણ પણ ક્રોસબ્રીડિંગ પર સમગ્ર વધુ પડતું ધ્યાન કેન્દ્રિત થયું છે. તેવી જ રીતે પાંજરાપોળ અને ગૌશાળાઓ પણ પશુઉછેરમાં મહત્ત્વનો ફાળો આપે છે તેની વાતનો પણ સમાવેશ કરાયો નથી.

૨ 'પશુઓની નિકાસ છેલ્લાં ૧૦૦–૧૫૦ વર્ષોથી ચાલે છે, પરંતુ હાલમાં એ ખૂબ ગંભીર કક્ષાએ પહોંચ્યું છે. બ્રાઝીલના એક માણસે છેલ્લા થોડા મહિનામાં જ મુંબઈ અને ગુજરાતમાંથી ૧૫૦૦ પશુઓ નિકાસ કર્યાં હોવાનું જાણવા મળ્યું છે. એના જેવા બાર માણસો બ્રાઝીલથી આવી કામગીરી કરી રહ્યા છે. મદ્રાસ અને પંજાબની ઉતમ ઓલાદો માટે છેક જાવા અને ખાતાબિયાથી ગ્રાહકો દર વર્ષ આવે છે.' (ચેટરજી, ૧૯૨૬ : ૩૬).

**સંદર્ભસૂચિ**


ACHARYA R. M., and M. Singh, 'Considerations of Constraints of Physical Environment and Nutrition in Breeding program for Cattle' in NDDB 1978, pp. 77–87.

APTE, D. P., Evaluation of an Integrated Dairy Development Scheme (Warananagar), Gokhale Institute of politics and Economics, Pune, 1982.

BATRA, S. M., The place of Livestock in the Social and Economic System of a Village in Haryana, Ph.D. Thesis submitted to the University of Delhi, Department of Sociology, 1981.

BHAT, P. N., Problems of Stabilising Crossbred Cow populations under Field Conditions in India,' in NDDB 1978, PP. 284–9.

CHATTERJEE, N., The Condition of Cattle in India : Being an Inquiry into the Causes of the present Deterioration of Cattle with Suggestions for their Remedy, All India Cow Conference Association, Calcutta, 1926.

CROTTY, R. M., Cattle, Economics and Development, Commonwealth Agricultural Bureau, Slough, 1980.

DAIRY INDUSTRY CONFERENCE, XVII, Special Number : Dairying in India 1981, Indian Dairy Association, New Delhi, 1982.

DEB, R. D., 'Dairy Development in Meghalaya', Dairy Industry Conference 1982, pp. 95–6.

FITZHUGH, H. A., et al, The Role of Ruminants in Support of Man, Executive Summary, Winrock International.

Food and Agricultural Organisation of the United Nations, The Economic Impact of Dairy Development in Developing Countries, Committee on Commodity Probemls,38th Session, CCP 65/Working paper, FAO of the UN, Rome, 1965.

——— ——— ———, WFP Livestock Feeding Projects and Animal Productsion : Report to the Government of India, UNDP No. TA 2910, FAO of the UN, Rome, 1970 a.

GOVERNMENT OF GUJARAT, Annual Administrative Report on Working of the Co-operative Societies in Gujarat for the Year 1960-61, Volume 1, Government Central Press, Ahmedabad, 1962.

——————, Perspective Plan of Gujarat 1974-84, 1974-84, Volume 2, Government Press, Baroda, 1972.

GOVERNMENT of India, The First Five Year Plan, Planning Commission 1952.

——————, The Second Five Year Plan, Planning Commission, 1956.

——————, The Third Five Year Plan, Planning Commission, 1961.

——————, Draft Fourth Five Year Plan : 1969-74, Planning Commission 1969.

——————, Draft Fifth Five Year Plan : 1974-79, Planning Commission, 1973.

Government of India, Studies in Economics of farm Management in IADP Region of Surat and Bulsar, Gujarat : Combined Report for the Years 1966-67 to 1968-69, Ministry of Agriculture and Irrigation, New Delhi, 1975.

——————, The Sixth Five Year Plan, Planning Commission, 1978.

GOVERNMENT OF MAHARSHTRA, Report of the Committee for Considering Various Measures to Step Up the Milk Production and Procurement in the State, Bombay, 1974.

HARRIS, M., Cows, Pigs Wrs and Waatches, : The Riddles of Culture, Fontana/ Collins 1974

HUNA, V. K., And K. T. Acharya, 'Dairy Development in India : Some Critical Issues,' Economic and Political Weekly, 1980, 15:45 & 46, pp. 1931-42.

IMPERIAL Council of Agricultural Research, Report on a Village Enquiry Regarding Cattle and the Production and Consumption of Milk in Seven Breeding Tracts of India, Government of India Press, Simla, 1939.

JOSLEN, F., Cattle of the Bombay Presidency, Bulletin No. 26, Department of Land Records and Agriculture, Bombay, 1905.

KEATINGE, G.F., Note on Cattle in the Bombay Presidency, Bulletin No. 85, Department of Agriculure, Bombay, 1917.

KHURODY, D. N., Dairying in India : Review, Asia Publishing House, Bombay, 1974 b.

KNIGHT, J. B., and E. W. Horn, Present State of the Dairying Industry in Bombay, Bulletin No. 56, Department of Agriculture, Bombay, 1913.

KULKARNI, L. B., The Cow and Cow Breeds in India, Bombay Humanitarian League, Bombay, 1953.

KURUKSHETRA, 'Rural Transport,' Kurukshetra, 1981, 29:7, pp. 19-20.

NAGARCENKAR, R., G. N. Rao and A. Sivaramamurthy, 'Breeding Program for Cattle for Accelerating Milk Production Enxhancement, in NDDB 1978, pp. 88-94.

NAIR, K. N., 'Technological Change in Milk Production : A review of Some Critical Issues with Reference to South Asia',

Economic and Political Weekly, 17:13, pp. A15-20.

NATH, Y. V. S., Bhils of Ratanmal : Ananalysis of the Social Structure of a Western Indian Community, Monograph Series 1, M. S. University, Baroda. 1960.

NATIONAL DAIRY DEVELOPMENT BOARD, Operation Flood II : A Proposal by the NDDB Anand, NDDB Anand, 1977.

———— ———— ————, Proceedings of The National Conference on Cross-breeding, NDDB, Anand, 1978.

———— ———— ————, 'Dairying in India', NDDB, Anand 1982.

Nyholm, K., H. Schaumburg-Muller and K. Westergaard, Report on Livestock (Dairy) Development in the Bangalore Milk Shed Area, Institute for Development Research, Copenhagen, 1975.

PATEL, R. K., 'Economics of Crossbred Cattle,' In NDDB 1978, pp. 250-66.

PATEL, S.M., D.S. Thakur and M.K. Panday, Impact of the Milk Co-operatives in Gujarat, Institute of Co-operative Management, Ahmedabad, 1975.

RAJAPUROHIT, A. R., 'Crossbreeding of Indian Cattle : An Evaluation', Economic and political Weekly, 1979, 14 : 12 & 13, pp. A9-24.

RANGAPPA, K. S., and K. T. Acharya, Indian Dairy Products, Asia Publishing House, Bombay, 1974.

REKIB, A., D. P. Handa and S. K. Rajpali, 'Analysis of Factors Affecting Cost of Milk Production in Crossbred Cows' Indian Journal of Animal Sciences, 1978, 48 : 5, pp. 340-3.

ROYAL COMMISSION ON AGRICULTURE IN INDIA, Report ...... His Majesty' s Stationery Office, 1928.

SHAH, D., 'Dairy Development Strategy : An Assessment', Kurukshetra, 1981, 29 : 7 pp. 8-18.

SHAH N. N., Inaugural Address', In NDDB 1978, pp. 1-4.

SHARAN, G., D. P. Mathur and M. Vishwanath, Characteristics of the Process of Mechanisation and Farm Equipment, Indian Institute of Management, Ahmedabad, 1974.

SHARMA, P. L. N., 'Age at First Calving and Breeding Efficiency in Nondescrip Zebu X Crossbred Cattle', in NDDB 1978, pp. 98-101 (1978 a).

SHARMA, S. K., 'Influence of Socio-Economic Factors on the Feeding of Crossbred Cows in west Bengal Area', inNDDB 1978, pp. 208-14 (1978 b).

SINGH, D., 'Obtaining High and Economic Milk Yields from Crossbred Cattle', in NDDB 1978, pp. 222-41.

SINGH, S., 'Operation Flood II : Some Constraints and implications,' Economic and political Weekly, 1979, 14 : 42 & 43, pp. 1765-74.

SIVARAM, B , 'Crossbreebing in Cattle', in NDDB 1978, pp. 5-13.

SUB-COMMITTEE on Animal Husbandry and Dairying, 'Report .....,' Animal Husbandry and Dairying Fisheries and Horticulture, (Three Reports in One Volume), National Planning Committee

Series, Vora and Company Ltd, Bombay, 1948.

ULREY, O., The Co-operative : An Agency for Rural Development (The Kaira District Co-operative Ltd., Anand, Gujarat State, India), Agricultural Economics Report No. 42, Michigan State University, East Lansing, 196.6

VAISHNAV, T. N, 'Dairy Development in Gujarat State', in Dairy Industry Conference, 1982, pp. 9-14.

WORLD BANK, The, India ; National Dairy Project Staff Appraisal Report, South Asia Piojects Department, Agricultural Development Division, 1978.

WRIGHT, N. C.,Rep ort on the Development of the Cattle and Dairy Industries in India, Government of India Press, Simla, 1937.

અનુવાદ : બાબુભાઈ ડી. દેસાઈ

□ □ □



# અમદાવાદ શહેરનાં મહાજનો અને પંચોની ઉત્પત્તિ અને વિકાસ

**શિરીન મહેતા**

ગુજરાતમાં વેપારીઓનાં મહાજનો અને કારીગરોનાં સંગઠનો-પંચો જૂના જમાનાથી અસ્તિત્વ ધરાવતાં હતાં. આ મહાજનો અને પંચો ગુજરાતના સામાજિક, આર્થિક જીવનના અંતરગત ભાગરૂપે હતાં. સમય જતાં આ સંસ્થાઓ પોતાના કાયદા, નીતિ-નિયમો, બંધારણનું ઘડતર કરી વેપાર-રોજગાર અને કારીગરોનાં કામોનું નિયમન પોતે જ ઉપાડી લઈ સ્વાયત્ત સંસ્થાઓ બની રહી. રાજ્યે પણ મહાજનો અને પંચોના ધારા-ધોરણોની સ્વીકૃતિ કરવી પડતી. ગુજરાતનું પાટનગર અમદાવાદ આ સંઘજીવનનું કેન્દ્ર હતું. અમદાવાદમાં આજે પણ નાના-મોટા ૨૪૦ કરતાં પણ વધારે મહાજનો છે. કારીગરોનાં પંચો પણ ઘણાં છે. દેશના કોઈપણ ભાગમાં રાજસ્થાનને બાદ કરતાં આવાં મહાજનો અને પંચો ગુજરાત સિવાય ક્યાંયે નથી. સ્વાભાવિક રીતે પ્રશ્ન થાય છે કે આ સંસ્થાઓએ તેની ઐતિહાસિક પરંપરાઓ અને સાતત્ય કઈ રીતે ટકાવ્યું ?

મહાજનો અને પંચોએ સમય પ્રમાણે વહેતા રાજકીય અને આર્થિક પ્રવાહોને ઝીલ્યા. તે પ્રમાણે બાહ્ય તેમ જ આંતરિક માળખા અને પાયામાં આ સંસ્થાઓએ પરિવર્તનો કર્યાં. મધ્યયુગની સામંતશાહી અર્થરચનામાંથી સંસ્થાનવાદી મૂડીવાદી અર્થરચના તરફ પ્રયાણ કરતા આ સંસ્થાઓએ જૂની પ્રણાલિઓ અને રૂઢિઓનું સાતત્ય જાળવ્યું અને આધુનિક યુગનાં લક્ષણો પણ ધારણ કર્યાં. આ પરિવર્તનની પ્રક્રિયા સહજ કે સરળ ના હતી, પરંતુ સંઘર્ષથી ભરેલી હતી. મહાજનો અને પંચોએ સામંતયુગી તેમ જ મૂડીવાદી લક્ષણો ધારણ કર્યાં. આજે પણ એક બાજુ પ્રણાલિઓ અને બીજી બાજુ આધુનિકતાના સુંદર સંમિશ્રણની સાક્ષી પૂરતી જીવંત સંસ્થાઓ છે.

આ લેખનો હેતુ અમદાવાદ શહેરમાં અસ્તિત્વ ધરાવતાં મહાજનો અને પંચોની ઉપયોગિતા, કાર્યો અને તેમનું બંધારણ તપાસવાનો છે. મહાજનો અને મહાજનો વચ્ચે, મહાજનો અને પંચોના સંબંધો રજૂ કરવાનો છે. તેમ કરતાં અમદાવાદનું શહેર જીવન અને શહેરી સંસ્થાઓ ઉપર પ્રકાશ પડે છે. મુસ્લિમ કોમમાં પણ સમાંતર સ્તરે તેમના સંઘો જે જમાત તરીકે જાણીતી સંસ્થાઓ હતી. તે કેટલે અંશે હિંદુ પદ્ધતિનું સાતત્ય હતું તે બાબત આ લેખમાં આવરી લેવાઈ છે. અમદાવાદના વેપારી વર્ગનો ઉદ્ભવ અને વિકાસ મહાજનો અને પંચોનાં પરિપાટીમાં ઐતિહાસિક દૃષ્ટિએ આલેખાયો છે. આ લેખ તૈયાર કરવામાં પ્રાચીન તામ્રપત્રો, ખતપત્રો અને કેટલાક સમકાલીન દસ્તાવેજોની મદદ લીધી છે.

પશ્ચિમ હિંદમાં ૮૦૦ માઈલનો દરિયા કિનારો ધરાવતું ગુજરાત વેપાર રોજગારનું કેન્દ્ર હતું. ગુજરાતના શહેરોના સામાજિક જીવનમાં વેપારી આલમ માટે વપરાતી 'વૈશ્ય' શબ્દનું વિશિષ્ટ મહત્ત્વ હતું. હિંદના સામાજિક જીવનમાં છવાઈ ગયેલી વર્ણવ્યવસ્થા અને જ્ઞાતિ પ્રથાના માળખામાં બ્રાહ્મણો અને ક્ષત્રિયોનો દરજ્જો ખૂબ ઊંચો રહ્યો છે. પરંતુ ગુજરાતના નગર-જીવનમાં બ્રાહ્મણો અને ક્ષત્રિયો આર્થિક પ્રવૃત્તિઓના અંતર્ગત ભાગના બનતા વૈશ્યનો સામાજિક આર્થિક મોભો ઘણો ઊંચો રહ્યો. હિંદના કોઈપણ ભાગમાં આટલા વ્યાપક અને ઘનિષ્ઠ પ્રમાણમાં ગુજરાત જેટલા

વેપારીઓનાં મહાજનો અને વેપારીઓ સાથે ગાઢ રીતે સંકળાયેલા કારીગરોનાં વિવિધ પ્રકારનાં પંચો વિકસ્યાં નથી. વળી ગુજરાતના વૈશ્યોમાં કેવળ જૈન, વાણિયા જ ન હતા પણ મારવાડીઓ, રાજપૂતો, મુસ્લિમો બધાનો સમાવેશ થતો હતો.[૧]

ગુજરાતમાં પ્રાચીન કાળથી સંઘજીવન હતું. આ સંઘો જુદા જુદા વર્ગના લોકો માટે અલગ અલગ નામોથી ઓળખાતા હતા. વેપારીઓના સંઘને શ્રેણી, શાહુકારો એટલે શ્રેષ્ઠિનના નિગમ, ગાંધી કરિયાણાના વેપારીઓના પાણી, બૌદ્ધ સાધુઓના સંઘ, રાજકીય સંગઠનો કે જે ગણ તરીકે ઓળખાતા હતા.[૨] ૧૨મી અને ૧૩મી સદીમાં સૌરાષ્ટ્ર, વડોદરા રાજ્ય અને આબુમાંથી મળી આવેલા શિલાલેખોમાં મહાજનોના સ્પષ્ટ ઉલ્લેખ જોવા મળે છે. જાહેર લોકોપયોગી બાંધકામો અંગે જાહેર સ્થળોના નિભાવ માટે રાજસત્તા વેપારીઓ ઉપર કેટલો આધાર રાખતી અને વેપારીઓ પણ શહેરોના વહીવટીતંત્રમાં કેટલું મોખરાનું સ્થાન ભોગવતા તે આ દસ્તાવેજો ઉપરથી ફલિત થાય છે. માંગરોળમાં દેવુવાવના બાંધકામ માટે સૌરાષ્ટ્રના દરિયાકાંઠાના ગામ ચોરવડના મહાજને આપેલા ફાળાનો ઉલ્લેખ કરતી ૧૧૪૬ની તકતી મળી આવી છે.[૩] આ ઉપરાંત ઈસવીસનની ૧૩મી સદીમાં ગુજરાતના વાઘેલા વંશના રાજા સારંગદેવ (૧૨૭૫–૧૨૯૬) ના બે શિલાલેખો છે.[૪] જેમાંનો એક શિલાલેખ ૧૨૯૨ની સાલનો અનાવડા ગામ જે વડોદરા રાજ્યના કડી પ્રાંતમાં છે ત્યાંથી મળી આવ્યો છે. સારંગદેવે સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો અને સોમનાથના મહંત પાંચ શિવમંદિર બંધાવ્યાં હતાં. પરિણામે તે અંગેના લાગા આપનારાઓમાં પાલણપુરના પંચકુલ (પાંચ અમલદારોની સમિતિ), પુરોહિત, શેઠ, શાહુકાર, સોની, કંસારા વગેરેના સમસ્ત બધાં જ મહાજનો, સમસ્ત વણજાર અને સમસ્ત નૌવિક્ષક (નાવિકોના સંઘ)નો સમાવેશ થયો હતો. બીજો શિલાલેખ ૩૦ ડિસેમ્બર ૧૨૯૩નો છે જે આબુ પર્વત ઉપરથી મળી આવ્યો છે. રાજા સારંગદેવનો ચંદ્રાવતીના સામંત રાજા વિસલદેવે (ચાલુક્ય વંશ ૧૨૮૮–૧૩૦૦) જૈન આચાર્ય હેમચન્દ્ર અને મહાજનની વિનંતિથી હુકમ બહાર પાડ્યો હતો તેમાં વિમલવસહિ અને લૂણવસહિના જૈન મંદિરોના નિભાવ તથા કલ્યાણ આદિ ઉત્સવો માટે સમસ્ત વેપારીઓના મહાજનો અને અન્ય ધંધાદારીઓ ઉપર અમુક કર નાખ્યા હતા તેનો ઉલ્લેખ છે. આ દસ્તાવેજી પુરાવા રજૂ કરે છે કે ગુજરાતના આર્થિક જીવનમાં વૈશ્યો અને તેમનાં મહાજનો મહત્ત્વના અંગ રૂપે હતા.

અમદાવાદ શહેરની સ્થાપના ૧૪૧૧માં સુલતાન અહમદશાહ બાદશાહે માંડવીની પોળ પાસે આજે જ્યાં મુહૂર્ત પોળ આવેલી છે ત્યાં વિધિસર મુહૂર્ત કરીને કરી. અમદાવાદ ગુજરાતની રાજધાની બની. આ સમયે અમદાવાદની દક્ષિણ-પશ્ચિમે ધોરી માર્ગ પસાર થતો હતો. તેમ જ નજદીકનાં ગામો ધોળકા અને સરખેજ વેપારી કેન્દ્રો તરીકે વિકસી ચૂકેલાં હતાં. પરિણામે સાબરમતીને કિનારે આવેલું અમદાવાદ મુખ્ય વહીવટી કેન્દ્ર બન્યું, અને આસપાસના પ્રદેશો માટે વેપાર રોજગારનો પીઠ પ્રદેશ બનતા વાર ના લાગી.[૫] અમદાવાદમાં સુલતાન કાળના ૬૦ વર્ષનો ગાળો મહાજનો અને પંચોના રૂપ આકાર ધારણ કરવા માટેનો બાલ્યકાળ હતો. ૧૫૭૩માં અમદાવાદ મોગલો હસ્તક આવ્યું, ત્યારે સંઘજીવન ઘણું સુગ્રથિત (Consolidate) થઈ ચૂક્યું હતું. શહેરીકરણની પ્રક્રિયામાં મહાજનો અને પંચોની આગવી પ્રતિભા ઉપસી આવી.

અમદાવાદ શહેરમાં વેપારીઓના મહાજનો અને કારીગરોનાં પંચોનું મજબૂત સંગઠન બળ ઉત્પન્ન કરવામાં અમદાવાદ નગરનાં રહેઠાણોનો વિકાસ જે રીતે પોળો, શેરીઓ અને મહોલ્લામાં થયો તેનો ફાળો નાનોસૂનો નથી. રહેઠાણોનું આયોજન બે પ્રકારે થયું. એક તો રાજ્ય કેન્દ્રી આશ્રયદાતા-આશ્રિત ધોરણે થયું (Patron-client Nucleus). ભદ્રનો કિલ્લો વહીવટીતંત્રના હાર્દરૂપ હોઈ તેના પરિઘમાં જ

આવેલી જામા મસ્જિદ, ત્રણ દરવાજા શહેરના મુખ્ય કેન્દ્ર બિન્દુની આસપાસ વર્તુળાકારે ઉમરાવો, અમલદારો, લશ્કરના માણસોનાં રહેઠાણો વિકસ્યાં. ત્યાર પછી સામાન્ય માણસો જેમાં વેપારીઓ અને કારીગરોનાં રહેઠાણોનો વસવાટ પોળો, શેરીઓ અને મહોલ્લામાં થયો. આ બીજા પ્રકારના વસવાટો આદિભાવનાથી પ્રેરાઈને (Primordial ties) એટલે કે એક જ કુટુંબ, જાત જ્ઞાતિના લોકોની સાથે સમૂહમાં વસવાટ કરવાની ઉત્કટ ભાવનાથી ઊભાં થયાં હતાં.[૬] તેથી પોળો અને શેરીઓમાં વેપારીઓની કોઈ એક જ જ્ઞાતિનાં મકાનો વિકસ્યાં, જ્યારે મહોલ્લાઓ કે વાડાઓમાં એક જ જ્ઞાતિના કારીગરોનાં ઘરો જોવા મળતાં. આમ અમદાવાદની ઘણી પોળોનાં નામો વેપારી કે કારીગરોની જ્ઞાતિ ઉપરથી પડ્યાં છે. જૈન પોળ, ઝવેરી પોળ, ઘાંચીની પોળ, કાગદી પોળ, (કાગળ બનાવવાનો ધંધો કરનાર) છીપા પોળ (છાપનારા), સોનીવાડા, સુથાર પોળ, પટેલ પોળ વગેરે.[૭] પોળોની સમિતિઓએ તેના બંધારણ અને નિયમો પણ એવા ઘડ્યા કે પોળનું મકાન તે જ જ્ઞાતિની વ્યક્તિને જ વેચી શકાય કે ભાડે આપી શકાય. આજે પણ શહેરની મધ્યમાં આવેલી જૈન પોળ અને પટેલ પોળના આ જ નિયમો છે.[૮] પરંતુ ૧૭મી સદીનાં મકાનોના વેચાણખત બતાવતા દસ્તાવેજો જેને ખત-પત્રો કહેવાય છે, તે બ્રાહ્મણનું મકાન વાણિયાને કે મુસ્લિમને પણ વેચાયાનું નોંધાયું છે. વાણિયાનું મકાન પણ તેવી જ રીતે વિજ્ઞાતીય કોમને વેચાયાનું નોંધાયું છે.[૯] છતાં સામાન્ય રીતે સજ્ઞાતીય જન ઉપર પહેલી પસંદગી મકાન વેચવા કે ભાડે આપવા માટે ઢળતી. આમ અમદાવાદ શહેરનું નગરઆયોન જ પોળ અને મહોલ્લામાં થયું હતું, તેમ જ પોળ સમિતિઓ અને મહોલ્લા સમિતિઓ એ મહાજન અને પંચ પ્રથાને વિકસાવવામાં ફાળો આપ્યો. આ સંસ્થાઓ એકબીજા-ને પૂરક અને ટેકારૂપ રહી. તેથી સામાજિક જીવનમાં વ્યક્તિ ઉપર આ સંગઠનોનું પૂરે પૂરું વર્ચસ્વ રહ્યું. આ બધી જ સંસ્થાઓ વ્યક્તિગત એકમ રૂપે તેમ જ સામૂહિક રીતે ખૂબ બળવાન હતી.

૧૬મી સદીમાં ગુજરાતમાં મહાજન પ્રથા ખૂબ વ્યાપક પ્રમાણમાં વિકસેલી જોવા મળે છે. વેપાર વાણિજ્યનું સુંદર આયોજન થઈ શકે તેથી આઈને-અકબરીનો લેખક અબુલફઝલ શહેરના કોટવાલની ફરજોનું નિદર્શન કરતાં નોંધે છે કે પ્રત્યેક શહેરના કોટવાલે શહેરના કારીગરોનાં પંચોના (ગુલ્ડના) પ્રમુખ સરન્ઈ-ગીરાહ તેમ જ પ્રત્યેક ધંધાના દલાલોની નિમણૂક કરવી કે જેથી કરીને તેમની સલાહથી વેપાર રોજગારમાં ખરીદી અને વેચાણનું નિયમન થઈ શકે. કોટવાલ વેપાર વાણિજ્યની પરિસ્થિતિ જાણવા માટે તેઓ પાસે હેવાલ પણ માગવો. મોગલ સમયમાં ગુજરાતનાં શહેરોમાં વેપારીઓના મહાજનોની વ્યવ-સ્થિત હરોળ જોવા મળે છે, તેનો રસપ્રદ કિસ્સો ૧૫૪૬માં બન્યો. ગુજરાતનો ટાપુ દિવ આ સમયે પોર્ટુગીઝ હકૂમત હેઠળ હોઈ પોર્ટુગીઝ સત્તાએ ચલણી નાણાંની કિમ્મતની આકરણી (Coinage Valuation) પોતાના લાભાર્થે મનસ્વીપણે કરી, ત્યારે સુરત અને અમદાવાદના વેપારીઓના મહાજનોએ પોર્ટુગીઝ સત્તાના પગલાને પડકાર્યું. અને યથાવત આકરણી જારી રાખવાની ફરજ પાડી.[૧૦] આવો જ દાખલો ૧૬૩૦માં અંગ્રેજ વેપારી પેઢી સામે ભરૂચના વણકરોના પંચે સંગઠિત થયાનો નોંધાયો છે. ભરૂચનું બાફટા સુતરાઉ કાપડ આ સમયે યુરોપમાં ખૂબ વિખ્યાત હતું. અને તેની મોટી માંગ ઇંગ્લેંડના બજારમાં હતી. અંગ્રેજ વેપારીઓએ ભરૂચમાંથી સૂતર ખરીદી ઇંગ્લેંડ મોકલવા માંડ્યું તેથી સૂતરનો ભાવ ઉંચકાયો અને ભરૂચના વણકરોને મોંઘા ભાવે સૂતર ખરીદવાની ફરજ પડતી. પરિણામે વણકરોનાં પંચોએ એકત્રિત થઈ નક્કી કર્યું કે અંગ્રેજોને બાફટા કાપડ વેચવું નહિ. સામૂહિક હરોળથી ગભરાઈ ભરૂચની અંગ્રેજી વેપારી પેઢીએ વણકરોને લેખિત ખાત્રી આપી કે તેઓ સૂતર ખરીદી ઇંગ્લેંડ મોકલશે નહિ.

સંગઠનો બે પ્રકારનાં હતાં. વેપારીઓ અને

શાહુકારોનાં સંગઠનો મહાજનો કહેવાતાં જ્યારે કારીગરોનાં સંગઠનો ને પંચો કહેવામાં આવતાં. મહાજનનો પ્રમુખ શેઠ કહેવાતા અને કારીગરોના પંચોનો વડો પટેલ કહેવાતો. મહાજનો અને પંચોનાં માળખામાં તફાવત હતો. સામાન્ય રીતે એક જ ધંધો કરતી અનેક કોમ અને જ્ઞાતિની વ્યક્તિઓ મહાજનોના સભ્યપદે રહેતી. દા.ત. કાપડનો ધંધો જૈનો વાણિયા, મારવાડી, રાજપૂત, મુસ્લિમ–આરબો પણ કરતાં. આમ મહાજનનો સામાજિક પાયો વિસ્તૃત ફલક ઉપર નિર્ધારિત હતો. પરિણામે મહાજનનું સ્વરૂપ લંબસ્તરીય (Verticle) લક્ષણો ધરાવતું હતું. જ્યારે કારીગરોનાં પંચો સમસ્તરીય (Horizontal) લક્ષણો ધરાવતું હતું. એટલે કે એક જ ધંધો કરતી એક જ જ્ઞાતિના લોકો તેના સભ્ય પદે રહેતા. લોખંડનો ધંધો કરનાર માત્ર લુહારો જ પંચાલ પંચના સભ્યો હતા. તેવી જ રીતે કુંભાર પંચ, સુથાર પંચ, કડિયા પંચ. માળી પંચ હતાં. વળી મહાજનો અને પંચોના કાર્યક્ષેત્રમાં પણ તફાવત હતો. મહાજનો ઘણુંખરું ધંધાદારી બાબતો પ્રત્યે વિશેષ ધ્યાન આપતા. તેના સભ્યોની સામાજિક અને ધાર્મિક બાબતો તેના કાર્યક્ષેત્રની બાહારની હતી. તેના સભ્યોની જ્ઞાતિનાં પંચો તે બાબતો સંભાળતા. છતાં પણ મહાજન કેવળ ધંધાદારી પ્રવૃત્તિ કરતું એમ સ્પષ્ટ રેખાંકન કરવું શક્ય ના હતું. વ્યક્તિઓની જ્ઞાતિનાં પંચો મહાજનો ઉપર દબાણ લાવી તેના સભ્યને સામાજિક રૂઢી અને પ્રણાલિકાઓને વળગી રહેવાની ફરજ પાડતા. અમદાવાદ શહેરનો ઢાંચો જે રીતે વિકસ્યો હતો. તે રીતે જોતાં પોળ સમિતિઓ પણ આ પ્રણાલિકાઓની સાચવણી તરફ તરફદારી કરતી. કારીગરોનાં પંચોનું માળખું સજાતીય હતું એટલે કે Homogeneous હતું. પંચો વ્યક્તિની ધંધાકીય, સામાજિક, ધાર્મિક બધી જ બાબતોનું નિયંત્રણ કરતી. આમ સ્વશાસિત સંસ્થાઓ ખૂબ શક્તિશાળી હતી.[૧૨]

મધ્ય યુગમાં મહાજનોના વડા શેઠનું પદ વંશપરંપરાગત થઈ ચૂક્યું હતું. શેઠ મહાજનની સર્વોચ્ચ કારોબારી તેમ જ ન્યાયવિષયક સત્તા ધરાવતો હતો. શેઠની નીચે એક બિનઔપચારિક સલાહકાર સમિતિ રહેતી જેની સભ્ય સંખ્યા લગભગ ૭ થી ૧૫ રહેતી. આ સલાહકાર સમિતિના સભ્યો માટે પણ શેઠ શબ્દપ્રયોગ રૂઢ થયો હતો. મહાજનની પ્રતિષ્ઠિત વ્યક્તિઓ હતી. શેઠ અને સામાન્ય સભ્યો વચ્ચે આ સલાહકાર સમિતિ જોડતી કડીરૂપ સંસ્થા હતી. સામાન્ય રીતે નિર્ણયો સર્વાનુમતે લેવાતા તેથી ગુજરાતના જાહેર જીવનમાં એક નિર્ણય–એકમત સાથે મહાજનનો અભિપ્રાય સંકળાયેલો રહેતો. રાજ્ય વેપારી વર્ગના પ્રતિનિધિ તરીકે શેઠને જ મહત્ત્વ આપતું. મહાજન તરફથી વાટાઘાટો કરવા માટે પાદશાહ શેઠને જ બોલાવતો.[૧૩] અમદાવાદના સમાજમાં મહાજનો અને તેના વડા શેઠનું એટલું પ્રતિષ્ઠિત સ્થાન હતું. કે ૧૭મી સદીના મકાનના વેચાણખત બતાવતા ખતપત્રોમાં શહેરના અમલદારોનાં નામોના ઉલ્લેખ સાથે 'શ્રેષ્ઠિ' 'નગરાધ્યક્ષ' 'સમસ્ત મહાજન' એવા ઉલ્લેખો વખતોવખત જોવા મળે છે. વેપારીઓ પાસેથી કરવેરા ઉઘરાવવાની જવાબદારી રાજ્ય, શેઠને જ સુપ્રત કરતું. વેપારીઓ પણ સરકારી અમલદારોથી દૂર રહેવાનું પસંદ કરતા. વેપારીઓ રાજ્યને જુદા જુદા કરવેરા આપતા. વેપારીઓ વેચાણવેરો અને એકબીજા રાજ્યની હદમાં માલસામાન આવતાં તોલનાકામાં જકાત આપતા. ઉપરાંત વાહનવ્યવહારના કર માર્ગોના વપરાશ માટે કરવેરા ભરતા. બજારના પણ કર હતા.[૧૪] વેપારીઓને વેપારરોજગાર મુક્તપણે કરવા દેવાતો. મહાજનો તેની આંતરિક બાબતોમાં સ્વાયત્ત હતા તેથી જ આ સંસ્થાઓ સ્વશાસિત સંસ્થાઓ કહેવાતી.

વેપારીઓના મહાજનના શેઠ જેટલી કારીગરોનાં પંચોના વડાઓ, (પટેલો)ની શાખ અને વજન ના હતાં. તેઓ રાજ્ય સાથે કામ કરવાનું હોય ત્યારે મહાજનના શેઠની દરમિયાનગીરીની મદદ લેતા. આમ છતાં મહાજનો અને પંચોનાં કાર્યોમાં ઘણું સામ્ય હતું. બંને પોતપોતાના કામધંધાનું નિયમન કરતા.

ચીજવસ્તુના ભાવો નક્કી કરતા, પગાર, ધોરણ, રજાઓની યાદી ઘડતા, નવા સભ્યોના દાખલ થવાના નિયમો ઘડતા. સભ્યોને પાળવાના નિયમોની આચાર-સંહિતા પણ ઘડતા. આ સંગઠનોની મુખ્ય ભૂમિકા સંરક્ષણાત્મક હતી. બાહ્ય ધમકીરૂપ પરિબળો જેવા કે રાજ્ય કે બીજા મહાજનો કે પંચોની સામે પ્રશ્ન હોય તો સભ્યોને રક્ષણ આપતા ને બચાવ કરતા. મહાજનો વેપારીઓ અંગે અને પંચો કારીગરો અંગે છેવટની નિર્ણયાત્મક સત્તા ધરાવતા હતા. આ સંગઠનોનું સૌથી મજબૂત પાસું તેની લવાદી પ્રથા હતી. સામાન્ય રીતે રાજ્ય પણ મહાજનો અને પંચોના ચૂકાદાને માન્ય રાખતું. આમ મહાજનો અને પંચો વ્યક્તિના સામાજિક, આર્થિક, ધાર્મિક અને રાજકીય બાબતોમાં વર્ચસ્વ ધરાવતા હતા. સમાજ, ધર્મ, રુચિ અને પ્રણાલિ વિરુદ્ધ મધ્યયુગમાં કશું થતું નહિ. એ સમયે સંઘબળનું રક્ષણાત્મક વલણ વ્યક્તિગત સભ્યને પણ ખૂબ સ્વીકાર્ય હતું. પરિણામે સાહસ, સુધારા અને નવી પદ્ધતિ ઉત્પન્ન ના થઈ શક્યાં[૧૫].

પંચો બે પ્રકારનાં હતાં (૧) નિષ્ણાત કારીગરો-નાં પંચો (૨) નાના કારીગરોનાં પંચો.

નિષ્ણાત કારીગરોનાં પંચો ચઢિયાતાં હતાં. નિપુણ કારીગરોના ધંધામાં કારીગીરી કૌશલ્ય ઉપરાંત ટેક્નિકલ જ્ઞાનની પણ આવશ્યકતા રહેતી. સોના-ચાંદીનું કામ કરનારાં, કાપડનું રંગાટી કામ કરનારા રંગરેજો, કાપડ છાપનારા મુસ્લિમ છીપાઓ અને હિન્દુ ભાવસરો, સોના-ચાંદીના તાર કાઢનારા, જરી-કસબનું કામ કરનારા મુસ્લિમ-શેખ, મશરૂ-રેશમનું કાપડ વણનારા વગેરેનાં પંચો મોભાદાર પંચો લેખાતાં. પંચો ઘણુંખરું તે ધંધો કરતી એક જ કોમનું સભ્યપદ ધરાવતા હતા. આ કારીગરોમાં શ્રમવિભાજન હતું જ. આર્થિક વિકાસનો ઊંચો તબક્કો બતાવે છે. એક જ ઉદ્યોગમાં રોકાયેલા પરંતુ અલગ અલગ પ્રકારનું કામ કરતા પ્રત્યેક પ્રકારના જુદાં જુદાં પંચો રહેતાં. દા.ત. અમદાવાદમાં મશરૂનું કાપડ પાંચ પ્રકારના કારીગરોને હાથે પસાર થાય ત્યારે કાપડ તૈયાર થતું. જરીકસબના કાપડમાં વપરાતા સોના અને ચાંદીના તાર ખેંચનારાના અલગ અલગ પંચો હતાં. તેવી જ રીતે અમદાવાદની પાસે આવેલા ખંભાત બંદરે અકીક પથ્થર ઉદ્યોગનું મોટું કેન્દ્ર હતું. અકીક પથ્થરમાંથી બનતી અનેક ચીજવસ્તુઓના વિદેશમાં પણ બજાર હતાં. પથ્થર ખોદવાથી માંડી, સાફ કરવી, કાપવા, ઘસવા, પોલીસ કરવા, કાણાં પાડી વીંધવા વગેરે કામોના કારીગરો હતા. મુખ્ય કારીગરો અકીકિયા કહેવાતા. અને અકીકિયા પંચ આ કારી-ગરોના જુદાં જુદાં પંચોમાં મુખ્ય હતું. તેની હાથ નીચેનાં પંચોમાં ડોળિયાપંચાયત (સાફ કર-નારાં), પાટીમાર પંચાયત (પથ્થર કાપે) ઘસિયા પંચાયત (પથ્થરને આકાર આપી ઘસે) વીંધાર પંચાયત (પથ્થરોના આકારને કાણાં પાડે) હતા.[૧૬] પરિણામે નિષ્ણાત કારીગરોના કેટલાંક પંચોના એક કરતાં વધારે જ્ઞાતિના માણસો સભ્યો રહેતા. આ કારીગરોની ઉત્પાદક ચીજવસ્તુઓ તેમની કલા, કૌશલ્ય અને નિપુણ-તા યુક્ત હતા. પરંતુ ઓજારો ઘણા સામાન્ય અને પ્રાથમિક કક્ષાનાં હતાં. કારીગરોની તંગીને બદલે તેમનું સંખ્યાબળ વિશેષ હતું તેથી પણ તકનિક યંત્ર ચાતુર્યનો વિકાસ શક્ય ના થયો. મેક્સ વેબર અને માર્ક્સ જેવા તત્ત્વચિંતકો ધંધાકીય જ્ઞાતિ-પ્રથાને તેમજ આંતર ઔદ્યોગિક ગતિશિલતા (Inter Craft Mobility)ના અભાવને લીધે હુન્નર ઉદ્યોગોનું શિક્ષણ ખીલ્યું નહિ. કારીગરોની મહત્ત્વાકાંક્ષા અને સાહસ સંશોધન ખીલી શક્યા નહિ, એમ રજૂઆત કરે છે.[૧૭] પણ હકીકતમાં ધંધાકીય જ્ઞાતિપ્રથા જટિલ ના હતી. અમદાવાદમાં રંગાટી કામકરનારા હિન્દુ ભાવસાર અને મુસ્લિમ છીપાઓ હતા. અમદાવાદના પરા વિસ્તાર ગણાતા સરખેજમાં ગળી ઉદ્યોગમાં અનેક કોમ અને જ્ઞાતના માણસો રોકાયેલા હતાં. ૧૬૨૯માં અમદાવાદમાં શાહજહાને ફરમાન બહાર પાડી કોઈપણ વેપારી કે કારીગરને વેપાર રોજગાર

કરવાનું કે હુન્નર ઉદ્યોગ સ્થાપવાનું આમંત્રણ આપે છે.[१८] ૧૬૪૮માં અમદાવાદની ટંકશાળમાં શ્રીમાલ સોનીઓના સોનાના તાર ખેંચવાના ઈજારા સામે ઔરંગઝેબે ગુજરાતના સૂબા તરીકે[१९] વાંધો લીધો હતો. આમ જ્ઞાતિએ આર્થિક વિકાસમાં અવરોધક એવું બળ ના હતું.

આ નિષ્ણાત કારીગરોના ઉત્પાદક ચીજ વસ્તુઓનાં બજારો હતાં. એટલે કે બજારૂ ચીજ વસ્તુઓ (Commodity Production) લેખી શકાય. પરિણામે આ કારીગરોનાં પંચો સ્વભાવિક રીતે જ વેપારીઓ સામે સામૂહિક બળ કેળવી સારું એવું વ્યવહારનું પલ્લું પોતાની તરફેણમાં ફેરવી શકતો. કારીગરો વેપારીઓ સાથે બે રીતે લેવડદેવડ કરતા (૧) કારીગર પોતે જ પોતાની ઉત્પન્ન કરેલી વસ્તુનો માલિક રહે. જથ્થાબંધ તે વસ્તુ વેપારીઓને વેચી દેતા. આ પરિસ્થિતિ કારીગર માટે ઘણી લાભકર્તા રહેતી. તે ઉત્પાદક વસ્તુનો સ્વતંત્ર માલિક ઉપરાંત પોતાની પત્ની અને બાળકોની મદદ લઈ તેમની મહેનતનું મહેનતાણું મેળવી શકતો. વળી કાચો માલ પણ તે જ ખરીદી લાવે તેથી નફાનું ધોરણ ઘણું રહેતું દા.ત. અમદાવાદના વણકરો સૂતર ખરીદતાં, વણતાં, ધોઈ સાફ કરી સફેદ કરી ચમકાવતા પછી વેપારીઓને વેચતા[२०] કાર્લમાર્ક્સ આ પ્રકારના વિકાસને ખૂબ મહત્ત્વ આવે છે. 'નીચલી સ્તરથી ઉપલી તરફ મૂડીવાદી અર્થ રચનાની ઉતક્રાન્તિ' તરીકે ઘટાવે છે. પરંતુ મોગલ કાળમાં આવા સ્વતંત્ર કારીગરોનાં કારખાના જૂજ હતા. (૨) બીજા પ્રકારના કારીગરોમાં એવા કારીગરોનો સમાવેશ થતા કે જેઓ વેપારીઓ સાથે પારિવારિક ઉત્પાદનની પધ્ધતિ (Putting out System) પ્રમાણે કામ કરતા. આ પધ્ધતિમાં વેપારીઓ કારીગરોને અગાઉથી નાણાં ધીરતા. વેપારીઓ વ્યાજનો દર ઊંચો રાખતા કારીગરો વેપારીઓને શરત પ્રમાણે માલ તૈયાર કરી આપતા. આ પ્રકારની ઉત્પાદનની પધ્ધતિમાં વેપારીઓ કારીગરો હલકો માલ વાપરે છે. એવી સતત ફરિયાદ કરતા. તેથી વેપારીઓ કાચો માલ ખરીદીને કારીગરોને આપવા લાગ્યા. કારીગર માત્ર પોતાની મજૂરીનું મહેનતાણું લેતો મજૂર બની રહેતો. ૧૭મી સદીના ઉત્તરાર્ધમાં વેપારીઓ વિદેશી પેઢીઓના દલાલો તરીકે કામ કરતાં અંગ્રેજ કંપની પાસેથી કારીગરને ધીરવાના નાણાં ઓછા વ્યાજે લઈ કારીગરો પાસે બેવડા વ્યાજનો દર પડાવતા.[२१] ૧૬૪૬માં અંગ્રેજોને દેશી કારીગરો જેવી રીતે કાપડ રંગતા તે પસંદ ના પડતા તેઓ પોતે ફેક્ટરી નાખી કાપડ રંગવાનું શરૂ કર્યું. રંગરેજો અંગ્રેજ ફેક્ટરીના કેવળ મજૂર બની રહ્યા.[२२] શરૂઆતમાં કારીગરોનાં પંચોએ સંરક્ષણાત્મક ભૂમિકા અદા કરી, પરંતુ બીજી બાજુ વિદેશી પેઢીઓએ જહાંગીર પાસેથી (૧૬૧૮માં) તેમ જ શાહજહાન પાસેથી વેપારની છૂટછાટ આપતા અનેક પરવાના પ્રાપ્ત કર્યા હતા. ઔરંગઝેબે જ્યારે વિદેશી પેઢીઓ સામે માથું ઊંચક્યું ત્યારે ઘણું મોડું થઈ ચૂક્યું હતું.

નિષ્ણાત કારીગરોથી ઊતરતા એવા નાના કારીગરોનાં પંચો હતાં. આ પંચો તેમના બંધારણ, વ્યવહારની પધ્ધતિમાં નિષ્ણાત કારીગરોનાં પંચો જેવું જ સામ્ય ધરાવતા હતા. ઊલટું એ પંચો વધારે મજબૂત અને ખૂબ કુશળતાથી સામૂહિક હરોળ ઊભી કરી શકતાં હતાં. સામાન્ય રીતે એક ધંધો કરતી એક જ જ્ઞાતિજનો એક પંચનું સભ્યપદ ભોગવતા હોઈ તેઓમાં સમસ્તરીય એકતા (Horizontal Soliderity) ઘનિષ્ટ હતી. નાના કારીગરોની ઉત્પાદક ચીજો નિપુણતા માંગી લેતા ના હતા. તેમનાં ઓજારો તદ્દન સાદાં હતાં અને વધુ પ્રમાણમાં શારીરિક શ્રમ માંગી લેતાં હતાં. તેમની ચીજવસ્તુઓના સ્થાનિક બજાર હતા. આંતરદેશીય કે આંતરરાષ્ટ્રીય બજારો સાથે સંકળાયેલા ના હતા. શહેર કે ગામડાના રહેવાસીઓની જરૂરિયાત-પોષક આ કારીગરો હતા. કડિયા, સુથાર, લુહાર, દરજી, ઘાંચી, મોચી, માળી, પ્રજાપતિ–કુંભાર, નળિયા બનાવનારા વગેરે કારીગરોનાં પંચો હતાં. આ કારીગરોની ભારે માંગ રહેતી. બહારથી આવનાર કારીગર ઓછા મહેનતાણાના દરે કામ કરવા તૈયાર થાય તો તેની સામે કડક હાથે કામ

લેવાતું. બધા જ કારીગરો એક થઈ વેપારીઓ અને શહેરીજનો સામે થતા. આ બધાં પંચોમાં પ્રજાપતિ પંચ ખૂબ શક્તિશાળી હતું. નાના કારીગરોનાં પંચોની બીજી વિશિષ્ટતા એ હતી કે વિવાદનું પત્તું તેમની તરફેણમાં નમાવતા કડિયા, કુંભાર, ઈંટ બનાવનારા, નળિયા બનાવનારાઓનાં પંચો એક થઈ વેપારીઓ, શહેરીજનો તેમ જ સરકાર સામે પણ લડત આપતા.[૨૩]

અમદાવાદમાં મુસ્લિમ કોમમાં પણ પંચો હતાં. જે જમાતબંધીને નામે ઓળખાતાં અમદાવાદમાં મોગલકાળમાં હિંદુઓનું પ્રમાણ વધારે હતું. મુસ્લિમો લઘુમતિમાં હતા. મુસ્લિમો બે પ્રકારના હતા. એક પરદેશથી આવેલા આરબ, પઠાણ મુગલ વગેરે હતા. બીજા ગુજરાતી મુસ્લિમો તરીકે ઓળખાતા ખોજા, વ્હોરા, મેમણ કોમો હતી. આ કોમો શિયા ઈસ્માઈલી કોમો તરીકે ઓળખાતી. લગભગ ૧૨મી સદીમાં ઈરાનથી આવેલા ઈમામ ઈસ્માઈલના નેતૃત્વ હેઠળ ઘણા ગુજરાતી હિન્દુઓએ ઈસ્લામનો સ્વીકાર કર્યો હતો. તેમની ઉત્પત્તિ અને વિકાસ શાંતિથી થયો હતો. સામાન્ય રીતે મુસ્લિમો સરકારી નોકરીઓ અને લશ્કરમાં જોડાતા, પરંતુ દાઉદી વોરા, ખોજા, મેમણ, આરબો વેપાર સાથે સંકળાયા એ મુસ્લિમ પ્રણાલિકા કરતાં જુદું હતું. તેઓ મુસ્લિમ કોમમાં પણ વેપાર-રોજગાર સાથે સંકળાયેલા હતા, તેમ જ કારીગરો પણ હતા. વેપાર કરતી કોમોમાં પઠાણ, આરબો, સુન્ની વ્હોરા, ખોજા, સુન્ની મેમણો, કુરેશી ખત્રી, મનીઆરનો સમાવેશ થતો.[૨૪]

મુસ્લિમ વેપારી કોમો અને કારીગર કોમોનાં રહેઠાણો અમદાવાદ શહેરમાં હિન્દુ વેપારી અને કારીગરોની માફક જૂથોમાં હતાં. રાયખડમાં આવેલી સોદાગરની પોળ, દક્ષિણ અરબસ્તાનથી આવેલા શેખ આરબોની સમૃદ્ધિ અને શાનની શાખ પૂરે છે. આ વેપારીઓ પશ્ચિમ એશિયા, યુરોપ સુધી હિંદનો માલ પહોંચાડતા. તેઓનું મહાજન જમાત શામસ સોદાગર તરીકે ઓળખાતું. મોગલોના પતન બાદ તેઓમાંના મોટા ભાગના અરબસ્તાન પ્રયાણ કરી ગયા.[૨૫]

આ ઉપરાંત અમદાવાદમાં મુસ્લિમ કારીગર કોમોના પણ એક જ જૂથમાં ચોક્કસ મુકરર જગ્યાએ વસવાટો ઊભાં થયાં. દા. ત. કાગદીવાડ (કાગળ બનાવનારા), મોમનાવાડ (ખેતમજૂર અથવા કાપડ વણનાર), ખાટકીવાડ, ઘાંચી પોળ, છીપા પોળ, બકિયારાવાડ, ચમારવાડ, સૈયદવાડ (ધર્મગુરુ), ખાટકીવાડ વગેરે પોળો અને મહોલ્લાઓનાં નામો આજે પણ છે. જૂથબંધી ધરાવતા તેમનાં રહેઠાણોએ પણ જમાતબંધી પ્રથાને મજબૂત બનાવી.[૨૬]

મુસ્લિમ કારીગરોમાં જમાતબંધી ખૂબ મજબૂત અને સંગીન હતી. કાપડ રંગવાનું અને છાપવાનું કામ કરતા છીપા જમાત સૈકાઓથી તેમના પ્રણાલિકાગત ધંધા માટે જાણીતા હતા. તેમની વસાહત પણ છીપાવાડ તરીકે ઓળખાતી. છીપા જમાત ઘણી એકતાવાળી હતી. મુસ્લિમ રંગરેજો કેવળ રંગવાનું કામ કરતા. આ ઉપરાંત રેશમ અને સૂતરના તારને કાંજી કરી વણવા માટે તૈયાર કરી રેશમી કાપડ વણનારા પનારા મુસ્લિમો હતા. વડોદરામાં રેશમવાળા તરીકે જાણીતા. હાલમાં તેમનો ધંધો પડી ભાંગ્યો છે, પણ એક જમાનામાં તેમની પનારાજમાત હતી. અમદાવાદ પરાપૂર્વથી કાપડ ઉદ્યોગનું મહત્ત્વનું કેન્દ્ર હોઈ જરીકસબનું કાપડ વણનારા ખાસ શેખ મુસ્લિમો હતા. હાથવણાટ કાપડ અહીં વણાતું અને તે વણનારે મુસ્લિમો શેખ-જુલ્હા કહેવાતા. પરંતુ આ શેખ કોમની જમાતો એટલી મજબૂત ના હતી. કારણ આ ધંધો કરતી અનેક કોમો હતી. એથી ઊલટું મનસુરી મુસલમાનોની જમાત ઘણી સંગઠિત હતી. તેમાંના કેટલાક તેલ કાઢવાનો ઘાંચીનો ધંધો કરતા. તેઓમાંના કેટલાક રૂને સાફ કરી, પીંજી, ગાદી તકિયા રજાઈ બનાવવાનો પીંજારાનો ધંધો કરતા. ઘાંચી અને પીંજારાની જમાતો વ્યવસ્થિત વિકસી હતી. ૧૭મી સદીનું અમદાવાદ કાગળ ઉદ્યોગનું કેન્દ્ર હતું. બહારથી

આવેલા મોરકશ જાતિના મુસ્લિમો કાગળ બનાવતા. જ્યારે કાગળનો વેપાર ગુજરાતી મુસ્લિમો કરતા. તેમની જમાત કાગદીની જમાત તરીકે ઓળખાતી તેમની વસાહત કાગદીવાડ તરીકે આજે પણ ઓળખાય છે. અમદાવાદનો આ ઉદ્યોગ મૂડીવાદી અર્થ રચનાના પ્રાથમિક તબક્કાનાં લક્ષણો સૂચક હતો. કારખાનાના માલિકો કારીગરોને કાચો માલ પૂરો પાડતા. કારીગરોનું શ્રમવિભાજન હતું. કાચો-માલ પૂરો પાડતા દલાલો હતા. તૈયાર માલ વેચનાર વેપારીઓ પણ હતા. કાગદીની જમાતમાં વિવિધ કોમોનું સભ્ય પદ હતું.[૨૭]

મુસ્લિમોની જમાતબંધીનું સ્વરૂપ સામાજિક હતું, પરંતુ અર્થિક જીવન સાથે પણ તે સંકળાયેલી હતી. જમાતબંધીની પ્રથા મુસ્લિમમાં વિકસી તેનું મુખ્ય કારણ કોમ તરીકેની તેમની ઓળખ જાળવી રાખવાની તીવ્ર ઇચ્છામાંથી ઊભી થઈ હતી. બીજાઓથી પોતાનું અળગાપણું જળવાય, લગ્ન સંબંધો અમુક જ કુટુંબોમાં સચવાય તેવી ભાવના કામ કરતી હતી. મુસ્લિમ સમાજના ઉપલા વર્ગોમાં જ્યાં ઈસ્લામીકરણનું વ્યાપક સ્વરૂપ હતું ત્યાં જમાત-બંધીની પ્રથા કંઈક અંશે ઔપચારિક અને શિથિલ હતી. પરંતુ હિન્દુકોમોમાંથી જેઓએ ઈસ્લામનો સ્વીકાર કર્યો હતો તેઓએ માત્ર ધર્મ અને ઈશ્વરની પૂજાનાં પ્રતીક બદલ્યા હતાં. તેઓમાં રૂઢ થઈ ગયેલી હિન્દુઓની જ્ઞાતિપ્રથા, પંચ પ્રથા ચાલુ રહી હતી. વળી મુસ્લિમ કારીગર વર્ગમાં ઈસ્લામીકરણ આટલું પ્રબળ ના હતું. પરિણામે હિન્દુઓમાંથી ઈસ્લામ સ્વીકારનારી ઈસ્માઈલી વેપારી કોમો વોરા, ખોજામાં મુસ્લિમ કારીગરો જેટલી જ સુગ્રથિત જમાતબંધી પ્રથા હતી. કારણ કે અહીં ઈસ્લામ ધર્મનો સ્વીકાર વ્યક્તિગત ના હતો, પરંતુ સમસ્ત કોમોએ કર્યો હતો તેથી હિન્દુ સામાજિક પ્રણાલિકાઓ અને રૂઢિઓ તેમનામાં ઊતરી હતી.[૨૮]

અહીં સ્વભાવિક રીતે પ્રશ્ન થાય છે કે અમદાવાદનો ગેઝેટિયર લેખક જેઈમ્સ કેમ્બેલ મુસ્લિમ સંગઠનોને 'હિન્દુ પદ્ધતિનું સાતત્ય' તરીકે ઘટાવે છે, તે કેટલે અંશે યોગ્ય છે. પરંતુ મુસ્લિમોની જમાતબંધી હિન્દુ જ્ઞાતિ અને પંચો કરતાં જુદી હતી. ઈસ્લામ ધર્મ મુખ્યત્વે ભાઈચારા અને સમાનતાના સિદ્ધાંતો ઉપર નિર્ધારિત હતો. મુસ્લિમ સમાજના ઉપલા, નીચલા વર્ગો છે. પરંતુ અશરફ (કુલીન) અને અજલફ (સામાન્ય) વચ્ચેની ભેદરેખા હિંદુ વર્ણવ્યવસ્થા જેવી નથી. એક બાજુ સુદઢ, સ્વચ્છ મનાતા કુલીનો અને બીજી બાજુ સમાજમાં અસ્પૃશ્ય ગણાતો દલિત વર્ગ એવો જ્ઞાતિસમાજ નથી. જોકે તેમના લગ્ન સંબંધોમાં જન્મ અને આર્થિક દરજ્જાને મહત્ત્વ અપાય છે.

જમાતબંધીનો વડો પ્રમુખ અથવા ખતીબ કહે-વાતો. પટેલ તરીકે પણ ઓળખાતો. ઉપપ્રમુખ અને મંત્રીનો દરજ્જો રહેતા. જમાતબંધીના કારોબારીના સભ્યો પણ 'પટેલ' તરીકે ઓળખાતા. તેઓ સામાજિક તહેવારોની ઉજવણી તેમ જ લગ્ન અંગેના કાયદાઓ ઘડતા. સભ્યોને સભ્ય ફી આપવાની રહેતી. જમાતબંધી જકાત (દાન), ઈમદાદ (મદદ), ખેઈરાત (મરજિયત દાન), બક્ષીશ (ભેટ) વગેરે શીર્ષક હેઠળ પૈસા સભ્યો પાસે ઉઘરાવતી. કયા દિવસે ફીત્ર (ઉપવાસ) મનાવવો તે નક્કી કરતી.[૨૯]

આ ઉપરાંત ભાવોનું નિયંત્રણ, પગાર ધોરણ, ગુણવત્તાનું ધોરણ, માલિક-મજૂરના પ્રશ્નો હલ કરવાનું કાર્યક્ષેત્ર જમાતબંધીનું હતું. પિતા પુત્રને તે જ ધંધામાં દાખલ કરે ત્યારે જમાતને જમણ આપવું પડતું. હિન્દુઓનાં પંચોમાં પણ જમણવારની પ્રથા હતી. પંચો તેમ જ જમાતો સભ્યો પાસેથી એકઠી કરાયેલી રકમ દેવાદાર વ્યક્તિ કે[૩૦] વિધાવાને કે બીમાર વ્યક્તિને મદદ કરવા વાપરતા નહિ.

અમદાવાદ શહેરના મહાજનોના ઇતિહાસની તવારીખમાં બધાં જ મહાજનોનું કોઈ એક ઉપરી મહાજન કદી હતું નહિ. દસ્તાવેજો વખતોવખત 'સમસ્ત મહાજન' એટલે કે 'બધાજ મહાજનો'

એમ શબ્દનો ઉપયોગ કરે છે. પરંતુ શહેરના બધા જ વેપારી વર્ગનું શહેરનું પ્રતિનિધિ ધરાવતી નગરશેઠની સંસ્થા સમય જતા ઊભી થઈ. નગરશેઠની સંસ્થાની વિશિષ્ટતા એ હતી કે કોઈ એક પાદશાહે વટહુકમ બહાર પાડી નગરશેઠની નિમણૂક ક્યારેયે કરી ના હતી. પરંતુ નગરશેઠ તરીકેની વ્યક્તિની કામગીરી, શહેરના બનતા બનાવોમાં તેણે અગ્રગણ્ય ભજવેલા ભાગને પરિણામે તેમ જ તેની પ્રતિભાને લીધે નગરશેઠની સંસ્થા નગરજનોની સ્વીકૃતિમાંથી ઊભી થઈ. રાજ્યે પાછળથી તેના ઉપર મહોર મારી. ૧૬૬૦ પહેલાં ગુજરાતના કોઈ પણ અગ્રગણ્ય શહેરમાં નગરશેઠ ના હતા.[૩૧]

મોગલ પાદશાહોને બધા મહાજનો તરફથી એક મધ્યસ્થી નગરશેઠની જરૂરિયાત જણાઈ હતી. ૧૭મી સદીમાં અમદાવાદ શહેરના સામાજિક જીવનમાં સ્થાન ધરાવનાર જૈન કોમના શરાફ મહાજનોના વડા શેઠ શાંતિદાસ ઝવેરી હતા. શેઠ શાંતિદાસ (મૃ. ૧૬૬૦) દીર્ઘકાળ સુધી જીવ્યા. તેઓ જહાંગીર(૧૬૦૫–૧૬૨૭). શાહજહાન (૧૬૨૭–૧૬૬૭) અને ઔરંગઝેબ જ્યારે અમદાવાદનો ગવર્નર (૧૬૪૫–૪૬) હતો ત્યારે તેની રાજ્યકળા સાથે પણ સંકળાયા હતા. શેઠ શાંતિદાસની વગ દિલ્હીમાં ઘણી હતી. શાહજહાન કાળમાં ઔરંગઝેબે ૧૬૪૫માં જૈનોનું ચિંતામણિ મંદિર શહેરના મધ્ય ભાગમાં બીબીપુરા–સરસપુરમાં આવેલું હતું તે તોડાવી પાડી, મસ્જિદ ઊભી કરવા પ્રયાસ કર્યા. શેઠ શાંતિદાસે આ અંગે શાહજહાનને ફરિયાદ કરતા ગુજરાતના સૂબેદાર શાઈસ્તાખાનને (૧૬૪૬–૪૮) જેવું મંદિર હતું તેવું કરી નાંખવાનો હુકમ કર્યો હતો. પરંતુ તે ગાળા દરમિયાન મંદિર ફરીથી ઊભું થઈ શક્યું ના હતું. પરિણામે જ્યારે ગુજરાતનો ગવર્નર દારા શિકોહ બન્યા ત્યારે તેણે તેના પ્રતિનિધિ થૈરાતખાન જે ગુજરાતનો નાયબ સૂબો હતો તેને ઉદ્દેશી ૩ જુલાઈ ૧૬૪૮ માં મંદિરને ફરીથી બંધાવી આપવાનું કહેવામાં આવ્યું હતું.[૩૨] જૈન વેપારીઓ અને શેઠ શાંતિદાસ મનાવી લેવાને દિલ્હીના બાદશાહને એટલું તો ઉચિત લાગ્યું હતું કે ઔરંગઝેબને ગવર્નર પદેથી ખસેડી લેવો પડ્યો હતો. છતાં શેઠ શાંતિદાસનો ઉલ્લેખ દિલ્હીના કોઈ પણ ફરમાનમાં નગરશેઠ તરીકે થયો નથી. મિરાતે અહમદીનો લેખક અલી અહમદખાન (૧૭૬૧) શાંતિદાસના પ્રપૌત્ર ખુશાલચંદને નગરશેઠ તરીકે ઉલ્લેખે છે. નગરશેઠની સંસ્થા એક જ કુટુંબના વંશજોમાં સ્થાયી થતા ૧૦૦ વર્ષ લાગ્યા હતાં.[૩૩]

અમદાવાદની વેપારી આલમ જૈનો જેટલું જ મોખરાનું સ્થાન ધરાવનારા વૈષ્ણવ વાણિયા હતા. નગરાધ્યક્ષ, કે શ્રેષ્ઠિના હોદ્દા માટે તેઓએ પણ ઝંપલાવ્યું હતું. શહેરનાં મકાનોનાં વેચાણ બતાવતાં ખતપત્રોમાં નગરાધ્યક્ષ કે શ્રેષ્ઠિ તરીકે ૧૬૬૦, ૧૬૭૮, ૧૬૮૫, ૧૭૧૨માં વૈષ્ણવ વાણિયાઓનાં નામો જોવા મળે છે. દા.ત. વનમાળી તાપીદાસ (૧૬૭૭–૮૫) તેનો પુત્ર કીકા (૧૭૧૨)માં નગરશેઠ હતા. મિરાતે અહમદી ૧૭૧૩–૧૯ દરમિયાન કપુરચંદ ભણસાળી નામના જૈન ઓસવાળ કોમનાનો ઉલ્લેખ નગરશેઠ તરીકે કરે છે. તે શેઠ શાંતિદાસના વંશજના હતા.[૩૪]

અમદાવાદમાં નગરશેઠની સંસ્થા લગભગ ૧૭૨૪-ના અરસામાં આકાર લેવા લાગી અને મૂળિયાં પકડવા માંડ્યાં. આ આખીયે બાબત એક ઐતિહાસિક ઘટના સાથે સંકળાયેલી છે. આ પ્રસંગ પછી નગરશેઠનું પદ શેઠ શાંતિદાસના વંશમાં સ્થિર થવાની શક્યતા વધી. જોકે ત્યાર બાદ પણ પડકારો ઘણા આવ્યા. ૧૭૨૪–૨૫ માં અમદાવાદમાં મોગલ સત્તા નબળી પડી ગઈ. આ સમય રાજકીય ઉથલપાથલ અને મોગલ સત્તા વચ્ચે અંદરોઅંદર આંતરિક સંઘર્ષનો રહ્યો. આ તકનો લાભ મરાઠી પેશ્વા અને મરાઠી સરદારોએ લીધો. મરાઠી સેનાપતિઓ પિલાજી ગાયકવાડ અને કંથાજી કદમ બંદે ૧૭૧૯–૨૪ દરમિયાન દક્ષિણ ગુજરાતમાં ચોથ ઉઘરાવતા, લૂટફાટ કરતા વડોદરા સુધી આવી પહોંચ્યા. આ પરિસ્થિતિનો મુકાબલો કરવા દિલ્હીના

પાદશાહ મહમદશાહે (૧૭૧૯–'૪૮) સુરતના સૂબા રુસ્તમઅલી જેની મરાઠાઓના ધાડા હાંકી કાઢવામાં હાક વાગતી હતી તેના ભાઈ સુજાતખાન અલીને સૂબા તરીકે મોકલ્યો. અમદાવાદનો જૂનો સૂબો હમીદખાને મોગલ સત્તા સામે બળવો પોકાર્યો પોતાનું પદ છોડવાની તેની તૈયાર નહિ. તે પિલાજી અને કંથાજી મરાઠી સત્તા સાથે ભળી ગયો. ૧૭૨૪માં અમદાવાદ અને તેની આસપાસના ભાગમાં સુજાતખાન અને તેના ભાઈ રુસ્તમઅલી અને બીજી બાજુ હમીદખાન અને મરાઠાઓ વચ્ચે ખૂનખાર યુદ્ધ થયું. સુજાતખાનને હમીદખાને મારી નાખ્યો.[૩૫] અમદાવાદ શહેરના બારે દરવાજા ઈબ્રાહીમ કુલી સુજાતખાનના નાના ભાઈએ બંધ કરાવ્યા હતા. શહેરનો મુખ્ય દરવાજો ભદ્રના કિલ્લાનો હતો, તેની ચાવી શેઠ શાંતિદાસના પ્રપૌત્ર ખુશાલચંદ પાસે હતી. હમીદખાને શેઠની મદદ લીધી. શેઠે દરવાજો ખોલી નાખ્યો. આ બનાવનો ઉલ્લેખ ગુજરાતના જાણીતા સમકાલીન કવિ શામળ ભટ્ટે તેના કાવ્ય 'રુસ્તમનો સલોકો'માં (ડિસે. ૧૧, ૧૭૨૫) કર્યો છે. તે લખે છે,

'ખુસલસા શેઠે નવરાં કીધાં,
ઉઘાડી પોલને શહેરમાં લીધાં,
હમીદખા આવી ભદરમાં બેઠાં,
અભરામકુલી ચ્યાંતામાં પેઠા'.

અહીં ખુશાલચંદ શેઠે વાણિયા બુદ્ધિ વાપર્યાનું જણાય છે સુજાતખાનના હણાયા બાદ જે બાજુ પવન ફૂંકાતો હતો તે બાજુ ભળી જવાનું તેણે ઉચિત માન્યું લાગે છે. કારણ આખરે હમીદખાન શહેરની જૂની સરકાર હતી. ત્યાર બાદ અમદાવાદ શહેર હમીદખાન અને મરાઠાઓના કારમા જુલ્મનો ભોગ બન્યું. સુરતથી આવી પહોંચેલો રુસ્તમઅલી બહાદુર હોવા છતાં પણ બીજી મોગલ સત્તાની તરફેણમાં ફેરવી શક્યો નહિ. વસો પાસે ખુનખાર યુદ્ધ રુસ્તમઅલી અને બીજી બાજુ મરાઠાઓ અને હમીદખાન વચ્ચે થયું. ૧૦ ફેબ્રુઆરી ૧૭૨૫માં રુસ્તમઅલીને પણ મારી નંખાયો. ૧૯ ફેબ્રુઆરી ૧૭૨૫માં હમીદખાને મરાઠા સૈન્ય સાથે અમદાવાદમાં પ્રવેશ કર્યો. હમીદખાને કંથાજીને ઉત્તર ગુજરાત અને પિલાજીને દક્ષિણ ગુજરાતની ચોથ આપવાનું વચન આપ્યું હતું. મિરાતે અહમદી નોંધે છે કે આ સમયે લૂંટફાટ કરવા રોજના ૭૯ થી ૮૦ હજાર મરાઠા ઘોડેસ્વારો ગુજરાત તરફ ઊતરી આવતા હતા.[૩૬] બરાબર આ સમયે અમદાવાદ શહેરને લૂંટતું બચાવવા નગરના એક મોભાદાર શ્રેષ્ઠિ તરીકે, તેમ જ રાજ્યસત્તા સમક્ષ વેપારી આલમ અને નગરજનોના પ્રતિનિધિ તરીકે શેઠ શાંતિદાસના વંશને છાજે તે રીતે તેના પ્રપૌત્ર ખુશાલચંદ લક્ષ્મીચંદે તેની અંગત મિલકતમાંથી ૫૦,૦૦૦ રૂપિયા કંથાજી બંદેને આપ્યા. આ બનાવ ફેબ્રુઆરી ૧૭૨૫નો હતો. ખુશાલચંદના આ પરોપકારી કાર્યથી શહેરનો વેપારી વર્ગ અહેસાનમંદ બન્યો. ૮ ઑક્ટોબર ૧૭૨૫ના રોજ શહેરના સમસ્ત મહાજનોના વેપારીઓએ ખુશાલચંદ શેઠનો તથા તેમના વંશજોને શહેરની હદમાં આવતા તેમ જ બહાર જતા માલની કિંમતના દર સેંકડે ¼ ટકા (૧૦૦ રૂ. ચાર આના) આપવાનું નક્કી કર્યું. આ ઐતિહાસિક દસ્તાવેજ તેમાં શહેરના ૫૩ મહાજનોના વડાઓની સહી છે. આ લાગો આપનાર વેપારીઓના ડચ, અંગ્રેજ અને ફ્રેંચ વેપારીઓનો સમાવેશ થાય છે અને તેમનો પણ ઉલ્લેખ વેલંદજ, અંગરેજ તથા ફરાશીસ એમ શબ્દો વાપરી થયો છે. દસ્તાવેજમાં કેટલાક મુસ્લિમ સોદાગરોનાં નામ છે, જેવાં કે વહોરા મહમુદ, વાહદમીયાં, અબૂબકર, અબદુલ મીજીત, અબદલ રહીમ, અબદલ વાદક, આદમભાઈ, બાલકભાઈ હલસભાઈ વગેરે મુસ્લિમ વડાઓની સહી છે. આ દસ્તાવેજની નકલ આજે અમદાવાદમાં આઈ. આઈ. એમ.ની બીઝનેસ હિસ્ટ્રી લાઈબ્રેરીમાં છે. આ બતાવે છે કે. મુસ્લિમ અને હિન્દુ વેપારીઓનાં સંગઠનો રાજકીય ઉથલપાથલો સામે પણ શક્તિશાળી હતા.[૩૭]

ઉપરના પ્રસંગને કેટલીક ઐતિહાસિક ક્ષતિઓ બાદ કરતાં શામળ ભટ્ટના કાવ્યનો પણ પુરાવો મળી રહે છે. શામળ ભટ્ટ લખે છે :[૩૮]

'તે પછવાડે તો સૈન્ય અણાવે પોતે
પોતાનો અમલ જણાવે, તાર પછે શહેરમાં
શું થયું ખુશાલ શાને તો નબાથ કહ્યું,
ગામ પરાને ચોથ તો લીજે તે તો મરહટે
કથાતે દીજે, શહેરની ખંડની લીજે આ જ
રુસ્તમ કેરાં કરવાં છે કાજ મોહોટા-મોહોટેરા
લીધા વહેપારી આપે તો સેઠે પરજા ઉગારી.'

શામળ ભટ્ટે તેની કથાવસ્ત મિરાતે-અહમદીમાંથી લીધી છે. છતાં કેટલીક બાબતો ઐતિહાસિક ઘટનાને મળતી નથી આવતી. ૫૦,૦૦૦ રૂ. ખુશાલચંદે પોતાની અંગત મિલકતમાંથી શહેરને લૂંટફાટમાંથી બચાવવા આપ્યા હતા. ત્યારે શામળ ભટ્ટ નોંધે છે કે નવાબે (હમીદખાને) ખુશાલશાહને ગામ અને પરાં વિસ્તારની ચોથ ઉઘરાવી તેમ જ શહેરના મોટા વેપારીઓ પાસેથી ખંડણી ઉઘરાવી કંથાજીને આપવી. વળી ૧૦ ફેબ્રુઆરી ૧૭૨૫માં રુસ્તમઅલી નડિયાદ નજદીક વસોના યુદ્ધમાં હણાઈ ચૂક્યો હતો. ખુશાલચંદે પૈસા આપ્યાનો બનાવ ૨૦ ફેબ્રુઆરી ૧૭૨૫ પછીનો છે. માટે રુસ્તમનો મુકાબલો કરવાનો પ્રશ્ન અસ્થાને છે.[૩૯]

આ પ્રસંગ બાદ ખુશાલચંદનો માન અને મોભ્ભો નગરજીવનમાં વધ્યાં. મિરાતે અહમદીમાં ખુશાલચંદનો ઉલ્લેખ હંમેશા નગરશેઠ તરીકે થયો છે, છતાં પણ ૧૭૪૮માં ખુશાલચંદ મૃત્યુ પામ્યા ત્યાં સુધી રાજ્ય તરફથી છેવટથી સ્વીકૃતિ તેમને પ્રાપ્ત ન'તી થઈ. ગુજરાતના નવા નવાબ સરબુલંદખાને ખુશાલચંદના પિત્રાઈ ભાઈ ગંગાદાસ (જે શેઠ શાંતિદાસના ભાઈ સુન્દરદાસના પુત્રનો પુત્ર હતો) જે રેશમ મહાજનનો વડો હતો તેની નગરશેઠ તરીકેની નિમણૂક કરી. ખુશાલચંદને કેદ કર્યા. આમ કરવા પાછળનું કારણ શેઠ અને જૂના નવાબ હમીદખાન વચ્ચેના સુમેળભર્યા સંબંધો પણ હોઈ શકે. સરબુલંદખાન પછી ટૂંક સમયમાં જોધપુરનો રાજપૂત રાજા અભયસિંહ રાઠોડ ગુજરાતનો નવાબ બન્યો. તેણે ૧૭૩૧માં તેના મનપસંદ અહમદ નામના મુસ્લિમને નગરશેઠ બનાવ્યો હતો. ખુશાલચંદે કેદમાંથી કોઈ પણ રીતે છૂટકારો મેળવી દિલ્હી પાદશાહનો સંપર્ક સાધ્યો. પોતે પોતાની નગરશેઠ તરીકે નિમણૂકનું ફરમાન પાદશાહ પાસેથી મેળવ્યું. અભયસિંહે વચલો રસ્તો કાઢયો. ખુશાલચંદને હિન્દુઓના નગરશેઠ નીમ્યા અને અહમદને ચાલુ રાખ્યો. આ સમય અમદાવાદના નગરજીવનમાં વખતોવખત બદલાતા સૂબાઓના જુલમી શાસન અને ગેરકાયદેસર પૈસાની ઉઘરાણીનો રહ્યો. વેપારી આલમના પ્રતિનિધિ તરીકે નગરશેઠ ખુશાલચંદ વિરોધ સતત દાખવતા રહ્યા. પરિણામે તેમને ઘણીવાર કારાવાસ વેઠવો પડયો. પરંતુ અહમદના મૃત્યુ બાદ શહેરમાં બે નગરશેઠની પ્રથાનો અંત આવ્યો. ખુશાલચંદના મૃત્યુ બાદ તેમના પુત્રો અને પ્રપૌત્રોને નગરશેઠનું પદ મળતું રહ્યું[૪૦] અમદાવાદ શહેરમાં નગરશેઠની સંસ્થા વંશપરંપરાગતની બની. જેમ સામંતશાહી કાળમાં બીજી સંસ્થાઓ વંશપરંપરાગતનું સ્થાન ભોગવતી હતી તેમ. મુસ્લિમ વેપારીઓ કે વૈષ્ણવ વાણિયા જેવી કોમો માટે હરીફાઈનું ક્ષેત્ર નગરશેઠના પદ માટે રહ્યું નહિ. ૧૭૫૩માં પેશ્વા રાઘોબા હસ્તક અમદાવાદ શહેર આવ્યું. પૂનાના પેશ્વાના પ્રતિનિધિ તરીકે બાબાશેલુકર હતા. તેમણે ખુશાલચંદના પુત્ર નાથુશા સાથે નગરશેઠ તરીકે શહેરના કારભાર અંગે ચર્ચા કરી હતી. ૧૭૮૦માં જ્યારે શહેરનો કબજો અંગ્રેજી સેનાપતિ ગોડાર્ડે મળવ્યો ત્યારે નાથુશાએ તેને સ્પષ્ટ જણાવ્યું હતું કે શહેરમાં કંઈ નુકસાન ના થાય અને પ્રજાજનોને કંઈ આંચ આવવી જોઈએ નહિ. આમ ખુશાલચંદ પછી આવનાર તેના પુત્ર અને પ્રપૌત્રોએ નગરશેઠના પદને શોભાવ્યું. સાચા અર્થમાં તેઓ નગરપિતા બની રહ્યા. લગભગ ૧૮૧૮માં આખા ગુજરાતમાં અંગ્રેજ હકુમત લદાઈ. રાજકીય પરિસ્થિતિ થાળે પાડવાની ચિંતામાં અને આતુરતામાં અંગ્રેજોએ શહેરની જે કંઈ સામાજિક સંસ્થાઓ હતી તેને માન્ય રાખી. નગરશેઠની સંસ્થા અંગ્રેજોએ પણ સ્વીકારી. જાહેર તિજોરીમાંથી રૂ. ૨,૧૩૦ નું વર્ષાસન નગરશેઠને માટે નક્કી થયું.[૪૧]

અંગ્રેજી અમલને પરિણામે શહેરીકરણની પ્રક્રિયાએ

જુદું સ્વરૂપ ધારણ કર્યું. સામ્રાજ્યવાદી સત્તા વિકસાવવા વહીવટી તંત્રની મજબૂત જાળ અંગ્રેજી હકૂમતના ટેકારૂપ ઊભી કરી. શહેરોના વહીવટ માટે મ્યુનિસિપાલીટી તેનો વડો મેયર હોય, તેવી સંસ્થા ઊભી કરી. ઐતિહાસિક પરંપરા જાળવી વહીવટી તેમ જ નાણાકીય મથક અમદાવાદ રખાયું. પરિણામે કલેક્ટર અને કમિશનરની કચેરીઓ પણ સ્થપાઈ. અદાલતનું પણ કેન્દ્ર બન્યું. અંગ્રેજી કાળમાં શહેરી વહીવટીતંત્રનો આધુનિક પાયો ઊભો થયો. પરિણામે બિનઔપચારિક નગરશેઠ જેવી સંસ્થાઓ જે રાજ્યસત્તા અને સામાન્ય પ્રજા વચ્ચે કડીરૂપ હતી તેનું મહત્ત્વ ઘટયું. બ્રિટિશકાળમાં ઐતિહાસિક સંસ્થાઓ જેવી કે મહાજનો, પંચો જ્ઞાતિપંચો, પોળમહોલ્લા સમિતિઓના માળખાનાં સ્વરૂપો અને કાર્યક્ષેત્રમાં ધીમે ધીમે પરિવર્તન આવ્યું. કાર્લમાર્કસે હિંદની સામાજિક સંસ્થાઓનું સૂક્ષ્મ વિલિનીકરણ બ્રિટિશ શાસનને પરિણામે થશે એવું ભવિષ્ય ઉચ્ચાર્યું હતું.[૪૨] માર્કસના હિંદને લગતા ઘણાં વિધાનો ખોટાં ઠર્યાં છે. આ સંસ્થાઓ નષ્ટ ના થઈ, પરંતુ તેમના પ્રણાલિકાગત રૂઢિગત ઢાંચામાં પરિવર્તન જરૂરથી આવ્યું.

૧૯મી સદીના ઉત્તરાર્ધમાં અમદાવાદમાં સંસ્થાનવાદી મૂડીવાદી અર્થરચનાના પગરણ થઈ ચૂકયા હતા. શહેરમાં પ્રથમ કાપડની મિલ ૧૮૬૧માં સ્થપાઈ. આ મિલના આદ્ય સ્થાપક રણછોડલાલ છોટાલાલ હતા. સામાન્ય રીતે દેશી રજવાડાંઓમાં દીવાન તરીકે વહીવટી કારભાર અથવા શિક્ષણ સાહિત્ય ક્ષેત્ર સાથે સંકળાયેલી નાગર કોમમાંથી આવતા હતા. અંગ્રેજી અમલ દરમિયાન આર્થિક નવી તકો ઊભી થતાં જૈનો, વૈષ્ણવ-વાણિયાઓ સિવાયની બીજી કોમો જેવી કે બ્રાહ્મણો ખેતી ઉદ્યોગ સાથે સંકળાયેલા પાટીદારોએ મિલ ઉદ્યોગોમાં ઝંપલાવ્યું. ૧૮૭૭માં અમદાવાદમાં બીજી મિલ બેચરદાસ લસ્કરી જેઓ કડવા પાટીદાર હતા તેમણે સ્થાપી. આ પરિવર્તનનું પરિણામ એ આવ્યું કે મહાજનો અને પંચોનો સામાજિક પાયો પહેલાં કરતાં પણ વધારે વિસ્તૃત થયો. મિલ ઉદ્યોગના આદ્ય સ્થાપક રણછોડલાલ છોટાલાલનો માન અને મોભો નગરજીવનમાં ખૂબ વધ્યાં. સાથે શહેરનો મેયર નિમાતા નગરશેઠનું મહત્ત્વ ઘટયું. વેપારી આલમમાં પણ ઉદ્યોગપતિ રણછોડલાલનું સ્થાન વગદાર થયું અને નગરશેઠ પશ્ચાત્ ભૂમિકામાં ફેંકાઈ ગયા.[૪૩]

અમદાવાદમાં ૧૮૯૬માં ઈ. ડબ્લ્યુ હોપકીન્સ નામના અમેરિકાની યેલ યુનિવર્સિટીના સંસ્કૃતના પ્રાધ્યાપક અમદાવાદના મહાજનોનો અભ્યાસ કર્યો ત્યારે શહેરમાં ૪૦ જેટલા મહાજનો હતાં. તે નોંધે છે કે મહાજનોના વડા શેઠની ચૂંટણી થતી. મહાજનની કારોબારીના સભ્યોની પણ નિમણૂકને બદલે ચૂંટણી થવા માંડી.[૪૪] અદાલતો અને કાયદાનું તંત્ર આવતા મહાજનો અને પંચોના કાયદાઓની પકડ વ્યક્તિગત *તેના સભ્યો ઉપર ઢીલી થઈ. મહાજનોનો પર્યાય* 'સર્વાનુમતે લીધેલા અભિપ્રાયો' ને બદલે નવી નવી કોમો સભ્ય પદે આવતા મહાજનના અંતર્ગત માળખામાં સંઘર્ષો ઊભા થવા માંડ્યા. દા.ત. અમદાવાદના અતિશય જૂના મસ્કતી કાપડ મહાજનમાં સામાન્ય રીતે પ્રમુખ તરીકે જૈન જ આવતા તેને બદલે વૈષ્ણવ વાણિયા અને પાટીદારો પણ પ્રમુખ બનવા માંડ્યા. મહાજનો અને પંચોનું સભ્ય પદ સમસ્તરીય લક્ષણો ધરાવતું હતું તેને બદલે લંબસ્તરીય લક્ષણો ધરાવતું થયું. વળી પંચોના સભ્યોમાં આદિ જાત, કુટુંબ જ્ઞાતિ અંગેની (Primordial Ties) પ્રબળ ભાવનાને બદલે ધંધાકીય જોડાણો મહત્ત્વનાં બન્યાં.[૪૫]

**સંદર્ભ-નોંધો**

1 Gadgil D. R., Business Communities in India, (mimeo) Institute of Pacific Relations, New York, 1951, P. 47.

2 Mujumdar R. C., Corporate Life in Ancient India, Firma K. L. Mukhopadhyay, Calcutta, 1918, P. 12.

3 Bhavnagar Collection, Bhavnagar Government Press, 1885, Pa.t I, P. 2.

4 Acharya Girjashankar Vallabhji, ed, Historical Inscription of Gujarat, Bombay, 1942, Part-3, Inscription Number Plates 223, 223-A, pp. 215, 223.

5 Briggs H. G., The Cities of Gujarashtra, Bombay, 1849, P, 18.

6 જોટે રત્નરાવ ભીમરાવ, ગુજરાતનું પાટનગર, અમદાવાદ, ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, ૧૯૨૯, પૃ. ૫૪૫-૬૨.

7 Doshi Harish.; Traditional Neighbourhood in Modern City, Abhina Publications, New Delhi, 1974, pp. 30-40.

8 Ibid.

9 ભો. જે. વિદ્યાલય, અમદાવાદ, ખતપત્ર નં. ૮૪ (૧૬૬૦), ખતપત્ર નં. ૩૧ (૧૬૭૭), નં. ૧૫ (૧૬૭૮).

10 Pearson M. N.; Merchants and Rulers iu Gujarat, University of California Press, Berkeley, California, 1976, p. 121.

11 Commissariat M. S., A History of Gujarat The Moghul Period from 1573-1758, Oriental Longmans, Bombay, 1957, Part 2, P. 302.

12 Cambell James M.; Gazetteer of The Bombay Presidency Ahmedabad, Government Press, Bombay, 1879, Part 4, P. 180.

13 Ibid; P. 183.

14 મગનલાલ વખતચંદ, અમદાવાદનો ઇતિહાસ, ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, ૧૮૫૧, પૃ. ૪૦.

15 Hopkins E. Washburn, India Old and New Memorial Addrerss, New York, 1902, 172.

16 જોટે, નો. ૬, પૃ. ૫૬૦.

17 Habib Irfan, Potentiality of Capitalistic Development in The Economic of Moghul India, Journal of Economic History Part-21, No 1 pp. 38-71.

18 Ibid; p. 40.

19 Idid; P. 54.

20 Ali Muhammad Khan, Mirat-i-Ahmadi (ed; Syed Nawab Ali) Part-1, Oriental Institute, Baroda, 1928, (tr. M. F. Lokhandwala) Oriental Institute Baroda, 1965, P. 145.

21 Habib, n. 17, P. 305.

22 Commissariat, n. 11, P. 305.

23 Ahmedabad Gazetteer, P. 192.

24 Misra S. C. The Muslim Communities in Gujarat, Asia Publishing House, Bombay, 1964, PP. 129-138.

25 Ibid.

26 Mirat-i-Ahmadi, tr; M. T. Lokhandwala,

27 Ibid; P. 168.

28 Misra, n. 24, PP. 129-138.

29 Ahmedabad Gazetteer, P. 208.

30 Ibid.

31 Tripathi D and Mehta M. F.; The Nagarsheths of Ahmedabad : The History of an Urban Institute in a Gujarat City, The India History Congress Proceeding. of The 39th Session, Osmania University, Hyderabad, 1978, PP. 482-87.

32 Mirat-i-Ahmadi, tr; M. T. Lokhandwala P. 210.

33 Ibid; P. 211.

34 Tripathi and Mehta. n. 31, P. 485.

35 ભાયાણી હરિવલ્લભ ચૂ., સંપાદક; કવિ શામળ-ભટ્ટ રચિત રૂસ્તમનો સલોકો, શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ, ૧૯૫૬, પૃ. ૧૧૬. 'સલોક' સાહિત્ય એ રાજસ્થાનમાંથી ઊતરી આવેલું છે. 'સલોક' એ સંસ્કૃત 'શ્લોક' નું અપભ્રંશ થયેલું છે. ખાસ કરીને તે કોઈની સ્તુતિ પ્રશસ્તિ કરતું સાહિત્ય છે.

36 Mirat-i-Ahmadi, tr; M. F. Lokhandwala, P. 289.

37 નગરશેઠ કુટુંબનો દસ્તાવેજ, ૮ ઓક્ટોબર ૧૭૨૫, બીઝનેસ હીસ્ટ્રી, ઈન્ડિયન ઈન્સ્ટિટયુટ ઓફ મેનેજમેન્ટ, અમદાવાદ.

38 શામળભટ્ટ, નોં. ૩૫, પૃ. ૭.

39 Commissariat, n. 11, P. 422.

40 Mirat-i-Ahmadi, tr; M. F. Lokhandwala, P. 463.

41 Gillion Kenneth L., Ahmedabad, A Study in Indian Urban History, The New Order Book Company, Ahmedabad, 1968, P. 52.

42 Rudolph Llyod L. and Rudolph Susan Hoeber, The Modernity of Tradition, The Chicago University Press, Chicago, 1967, PP. 30-32.

43 Tripathi and Mehta, n. 31, PP. 487.

44 Hopkins, n. 15. P. 178.

45 ભગવતી હીરાલાલ, સંપાદક; મસ્કતી કાપડ મારકીટ મહાજનના બંધારણ પૂરતા નિયમો, અનડા પ્રકાશન, અમદાવાદ, ૧૯૫૫, પૃ. ૧૩. તથા પંચાલ રમણલાલ મોતીલાલ, સંપાદક; શ્રી પંચાલ યુવક મંડળ રજતજયંતી અંક, મહર્ષિ સાહિત્ય પ્રકાશક મંડળ, અમદાવાદ, ૧૯૪૯, પૃ. ૭-૯. ઉપરાંત લેખકના મંત્રી મસ્કતી કાપડ મહાજન, દવે ચંદુલાલ ચુ. સાથેનો ઇન્ટરવ્યુ, તેમ જ મંત્રી, પંચાલ યુવક મંડળ, રમણલાલ મોતીલાલ સાથેનો ઇન્ટરવ્યુ.

□ □ □



# ઇતિહાસ દર્શન : એક અભિગમ

જયંત કે. દેસાઈ

[ઑક્ટોબર-ડિસેમ્બર ૧૯૮૨ના અર્થાત્‌ના અંકમાં ભારત દર્શન ભાગ ૧ અને ૨ પુસ્તક*ની સમીક્ષા વિદ્યુત જોષીએ કરી હતી. આ સમીક્ષામાં ઇતિહાસને સમજવા-તપાસવાના અભિગમ અંગે કેટલાક સવાલો ઊભા કર્યા હતા. આ સમીક્ષા ઉપર કેટલાક વાચકો અને પુસ્તકના લેખકોએ પ્રતિભાવ આપ્યો હતો તે અને સમીક્ષકનો જવાબ અમે ઑક્ટોબર-ડિસેમ્બર ૧૯૮૩ના અંકમાં પ્રગટ કર્યો હતો. આ ચર્ચાના અનુસંધાનમાં જયંત કે. દેસાઈએ એક લેખ તૈયાર કર્યો. લેખ ખૂબ જ લાંબો છે. આ લેખના કેટલાક ભાગ અમે અનુકૂળતાએ ક્રમશઃ પ્રકાશિત કરીશું. અહીં આ લેખનો પ્રથમ ભાગ છે. આશા રાખીએ કે ચર્ચા આગળ વધે. —સં.]

'મને જણાવતાં શરમ આવે છે કે ભારતના ભણેલાઓની ધર્માંધતા આરબો કરતાં જરા પણ ઓછી આંકી શકાય તેમ નથી.'

**ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર**

'ઇતિહાસનાં જ્ઞાન વિહોણા માનવીઓના છીછરા આદર્શો એમનો વિનાશ જ નોતરે.'

**જ્યોર્જ બર્નાર્ડ શૉ**

'જે સત્ય છે એમ પૂરવાર કરી શકાય નહિ, તેનો સ્વીકાર કરશો નહિ.

તક્ષશિલાનાં પ્રાચીન બૌદ્ધ
વિશ્વ વિદ્યાલયનો મુદ્રાલેખ

## ધર્મ અને સંસ્કાર

સાઠ-પાંસઠ વર્ષો થયાં હશે એ વાતને. ત્યારે અમને શેલીનાં પ્રેમકાવ્યો શીખવવામાં આવતાં. શેલી માનવસ્વાતંત્ર્યના મહાકવિ હતા એ હકીકતની જાણ તો ત્યાર પછી વીસેક વર્ષે થઈ! પ્રાચીન ગ્રીસ વિષે શેલી લખી ગયા :

'પેરિક્લિસનો જન્મ થયો ત્યારથી તે એરિસ્ટોટલ મૃત્યુ પામ્યા ત્યાર સુધીના સમય દરમિયાન (ગ્રીસમાં) બનેલી ઘટનાઓની ત્યાર પછીના સંસ્કૃત માનવીના ઇતિહાસ ઉપર થયેલી અસરો જોતાં (એમ કહી શકાય કે) જગતના ઇતિહાસમાં એ સમય સૌથી વધુ સંસ્મરણીય હતો.'

આ થઈ ગઈ સદીની વાત.

આ સદીમાં એક પ્રખ્યાત લેખક થઈ ગયા વિલદુરાં. એમણે (પાછળથી એમનાં પત્ની એરિયલ ભેગાં) 'સંસ્કૃતિની ગાથા' નામની નેપોલિયન બોનાપાર્ટના સમય સુધીના સમસ્ત માનવ ઇતિહાસને

......

* ભારત દર્શન ૧ (ઇતિહાસ : આદિયુગ) લેખક પ્રવીણચંદ્ર પરીખ ૧૯૮૨ ભારત દર્શન—૨ (મધ્યકાલિન ઇતિહાસ) લેખકો રસેશ જમીનદાર, મનુભાઈ પંચોળી (દર્શક), ભોગીભાઈ ગાંધી. ૧૯૮૦ સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભવિદ્યાનગર.

આવરી લેતી સમર્થ શ્રેણી લખી. એ શ્રેણીના બીજા ભાગ (નામે 'ગ્રીસનું જીવનવૃતાંત')માં એઓ જણાવે છે : મશીનોને બાદ કરતાં આપણી સંસ્કૃતિમાં ભાગ્યે જ એવી કોઈ ઐહિક (secular) ઘટના હશે કે જે પ્રાચીન ગ્રીસમાં જોવા મળે નહિ. નિશાળો વગેરે શૈક્ષણિક સંસ્થાઓ, ગણિત વગેરે વિષયો, અલંકારિક ભાષા, કાવ્ય અને નાટકો, સૌંદર્યનાં પ્રસાધનો, તત્ત્વજ્ઞાન જુલમશાહી ધનિક શાસન, લોકશાસન, (વગેરે માટે અંગ્રેજીમાં વપરાતા) શબ્દો સાંસ્કૃતિક રૂપે તો ગ્રીક ભાષાના જ શબ્દો છે.

તેમણે એમ પણ કહ્યું કે આપણને આજે સતાવતા પ્રશ્નો—જંગલોનો નાશ અને જમીનનું ધોવાણ, સ્ત્રી સ્વાતંત્ર્ય અને વસતી નિયંત્રણ, નીતિ, સંગીત અને શાસનનાં ક્ષેત્રોમાં પ્રસ્થાપિત હિતોનો રૂઢિવાદ અને વિસ્થાપિતોનો પ્રયોગવાદ, રાજકરણમાં ભ્રષ્ટાચાર, વિજ્ઞાન અને ધર્મ વચ્ચે ચાલતો વિગ્રહ અને નીતિમય જીવનની વિભાવનાનું સમર્થન કરતો અધ્યાત્મવાદની વધતી જતી નિર્બળતા, લોકશાહી અને સરમુખત્યારશાહી વચ્ચે, વ્યક્તિવાદ અને સામ્યવાદ વચ્ચે, પૂર્વ અને પશ્ચિમ વચ્ચે, ખેલાતા લોહી નીકળતા જંગો—પ્રાચીન હેલાસ (એટલે કે ગ્રીસ) ને પણ ખળભળાવ્યા કરતા. એમણે લખ્યું '... ગ્રીક સંસ્કૃતિમાં એવું કશું જ જોવા નહિ મળે કે જે આપણી સંસ્કૃતિ ઉપર પ્રકાશ પાડતું ન હોય.'

આ હેવાલ છે ઈસુ ખ્રિસ્તને જ્યારે જન્મ પણ ન હોતો થયો, તેવા યુગમાં ઉદય પામી અસ્તાચળે પણ પહોંચી ચૂકેલી પ્રાચીન હેલાસની ઝળહળતી સંસ્કૃતિનો.

ત્યારે ઈતિહાસ દર્શનના લેખકોએ નીચે મુજબ જે લખ્યું છે, તેને યથાર્થ લેખી શકાય ?

'આ સંસ્કારની ભૂમિકા કઈ ? ટી. એસ. એલિયટ એમનાં 'ઓબ્ઝર્વેશન ઓન કલ્ચર' નિબંધમાં જણાવે છે કે યુરોપિયન સંસ્કારની પીઠિકા ખ્રિસ્તવાદ છે. ભારતીય સંસ્કારનું મૂળ હિંદુ ધર્મની શ્રેષ્ટતામાં છે. જોકે ભારતીય સંસ્કાર અન્ય કરતાં વિશેષ આધ્યાત્મિક છે.' (ઇતિહાસ દર્શન. ભા-૨ પાનું '૧.')

શેલીના અભિપ્રાય મુજબ ઈ. સ. પૂર્વે પ્રાચીન હેલાસમાં બનેલી ઐતિહાસિક ઘટનાઓ, માનવસંસ્કૃતિ ઉપર એ ઘટનાઓની અસરો જોતાં, જો સંસ્મરણીય હોય, જો વિલદુરાંએ જણાવ્યું તે મુજબ આધુનિક સંસ્કૃતિને મળેલો વારસો ગ્રીસને આભારી હોય, અને જો આજે આપણને સતાવતા પ્રશ્નો પ્રાચીન હેલાસને પણ ખળભળાવ્યા કરતા હોય, તો યુરોપિયન સંસ્કારની પીઠિકા (ખ્રિસ્તવાદ) ધર્મ છે, એમ એલિયટે લખ્યું તેમાં કશું પણ તથ્ય ખરું ?

યાદ રાખીએ કે પ્રાચીન ગ્રીસને જે સંસ્કારોનો વારસો મળ્યો હતો તે તો મેસોપોટેમિયા, ઈજિપ્ત, ભારતની સંસ્કૃતિઓને આભારી હતો. અને એ સંસ્કૃતિઓમાં જે ધર્મો પ્રચલિત હતા તે ગ્રીસના ધર્મથી વિભિન્ન તો હતા જ.

નિષ્કર્ષ અનિવાર્ય છે. સંસ્કારોને વહન કરતી એજન્સી અગર તો ભૂમિકા ધર્મ તો હોઈ શકે જ નહિ. ધર્મ અને માનવસ્વાતંત્ર્ય :

આગળ ચાલતાં નીચેની હકીકતો તરફ ધ્યાન દોરવું ઘટે :

એક તો ઈ. સ. ની ૧૪-૧૫ મી સદીથી યુરોપનાં કેટલાક દેશોની સત્તા વિશ્વભરમાં ફેલાવા લાગી. એ દેશોના 'પરાક્રમીઓએ' પૃથ્વીના પાંચેય ખંડોને નિર્દય રીતે લૂંટ્યાં, એમનાં અગ્રણીઓએ પ્રાચીન અમેરિકન સંસ્કૃતિઓનો નાશ કર્યો, આફ્રિકા અને અમેરિકાની આદિજાતિઓનું નિકંદન કાઢયું. (દા. ત., જુઓ સર સ્ટ્રેફર્ડ ક્રિપ્સ કૃત : 'ધી સ્ટ્રગલ ફોર પીસ.')

ભારતનાં તે સમયનાં ઔદ્યોગિક માળખાંનો નાશ કરી દુકાળો અને ભૂખમરો સર્જી અંગ્રેજોએ દગાફટકાથી સ્થાપેલાં શાસનને અનુલક્ષીને ગાંધીજીએ લખ્યું :

'અંગ્રેજોની ગુલામી ફગાવી દેવાની તીવ્ર ઝંખના હું સેવું છું. કારણ કે અંગ્રેજોએ બક્ષેલી શાંતિ તો સ્મશાનની શાંતિ છે. એ શયતાની શાસને આ મનોરમ્ય દેશની પાયમાલી સર્જી ભૌતિક, નૈતિક, આધ્યાત્મિક.' (જુઓ તા. ૧૨–૧–૨૭નું યંગ ઇન્ડિયા)

**બે.** યુરોપના ચાંચિયાઓએ ઈ. સ. ૧૬૦૦થી તે ૧૯મી સદીના પૂર્વાર્ધના અંત સુધીમાં એક કરોડ અગિયાર લાખ જેટલી પ્રચંડ સંખ્યામાં આફ્રિકનોને પકડી, અમેરિકા લઈ જઈ, ત્યાં ગુલામો તરીકે વેચી માર્યા. (કહે છે કે ઇંગ્લાંડના લીવરપૂલની મૂળ આર્થિક સધ્ધરતા આ 'વેપાર'ના નફાનું સીધું પરિણામ હતી!) ઇતિહાસ માહિતી આપે છે કે ઘૂઘવતા આટલાંટિક મહાસાગરને પાર કરવા એ આફ્રિકનોને જે વહાણોમાં લઈ જવામાં આવતા હતા, તે જ વહાણોમાં એટલી જ સંખ્યા જેટલા આફ્રિકનો કમોતે મરણ પામ્યા. અને એમના મૃતદેહોને બેપરવાઈથી એ મહાસાગરમાં ફગોળી દેવામાં આવ્યા. આટલા બધા આફ્રિકનોને પકડવા જતાં બીજા કેટલા આફ્રિકનોને મારી નાંખવામાં આવ્યા હશે તેની તો કોને ખબર?

**ત્રણ.** આ સદીના પૂર્વાર્ધમાં ખ્રિસ્તવાદના પુરસ્કર્તા અને સર્વસત્તાધીશ, પોપે નૃસંહાર આચરવાની સભાન નીતિ જેમણે અખત્યાર કરી હતી એવા હિટલર અને મુસોલીની સાથે કરાર કર્યા હતા. જેને એલિયટ સંસ્કારની પીઠિકા લેખે છે તે ધર્મના એ પ્રણેતાને એ માનવદ્રોહી સરમુખત્યારો સાથે કરાર કરવામાં એમની આ નીતિ અડચણકર્તા નીવડી નહોતી!

**ચાર.** આગળ ચાલતાં એક વધુ હકીકત પણ ધ્યાનમાં લેવી જરૂરી છે, અને તે એ કે શોષણ અને સંહારનાં આ તાંડવ નૃત્યનો હજી અંત આવ્યો જ નથી. એશિયાના નાનકડા વિયેટનામની ભૌતિક સંપત્તિને હસ્તગત કરવા માટે (આ ઈરાદો અમેરિકન પ્રમુખ, આઇઝનહોવરે, સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કર્યો હતો એ ભૂલવું યોગ્ય નહિ લેખાય) એના ઉપર ત્રણ ત્રણ સામ્રાજ્યો ત્રાટક્યાં: જાપાનીઝ, ફ્રેંચ, અમેરિકન એમાંના છેલ્લાં બે ખ્રિસ્તવાદને વરેલાં હતાં. અને અમેરિકાના માંધાતાઓએ તો દાયકાઓ જૂના ફ્રેંચ શાસને ગરીબાઈની ગર્તામાં ધકેલેલા એ દેશની અભણ રાખવામાં આવેલી પ્રજાને બોમ્બવર્ષા દ્વારા પાષાણયુગ ભેગી કરવાની 'શુભેચ્છા' વ્યક્ત કરી હતી. છેલ્લા સમાચાર મુજબ એ ખ્રિસ્તવાદીઓ તો વિયેટનામ ઉપર એટમબોમ્બ ફેંકવાનો પણ વિચાર કરતા હતા!!!! જાપાન ઉપર એ જ દેશનાં ખ્રિસ્તવાદી માંધાતાઓ બબ્બે એટમબોમ્બ તો ફેંકી ચૂકયા હતા જ ને? અને વધારાનો દાખલો ગ્રેનેડા નામના અત્યંત નાનકડા ટાપુ ઉપર ત્રાટકી અમેરિકાએ પૂરો પાડ્યો છે. વિના કારણે!!! અને આપણા દેશના પાયા ડગમગાવવા મથતી એ ઇંગ્લેંડ-અમેરિકાની લોકશાહીને આપણા 'સાક્ષરો' જગતની શ્રેષ્ઠ લોકશાહીઓ નથી લેખતા?

આ ઇતિહાસદત્ત હકીકતો જોતાં એલિયટે જેને સંસ્કારની પીઠિકા લેખી તે ખ્રિસ્તવાદે આ ભયાનક લૂંટનો, કમકમાં ઉપજાવતાં નૃસંહારનાં આ તાંડવ-નૃત્યનો, વિરોધ કર્યો હતો કે કેમ એ પ્રશ્ન કોઈ પણ સુજન સ્વાભાવિક રીતે પૂછે જ. એ પ્રશ્નનો જવાબ આપતા ઇતિહાસ આપણને સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે ખ્રિસ્તવાદે એનો સામનો કરવાની વાત તો બાજુએ રહી, પરંતુ એથી ઊલટું એ બધી જ ઘટનાઓ ખ્રિસ્તવાદની નજર આગળ જ બની હતી, અને તેમાં એની મૂક સંમતિ પણ ખરી જ.

એમની નાટિકા 'મેન ઑફ ડેસ્ટિની'માં જ્યોર્જ બર્નાર્ડ શૉ નેપોલિયન બોનાપાર્ટના મુખમાં આ શબ્દો મૂકે છે:

'...પરંતુ પ્રત્યેક અંગ્રેજ કોઈક એવી ચમત્કારિક શક્તિ લઈને જ જન્મે છે કે જે દ્વારા તે વિશ્વનો સ્વામી બની બેસે છે. જ્યારે એને કોઈ વસ્તુ જોઈતી હોય, ત્યારે એ પોતાની જાતને એમ તો નથી જ કહેતો કે એને એ વસ્તુ જોઈએ છે. અને કોણ જાણે

કેમ, પણ અચૂક ખાતરી થઈ જાય છે કે એને જે કોઈ વસ્તુ જોઈતી હોય તે જેની માલિકીની હોય તેને નમાવવા એ તો એની નૈતિક ફરજ છે. આ ખાતરી થતાં એ અજેય બની જાય. કુલીનોની જેમ એને જે ફાવે તે એ કર્યે જાય, જે કંઈ પ્રાપ્ત કરવાની લાલસા થાય, તે એ ઝૂંટવી જ લે — પોતાનું વર્તન નીતિ નિયમાનુસાર જ છે એવો ડોળ કરવામાં એને જરા પણ મૂંઝવણ અનુભવવી પડતી નથી. સ્વાતંત્ર્ય અને રાષ્ટ્રીય સાર્વભૌમત્વના ચેમ્પિયન તરીકે એ અડધું જગત જીતી ખિસ્સામાં ઘાલે, અને તેને સંસ્થાનીકરણનાં રૂડાં નામે ઓળખાવવા મંડી પડે. એના માંચેસ્ટરમાં બનનો ભેળસેળિયો માલ વેચવા માટે એને નવાં બજારની જરૂર પડતાં ત્યાંના રહેવાસીઓને ઈસુ ખ્રિસ્તનો શાંતિનો સંદેશો પાઠવવા એકાદ મિશનરીને એ મોકલી આપે, એ રહેવાસીઓ એ મિશનરીની હત્યા કરે. આમ થતાં જ ખ્રિસ્તવાદનો બચાવ કરવા એ અંગ્રેજ ત્યાં દોડી જાય, એને માટે લડે અને એને માટે (બજાર) જીતી લે, આમ જીતાયેલું બજાર તો ખ્રિસ્તવાદની એણે બજાવેલી સેવા પટે ઈશ્વરે એને આપેલી બક્ષિસ લેખાય......'

આમ છતાં આધુનિક સમયમાં જગત સમસ્તમાં માનવ સમાનતા અને સ્વાતંત્ર્યનો જે અપ્રતિહત પવન ફૂંકાય છે તેની અસરના પ્રત્યક્ષ પુરાવાઓ પૃથ્વીના ખૂણે ખૂણેથી આવતા સમાચારો પૂરા પાડે છે તા. ૧૭–૯–૮૩નું ટાઈમ્સ ઓફ ઇન્ડિયા જણાવે છે કે પોપ જ્યારે ઓસ્ટ્રિયાની મુલાકાત લેવા જવાના હતા ત્યારે તેમની સામે 'પોપ વિરોધી ઉત્સવ' ઉજવતા ઓસ્ટ્રેલિયાના સમાજવાદીઓએ જાહેર કર્યું કે પોપ ભલે ઓસ્ટ્રિયાની મુલાકાત લે; તેમને પોપની સામે કોઈ અંગત વાંધો નહોતો. પરંતુ પોપે લેટિન અમેરિકાના સરમુખત્યારો અને સ્ત્રીઓની મુક્તિ બાબતમાં જે નીતિ અપનાવી હતી તેની, સામે તેમને જબરો વિરોધ હતો.

એક સમાજવાદી યુવાન બોલ્યા. 'જો પોપ ધર્મની જ ચર્ચા કરવાના હોય, તો તેની સામે અમારે કોઈ વાંધો નથી. પરંતુ તે જો રાજકારણમાં માથું મારે તો એમની ટીકા થવી અનિવાર્ય છે.'

જ્યારે સમાજવાદી પક્ષના નેતાને એવી વિનંતી કરવામાં આવી કે તેમણે તેમના પક્ષના યુવાનોને પોપનો વિરોધ કરતાં અટકાવવા ત્યારે તેમણે ઠંડા કલેજે નકાર પાડવી વધુમાં કહ્યું કે જાન હુસ અને માર્ટિન લ્યુથર (જેવા ધર્મસુધારકોએ) આગળના જમાનામાં જેકાર્ય પાર પાડયું હતું, તેનું જ કાર્ય એ યુવાનોએ હાથ ધર્યું હોવાથી એમને અટકાવવાનું કોઈ કારણ હોઈ શકે જ નહિ. એમણે વધુમાં એમ પણ કહ્યું, 'મને ખબર છે ત્યાં સુધી પોપની ટીકા કરવા બદલ જે જમાનામાં માનવીઓને જીવતા સળગાવી મૂકવામાં આવતા, તે જમાનો તો ક્યારનોય વીતી ગયો !'

આ ઉપરથી પ્રશ્ન એ ઉપસ્થિત થાય કે લેટિન અમેરિકામાં કેથોલિક ચર્ચે (એટલે કે ખ્રિસ્તી ધર્મ સત્તાએ, અર્થાત્ પોપે, અર્થાત્ વેટિકને) એવી તે કઈ નીતિ અખત્યાર કરી હશે કે જેથી ઓસ્ટ્રિયામાં 'પોપ વિરોધી ઉત્સવ' ઉજવાયો ?

આ પ્રશ્નનો જવાબ 'કરંટ ટોપિક્સ'ના કટાર લેખક તા. ૬–૧૦–૮૧ના ટાઈમ્સ ઓફ ઇન્ડિયામાં આપે છે : એક અંગ્રેજ પત્રકાર જ્હોન પિલ્જરે 'ન્યુ સ્ટેઈટસમેન' નામના જગવિખ્યાત સમાજવાદી સાપ્તાહિકમાં અલ સાલ્વાડોર નામના લેટિન અમેરિકામાં આવેલા નાનકડા દેશ અંગે જે માહિતી આપી છે તે કમકમાં ઉપજાવે તેવી છે. એ દેશના સત્તાધીશો:-ઓ પોતાના જ દેશના ૨૦,૦૦૦ જેટલા નાગરિકોની કતલ કરી; એમાં ૩૮૨ જેટલાં તો બાળકો હતાં ! પિલ્જર લખે છે કે એ હત્યાકાંડ માટે અમેરિકાના પ્રેસિડન્ટ, રીગન પણ જવાબદાર છે. આ હત્યાકાંડનો આજે પણ અંત આવ્યો નથી.

અલ સાલ્વાડોરમાં કેથોલિક ધર્મે (ખ્રિસ્તવાદે) જે 'ભાગ ભજવ્યો તે બદલ પિલ્જરે એની સખત ટીકા કરી જણાવ્યું કે રોમ, રીગન અને (અલ સાલ્વાડોરના) લશ્કરી અમલદારો એ ત્રણેય જુલમગારો છે.

**મુક્તિની ધર્મવિદ્યા**

પરંતુ લેટિન અમેરિકામાં સંખ્યાબંધ ધર્માચાર્યો પોપની નીતિની અવગણના કરીને ત્યાંની સ્વાતંત્ર્ય માટે લડતી પ્રજાઓને સાથ આપી રહ્યા છે. અલ સાલ્વાડોરમાં પોપે નીમેલા આર્કબિશપ, ઓસ્કર રોમેરોએ 'મુક્તિની ધર્મવિદ્યા' (Theology, of Libaration) સ્વીકારી એ દેશની શોષિત પ્રજાને ઉપદેશ આપ્યો કે ગરીબાઈ ઈશ્વર-સર્જિત નથી, અને પ્રજાએ એમના ઉપર જુલમો ગુજારતા શોષકોનો સામનો કરવો જરૂરી છે. આખરે એક દિવસ રોમેરો હંમેશ મુજબ દેવળમાં ઉપદેશ આપી રહ્યા હતા, ત્યારે અલ સાલ્વાડોરના કેટલાક જમણેરીઓએ એમની હત્યા કરી. કેથોલિક યુનિવર્સિટીના એક ધર્મવેત્તાએ આ બનાવ અંગે ટીકા કરતાં કહ્યું, 'જ્યારે એમનું ખૂન થયું, ત્યારે પોપ ભાગ્યે જ બે શબ્દો બોલ્યા હશે. ઉપચાર પૂરતો એક તાર મોકલવામાં આવ્યો, એટલું જ બાકી તો સાલ્વાડોરના, તેમ જ લેટિન અમેરિકાના બીજા દેશોના સત્તાધીશો અને વેટિકન, એ બંનેની નીતિ તો એક જ છે.'

જાણવા મળે છે કે ટી. એસ. એલિયટ બળવાખોર કવિ હતા. એમણે કવન શાનું કર્યું ? સંસ્કારી ભાષામાં નિરાશા અને વિષાદનું. સમાજની પોકળતાને ખુલ્લી કરતાં કાવ્યો પણ એમણે રચ્યાં. પરંતુ આખરે તો એ આક્રમક રૂઢિચુસ્તોની પંગતમાં બેસી ગયા; એનો અર્થ એ કે એમણે કેથોલિક ધર્મ સ્વીકાર્યો તેનું કારણ ધર્મ પ્રસ્થાપિત હિતોનાં મૂલ્યોનું જતન કરે છે તે હતું. આ હકીકત જોતાં એમને આવો ધર્મ 'સંસ્કાર'ની પીઠિકા છે એમ લાગે તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું જ નથી. કારણ કે રૂઢ સંસ્કારોની પીઠિકા ધર્મ જ હોઈ શકે. એમણે રોમેરોની જેમ 'મુક્તિની ધર્મવિધા' સ્વીકારી એમ માનવાનું કોઈ કારણ મળતું નથી. અને માનવીના ભાવિ વિષે નિરાશા સેવવી એટલે પ્રત્યાઘાતને શરણે થવું.

આમ બનવું આકસ્મિક હતું એમ પણ કહી શકાય નહિ. મધ્ય યુગમાં થઈ ગયેલા રોજર બેકનના સમયમાં વિજ્ઞાનનો વિકાસ થતાં માનવ જીવન એની મેળે જ વધારે સમૃદ્ધ બનતું જશે એ ખ્યાલ જોખમકારક લેખાતો. એની પછી ૩૦૦ વર્ષો બાદ થઈ ગયેલા ફ્રાંસિસ બેકનનાં લખાણોમાં એ ખ્યાલ પહેલી જ વાર સ્પષ્ટ શબ્દોમાં રજૂ થતો જોવા મળે છે. ૧૭૬૦–૭૦ ના દાયકામાં શરૂ થયેલી ઔદ્યોગિક ક્રાંતિને પરિણામે 'પ્રગતિ' (Progress)ના ખ્યાલનો અચળ સત્ય તરીકે ગઈ સદીના પૂર્વાર્ધને અંતે, લગભગ ૧૮૫૦ની સાલથી સ્વીકાર થવા લાગ્યો.

આ કારણથી એ સમય પહેલાં યુરોપમાં યુટોપિયા (આદર્શ નગર)ની કલ્પનાઓનું ટોમસ મોર જેવા લેખકોએ જે સાહિત્ય રચ્યું હતું તેમાં કલ્પવામાં આવેલો આદર્શ સમાજ પૃથ્વી ઉપર જ રચી શકાશે એવા અભિપ્રાયનો સ્વીકાર થવા લાગ્યો અને એને પરિણામે સ્વર્ગના અસ્તિત્વમાં માનવીની સદીઓ જૂની શ્રદ્ધા ધીમે ધીમે અર્થહીન બનતી ગઈ. એમ કહી શકાય કે ગઈ સદીમાં જે રાજકીય, આર્થિક, વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક પરિવર્તનો આવ્યાં તેમણે ધર્મની યથાર્થતા સામે વધુ ને વધુ પ્રશ્નાર્થચિહ્ન મૂકયે રાખ્યાં.

પ્રગતિના આ ખ્યાલને અવરોધ નડયો ૧૯૧૪માં ફાટી નીકળેલા વિશ્વયુદ્ધનો; અને એ યુદ્ધના અંતકાળથી શરૂ થયેલી ક્રાંતિ અને પ્રતિક્રાંતિઓ અને તેમાં બનેલી ગમખ્વાર ઘટનાઓએ યુરોપના કેટલાય લેખકોને મૂંઝવણમાં મૂકયા અગર તો નિરાશાવાદી બનાવ્યા; એલિયટે કેથોલિક ધર્મનો કરેલો સ્વીકાર આ ભૂમિકા ધ્યાનમાં લેવાથી સમજી શકાય તેમ છે (એની બળવાખોર વૃત્તિને કેથોલિક ધર્મનો સ્વીકાર નિરર્થક ઠેરવે છે. એ વાત તો બાજુએ રહી જાય છે.)

એલિયટનું આ પગલું જોતાં ધર્મ સંસ્કારની ભૂમિકા હોઈ શકે કે કેમ એ પ્રશ્ન વધુ ચર્ચા માંગી લે છે. એ ચર્ચા કરવા માટે ધર્મની વ્યાખ્યા કરવી, અને માનવીના ઇતિહાસમાં ધર્મે ભજવેલા ભાગનું મૂલ્યાંકન કરવું, જરૂરી બને છે. આ ચર્ચાને અંતે

સંસ્કારની યથાર્થ ભૂમિકા શું હોઈ શકે એ પ્રશ્નનો જવાબ આપવો શકય બનશે.

**ધર્મ અને ભારતીય તત્ત્વજ્ઞાન**

ઑક્સફર્ડની અંગ્રેજી ડિક્ષનરી મુજબ ધર્મનો અર્થ થાય 'વિશ્વના સર્જનહાર, નિયંતા અને શાસક હોય એવા કોઈક પરમ તત્ત્વમાં, અને એ તત્ત્વ માનવીને એવું કોઈક તત્ત્વ બક્ષે છે કે જે એનાં મૃત્યુ બાદ પણ અસ્તિત્વમાં રહે છે, એવી માન્યતા.'

ગુજરાત વિદ્યાપીઠના સાર્થ જોડણીકોશ મુજબ ધર્મ એટલે 'નીતિ, સદાચાર વિષેનું તથા મરણ, સંપ્રદાય, ઈશ્વરાદિ ગૂઢ તત્ત્વોનું જ્ઞાન, શ્રદ્ધા અને માન્યતા.'

ધર્મની આ બે વ્યાખ્યાઓમાં રહેલા અગત્યના તફાવતને બાજુએ મૂકી આપણે જો પ્રશ્ન ઉઠાવીએ કે આ વ્યાખ્યા બધા જ ધર્મોને લાગુ પડે છે. કે કેમ, તો એનો જવાબ નકારમાં જ આવે. કારણ કે બુદ્ધ ધર્મ આત્મા અને ઈશ્વર એ બંને વિભાવનાઓનો સ્વીકાર કરતો જ નથી. (ગૌતમ બુદ્ધે તો સમસ્ત વૈદિક પરંપરાની સખત ટીકા કરી હતી. એમણે કહ્યું હતું 'વેદો જળ વિનાના રણ જેવા, માર્ગ રહિત જંગલ સમા, વિનાશના સર્જક છે.' (ગોવિંદપ્રસાદ ઉપાધ્યાય કૃત 'બ્રાહ્મણ્ઝ ઇન એન્શિયન્ટ ઇન્ડિયા' નામના પુસ્તકની તા. ૨૫-૫-૮૦ના 'ટાઈમ્સ ઑફ ઈન્ડિયા'માં રજૂ થયેલી સમીક્ષામાંથી) આ જ કારણથી બુદ્ધ ધર્મ 'અનાત્મવાદ'ને નામે પણ ઓળખાય છે.

વધુમાં, હિંદુ ધર્મનાં ૭ દર્શનોમાંના સાંખ્ય, પૂર્વમીમાંસા અને ન્યાય-વૈશેષિક દર્શનો આરંભે તો નિરીશ્વરવાદી હતાં. એમાં પાછળથી 'યથેચ્છ' ફેરફારો કરી 'આર્ય બ્રાહ્મણ પરંપરાએ' એમાં ઈશ્વરના ખ્યાલને ઘુસાડયો. ભારતીય દર્શનોના કોઈ પણ અભ્યાસુને આ હકીકતની માહિતી હોવી જોઈએ. ભારત દર્શન બાબતમાં એમ જણાય છે, કે એના લેખકોને આ માહિતી પ્રાપ્ત કરવાની જરૂર જણાઈ નહિ હશે. આપણા સાક્ષરોનું અને ઇતિહાસકારોનું આપણી પરંપરા વિષેનું ભારોભાર અજ્ઞાન એ પણ એક વિશિષ્ટતા તો ખરી જ ને!

અને આદ્ય શંકરાચાર્યનો અદ્વૈતવાદ તો જણાવે છે કે માત્ર બ્રહ્મ જ સત્ય છે. જ્યારે જગત તો માયા માત્ર છે. શંકરે સત્યના બે ભાગો પાડયા : વ્યાવહારિક સત્ય અને પારમાર્થિક સત્ય. સત્યનું આ પ્રકારનું વિભાજન પ્રથમ તો મહાયાની બુદ્ધ તત્ત્વજ્ઞાનીઓએ કર્યું હતું — શૂન્યવાદીઓએ તેમ જ વિજ્ઞાનવાદીઓએ. એ વિભાગો હતા વ્યાવહારિક જીવનની દૃષ્ટિએ કહેવાતું સત્ય અને ઉત્તમ તાત્ત્વિકતાની દૃષ્ટિએ જે સત્ય લેખી શકાય તે એમણે એ બે 'સત્યોના' નામ આપ્યાં: સંવૃત્તિ-સત્ય અને પરમાર્થ-સત્ય!

સત્યનું વિભાજન થઈ શકે જ નહિ, એ દલીલને બાજુએ મૂકીએ, તોપણ એમના દર્શન મુજબ જગત મિથ્યા હોવા છતાં જાણે વક્રોક્તિ નહિ કરતો હોય તેમ ઇતિહાસ ખબર આપે છે કે જગત મિથ્યા છે એ ખ્યાલના પ્રચારાર્થે એમને જગતના એક ભાગ એવા ભારતભરમાં પ્રવાસ કરી એના ચાર ખૂણે ચાર મઠો સ્થાપવા પડયા!!! કહેવાય છે કે એ મઠોમાં સમૃદ્ધિની છોળો ઉછળતી રહી છે! અને એ સમૃદ્ધિમાં સારી એવી વૃદ્ધિ થઈ બૌદ્ધ વિહારોનો વ્યવસ્થિત નાશ કરવાને પરિણામે!

અને જગત અસ્તિત્વમાં નહિ હોય એ દલીલ સ્વીકારવામાં આવે, તો તેનો એક ભાગ રૂપ માનવ સમાજ પણ અસ્તિત્વ ધરાવે છે એમ માની શકાય નહિ. અને એને પરિણામે સામાજિક મૂલ્યોનો સ્વીકાર અગર અસ્વીકાર અર્થહીન બની જાય છે. ત્યારે 'ભારત વિશેષ આધ્યાત્મિક છે,' એવું કથન આ પુસ્તકમાં જોવા મળે છે તેમાં તથ્ય કેટલું?

બીજો. પ્રશ્ન : શંકરના અદ્વૈતવાદ મુજબ વિશ્વ જો માયા હોય, તો જેનું અસ્તિત્વ નથી એવા વિશ્વનો શાસક અને નિયંતા હોઈ શકે ખરો? અર્થાત્

શંકરનો માયાવાદ ધર્મના પ્રચલિત અર્થને નિરર્થક બનાવે છે.

આ જ કારણથી શંકરનો અદ્વૈતવાદ, એટલે કે ઉત્તર મીમાંસાનું એક દર્શન, વેદના યજ્ઞયાગાદિના સમર્થનમાં રચાયેલી પૂર્વમીમાંસાના પ્રમેયોની વિરુદ્ધ જાય છે. ગાંધીજીના સહકાર્યકર, ધર્માનંદ કોસાંબી લખી ગયા કે ઉપનિષદોએ આત્મવાદ અને તપશ્ચર્યા શ્રવણપંથમાંથી લીધાં. અને ચુસ્ત મીમાંસકો આજે પણ ઉપનિષદોને વૈદિક ગણવા તૈયાર નથી, તેમાં કશું જ ખોટું નથી એમ ઉપરોક્ત અર્થ પુરવાર કરે છે.

ભારત દર્શનના લેખકો આ અને આવી હકીકતોથી અજાણ હોવાથી ભારતીય સમાજની ઉત્ક્રાંતિ થતાં તેમાં ઉદ્ભવેલા પરસ્પર વિરોધો, વ્યાઘાતો, વગેરેની સમન્વયમીમાંસાની જરૂર છે એવો ખ્યાલ પણ કરી શકયા નથી.

સમાજમાં યથાસમયે આવતાં મૂળગામી પરિવર્તનો, તેને પરિણામે નજરે પડતાં પરંપરાગત મૂલ્યો સામે નૂતન સમાજના અગ્રણીઓ તરફથી ફેંકાતા પડકારો, માનવીના જીવનનાં ધ્યેયોમાં થતા જતા ફેરફારો, વગેરે, જેમાં ચર્ચવામાં આવે નહિ, સમાજ વ્યવસ્થા, કુટુંબ વ્યવસ્થા, ધર્મ અને વિજ્ઞાન વચ્ચે ચાલતો વિગ્રહ, તત્ત્વજ્ઞાનનાં ક્ષેત્રમાં થતી અથડામણો, વગેરેનો અર્થ નિરૂપણ કરતો હેવાલ જેમાંથી મળી શકે નહિ, તેને ઇતિહાસ કહી શકાય ખરો ?

**જાદુ અને ધર્મ**

આગળ ચાલતાં આપણે જેને ધર્મ કહીએ છીએ, તે તો ઋગ્વેદ પછીના સમય દરમિયાન જ અસ્તિત્વમાં આવી શકે અને આવે પણ છે. પરંતુ ઋગ્વેદમાં (છેક છેવટના સમયે રચાયેલાં પહેલા અને દશમા મંડળોને બાદ કરતાં) આપણા અર્થમાં ધર્મને સ્થાન હોઈ શકે નહિ. આનાં કારણો ઘણાં છે, અને તેમાંનું એક એ છે કે ઋગ્વેદકાલીન સમાજ એકશૈલ (Monolithic), એટલે કે કોઈ પણ જાતનાં વિભાજન રહિત, સમાજ હતો. એમાં નહોતા શાસકો અને નહોતા શોષિતો. તુલનાત્મક સમાનતાની ભૂમિકા ઉપર રચાયેલા એવા (નૈસર્ગિક) સમાજોમાં વિશ્વના શાસક અગર નિયંતા જેવા ખ્યાલો ઉદ્ભવી શકે નહિ.

સંસ્કૃતિ પહેલાંના ઋગ્વેદીય સમાજમાં જે પ્રકારનો ધર્મ જોવા મળે છે તેને સમજવા માટે પૂર્વમીમાંસા નામના આપણા એક દર્શન તરફ નજર કરવી પડે. પૂર્વમીમાંસા ઋગ્વેદના વિધિઓ, મંત્રો, વગેરેની મનાતી અસરકારકતાના સમર્થનમાં રચાઈ હતી, એ વિધિઓ અગર જાદુમાંથી ઉદ્ભવી હતી. એ પૂર્વમીમાંસા ઋગ્વેદકાલીન ધર્મની વ્યાખ્યા આ શબ્દોમાં આપે છે :

'ચોદના લક્ષણોઽર્થો ધર્મ:'

(એટલે કે ધર્મ તેને કહેવાય કે જેનું લક્ષણ વૈદિક વિધિ અગર આજ્ઞા હોય જુઓ ગંગાનાથ ઝાએ શબર ભાષ્યનો કરેલો અંગ્રેજી અનુવાદ)

ગ્રીક સંસ્કૃતિના પ્રખર અભ્યાસક, જ્યોર્જ થોમ્સન, એમની પુસ્તિકા : 'રિલિજ્યન'માં જણાવે છે કે પ્રાચીન ગ્રીસમાં પણ ધર્મનો અર્થ આજ્ઞા થતો.

'આ આજ્ઞા કોણ કોને કરે છે? સંગઠનની દૃષ્ટિએ અવિભાજ્ય, અગર એકશલ, પરંતુ ટેકનોલોજીની દૃષ્ટિએ અત્યંત પછાત અવસ્થામાં જીવતો આદિ ગણસમાજ કુદરતને આજ્ઞા કરે છે.' આ આજ્ઞા કરવાની સાથે સાથે કુદરતમાં નજરે પડતી પ્રસ્તુત ક્રિયાઓનું ગાયન ગાતાં, નૃત્ય દ્વારા અનુકરણ, સ્વૈરસંભોગ વગેરે પણ થતાં. (વધુ વિગતો માટે જુઓ શરદ પાટિલકૃત મરાઠી પુસ્તક 'દાસ-શુદ્રાચી ગુલામગીરી' ભાગ ૧ લો, પ્રાજ્ઞ પાઠશાળા, વાઈ: અંગ્રેજી આવૃત્તિ 'દાસ-શૂદ્ર સ્લેવરી' એલાઇડ પબ્લિશર્સ, દિલ્હી).

**ધર્મનું કાર્ય**

ઉપરોક્ત હકીકતો જોતાં નિષ્કર્ષ એ દોરવો રહ્યો કે ધર્મની સર્વસામાન્ય વ્યાખ્યા આપી શકાય નહિ.

આનું ખરું કારણ એ છે કે પ્રત્યેક ધર્મ ઇતિહાસમાં વિવિધ સમયે વિવિધ સંજોગોમાં ઉપસ્થિત થતી માંગને પહોંચી વળવા માટે આકાર લેતા હોય છે. બીજું સુરોપના પ્રબોધનકાળથી આજ સુધી અભૂતપૂર્વ કટોકટીઓ ઊભી થતી આવી છે, તે છતાં એમાંની એક પણ કટોકટીને પહોંચી વળવા કોઈ નૂતન ધર્મે દેખા દીધી નથી. એથી ઊલટું, યુરોપના પ્રબોધનકાળ પહેલાંના જમાનામાં વિશ્વમાં જે યુગ-પરિવર્તનો આવતાં તેના પ્રણેતાઓ તરીકે ધાર્મિક નેતાઓ જ આગળ આવતા. વિજ્ઞાનની પ્રચંડ પ્રગતિ થવાને પરિણામે અને આજની કટોકટીઓ સામાજિક કારણોને જ આભારી હોઈ શકે એવું ભાન લોકોમાં ફેલાતાં, ધાર્મિક અભિગમથી કટોકટીઓ પાર કરી શકાય એવી ભ્રામક માન્યતા તો પછાત દેશોમાં પણ અસાધારણ પ્રમાણમાં પ્રચાર કરવામાં આવે તો જ લોકો ભરમાઈને સ્વીકારે. પરંતુ એ માન્યતા ટકે કેટલો સમય સુધી? વધુમાં પહેલાંના જમાનામાં ઉદ્‌ભવેલા ધર્મો, દર્શનો, ખ્યાલોમાં પણ સમય અનુસાર પરિવર્તનો થતાં જ રહ્યાં છે; તેમ છતાં આજે તો સામાજિક કટોકટીઓનો ઉકેલ લાવવામાં પરંપરાગત ધર્મો પણ નિષ્ફળ નીવડ્યા છે. એ ધર્મોના આચાર્યો કટોકટીમાં સપડાયેલા સમાજમાં જીવતા માનવીઓની વેદના સમજવાને બદલે એ માનવીઓની પોતાનું જીવન સુધારવાની ચળવળોને ક્યાં તો (ઈરાનની જેમ) જાતે જ દાબી દે છે. અગર તો ભારત અને લેટિન અમેરિકા જેવા પ્રદેશોમાં પ્રજાઓની ચળવળોને દબાવી દેવા મથતાં પરિબળોને ટેકો આપતા ફરે છે. માનવી પ્રત્યે અખત્યાર કરવામાં આવેલા સદીઓ જૂના ધાર્મિક-આર્થિક અભિગમને પરિણામે એ ધર્મોના મોટા ભાગના આચાર્યોની અને એ ધર્મોના અનુયાયીઓની સંવેદનશીલતા નાશ પામી છે.

આજની કટોકટી સમસ્ત માનવજાતને સ્પર્શતાં પ્રત્યેક ક્ષેત્રને આવરી લેતી હોવાથી એનો ઉકેલ લાવવા માટે સમસ્ત માનવજાતને આવરી લેતું, પ્રત્યેક ક્ષેત્રને લક્ષમાં રાખીને રચાયેલું, દૂરદર્શી, આયોજન જરૂરી છે, એ તો દેખીતું જ છે. શાશ્વત મૂલ્યોની વાતો કરતો ધર્મ આ માટે જરૂરી વૈજ્ઞાનિક અભિગમની વિરુદ્ધ જાય છે, તેથી પણ ધર્મ આજની કટોકટીને પહોંચી વળે તેવી આશા રાખી શકાય જ નહિ.

**જાદુ**

'ભારત દર્શન'માં ઋગ્વેદમાં નજરે પડતા અને ઋગ્વેદ પછીના સમયના ધર્મની બાબત ચર્ચવામાં આવી જ નથી. એટલું જ નહિ, પરંતુ એમાં ઋગ્વેદ વિષે જે લખાણ જોવા મળે છે તે પરંપરાગત, ચિકિત્સા વિના સ્વીકારી લેવામાં આવેલાં કાલ્પનિક મંતવ્યો ઉપર, તેમ જ મેક્સમૂલર જેવા પાશ્ચાત્યોના કેટલાક પાયા વિનાના અભિપ્રાયો ઉપર જ આધાર રાખે છે.

ઋગ્વેદની જે ઋચાઓ આગળના સમયમાં રચાયેલી, તેમાં તે સમયના માનવીના મનમાં ઘર કરી બેઠેલી, પોતાનું જીવન ટકાવી રાખવાની, ચિંતાની ઝાંખી થાય છે. એ સમયે પ્રાચીન માનવી ખોરાક, વગેરે, જીવન ટકાવી રાખવાની જરૂરિયાતો નિયમિત મળી શકે એવી ખાતરી રાખી શકતો ન હતો. આ કારણથી એ ઋચાઓમાં અવિરત રટણ જોવા મળે છે, ખોરાક અને પશુ પ્રાપ્તિનું, યુદ્ધમાં વિજય મેળવવાનું, સંતાન પ્રાપ્તિનું; અને ઋગ્વેદકાલીન માનવી જે જગતમાં જીવતો તેને સમજવા માટે જરૂરી સાધનોના અભાવને કારણે એ માનવીની વિશ્વ અને સમાજની પ્રક્રિયાઓને સમજવાની શક્તિ પણ અત્યંત મર્યાદિત હતી.

સૂર્ય, અગ્નિ, વાયુ, ઇન્દ્ર જેવા એના પરાક્રમી સેનાપતિ, સોમ રસની માદકતા, વગેરે પણ દેવતા હતાં એવી કલ્પના એ કરતો. આને 'એન્થ્રોપોમોર્ફિઝમ' એટલે કે માનવગુણારોપણવાદ કહેવામાં આવે છે. આનું કારણ આપણે જોયું તેમ એ સમયના માનવીમાં કુદરત, સમાજ, વિશ્વ, વગેરેમાં ચાલી રહેલી પ્રક્રિયાઓને તેમના યથાર્થ સ્વરૂપમાં સમજવાની શક્તિ આવી જ નહોતી તે હતું.

આ જ કારણથી એ કલ્પના કરતો કે એ દેવતાઓ એના જીવનમાં અગત્યનો ભાગ ભજવતા, અને એમને જો યથાવિધ આજ્ઞા કરવામાં આવે તો એ દેવતાઓ પોતાને મદદરૂપ થાય.

આનો અર્થ એ થાય કે એ સમયનો માનવી કુદરતને 'તું'ના સ્વરૂપમાં જોતો, જ્યારે આજે વૈજ્ઞાનિક દષ્ટિ અસ્તિત્વમાં આવી હોવાથી આજનો માનવી કુદરતને 'તે'ના સ્વરૂપમાં જુએ છે.

આવો માનવી આપણે ધર્મનો જે અર્થ કરીએ છીએ તે અર્થમાં ધર્મ જેવી વિચારસરણી યોજે એ શક્ય જ ન હોતું. આવડી મોટી ઋગ્વેદ સંહિતામાં, પાછળના સમયમાં રચવામાં આવેલી જે થોડી વેર-વિખેર, ઋચાઓ નજરે પડે છે તેને બાદ કરતાં, વર્ણ અને વર્ણાધિકાર જેવી વિભાવનાઓ ક્યાંય જોવા મળતી નથી. કારણ કે વિશિષ્ટ પ્રકારનો વર્ણાધિકાર ભોગવતા શાસકોના વર્ગનો એ સમાજમાં ઘણા પાછળના સમયમાં ઉદ્‌ભવ થયો હતો. પરિણામે ઋગ્વેદમાં જગન્નિયંતા, જગતનો શાસક, પૂજા વગેરે, શબ્દો નજરે પડતા જ નથી.

'ભારત દર્શન' પુસ્તકના પહેલા ભાગના પાના '૨૬'માં જણાવવામાં આવ્યું છે કે 'કેટલાકના મતે 'પૂજા' ક્રિયા પણ વેદ બહારની છે. વેદમાં પૂજા જેવો કોઈ શબ્દ જ નથી. પૂજાનાં મૂળ અવૈદિક ભાષામાં છે.' આ કથનમાં જે ધારણા અધ્યાહાર રહેલી છે તે પણ સ્વીકારી શકાય તેમ નથી. ઋગ્વેદમાં પૂજા શબ્દ નથી, એનો અર્થ એ કે ઋગ્વેદની ઋચાઓ જેમણે રચી તેમને પૂજાનો ખ્યાલ કરવાની જરૂર જ પડી ન હોતી. એનું એક જ કારણ છે; જે સમાજમાં પૂજા થતી હોય એવા સમાજની કક્ષાએ ઋગ્વેદી સમાજ વિકાસ પામી પહોંચ્યો જ ન હોતો. એથી જ એમાં જગન્નિયંતા જેવા ખ્યાલો ઉદ્‌ભવ્યા નહોતા અને એ કારણને લીધે જગન્નિયંતાની પૂજા કરવવાનો પ્રશ્ન એ સમાજમાં ઉપસ્થિત થયો જ નહોતો.

**વૈદિક દેવતાઓનું વ્યક્તિત્વ**

આ ભૂમિકા ધ્યાનમાં રાખી આપણે 'ભારત દર્શન'ના પહેલા ભાગનાં પાના '૩૧' માં નીચે મુજબનું જે કથન જોવા મળે છે તેની ચર્ચા કરીશું :

'દેવતાની સ્તુતિ રૂપે લખાયેલાં ઋગ્વેદનાં બધાં જ સૂક્તોમાં પ્રકૃતિના જુદી જુદી શક્તિઓના સ્વામી તરીકે દેવતાઓ નિરૂપાયા છે, તેથી તે એકબીજાથી ભિન્ન નથી કે નથી ગ્રીક દેવતાઓની સ્તુતિઓની જેમ સુનિશ્ચિત. કુદરતી શક્તિઓની જેમ દેવતાઓ પણ પરસ્પર સંબંધિત છે. એ રીતે વૈદિક દેવગણોનું કોઈ સ્પષ્ટ વ્યક્તિત્વ ઊપસી આવવું મુશ્કેલ છે. મેક્સ-મૂલરના કહેવા મુજબ તેમાં એકત્વનું દર્શન થાય છે, તેમણે કહ્યું કે ઋગ્વેદનું સંકલન ભલે ગમે તે કાળમાં થયું હોય પણ એ કાળ પહેલાં જ વિચારકોને એ પ્રતીતિ થયેલી છે કે સત્ તત્ત્વ એક જ છે. તે નથી સ્ત્રી કે નથી પુરુષ. એ મર્યાદાથી પર અને પાર એવાં પરમ તત્ત્વ વાટે ઇન્દ્ર, અગ્નિ, વરુણ, માતરિશ્વા, ઉષા વગેરે નામો દ્વારા ખરેખર તે એક સત્ તત્ત્વની ઉપાસનાનો આશય સિદ્ધ કરે છે.'

આ કથનમાં જે મંતવ્યો દર્શાવવામાં આવ્યાં છે તે યથાર્થ છે એમ માનવામાં ભારે ભૂલ થશે. કારણો નીચે મુજબ રજૂ કરી શકાય :

(૧) ઋગ્વેદમાં રજૂ થયેલી એક દંતકથા (Myth) મુજબ બળદ ગાડીમાં બેસી ઇન્દ્રની સામે યુદ્ધે ચઢેલી ઉષાની બળદ-ગાડીનો ભૂકો ઉડાવી ઇન્દ્ર ઉષાનો વધ કરે છે. હવે જો 'ઇન્દ્ર, અગ્નિ...ઉષા વગેરે નામો દ્વારા ખરેખર એક સત્ તત્ત્વની જ ઉપાસનાનો વિષય સિદ્ધ' થતો હોય, તો એનો અર્થ એવો થાય ખરો કે રથારૂઢ ઇન્દ્ર બળદ ગાડીમાં બેઠેલી ઉષાનું સ્વરૂપ ધારણ કરી પોતે જ પોતાની સાથે યુદ્ધે ચઢ્યો અને ઇન્દ્રે તેનો, એટલે કે પોતાનો જ વધ કર્યો ! આવાં કથનો અર્થહીન જ હોવાનાં એ હકીકત આપણે ક્યારે સમજી શકીશું ?

(૨) શાને આધારે એવો અભિપ્રાય દર્શાવવામાં આવ્યો છે કે 'વૈદિક દેવગણોનું સ્પષ્ટ સ્વરૂપ ઉપસી આવવું મુશ્કેલ છે?' ભારત દર્શનના ભાગ પહેલાના પાના '૩૮'માં લેખકો સ્પષ્ટ શબ્દોમાં લખે છે કે 'આર્યો વરુણને નીતિમત્તા ઊંચે લાવનાર દેવ ગણતા.' આ કથન વરુણના સ્પષ્ટ સ્વરૂપને આકાર નથી આપતું? (જોકે વરુણ નીતિમત્તાને ઊંચે લાવતો નહોતો. એ તો ઋતનો અધિદેવતા જ હતો. ઋતનો અર્થ Cosmic law એટલે કે, વૈશ્વિક નિયમ થાય. આ ખ્યાલ એમ દર્શાવે છે કે સમસ્ત દેવગણ પણ માનવ સમાજ અને વિશ્વની જેમ એ નિયમને અર્થાત્ ઋતને આધીન હતો.)

દેવોના વૈદ્યો તો અશ્વિનો જ હોઈ શકે, પુરંદર શબ્દ ઇન્દ્રને અનુલક્ષીને જ વાપરી શકાય, દેવગણનો નાશ કરતો (પુરંદર) ઇન્દ્ર જ હોઈ શકે. આર્યો અને અનાર્યો વચ્ચેનાં વૈમનસ્યને દંતકથાના સ્વરૂપમાં પ્રતિબિંબિત કરવાને પરિણામે અનાર્યોના શિશ્નદેવ ઋગ્વેદ કાળમાં તો તિરસ્કારને પાત્ર જ હોઈ શકે. વિશિષ્ટ કર્તવ્યો બજાવતી હોવાને પરિણામે ઋગ્વેદમાં જે માતૃદેવતાઓ–રાષ્ટ્રી દેવી વાક્, નિર્ઋતિ, વગેરેનો નિર્દેશ કરવામાં આવ્યો છે, તે તેમનાં કર્તવ્યોને પરિણામે જ વિશિષ્ટ વ્યક્તિત્વ ધારણ કરતી જોવામાં આવે છે. ઉષા અને ઇન્દ્ર વચ્ચે ચાલેલું યુદ્ધ માતૃપ્રધાન અને પિતૃપ્રધાન સમાજો વચ્ચેનાં ઘર્ષણોનું જ દ્યોતક હોઈ શકે.

(૩) આનો અર્થ એ થાય કે જેમ માનવી માનવ-સમાજના સભ્ય તરીકે જ પોતાનું સ્પષ્ટ વ્યક્તિત્વ પ્રાપ્ત કરી શકે, તે જ પ્રમાણે દેવતાઓ પણ જો પરસ્પર સંબંધ ધરાવે અને તેઓ જો દેવગણ ભેગા રહેતા હોય, તો જ એમાંના પ્રત્યેક દેવતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ આકાર પામી શકે. કારણ કે, દેવગણના સભ્યો તરીકે જ તેમાંના પ્રત્યેકમાં વિશેષ અને સામાન્ય, ગુણોને વિકાસ પામવાની શક્યતા અસ્તિત્વમાં આવી શકે. લેખકોનાં ઉપરોક્ત કથનમાં આનાથી વિરુદ્ધ જે અભિપ્રાય રજૂ થયેલો જોવા મળે છે તે આ હકીકત જોતાં તથ્ય રહિત પુરવાર થાય છે.

**પરિવર્તન પામતી વિચારધારા**

(૪) 'બિફોર ફિલોસોફી' નામના પુસ્તકમાં પશ્ચિમ એશિયા અને ઇજિપ્તની પ્રાચીન સંસ્કૃતિઓની, ઋગ્વેદમાં નજરે પડે છે, તે પ્રકારની વિચારધારાનું રસપ્રદ અને યશસ્વી પૃથક્કરણ કરવામાં આવ્યું છે. એ પુસ્તકના પહેલા જ પ્રકરણની શરૂઆતમાં એ પ્રકરણના લેખકો, ફ્રેંકફર્ટ દંપતીએ જે અભિપ્રાય દર્શાવ્યો છે, તે મુજબ પ્રાચીનોના દસ્તાવેજોમાં ચિંતન (Spceulation) જેવું લખાણ નહિવત્ હોય છે, કારણ કે એમની વિચારધારાને કલ્પના વિહારે આવરી લીધી હોય છે તે તો આપણે જોઈ શકીએ છીએ. એઓ કુદરતને 'તું'ના સ્વરૂપમાં જુએ છે. જ્યારે આપણે કુદરત 'તે' છે એમ વિચારીએ છીએ. આ કારણથી તેઓ જે કંઈ રચી ગયા છે (દેવતાઓના ખ્યાલો, વગેરે) તેમાંથી અમૂર્ત ચિંતન (Abstraction) પ્રાપ્ત કરી શકાય એવો અભિપ્રાય ઋગ્વેદને રચનારાઓ સ્વીકારે જ નહિ. એમને મન તો વાયુ, ઇત્યાદિ કુદરતનાં પરિબળો વિશિષ્ટ, મૂર્ત, અસ્તિત્વ જ ધરાવી શકે. વિવિધ દેવતાઓને સંબોધતી ઋચાઓમાં રહેલું વૈવિધ્ય આ હકીકત સ્પષ્ટ કરે જ છે.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે મેક્સમૂલરના કથન '... એ કાળ પહેલાં જ વિચારકોને પ્રતીતિ થયેલી કે સત્ તત્ત્વ એક જ છે, તે નથી સ્ત્રી કે નથી પુરુષ. એ મર્યાદાથી પર અને પાર એવાં પરમ તત્ત્વ માટે ઇન્દ્ર, અગ્નિ...વગેરે નામો દ્વારા ખરેખર તે સત્ તત્ત્વની જ ઉપાસનાનો આશ્રય સિદ્ધ કરે છે.' માં તથ્ય છે ખરું?

યાદ રાખીએ કે માનવ-ઇતિહાસમાં વિચારના વિકાસમાં અટળ ક્રમબદ્ધતા જોવા મળે છે. જાદુ>ધર્મ>તત્ત્વજ્ઞાન>વિજ્ઞાન. આ કથનનો સચોટ પુરાવો ગ્રીક, યુરોપિયન, અને ભારતીય વિચારધારાઓ પૂરો પાડે છે. જ્યોર્જ થોમ્સન જેઈન હેરિસન નામની ગ્રીક ધર્મના

ઇતિહાસની નિષ્ણાત પંડિતા, જેઈમ્સ ફ્રેઝર, વગેરેનાં લખાણો વાંચતાં જણાશે કે આદિસમાજોમાં તો જાદુ જ અસ્તિત્વ ધરાવે, સંસ્કૃતિનો ઉદ્દ્ભવ થતાં ધર્મ આકાર લે અને, એફ. એમ. કોર્નફર્ડની કૃતિ 'ફ્રોમ રિલિજિયન ટુ ફિલોસોફી' સ્પષ્ટ કરે છે. તેમ ગ્રીસમાં ધર્મમાંથી તત્ત્વજ્ઞાને આકાર લીધો. ભારતમાં ઋગ્વેદમાં જાદુ જ મળે. સંસ્કૃતિનો ઉદ્દ્ભવ થતાં આપણે જોઈશું તેમ જાદુનું સ્થાન ધર્મ લે છે. વેદો, આરણ્યકો અને બ્રાહ્મણો છોડતાં ચિંતન કરવાનો પ્રથમ સઘન પ્રયાસ હાથ ધરાયેલો ઉપનિષદોમાં જોવા મળે છે. પરંતુ યાદ રાખીએ કે...ભારતના સમાજનો જે રીતે વિકાસ થયો હતો તેને પરિણામે ઉપનિષદમાં જાદુ અને ધર્મના નોંધનીય અવશેષો પણ જોવા મળે છે. દા. ત. બૃહદારણ્યક ઉપનિષદમાં સ્ત્રી ઉપર બળાત્કાર કરવાનો વિધિ સ્પષ્ટ શબ્દોમાં આપવામાં આવ્યો છે. છાન્દોગ્ય ઉપનિષદમાં અન્ન મેળવવા માટે મંત્રોચ્ચાર કરવા ભેગા મળેલા કૂતરાનું ગણ—ચિહ્ન ધરાવતા—ગણ સભ્યો (Tribals) નજરે પડે છે. એટલે કે, આપણાં શરૂઆતનાં દર્શનો ગ્રીક દર્શનો જેવાં વિશુદ્ધ દર્શનો નથી. એમા જાદુ અને ધર્મના અવશેષો રહેલા જોવા મળે છે. તત્ત્વજ્ઞાન વિશુદ્ધ સ્વરૂપે તો ઉપનિષદો પછીના કાળમાં બુદ્ધ ધર્મનો ઉદય થતાં વિકાસ પામે છે.

આધુનિક યુગની શરૂઆતમાં થઈ ગયેલા ગેલિલિયો અને ન્યૂટન એ બંને વ્યક્તિઓનાં માનસમાં ધર્મ અને વિજ્ઞાન સહઅસ્તિત્વ ધરાવતાં જોવા મળે છે. એક સ્વતંત્ર વિષય તરીકે વિજ્ઞાનનો વિકાસ ન્યૂટન પછીના વૈજ્ઞાનિકોને આભારી છે.

અલબત્ત, આનો અર્થ એવો નથી થતો કે આધુનિક સમય પહેલાં કોઈ સ્વતંત્ર વૈજ્ઞાનિક થઈ ગયા જ નથી. ભારતના સુવર્ણ યુગમાં થઈ ગયેલા આર્યભટ્ટનાં લખાણોમાં ધર્મ અગર જાદુની જરા સરખી પણ ગંધ આવતી નથી પરંતુ બ્રાહ્મણી પરંપરાને એવો વિશુદ્ધ વૈજ્ઞાનિક અભિગમ જરા પણ પસંદ પડચો નહોતો.

આ ઇતિહાસ-દત્ત હકીકતો જોતાં ધર્મ સંસ્કૃતિની શરૂઆત થતાં અસ્તિત્વમાં આવતો હોવાથી એની પહેલાં ચિંતન અસ્તિત્વમાં આવે એવી શકચતા જ નહોતી. આનો અર્થ એવો નથી કરવાનો કે આદ્ય માનવીની કૃતિમાં લેશમાત્ર પણ ચિંતન નજરે પડશે નહિ, માનવી અસ્તિત્વમાં આવે એટલે તે જરા તરા પણ ચિંતન તો કરવાનો જ, પરંતુ એ વિશ્વની ઘટનાઓ સમજવા માટે બહુધા મૂર્ત સ્વરૂપની કલ્પનાઓ, અર્થાત્ દંતકથાનો જ આશ્રય લેતો હોય છે, એનામાં એમાંથી અમૂર્ત ચિંતન પ્રાપ્ત કરવાની (Abstraction) શક્તિ હજી વિકસી નહોતી અને એના દેવતાઓના ખ્યાલો વગેરે રચનાઓમાંથી અમૂર્ત ચિંતન (Abstraction) પ્રાપ્ત થઈ શકે એમ એ માનવા પણ તૈયાર થાય એમ નહોતું.

(૫) પૂર્વ મીમાંસા આપણને જણાવે છે કે ધર્મનો અર્થ તો આજ્ઞા અગર વૈદિક વિધિ થાય. એ આદિવાસી સમાજોમાં જોવા મળતા જાદુનું લક્ષણ છે. વધુમાં પ્રાચીન પૂર્વમીમાંસામાં ઈશ્વરની વિભાવના હોઈ શકે નહિ. કારણ કે એ વિભાવના સ્વીકાર્ય થાય, તો જાદુ કરીને એટલે કે વૈદિક વિધિઓ કરીને ઇચ્છિત માંગણીઓ સંતોષવાની દેવતાઓને આજ્ઞા કરવાનો અર્થ રહેતો નથી. ઈશ્વરને સ્તુતિ સ્વીકાર્ય હોય. આજ્ઞા તો જેમની મૂર્ત માનવીના સ્વરૂપે કલ્પના કરવામાં આવી હોય એવા દેવતાઓને જ કરી શકાય.

આ ચર્ચા ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે ઋગ્વેદમાં 'પૂજા' શબ્દના અભાવનું કારણ શોધવાનો મેક્સમૂલરે પ્રયાસ કર્યો જ નહોતો. 'ઉપાસના' અને 'આજ્ઞા' એ બે શબ્દો બે વિભિન્ન સમાજરચના દર્શાવે છે, એ હકીકત પણ એમણે ધ્યાનમાં લીધી જ નહિ અને આપણે આગળ જોઈશું તેમ તેમણે ભારતના ભૂતકાળનું આદર્શીકરણ કર્યું અને એવો પણ અભિપ્રાય દર્શાવ્યો કે ભારત તો 'આધ્યાત્મિક છે!'

**ભારત વિશે પાશ્ચાત્યોના ખ્યાલો**

પરંતુ પ્રથમ તો એમણે વિશે અવાસ્તવિક વિચારો રજૂ કર્યા, તેનાં કારણો સમજવાં જોઈએ. એને માટે

આપણને એમના સમયમાં યુરોપમાં થતાં અભૂતપૂર્વ મૂળગામી પરિવર્તનોને અને કેટલાક સંવેદનશીલ માનવીઓ ઉપર એ પરિવર્તનોની થયેલી અસરને ધ્યાનમાં લેવી પડશે.

આ વિશે ચર્ચા હાથ ધરતાં પહેલાં યાદ રાખવું ઘટે કે અઢારમી સદી સુધી ભારતનાં પ્રજાજનોએ એવો દાવો કર્યો જ નહોતો, કે તેઓ અન્ય પ્રજાઓ કરતાં વધારે 'આધ્યાત્મિક છે.' તેમના અભિપ્રાય મુજબ પૃથ્વી ઉપર યથાર્થ જીવન જીવવા માટે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે વચ્ચે વિવેકપૂર્વક સમતુલા જાળવવી જોઈએ. આમાં 'ભૌતિકવાદ' અગર 'આધ્યાત્મવાદ' ઉપર ભાર મૂકવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી.

એ સમયના ભારતમાં રાષ્ટ્રવાદની વિભાવનાનો ઉદ્‌ભવ થયો જ નહોતો, એ જોતાં ભારતમાં વસતા એ સમય પહેલાંના માનવીઓ કોઈ પણ ક્ષેત્રને અનુલક્ષીને પોતાને અન્ય પ્રદેશોના રહેવાસીઓ સાથે સરખાવે એ શક્ય જ નહોતું. ખુદ યુરોપમાં પણ રાષ્ટ્રવાદ વિભાવનાનો લગભગ પંદરમી સદીમાંજ ઉદય થતો જોવા મળે છે. જ્યોર્જ બર્નાર્ડ શૉ એમના નાટક 'સેઇન્ટ-જોનના' પ્રવેશમાં લખે છે કે રાષ્ટ્રવાદના આદ્ય ઘડવૈયાઓમાં જેની ગણના થાય છે, તે કુમારી જોન ઑફ આર્ક લગભગ ૧૪૧૨માં ફ્રાંસના એક ગામડામાં જન્મી અને ૧૪૩૧માં તો કેથોલિક ધર્મસત્તાએ એને પાખંડ-મત ધરાવનાર તથા ડાકણ ઠેરવી, અને તેને પરિણામે તેને જીવતી બાળી મૂકવામાં આવી. કેથોલિક ધર્મસત્તાને એની ભૂલ પાછળથી સમજાઈ, અને તેને પરિણામે ૧૯૨૦ની સાલમાં, ૭ સદીઓ બાદ, કેથોલિક ધર્મસત્તાએ તે સંત હતી એમ જાહેર કર્યું.

આ વાત સાંભળી મારા એક સહકાર્યકર અને મિત્રે સવાલ કર્યો કે એ ૭ સદીઓ દરમિયાન એવીજ બીજી ભૂલો થઈ હશે તેનું શું ? જવાબ સ્પષ્ટ છે. જેમની બાબતોમાં ભૂલ થાય તેમને પણ સદીઓ બાદ સંત જાહેર કરવાનો Escaps clause, સ્વર્ગની ચાવી ભેગો, કેથોલિક ધર્મસત્તા પોતાના ખિસ્સામાં રાખે જ છે. (આપણા બ્રાહ્મણો, આપણે જોઈશું તેમ, આ ક્ષેત્રમાં પણ જરા સરખા પણ ગાંજ્યાં જાય એમ કહેવામાં શું માલ છે ?)

જસ્ટીસ ઓ ચિનાપ્પા રેડ્ડીએ ન્યૂ દિલ્હી ખાતે બર્ટ્રાન્ડ રસેલ મેમોરિયલ સ્ટડી ફોરમ (બુદ્ધિના ક્ષેત્રમાં આપણી આજની કંગાલિયત તો જુઓ, કે આપણા અભ્યાસ વર્તુળોનાં નામો આપવા માટે આજે આપણા દેશમાં બર્ટ્રાન્ડ રસેલ જેવી પ્રતિભાશાળી વ્યક્તિ પણ નથી!)ના આશ્રય હેઠળ બીજું બર્ટ્રાન્ડ રસેલ મેમોરિયલ લેક્ચર આપતાં કહ્યું :

'ભારતનાં પ્રજાજનોમાંના ઘણાંના ઉપર ધર્મ અને વહેમોનું પ્રભુત્વ પથરાયેલું રહે છે, અને એ પ્રજાજનોનો અતિ મોટો ભાગ હજી તો પૂર્વ વૈજ્ઞાનિક યુગમાં જ કંગાળ જીવન જીવી રહ્યો છે. દયાજનક સ્થિતિમાં આવી પડેલા, સદીઓથી દુઃખો સહન કરતા આવેલા, એ પ્રજાજનો એક એવી અન્યાયી સમાજરચનાનો ભોગ બન્યાં છે કે જેમાં થોડા માનવીઓ અત્યંત વિશાળ સમુદાયના ભોગે બેજવાબદાર વૈભવી જીવન જીવી ખાય છે, અને કર્મના ઘાતકી તત્ત્વજ્ઞાન દ્વારા એવી અન્યાયી સમાજ રચના ટકાવી રાખવામાં આવી છે. એ તત્ત્વ-જ્ઞાનનો પ્રચાર કરીને કષ્ટકારી જીવન જીવતાં આપણા દેશનાં પ્રજાજનો ઉપર પ્રત્યેક પ્રકારની અસમાનતા, શોષણ, એમની માનવતાનો થતો આવેલો ગૌરવભંગ અને દુઃખ અનહદ પ્રમાણમાં વરસાવતી સમાજ રચનાને ના છૂટકે સ્વીકારવાની તેમને ફરજ પાડવામાં આવી છે.'

'આધ્યાત્મવાદે અને કર્મ સંસ્કારે ભારતના જન-સમુદાયને એવો તો નિર્વીર્ય બનાવી મૂક્યો છે, અને એના ઉપર જે કંઈ પણ પડે તેને વિના વિરોધે સ્વીકાર કરે, એવી મનોદશા સેવતો કરી મૂક્યો છે, કે એ જનસમુદાય માની બેઠો છે કે તેની ગરીબાઈ અને દુઃખો તદ્દન અન્યયી અને ઘાતકી સમાજ વ્યવસ્થાને પરિપાક નથી, પરંતુ પૂર્વ જન્મમાં કરેલાં કર્મનાં ફળ છે.'

'ભારતીય સમાજમાં જે અનિષ્ટો જોવા મળે છે

તેમાંનાં ઘણાં તો બે ઘટકોને આભારી છે એમ કહી શકાય : એક તો બેજવાબદાર દોલત અને બીજો ઘટક ધર્માંધતા. (ધર્માંધતા તો) માનવીના આત્મા (આ શબ્દનો અર્થ આધ્યાત્મવાદની દૃષ્ટિએ નથી કરવાનો) ને ધર્મનો વેશ ધારણ કરી ભ્રષ્ટ કરવાનો ગોરખ ધંધો કરે છે...આપણા દેશમાં એવા કરોડો માણસો જીવે છે કે જેમની જિંદગી સામાજિક કુમેળને પરિણામે અર્થહીન બની ચૂકી છે, પરંતુ ધર્મ તો આ સામાજિક કુમેળને પવિત્ર ઠરાવે છે! આ કારણથી એ માનવીઓ ધર્મને, તેમને નહિ પરવડે એવું શોખનું સાધન માની, એનો અનાદર કરે તો એમાં ખોટું શું હોઈ શકે?'

'પુનરુજ્જીવનવાદ અને એની નીપજ: પૂર્વગ્રહો, વહેમો, કોમવાદ, પ્રદેશવાદ, જ્ઞાતિવાદ વગેરેનો ઉપયોગ આજે જે અસ્તિત્વમાં છે તે આર્થિક, સામાજિક માળખાંને મજબૂત બનાવી તેની રક્ષા કરવાનાં કામમાં થાય છે, અને નહિ કે સમાજ અર્થાત્ ભારતનાં પ્રજાજનોની પરિસ્થિતિમાં સુધારો કરવા માટે.'

'છતાં એનો આશય આ પરિસ્થિતિને સુધારવાનો છે. અને તે તર્કસંગત છે એમ દર્શાવવા માટે એને પુનરુજ્જીવનવાદના સ્વાંગમાં રજૂ કરવામાં આવે છે. એ પ્રક્રિયાની શરૂઆત તો પરદેશી શાસન દરમિયાન થઈ. એમ મનાય છે. કે કોલ્બ્રુક નામના અંગ્રેજે અને મેક્સ-મૂલર નામના જર્મને આધુનિક જગતના લાભાર્થે વેદાંતનાં તત્ત્વજ્ઞાનની શોધ કરી. પરંતુ એ શોધ દ્વારા એમણે અંગ્રેજ સામ્રાજ્યવાદીઓનાં ભારતમાં રહેલાં પ્રસ્થાપિત હિતોની એવી તો અસરકારક સેવા બજાવી કે, તે વખતના સેક્રેટરી ઑફ સ્ટેઈટ ફોર ઇન્ડિયાએ એમની સેવાનો સ્પષ્ટ શબ્દોમાં સ્વીકાર કરતાં કહ્યું, કોલ્બ્રુક અને મેક્સમૂલરે ભારતની સરકારની જે સેવા બજાવી તે તો લશ્કરની સંખ્યાબંધ રેજીમેન્ટ કરતાં પણ વધારે કીમતી લેખાય : '(આ ભાષણ ૧૯૮૩નાં' મેઈન-સ્ટ્રીમ' સાપ્તાહિકના વાર્ષિક અંકમાં વાંચવા મળશે. એનું શીર્ષક પણ ધ્યાનાર્હ છે: 'ધી ઈન્ટેલેક્ચ્યુઅલ એન્ડ ધી રિવાઈવાલિસ્ટ વેઈલ.' આ લેખ તરફ મારું ધ્યાન ખેંચવા બદલ મુંબઈ વિશ્વવિદ્યાલયના હાલના ગ્રંથપાલ, શ્રી એ. સી. ટિકેકરનો હું આભાર માનું છું.)

પરંતુ મેક્સમૂલરે તો પ્રાચીન ભારતનાં ધાર્મિક અને દાર્શનિક સાહિત્ય વિષે સંશોધન હાથ ધર્યું હતું, એ જોતાં એમણે અંગ્રેજી સામ્રાજ્યની સેવા કેવી રીતે બજાવી? તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં જે વિચારો વ્યક્ત થાય છે. તેનો પ્રભાવ સામાજિક પ્રક્રિયાઓ ઉપર પડે છે. અને સામાજિક પ્રક્રિયાઓ દાર્શનિક વિચારોના ઉદ્ભવની ભૂમિકા પૂરી પાડે છે. અને તેમના પર વળતી અસર કરે છે. એ મંતવ્યની યથાર્થતાનું આ બીના એક અભિજાત દષ્ટાંત પૂરું પાડે છે. આપણે હવે આ પ્રશ્ન હાથ ધરીશું.

પ્રથમ તો ઉપરોક્ત કથનનો એવો અર્થ નથી કરવાનો કે મેક્સમૂલરે જાણી જોઈને, અંગ્રેજ હિતોના લાભાર્થે ચોક્કસ વિચારો અપનાવ્યા અગર રજૂ કર્યાં. એ કથનનો અર્થ એટલો જ થાય છે કે એમણે ભારત વિષે જે મંતવ્યો રજૂ કર્યાં તે વસ્તુલક્ષી દૃષ્ટિએ અંગ્રેજ હિતોને, અને આજે સામ્રાજ્યવાદીઓને અને ભારતીય સ્થાપિત હિતોને લાભદાયક નીવડ્યાં. એમાં એમના આશયનો પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી.

બીજું, એમણે સંશોધનમાં આધુનિક અન્વેષણ પદ્ધતિ અખત્યાર કરી હોવાથી પુરાવાઓ મેળવવામાં તો પૂરતી ચોકસાઈ રાખવામાં આવી હતી જ. પરંતુ એમણે જે (axioms) એટલે કે પૂર્વ સ્વીકૃતિઓ અપનાવી હતી તે જ યથાર્થ નહોતી. આ અંગે અગાઉ ચર્ચા થઈ ગઇ છે. એમણે ભારતના ભૂતકાળ-નું આદર્શીકરણ પણ કર્યું હતું. તેનાં કારણોમાં આ પણ એક હતું. અને ભારતના નવોદિત રાષ્ટ્ર-વાદીઓમાંના કેટલાકે આ આદર્શીકરણનો સ્વીકાર કર્યો, તે ભારતના વિશાળ જનસમુદાય માટે અત્યંત હાનિકારક નીવડ્યો એ હકીકત વિષે આજે તો શંકા રાખી શકાય જ નહિ.

આ બધાંની જરા વિગતવાર ચર્ચા હાથ ધરતાં પહેલાં આપણે જો વિશ્વના ઈતિહાસ તરફ નજર

કરીએ, તો જાણવા મળે છે કે પ્રબોધનકાળ (renaissance) પહેલાંનું યુરોપ પણ ભારત જેટલું જ—'આધ્યાત્મવાદી, હતું, એમ કહેવામાં જરાપણ ભૂલ થવાનો સંભવ નથી.

આ સમય પહેલાંનો યુરોપનો માનવી દૈવી ઘટનાઓમાં આસ્થા રાખતો. તે સમયના યુરોપના ધર્માચાર્યો આપણા સમકાલીન ધર્માચાર્યોની જેમ જ શુદ્ધ તર્કવાદના વિરોધી હતા. અને એ સમયના યુરોપનાં ગરીબો જો તેમનાં શોષણ સામે અવાજ ઉઠાવતા, તો તેમનો કરુણ અંજામ આવતો. ભારતમાં પણ શોષણ વિરુદ્ધ કોઈ અવાજ સરખો પણ ઉઠાવે તો તેમને આજે પણ જીવતા બાળી મૂકવામાં આવે છે, અને સતી સીતાનો આદર્શ આગળ કરનારા મહાશયો એ શોષિતોની વહુઓ ઉપર સામૂહિક બળાત્કાર પણ કરે છે. તુલસીકૃત રામાયણ બિહાર અને ઉત્તર પ્રદેશમાં લોકપ્રિય ગ્રંથ છે. તે જ પ્રદેશોમાં આવા સામૂહિક બળાત્કારના બનાવો વધારેમાં વધારે પ્રમાણમાં બનતા જોવા મળે છે. અને ભારતના કેટલાય ભાગોમાં આજે પણ અસ્પૃશ્યતાનો વિરોધ કરવો ગુનો ગણાય છે. ત્યાં ભારતનાં રાજ્ય બંધારણની કલમો નાકામ્યાબ ઠરી ચૂકી છે. (આ હકીકતની ભારતના રાજ્ય બંધારણના કહેવાતા નિષ્ણાતોને ભેટ આપવી જરૂરી છે.) અર્થાત્ યુરોપ પણ આજના ભારતની જેમ જ આધ્યાત્મવાદી હતું, અને એ બેય પ્રદેશોમાં ખ્રિસ્તવાદ કહો કે હિંદુવાદ કહો પરંતુ એ બંને ધર્મો એક જ પ્રકારનું કાર્ય કરતા આવ્યા છે : પ્રસ્થાપિતોનાં હિતોની રક્ષા કરવાનું.

અલબત્ત આજના યુરોપમાં ધર્મનો પ્રભાવ ઘણો ઓસરી ગયો છે અને તેને પરિણામે ત્યાં ધર્મ હવે પ્રસ્થાપિત હિતોના રખેવાળ તરીકે અસરકારક ભાગ ભજવી શકતો નથી એ તો આપણે આગળ જોયું.

યુરોપમાં અર્વાચીન માનવતાવાદી વિચારસરણીનો ઉદ્ભવ ત્યારે જ થયો કે જ્યારે (ઈ. સ. ની ૧૪મી થી ૧૬મી સદી સુધીના સમયગાળા દરમિયાન) યુરોપની પ્રજાએ શાસકોના શોષણ અને દુર્વર્તન સામે પ્રચંડ લડત ઉપાડી સામંતશાહી અને ધર્મસત્તા સામે સીધો પડકાર ફેંકવાની શરૂઆત કરી. યુરોપમાં એ સમયને પ્રબોધનકાળ કહેવાય છે અને એ સમયથી જ યુરોપમાં અપૂર્વ પરિવર્તન આવવા માંડ્યું. અર્વાચીનો એપ્રાચીન ગ્રીસ અને રોમની અભિજાત સંસ્કૃતિનાં સાહિત્યનો પણ એ જ સમય દરમિયાન અભ્યાસ કરવા માંડ્યો. આ અને એવી બીજી ઘટનાઓને પરિણામે માનવીના રસના કેન્દ્રમાં દૈવી ઘટનાઓનું સ્થાન કુદરતે લીધું, અને પ્રબોધનકાળના અગ્રણીઓએ માનવી ઉપર, એનાં જીવન ઉપર, માનવીના સંવેદનાત્મક આનંદ ઉપર, (અને વ્યક્તિગત-અમરત્વ અર્થાત્ મોક્ષ ઉપર) ભાર મૂકવાને બદલે માનવીની ઐહિક કીર્તિ ઉપર ભાર મૂક્યો.

આ અર્વાચીન માનવતાવાદની વિચારસરણી વ્યક્તિસ્વાતંત્ર્યના સિદ્ધાંતની ઉદ્‌ઘોષણા કરે છે, ધાર્મિક સંન્યસ્તનો વિરોધ કરે છે અને માનવીની ઐહિક ઇચ્છાઓ અને જરૂરિયાતો સંતોષવાનો અને પૃથ્વી ઉપર આનંદમય જીવન જીવવાના એના અધિકારનો મુક્ત સ્વીકાર કરે છે.

માનવીની આ આકાંક્ષાઓનો સ્વીકાર થવો જ્યાં સુધી શક્ય બન્યો નહિ ત્યાં સુધી આ આકાંક્ષાઓ પરલોકમાં સંતોષી શકાશે એમ માનવા માનવી પ્રેરાતો.

□ □ □

## ગ્રંથાવલોકન

# લોકશાહી, લોકો અને માનવ અધિકારો*

**ઘનશ્યામ શાહ**

કોલેજ અને યુનિવર્સિટીના વિદ્વાન પ્રાધ્યાપકો જાહેર જીવનના પ્રશ્નો અંગે અવારનવાર ઔપચારિક રીતે ટીકાટીપ્પણ કરે પણ જાહેર જીવનના પ્રશ્નો પર કોઈ સ્પષ્ટ સ્ટેન્ડ લેતાં ડરે છે. જરૂર પડયે પોતાનું વ્યક્તિગત કામ કરાવવા અથવા પગાર વધારવા કે બીજા લાભ લેવા એક યા બીજા રાજકારણીઓને મસ્કા મારે પણ તેમનો રાજકારણ સાથેનો સંબંધ વ્યક્તિગત લાભાલાભ પૂરતો સીમિત રહે. 'રાજકારણમાં આપણું કામ નહિ' એમ કહેતા આપણે ઘણા પ્રાધ્યાપક મિત્રોને સાંભળીએ છીએ. ગુજરાતમાં આ પ્રવાહથી પર કેટલાક પ્રાધ્યાપક મિત્રો છે જેઓએ સમાજવિજ્ઞાનને ફક્ત રોટલો રળવાનું સાધન માન્યું નથી. સમાજ પરિવર્તનમાં પોતાનું યોગદાન આપવા તેમણે તેમની રીતે પ્રયત્ન કર્યો છે. આમાંના એક તે રાજ્યશાસ્ત્રના પ્રાધ્યાપક શ્રી પુરુષોત્તમ ગણેશ માવળંકર. તેઓ કોલેજના આચાર્ય હતા અને વર્ષોથી તેઓ લાસ્કી ઈન્સ્ટીટ્યુટ ચલાવે છે. અમદાવાદ મતવિસ્તારમાંથી તેઓ સંસદ સભ્ય તરીકે ચૂંટાઈ આવ્યા હતા, સંસદની તેમની કામગીરી દરમિયાન તેમને પોતાને લાગ્યું તે રીતે જુદા જુદા પ્રશ્નો પર પોતાનું આગવું સ્ટેન્ડ લીધું. સામાન્ય રીતે 'Yes Minister' થી આપણે વાકેફ છીએ કે જેઓ પ્રધાનોની અને સત્તાધારી પક્ષની 'હા' માં 'હા' કરે. માવળંકર 'No Sir' કહેવા માટે જાણીતા છે. આજે જ્યારે રાજકારણ વ્યક્તિલક્ષી બન્યું છે જેમાં ટૂંકા ગાળાની દૃષ્ટિ છે ત્યારે જાહેરજીવનનાં મૂલ્યો ટકાવવા પ્રયત્ન કરતા માવળંકરનો ગુજરાતના જાહેર જીવનમાં ફાળો મહત્ત્વનો છે. પ્રસ્તુત પુસ્તક માવળંકરના વિચારો જાણવા માટે ઉપયોગી છે. આ પુસ્તક ત્રણ ભાગમાં વહેંચાયેલું છે, એક ભાગ લોકશાહી, બીજો ભાગ જાહેર જીવન અને ત્રીજો ભાગ સામાન્ય ચૂંટણી અંગે છે. અલબત્ત આ ત્રણે ભાગ એકબીજા સાથે સંકળાયેલા છે. આ પુસ્તકનું મુખ્ય હાર્દ મૂલ્યોની જાળવણી અંગે છે. તેઓ જાહેરજીવનમાં પડેલા આગેવાનોને, વિદ્વાનોને અને સામાન્ય લોકોને વ્યક્તિગત હિતથી પર રાષ્ટ્રીય અને નૈતિક મૂલ્યો જાળવવા માટે અપીલ કરે છે. જાહેરજીવનમાં મૂલ્યોનું જે પતન થઈ રહ્યું છે તે તરફ તેમનો ઉદ્વેગ પણ આ પુસ્તકમાં વારંવાર દેખા દે છે. માવળંકરે લોકશાહી, જાહેરજીવન અને ચૂંટણી અંગે મતદારોની ફરજો વિશે જે કંઈ વાત કહી છે તે તે વિશે ભાગ્યે જ મતભેદ હશે. પણ જાહેરજીવન શા માટે કથળી ગયું છે? શા માટે મતદારો જાગ્રત થઈ મતદાન કરતા નથી? વગેરે અંગે માવળંકર પૃથક્કરણ કરતા નથી; અથવા આ બધા અંગે એમનો જવાબ એવો હોઈ શકે કે માણસ જાતનું જ પતન થઈ રહ્યું છે; એ દિવસે દિવસે નિષ્ઠાહીન બનતો ચાલ્યો છે. આનો ઉપાય માણસને

...

* પુરુષોત્તમ ગણેશ માવળંકર, લોકશાહી, જાહેર જીવન અને સામાન્ય ચૂંટણી, અમદાવાદ, સંનિષ્ઠ પ્રકાશન, ૧૯૮૪

—દરેકે દરેક વ્યક્તિને સુધારવાનો છે. વાત ખોટી નથી પણ તે પૂરતી નથી. ગૌતમ બુદ્ધથી માનવને સુધારવાની માનવમૂલ્યોના જતનની વાત થાય છે પણ માનવસમાજમાં વોહી રફતાર ચાલે છે અને કદાચ ચાલ્યા કરશે. અને આમ જ હોય તો રાજ્યશાસ્ત્રના અભ્યાસીનું આ પરિસ્થિતિ સમજવા માટેનું પ્રદાન શું ?

મધ્યમવર્ગના વિદ્વાનો જ્યારે લોકશાહીની ચર્ચા કરે છે ત્યારે તેમની વાતનું કેન્દ્ર સ્થાન મુક્ત વિચાર અને વાણી સ્વાતંત્ર્ય પૂરતું મર્યાદિત રહે છે. વિચાર અને વાણી સ્વાતંત્ર્ય જરૂરી છે પણ ફક્ત એનાથી લોકશાહી ચાલી ન શકે. જે સમાજમાં લગભગ અડધા લોકો ગરીબાઈ રેખા નીચે, જેમને બે ટંક ખાવાનાં વલખાં છે, તે સમાજમાં વાણી સ્વાતંત્ર્ય મુઠ્ઠીભર વ્યક્તિઓ સુધી જ કમનસીબે સીમિત રહે છે. જ્યાં સુધી બહુજન સમાજને સ્વતંત્ર વિચાર કરવા માટેની જે પૂર્વશરતો છે—બે ટંક પૌષ્ટિક આહાર, રહેઠાણ, વસ્ત્ર, શિક્ષણ અને આરોગ્યની પૂરતી સુવિધાઓ તે પૂરી ન થાય ત્યાં સુધી લોકશાહી-નાં મૂળ ઊંડાં જઈ ન શકે. માવળંકર પોતે જ કહે છે, 'આર્થિક અસમાનતા લોકશાહીને ખૂબ નબળી પાડે છે. ગરીબાઈની ઊંડી અને વ્યાપક ખીણ વચ્ચે દેખાતાં સંપત્તિનાં થોડાંક શિખરો લોકશાહીને ભરખી જતાં વાર નહિ લગાડે' (૪) આર્થિક અસમાનતા ઓછી કરવી એ લોકશાહી માટે ખૂબ જ મહત્ત્વની છે; આમ છતાં માવળંકરે આ પ્રશ્નને આ પુસ્તકમાં ચર્ચવાનું ટાળ્યું છે. ૧૦૦ પાનાંના પુસ્તકમાં ભાગ્યે ૧૦ લીટી આર્થિક માળખા અંગે છે. જ્યારે તેઓ સંયુક્ત રાષ્ટ્રસંઘની માનવ-અધિકારની ઘોષણા અંગે નોંધે છે ત્યારે પણ તેઓ 'વિચારસ્વાતંત્ર્ય' અને 'વાણીસ્વાતંત્ર્ય'ના અધિકારની નોંધ લે છે. પણ આ ઘોષણા પત્રમાં 'આર્થિક સમાનતા,' 'જીવન જીવવાનો અધિકાર' વગેરે અધિકારો અંગે જે આર્ટિ-કલ્સ છે તેનો નિર્દેશ પણ લેખક કરતા નથી.

લોકશાહીમાં 'લોકો' કેન્દ્રસ્થાને છે; લોકમત લોક-શાહીનું હાર્દ છે. પણ આ લોકો એટલે કોણ ? બ્રિટિશ રાજ્યશાસ્ત્રી લૉર્ડ બ્રાઈસને ટાંકી માવળંકર ત્રણ પ્રકાર-ના લોકો જણાવે છે : (૧) અભ્યાસી નિષ્ણાતો; (૨) જાણકાર રસિકજનો; (૩) સર્વસામાન્ય પ્રજાજનો. અહીં સૌ લોકોનાં આર્થિક હિતો એકસરખાં છે, તેવું અભિપ્રેત છે. આ ધોરણ ચર્ચાસ્પદ છે; પણ અહીં આપણે એ વાતને બાજુ પર મૂકીએ. અહીં માવળંકરનું વર્ગીકરણ રાજકીય બાબતોમાં કોણ કેટલો રસ લે છે, તે પર આધારિત છે પણ કોણ શા માટે રાજકારણમાં વધારે કે ઓછો રસ લે છે તે અંગે લેખક ચર્ચા કરતા નથી. જોકે રાજ્યશાસ્ત્રમાં આજે આ અંગે અનેક અભ્યાસો પ્રાપ્ત છે. ખેર ! માવળંકરની દૃષ્ટિએ આજની લોકશાહીને મજબૂત કરવાની અને ટકાવવાની 'ઐતિહાસિક જવાબદારી' શિક્ષિત વર્ગની છે. (૨૩) તેઓ કહે છે, 'લોકશાહી પ્રજાસત્તાકનું સાર્વભૌમત્વ અને ગૌરવ સાચવવાનો વિશેષ ધર્મ શિક્ષિતોનો છે પ્રજાસત્તાકને ઈષ્ટ વળાંક આપવાનું કર્તવ્ય એમણે બજાવવાનું છે. પ્રજાસત્તાકના માર્ગદર્શક બનવું અને પ્રજાનું નેતૃત્વ કરવું એ કેવું મોટું આહ્વાન છે ! આપણે સહુ ભણેલાંઓએ આપણો જુસ્સો અને મિજાજ લોકશાહીને મજબૂત કરવામાં વાપરવો જ જોઈએ ! (૨૭) સવાલ ઊભો થાય છે કે શિક્ષિત વર્ગમાં આ કામ કરવાની ક્ષમતા, અને અભિગમ છે ખરાં ? માવળંકર પોતે જ નોંધે છે, 'ભણેલાંઓ ગણતરીબાજ થાય છે, પણ સાહસિક બનતા નથી !... કહેવાતાં આ ભણેલાંઓ રોજ રોજ નર્યા સ્વાર્થમાં વધુ ને વધુ રાચે છે.' (૬૭) 'વેરવૃત્તિ માત્ર રાજકીય ક્ષેત્રમાં નથી; કમભાગ્યે, શિક્ષણ જેવાં ક્ષેત્રોમાં પણ કિન્નાખોરી અને વેર લેવાની વિચિત્ર અને વાંધાભરી રીતિનીતિ જોવા મળે છે'. (૫૮) આ શિક્ષિતો ને સમાજના બીજા વર્ગ કરતાં જુદા ગણી એની પાસે સવિશેષ અપેક્ષા રાખવી તે દિવસે તારા જોવા જેવું નથી ?

'ચૂંટણી એટલે ઓછામાં ઓછા વિવિધ અને વિરોધી વિકલ્પો વચ્ચે પસંદગી' (૮૩) સૌ નાગરિકોએ

ચૂંટણીમાં મત આપવો તે તેમની પવિત્ર ફરજ છે. માવળંકરની આ વાત સાથે બહુ અસંમતિ ન હોય તેવું બને પણ આ ચૂંટણી વખતે મેં કેટલાક મતદારો સાથે વાતચીત કરી હતી; જેમાંથી કેટલાકે એવું કહ્યું કે ચૂંટણીમાં વિકલ્પ જ નથી હોતો; લગભગ બધા જ સરખા હોય છે. એક ખૂબ જ શિક્ષિત મતદારે કહ્યું; 'મારા માટે આગળ ખાઈ અને પાછળ કૂવો છે, કોને પસંદ કરવો?' બીજા એક મતદારે કહ્યું કે 'અહીં (સુરત મત વિસ્તારમાં) કોંગ્રેસ (આઈ) અને ભારતીય જનતા પક્ષ વચ્ચે મારે ઉમેદવાર પસંદ કરવાનો છે. બન્નેના આર્થિક કાર્યક્રમોમાં મૂળભૂત ભેદ નથી. વળી એક પક્ષના કાર્યકરોએ દિલ્હીમાં ખુલ્લેઆમ શીખ ભાઈઓના ખૂન કરાવ્યા; અને બીજા પક્ષે વડોદરાનાં કોમી રમખાણોને બહેકાવવાની જેની જવાબદારી છે તેવાને ટિકિટ આપી. બન્ને પક્ષો સરખા જ કોમવાદી છે. કોને પસંદ કરવા?' કારખાનામાં કામ કરતા એક કામદારે કહ્યું, 'ચૂંટણીમાં વિકલ્પ હોતો જ નથી. બધા જ પક્ષો કારખાનાના માલિકોના હિતનું રક્ષણ કરે છે; તેમની મદદથી ચૂંટણી લડે છે; એટલે અમે મત આપીએ કે ન આપીએ તેથી અમારા જીવન પર શું અસર પડશે?' આ ઉત્તરો રાજ્યશાસ્ત્રના અભયાસીઓએ ગંભીરતાપૂર્વક વિચારવા પડશે. રાજ્ય, લોકશાહી, ચૂંટણી વગેરેના જૂના વિચારો આપણને નવી પરિસ્થિતિ અને પડકારોને ઝીલવા માટે પૂરતા નથી. આજે જરૂર છે નવી રીતે વિચાર કરવાની વાસ્તવિક પરિસ્થિતિનું પૃથક્કરણ કરવાની.

# કોમી વિખવાદ અને રમખાણનું રાજકારણ

**પ્રિયવદન પટેલ**

**ભા**રતીય ઉપખંડના સાંપ્રત રાજકારણમાં કોમવાદનું પરિબળ એક વિશિષ્ટ પરંતુ કડવી ભૂમિકા ભજવી ચૂક્યું છે. અસંખ્ય ઉપલબ્ધ ઐતિહાસિક પુરાવાઓ આ હકીકતનું સમર્થન કરે છે. ભારતીય ઉપખંડના ભાગલા પડયા પછી એવું મનાતું હતું કે કોમી વિખવાદ અને રમખાણના રાજકારણની પરંપરા ઢીલી પડી સ્વનષ્ટ થશે. પરંતુ, સ્વાતંત્ર્યોત્તર ભારતમાં તેમ થવાને બદલે પરિસ્થિતિએ જુદો જ વળાંક લીધો છે તે હકીકત સહેજે ધ્યાન ખેંચે તેવી છે. ૧૯૪૭ના ભાગલા બાદ, હિંદુ-મુસ્લિમ સંબંધોનું નવું પ્રકરણ લખાવાની નેમ અને સ્વપ્ન ભ્રામક તથા છેતરામણાં નીવડયાં છે, એ અત્યંત દુઃખદ અને નિરાશાજનક બાબત છે.

આઝાદી પછીના ભારતમાં કોમી વિખવાદ અને રમખાણોના બનાવો ઉત્તરોત્તર વધતા જ ગયા છે. તેથી સમાજવિજ્ઞાનના અભ્યાસીઓ ચિંતિત બની, મોડે-મોડે પણ કોમી સંબંધોનાં સ્વરૂપ અને સમસ્યામાં રસ લેતા થયા છે. સંસદીય લોકશાહીની રાજકીય પ્રક્રિયામાં કોમી ધોરણે ભાગ લઈ, આર્થિક-રાજકીય લાભ લેવા જતાં એક યા બીજી કોમની પરસ્પર કોમી લાગણીઓ ઉશ્કેરાઈ તથા કોમી માનસ છંછેડાયું છે. એની વિકૃત અસરો સમગ્ર સાંપ્રત ભારતીય સમાજ અનુભવી રહ્યો છે. કોમી ઉશ્કેરાટ, સંઘર્ષ, વિખવાદ અને હિંસક બનાવોના ઉદ્ભવમાં કયાં પરિબળોએ કયાં, કેવા સામાજિક સંજોગોમાં કેવો ભાગ કેમ ભજવ્યો તે તપાસવું અને જાણવું અત્યંત મહત્ત્વનું બન્યું છે ભારતીય બંધારણમાં સ્વીકારાયેલા બિન-સાંપ્રદાયિકતાના સિદ્ધાંતોની ધરાર અવગણના અને અવારનવાર હળાહળ ઉલ્લંઘન થતું જ રહ્યું છે. તેના સૂચિતાર્થો તપાસવા જોઈએ.

# કોમી વિખવાદ અને રમખાણનું રાજકારણ

આ ગ્રંથસમીક્ષામાં આવરી લેવાયેલું પુસ્તક*, સ્વતંત્ર ભારતમાં કોમી વિખવાદ અને રમખાણના એક સંનિષ્ઠ, પીઢ અને નીવડેલા અભ્યાસી તેમ જ (દાઉદી વહોરા) સમાજ સુધારકના અથાક પ્રયાસોની નીપજ છે. આ સંપાદિત પુસ્તકમાં કોમવાદી રાજકારણની સમગ્ર સમસ્યાને બૃહદ સ્વરૂપમાં સમજવાના થયેલા વિવિધ પ્રયાસોનો ઉપયોગી સંચય થયો છે. ઈન્સ્ટીટયૂટ ઓફ ઈસ્લામિક સ્ટડીઝ અને ઈખ્વાનુસ સફા ટ્રસ્ટ (મુંબઈ) દ્વારા ૧૯૮૧માં આયોજિત સેમિનારમાં રજૂ થયેલા અભ્યાસ-લેખો તથા તે સિવાય અન્યત્ર પ્રસિદ્ધ થયેલા પરંતુ વિષયને સ્પર્શતા ઉપયોગી અભ્યાસ-લેખોને સંપાદકે આ પુસ્તકમાં એકત્રિત કર્યા છે. સંપાદકે કોમી સમસ્યા પર ઉપલબ્ધ છૂટાછવાયાં લખાણોને ગ્રંથસ્થ કરી, આ વિષય સાથે સંકળાયેલા સમૂચા વિચારવમળ તથા બનાવોની વૈવિધ્યપૂર્ણ વિગતને સળંગસૂત્રતા અર્પી એક વિશિષ્ટ કામગીરી બજાવી છે. આમ, વિષયની અર્થસભર ચર્ચા, વૈચારિક સ્પષ્ટતા તથા ઉપયોગી વિશ્લેષણ માટે જરૂરી સામગ્રી પુસ્તક સ્વરૂપે એક જ સ્રોતમાં ઉપલબ્ધ થવાથી પુસ્તકનું મહત્ત્વ વધ્યું છે.

આ પુસ્તકનાં કુલ તેવીસ પ્રકરણોને મુખ્યત્વે ત્રણ વિભાગમાં વહેંચી શકાય. પરંતુ પુસ્તકમાં સ્વતંત્ર મથાળાં હેઠળ તદ્દન દેખીતા અને સ્પષ્ટ વિભાગો નથી. શરૂઆતનાં પ્રકરણોમાં આવરી લેવાયેલા અમુક લેખો કોમી રમખાણની ઉત્પત્તિ અને સ્વરૂપને સૈદ્ધાંતિક તથા વિદ્યાકીય દૃષ્ટિકોણથી ચર્ચે છે. પહેલા વિભાગોના લેખોમાં થયેલી વિવિધ વિદ્યાકીય ચર્ચાઓને પુરાવાદર્શી તથા પૂરક ક્ષેત્ર સામગ્રીના સંદર્ભમાં મૂલવવાના હેતુથી બીજા વિભાગમાં જે લેખોનો સમાવેશ થયો છે તે વીસમી સદીના સાતમા-આઠમા દાયકામાં થયેલા અત્યંત હિંસક કોમી રમખાણોના પ્રથમદર્શી તપાસ અહેવાલો તથા વિશ્લેષણ સ્વરૂપમાં છે. આ બે ખાસ્સા સ્પષ્ટ વિભાગોની આગળ-પાછળ પથરાયેલા જૂજ લેખો, પુસ્તકમાં સંચિત લેખો પર પ્રસ્તાવનારૂપે, પોલીસ તથા અખબાર આલમની કોમી વિખવાદ કે રમખાણની પરિસ્થિતિમાં ભૂમિકા તથા લઘુમતી પંચ-સૂચિત કોમી સંસ્થાની વ્યાખ્યા અને કાર્યક્ષેત્ર મર્યાદાના પરિચ્છેદ અંગેના છે. આમ ત્રીજો વિભાગ વિષય પર સામાન્ય માહિતી પૂરી પાડે છે. પ્રસ્તુત ગ્રંથ-સમીક્ષામાં ત્રણેય વિભાગના બધા જ લેખોને સરખો ન્યાય આપવો એ સહેજ અસંભવ બાબત છે. માટે સમગ્ર પુસ્તકમાં ઉપસ્થિત થતા પાયાના મુદ્દાઓને તારવીને મોટા ભાગના લેખોની સ્વતંત્ર ચર્ચા કરવી યોગ્ય માન્યું છે.

સંપાદકે કોમી રમખાણના અભ્યાસ માટે ભારતનો સ્વાતંત્ર્યોત્તર કાળ એક ચોક્કસ હેતુથી પસંદ કર્યો છે. સ્વાતંત્ર્યોત્તર કાળની પસંદગી માટે સંપાદકનું માનવું છે કે ભાગલા પછીની કોમી અને જ્ઞાતિ હિંસાના સ્વરૂપ અને પ્રમાણમાં ધરમૂળથી ફેરફાર થયા છે. સ્વતંત્ર ભારતના 'સામાજિક-રાજકીય ક્ષિતિજ પર નવાં પરિબળો' પ્રવેશ્યાં છે. કોમી અથવા જ્ઞાતિ હિંસાની ઉત્પત્તિમાં આ નવાં પરિબળોએ અગત્યનો ભાગ ભજવ્યો છે. સંપાદકનું બીજું મહત્ત્વનું અનુમાન એ છે કે સમગ્ર રીતે જોતાં, ભારત એક મંદગતિ વિકાસશીલ દેશ રહ્યો છે. જ્યારે એના ચૂંટણીકેન્દ્રિત રાજકારણે ખૂબ જ ઝડપથી લોકોમાં વધારેલી રાજકીય સભાનતાની સાથોસાથ લોકોની અપેક્ષાઓ અને આકાંક્ષાઓને પણ ઊંચે ચગાવી છે. સામાન્ય રીતે વિકાસની પ્રક્રિયા વેરવિખેર સમાજમાં સંયોજકનો ભાગ ભજવતી હોવાનું મનાય છે. પરંતુ 'અસમાન વિકાસ' અને 'મંદ વૃદ્ધિ દર'ને લીધે આ પ્રક્રિયા કયારેક ભાગલાવાદી વૃત્તિઓ, આંતર-પ્રાદેશિક વિખવાદી તથા આંતર-કોમ હિંસામાં પરિણમે છે.

તદ્ઉપરાંત, અન્ય એક અનુમાન એવું છે કે

......

* અસગર અલી એન્જિનિયર, એડિટેડ, કોમ્યુનલ રાયટસ ઇન પોસ્ટ-ઇન્ડિપેન્ડન્સ ઇન્ડિયા (મુંબઈ: સંગમ બુકસ, ૧૯૮૪), પૃષ્ઠ સંખ્યા ૩૩૧, કિંમત રૂ. ૧૨૫.

સામાજિક હિંસાની ગતિશીલતા (Dynamics of Social Violence) પૂરેપૂરી સમજવા માટે એનું 'વર્ગ-પાસું' અચૂક તપાસવું જોઈએ. રમખાણે ચઢેલી કોમોના સ્થાપિત વર્ગ-હિતો, આવી રમખાણગ્રસ્ત પરિસ્થિતિમાં પોતાની કોમની અસ્મિતા અને સભાનતાનાં જાહેરમાં બણગાં ફૂંકી, એનો સ્વહિત-વર્ધન કે રક્ષણ માટે સફળતાપૂર્વક ઉપયોગ કરી આર્થિક-રાજકીય લાભ ખાટી ગયાનું જણાયું છે. કોમી હિંસાને ભડકાવવામાં બળતણરૂપ બનતાં અનેક પરિબળોમાંનું આ એક મહત્ત્વનું પરિબળ છે. આગળ ઉલ્લેખ કર્યો તેમ, સૈદ્ધાંતિક સૂત્રીકરણો કે નિરૂપણો (Theoretical Formulations) ગમે તેટલાં ચોક્કસ હોય તથા વિદ્યાકીય વિશ્લેષણ ગમે તેટલું તલસ્પર્શી હોય છતાંય કોમી સમસ્યાને સ્પર્શતાં અમુક રહી ગયેલાં પાસાં ફક્ત ક્ષેત્ર તપાસ દ્વારા જ સમજી શકાય.

સંપાદકનું માનવું છે કે ૧૮૫૭નો બળવો અને ૧૯૪૭ના ભાગલા, એ બે બનાવોના ઐતિહાસિક વચગાળામાં થયેલાં કોમી રમખાણો મહદ અંશે ધાર્મિક સ્વરૂપના હતાં અને ભાગ્યે જ એની પાછળ કોઈ રાજકીય હેતુઓ હતા. આ સમયગાળામાં થયેલાં 'ધાર્મિક રમખાણો' ધર્માંધતાને લીધે એકદમ જ ફૂટી નીકળતાં જ્યારે તાજેતરનાં કોમી રમખાણો ફક્ત રાજકીય હેતુકેન્દ્રિત રહ્યાં નથી પરંતુ તેમના ઉદ્‌ભવની પશ્ચાદ્‌ભૂમિકામાં એક યા બીજી માગણીઓ (જેવી કે આર્થિક, ધાર્મિક-રાજકીય, સાંસ્કૃતિક, ભાષાકીય કે પ્રાદેશિક) રહેલી છે. ઉ. ત. મુસ્લિમોના અંગત કાયદાને સંડોવતા આંદોલનમાં ફક્ત ધાર્મિક જ નહિ પરંતુ ધાર્મિક-રાજકીય પરિબળોએ વિશેષ ભાગ ભજવ્યો છે. સમાજવિરોધી તત્ત્વોની વ્યવસ્થિત સામેલગીરીથી થતાં તાજેતરનાં રમખાણોમાં વિરોધી કોમ પર હુમલાઓના લક્ષ્યાંકો નક્કી કરી ત્રાટકવામાં ઝીણવટભર્યું આયોજન થયાનું માલૂમ પડ્યું છે. આમ, સુઆયોજિત રમખાણોના કારણે હિંસા, ત્રાસ, અત્યાચાર અને બર્બરતાનું પ્રમાણ અનેક ગણું વધ્યું છે.

એ. આર. દેસાઈનો લેખ ('ભાગલા પછીના ભારતીય સંઘમાં જ્ઞાતિ અને કોમી હિંસા.' પાનાં: ૧૦-૩૨) સ્વતંત્ર ભારતમાં આચરાયેલી જ્ઞાતિ અને કોમી હિંસાના પ્રમાણ તથા મુખ્ય પાસાંઓને વર્ણવે છે. તેમનું કહેવું છે કે અમુક કારણોસર કોમી હિંસાનો વિષય સ્વતંત્ર ભારતમાં ખાસ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. સત્તાધારી વર્ગે આઝાદ ભારતની જે કલ્પના કરી હતી તે સાકાર નથી થઈ. લેખકને બંધારણીય જોગવાઈઓ અને આર્થિક આયોજન દ્વારા સામાજિક દૂષણોને નામશેષ કરવાની વાત જ સ્વીકાર્ય નથી. નવસમાજની રચના માટેની માન્યતાઓ જ ખોટી છે. દેસાઈ લખે છે કે દેશના રાજકર્તાઓએ છેલ્લાં પાંત્રીસ વર્ષમાં ગરીબો અને શોષિતો સાથે ફક્ત ભ્રામક સ્વપ્ના અને વચનોનો વેપલો જ કર્યો છે. ૧૯૬૦ પછી વધેલી જ્ઞાતિ અને કોમી હિંસાના ભડકામાં શહેરી તથા ગ્રામ્ય જીવન લપેટાયું છે. ઉચ્ચ જ્ઞાતિઓ, વર્ગો, તથા લઘુમતી (ધાર્મિક) કોમોના અમુક પ્રબળ તત્ત્વોએ વ્યવસ્થિત હુમલાઓ કરી, તાજેતરના દાયકામાં સમગ્ર પરિસ્થિતિને સાચે જ સ્ફોટક બનાવી છે. ધનિક તથા જબરા જમીનદારો અને અન્ય વર્ગોએ હરિજનો પર કરેલા વિવિધ અત્યાચારોએ માઝા મૂકી છે.

રાજ્ય ગરીબોના ઉદ્ધારને નામે આર્થિક કારભાર કરે છે પરંતુ ફાયદો તો બળિયા સામાજિક-આર્થિક વર્ગને જ થયો છે. બીજા શબ્દોમાં કહીએ તો, આયોજિત આર્થિક વિકાસે ગરીબીકરણની પ્રક્રિયાને જ વેગ આપ્યો છે. ગ્રામ્ય ભારતમાં જમીનવિહોણીકરણ તથા પ્રવર્તિત ફુગાવાએ ખરીદશક્તિમાં કરેલા ઘટાડાને લીધે, લોકજીવન ખૂબ જ વિકટ, પાંગળું અને મુશ્કેલ બન્યું છે. આથી વધતી જતી કોમી કે જ્ઞાતિ હિંસાને હકીકતમાં તો ગરીબો, શોષિતો અને પદદલિત લોકોએ જ સહન કરવી પડે છે. રાજ્ય 'કલ્યાણ રાજ્ય' હોવાનો ઢોંગ કરે છે પરંતુ હકીકતમાં તો શોષણખોર માળખું અને પ્રથા બદલવા રાજ્ય અસમર્થ છે. કોમી વિખવાદ અને રમખાણ પર ચર્ચા કરતાં દેસાઈ જણાવે છે કે ૧૯૮૦ સુધીમાં કોમી રમખાણના ૫,૦૦૦

કિસ્સા નોંધાયા છે. મુસ્લિમોએ સવિશેષ સહન કરવું પડયું છે. તેઓ જણાવે છે કે કોમી રમખાણો શહેરોમાં વધારે થાય છે તેમ જ સુઆયોજિત બન્યાં છે. કોમી રમખાણોના બનાવોમાં પણ મુખ્યત્વે તો ગળાકાપ આર્થિક-ધંધાકીય સ્પર્ધા જ રહી છે. બંને કોમના પરસ્પર વેપાર-હિતો આર્થિક સ્પર્ધામાં ટકવા કોમી રમખાણ અને વિખવાદના નુસખા અને ચાલબાજી અજમાવે છે. કોમી હિંસાને નાથવાના કેટલાક પ્રયાસોની દેસાઈ સમાલોચના અને વિવેચન કરે છે. તેમનો નિષ્કર્ષ એ છે કે સત્તાધારી વર્ગોએ ધર્મના નામે લોકોની ઉશ્કેરણી કરી એમની શોષણ સામેની અખંડ લડત ખંડિત કરી છે. આ કાવતરું એકલ-દોકલ રાજકીય કે સામાજિક સંસ્થાનું નથી પરંતુ સમગ્ર ભારતીય ધનિક વર્ગની ચાલબાજી છે. તેઓ ગંભીર ચેતવણીના સૂર સાથે વિરમે છે કે જ્યાં સુધી મૂડીવાદી વિકાસની કેડી નહિ ત્યજાય ત્યાં સુધી કોમી અને જ્ઞાતિ હિંસાની પરિસ્થિતિ યથાવત્ રહેશે. તદ્‌-ઉપરાંત, જ્યાં સુધી રાજ્યની વિકાસ પ્રક્રિયાનો લાભ પામેલા નવધનિકો અને મોટા જમીનદારો રાજ્ય પર કબજો જમાવી રાખશે ત્યાં સુધી કોમી અને જ્ઞાતિ હિંસા વણનાથી રહેશે.

સંપાદક-લેખક અસગરઅલી એન્જિનિયરનો ટૂંકો પરંતુ મુદ્દાસરનો લેખ ('ભાગલા પછી ભારતમાં થયેલાં કોમી રમખાણોનાં કારણો', પાના : ૩૩–૪૧) કેટલાક અગત્યના સવાલ ઊભા કરે છે. જેવા કે, ભાગલા પહેલા અને પછી થતી કોમી હિંસાનાં કારણો કેટલા અંશે, સ્વરૂપે કે પ્રમાણમાં એકસરખા અથવા જુદાં છે. સામાજિક ઘટનાઓ અટપટી તથા જટિલ હોઈ લેખકનું માનવું છે કે આવી ભારે ગંભીર અને જટિલ સમસ્યા માટે સીધા, સરળ અને ત્વરિત ઉકેલો શોધવા મુશ્કેલ છે અને મોટે ભાગે અશક્ય છે. છતાંય, લેખક આ સમસ્યાનાં અમુક સ્પષ્ટ લક્ષણો તથા સર્વસામાન્ય પાસાંઓ શોધવાનો પ્રયત્ન કરે છે. એમનું કહેવું છે કે કોમી રમખાણો થવાનાં અનેકમાંનું એક કારણ ધાર્મિક નહિ પરંતુ રાજકીય છે. જે તે કોમના અગ્રણીઓ કોમી સંવેદના અને ધાર્મિક લાગણીઓને હોંશિયારીથી ઉશ્કેરી પોતાના સંકુચિત રાજકીય, આર્થિક અને સાંસ્કૃતિક ધ્યેયો તથા મહત્ત્વાકાંક્ષાઓ પાર પાડવા એને કોમી સ્વરૂપ આપી, સમગ્ર કોમને નાહક સંડોવે છે. કોમી રમખાણ માટે જવાબદાર જૂનાં પરિબળો ભારેલા અગ્નિની માફક ચાલુ તો રહ્યાં જ પરંતુ અમુક નવાં પરિબળોનો ઉમેરો થયો. દેશમાં ઠેર-ઠેર થયેલાં રમખાણોમાં, આ નવા પરિબળોની કામગીરી અંગે અભ્યાસ આધારિત કેટલાંક તારણો રજૂ થયાં હતાં.

એન્જિનિયરનું માનવું છે કે મોટા ભાગનાં કોમી રમખાણો, અમુક અપવાદો સિવાય, મધ્યમ કદનાં શહેરોમાં થયાં છે. જેવાં કે અલીગઢ, જમશેદપુર, મોરાદાબાદ, ભિવાંડી, માલેગાંવ, વારાણસી, વગેરે. ૧૯૮૦ થી ૧૯૮૯ વચ્ચે થયેલાં નવ મોટાં કોમી રમખાણો જેવા કે, બિહારશરીફ, ગોધરા, અમદાવાદ, પુના, શોલાપુર, મીરત, વડોદરા અને આસામના એમના અભ્યાસ લેખો બીજા વિભાગમાં સમાવ્યા છે (પાના : ૨૩૮–૩૦૪). એમાંના ઘણા ખરા લેખો ઈકોનોમિક એન્ડ પોલિટિકલ વીકલીમાં પ્રસિદ્ધ થઈ ચૂકયા છે. કોમી રમખાણોની ક્ષેત્ર તપાસ અને અભ્યાસમાં એન્જિનિયરે આગવું પ્રદાન નોંધાવ્યું છે જે સુવિદિત છે. બનાવોની વિગતો મેળવીને સળંગસૂત્રતાપૂર્વક વર્ણન કરવાની એમની હથોટી આ વિષયના અભ્યાસીઓમાં જાણીતી છે. એમને લાગ્યું છે કે આ શહેરોમાં થયેલાં રમખાણોનું મૂળ કારણ એમના ઉપલબ્ધ સામાજિક ઢાંચામાં રહેલું છે. શહેરી મધ્યમવર્ગ વસ્તીનું ધાર્મિક-સામાજિક વિચાર-વર્તન મોટાભાગે રુઢિચુસ્ત અને કોમી ભેદભાવવાળું હોવાથી તથા શહેરી નેતૃત્વ બહુધા મધ્યમવર્ગી (ડોકટર અને વકીલ જેવા) ધંધાદારીઓ તેમ જ નાના વેપારીઓના હાથમાં હોવાથી કોમી રમખાણો થાય છે. બીજું એ કે. જ્યાં અમુક નાના પાયાની (કારીગરી આધારિત) આર્થિક પ્રવૃત્તિ અથવા ઉદ્યોગો વિકસ્યા છે ત્યાં મુસ્લિમો સારું પામ્યા છે. મોટાભાગે મુસ્લિમોની આ નવસમૃદ્ધિએ

તીવ્ર આર્થિક-સામાજિક સ્પર્ધા જન્માવી હોવાથી, એક યા બીજા બહાના હેઠળ કોમી વિખવાદ –રમખાણ થાય છે. આર્થિક સધ્ધરતાએ મુસ્લિમોમાં રાજકીય મહત્ત્વાકાંક્ષા વધારી છે જે ઘણીવાર સ્થાનિક અને હયાત નેતૃત્વ સાથે કોમી સંવેદનોના જોર બાથંબાથીનું સ્વરૂપ પણ લે છે. આ મુદ્દો ૧૯૭૦ના ભિવંડી રમખાણના અભ્યાસ દ્વારા દર્શાવાયો છે. ત્રીજું એ કે, જ્યાં કોમી આગેવાની શિક્ષિત તથા માહિતગાર અને મોટાભાગની વસ્તી અભણ તથા પછાત હોય ત્યાં આ પ્રકારની કોમી હિંસા ઉદ્ભવતી વિશેષ માલૂમ પડી છે. મંદગતિશીલ અર્થતંત્ર અને આર્થિક સાધનોની કાયમી ઊણપ-અછત, રાજકીયક્ષેત્રે ખોટાં અને રાષ્ટ્રીય એકતાને નુકસાનકર્તા કોમી સમીકરણમાં પરિણમે છે. કોમી અસ્મિતાનો સંકુચિત અને સ્વાર્થી હિત માટે દુરૂપયોગ થાય છે. મોરાદાબાદનાં કોમી રમખાણોમાં પણ આવી ભાત જોવા મળ્યાનું જણાયું છે. એન્જિનિયર જણાવે છે કે સ્થાનિક પરિબળોની સાથોસાથ રાષ્ટ્રીય કક્ષાએ સમગ્ર પરિસ્થિતિ યથાવત્ રાખવા મથતાં પરિબળો પણ જરૂર પડે કોમી હિંસા ભડકાવવામાં સીધી અથવા આડકતરી રીતે મહત્ત્વનો ભાગ ભજવતાં હોય છે.

કોમવાદીઓએ મધ્યયુગીન ભારતીય ઈતિહાસનો સંકુચિત સ્વાર્થ માટે દુરૂપયોગ કર્યો છે તે ડી.આર. ગોયલના લેખમાં ('ભારતમાં કોમવાદના ઉદ્ભવ પર નિરીક્ષણો,' પાના : ૪૨–૫૦) સ્પષ્ટ થાય છે. હિંદુ તથા ભારતીય સત્તાધીશો વચ્ચેના વિખવાદોને ધર્માધિત ગણી બંને કોમોના કોમી વેરઝેર સમજવાના પ્રયાસ ભૂલભરેલા છે. ગોયલનું કહેવું છે કે આ એક જૂઠાણું છે. રાજકીય વિખવાદો, યુદ્ધો, વિજયો કે પરાજયો ધર્મની ધજા આગળ ધપાવવા કે એના રક્ષાર્થે થયેલા એમ માનવું નરી વિદ્યાકીય બાલિશતા છે. કોમી વિખવાદ ધર્મને લીધે નહિ પરંતુ સ્પષ્ટ આર્થિક તથા રાજકીય હિતવર્ધન પ્રવૃત્તિઓનું પરિણામ છે. સ્થાપિત હિતોની ચાલબાજીઓ અને પ્રવૃત્તિઓમાં જ કોમી રમખાણનાં મૂળિયાં શોધવા જોઈએ. એન.સી. સક્સેના એમના લેખમાં ('ભારતમાં કોમી રમખાણોનો ઉદ્ભવ અને સ્વરૂપ,' પાના : ૫૧–૬૭) કોમવાદ સમજવા વપરાતી સમાજશાસ્ત્રીય વિભાવનાઓ અને પરિભાષાની ચર્ચા કરે છે. એમનું માનવું છે કે કોમી પૂર્વાગ્રહ, વિખવાદ અને હિંસા એકબીજા સાથે સંકળાયેલા તેમ જ એકબીજાથી સ્વતંત્ર પણ છે. લેખક ત્રણેયના સ્વતંત્ર અભ્યાસની હિમાયત કરે છે. કોમી પૂર્વારાગ કે વિખવાદને રમખાણમાં ફેરવવામાં અમુક પરિસ્થિતિ ખાસ ભાગ ભજવે છે. જેવી કે, સરકારમાં નામશેષ વિશ્વાસ, તીવ્ર અસલામતી કે વંચિતતાની લાગણી, પૂર્વાગ્રહો અને રુઢિઓનું જોર વગેરે. ઝોયા ખલીક હસનનો લેખ ('ભારતમાં કોમવાદ અને કોમી હિંસા,' પાના : ૬૮–૮૭) પણ સ્વતંત્ર ભારતમાં કોમવાદના સામાજિક-આર્થિક આધારો અને કોમી હિંસા પાછળ રાજકીય દોરીસંચારની ચર્ચા કરે છે. વેરવિખેર અને અસમાન મૂડીવાદી વિકાસે સામાજિક પછાતપણું પેદા કર્યું છે અને તેથી કોમવાદની વૃદ્ધિ સરળ બની છે. હસન માને છે કે હિંદુ-મુસ્લિમ કોમી વિખવાદ વધારવામાં રાજકીય પક્ષોએ મોટો ભાગ ભજવ્યો છે. વિકસતી જતી વર્ગ સભાનતાને કેમ સભાનતામાં ઢાળી, સ્થાપિત હિતોની રખવાળી માટે હિંસાનો આશરો લેવાય છે.

મોઈન શકીર એમના લેખમાં ('કોમી હિંસાનું વિશ્લેષણ,' પાના : ૮૮–૧૦૩) મુખ્યત્વે કોમી હિંસાનાં કારણો અને પ્રવર્તમાન ગેરસમજોની ચર્ચા કરે છે, જેમાંના અમુક મુદ્દાઓ ગ્રંથના અન્ય લેખોમાં ચર્ચાયા છે માટે એવા મુદ્દાઓનું અહીં પુનરાવર્તન નિવાર્યું છે. ખાતરી વિનાના કોમી હિંસા-નિવારણ ઉપાયો જ હિંસાનાં કારણો બન્યા છે. કોમી કે જ્ઞાતિ રમખાણોમાં સંડોવાયેલા લોકો કયા રાજકીય ઉદ્દેશોથી પ્રેરાઈને ભાગ લે છે, પોલીસ તથા વહીવટીતંત્ર કેવો ભાગ ભજવે છે તથા હિંસાનો ભોગ બનેલા પર શું અસર થાય છે તે તપાસે છે. સાથોસાથ અહમદ, વોરા, રે, એન્જિનિયર જેવા અભ્યાસીઓનાં તારણો સાથે

અસંમતિ પણ દર્શાવે છે. મુસ્લિમોના અગ્રવર્ગની આર્થિક સમૃદ્ધિને લીધે કોમી રમખાણો થતાં હોય તો જ્યાં પરિસ્થિતિ આથી ઊલટી જ છે એવાં શહેરોમાં (ઔરંગાબાદ ૧૯૬૮, પરભણી-૧૯૬૯, પુના,-૧૯૭૩ અને અમદાવાદ-૧૯૮૨) કોમી રમખાણો કેમ થાય છે. ગોધરાનાં રમખાણો પણ 'ગરીબ અને અત્યંત પછાત' ઘાંચી મુસ્લિમો દ્વારા થયાં તેનું શું? એમના મત મુજબ એન્જિનિયરનો 'સમૃદ્ધિ-થિસીસ' ફેર-વિચારણા માંગે છે. શકીર માને કે રાજ્યશક્તિનું સ્વરૂપ, સ્પર્ધામાં સંડોવાયેલાં જૂથો અને હિંદુવાદી વિચારસરણીના પ્રણેતાઓ કોમી અને જ્ઞાતિ હિંસાની વધઘટ નક્કી કરે છે, જો કે, મૂડીપતિવર્ગની રાજકીય સત્તાની સાઠમારી અને અંકુશ માટે થતાં સંઘર્ષનું એમનું મૂલ્યાંકન (પાન : ૧૦૧) છીછરું અને ખામીયુક્ત જણાય છે. પરંતુ એકંદરે, લેખ આવકારદાયક છે.

સૈયદ શાહબુદ્દિન, સંસદસભ્ય, એમના લેખમાં ('કોમી હિંસા-બહુલતાને પડકાર,' પાના : ૧૦૪-૧૧૭) બૌદ્ધિકોની ઝાટકણી કાઢતાં લખે છે કે એમની સહિષ્ણુતા ગેરમાર્ગે દોરવાઈ છે. નાના ક્ષુલ્લક હિંસક બનાવોનો બૌદ્ધિકો જોરદાર વિરોધ કરે છે અને મોટા પાયે થતી કોમી હિંસાના મૂક સાક્ષી બને છે. શાહબુદ્દિનને લાગે છે કે કોમી હિંસાની સચોટ સમજ માટે અમુક ગેરસમજભર્યા તથા ભ્રામક ખ્યાલો જેવા કે, મુસ્લિમ હુમલાખોરી તથા ઝનૂની ધર્માંધતા અને હિંદુ રક્ષણાત્મકતા તથા સહિષ્ણુતા વગેરે ત્યજવાં જોઈએ. બન્ને પક્ષે સારાં-નરસાં તત્ત્વો હોય છે. મુસ્લિમ માનસ બરાબર સમજીને રાષ્ટ્રીય એકતા અને રાજકીયતંત્રની સ્થિરતા માટે પ્રયાસ થાય તે જરૂરી છે. હુસેન શાહિન એમના લેખમાં (પાના : ૧૬૫-૧૭૪) કોમી રમખાણોના અત્યંત જંગલી અને બર્બર સ્વરૂપને સાહિત્યિક સંદર્ભમાં છતું કરે છે. એમના લેખમાં બે મુદ્દા વિશેષ ધ્યાન ખેંચે છે. મદન પંચ તથા જિતેન્દ્રનારાયણ પંચના અહેવાલોમાંથી ફકરા ટાંકી તેઓ પુરવાર કરવા માંગે છે કે આર.એસ.એસ. અને શિવસેના જેવાં સ્થાનિક સંગઠનો હિંસક કોમી જંગલીપણા માટે જવાબદાર છે. બીજું એ કે કોમી રમખાણો પેટાવવામાં મુસ્લિમ કાવતરાખોરી જ જવાબદાર છે તે માન્યતાને પણ શાહિન રદિયો આપે છે.

ઇમ્તિયાઝ અહમદનો લેખ (પાના : ૧૧૮-૧૨૯) તામિલનાડુમાં થયેલાં ધર્માંતર, ધર્માંતર-ધમકીઓ અને અનાગતવિરોધી આંદોલનની સમીક્ષા કરી અમુક સૈદ્ધાંતિક બાબતો ચર્ચે છે. ત્યાં હરિજનોએ ઈસ્લામ-ધર્મ અંગીકાર કર્યો હોવાથી સવર્ણહિંદુઓ અને એમની જ્ઞાતિ-સંસ્થાઓનો સમગ્ર દેશમાં રોષ ભભૂકી ઊઠ્યો. એવો આક્ષેપ થયો કે આરબ નાણાંને જોરે આ ધર્માંતર થયું છે. અહમદ ધર્માંતર થવાના કારણો તપાસતા જણાવે છે કે દક્ષિણ તામિલનાડુના ચાર જિલ્લામાં જ ધર્માંતર થયું હતું. બાકીના અમુક વિસ્તારમાં હરિજનોએ ધર્માંતર કરવાની ધમકી આપી હતી. અમુક ખાસ સ્થાનિક પરિસ્થિતિ અને પરિબળોને લીધે જ ધર્માંતર થયાં હતાં. સવર્ણ હિંદુ-હરિજન સંઘર્ષો, તામિલનાડુમાં પ્રચલિત ઈસ્લામ ધર્મ શફી પ્રકારનો હોવાથી તથા મુસ્લિમોના ઊંચા અને સુરક્ષિત સામાજિક મોભા જેવાં પરિબળોએ આ ધર્માંતરમાં ભાગ ભજવ્યો. વિશ્વહિંદુ પરિષદની માન્યતાઓને રદિયો આપતાં લેખક લખે છે કે ધર્માંતર નાના પાયે થયું હોવાથી દેશભરમાં આ બનાવોના અસરકારક પ્રતિભાવો ના પડી શકે તથા આરબ ધન વપરાયું હોવાનું જણાયું નથી. અહમદ એમના બીજા લેખમાં (પાના : ૧૩૦-૧૫૫) જણાવે છે કે કોમી વિખવાદમાં થતી હિંસાના અભ્યાસને (Typology of Violence) એક આગવી શ્રેણી કે પ્રકાર (Category) તરીકે ના જોતા, સામાજિક જૂથહિંસાના (Social Group Violence) દૃષ્ટિબિંદુથી મૂલવવી જોઈએ, તેઓ હિંસાના કેટલાક સ્વરૂપોની ચર્ચા કરે છે. તુલનાત્મક દૃષ્ટિએ જોતાં અહમદને સ્પષ્ટ થયું કે ફક્ત કોમી જ નહિ પરંતુ બધા જ પ્રકારની સામાજિક હિંસાનો (હિંસા-મુસ્લિમ હિંસા સહિત) સમૂચો અભ્યાસ કરતાં બધા જ પાસાંનું

એક બહોળું ચિત્ર ઊપસે છે, જેના આધારે હિંસાના સામાજિક સંદર્ભો, વિખવાદની તાણ સર્જતા સામાજિક-આર્થિક રાજકીય પરિબળો, ઉદ્દેશો વગેરે સ્પષ્ટ થાય છે. આ સંદર્ભમાં લેખક લખનૌમાં થયેલા શિયા-સુન્ની વિખવાદને તપાસે છે. અહમદની આ માન્યતા સંપૂર્ણ સાચી નથી કારણ કે વિકસતા સમાજમાં થતી હિંસાને સામાજિક જૂથની નીપજ તરીકે જોતા કોમી રમખાણોમાં છતી થતી વિશિષ્ટ અને આગવી વિગતો વણસ્પર્શી રહી જવાનાં ભયસ્થાનો ઊભાં થાય છે.

રિયાઝ પંજાબીનો લેખ (પાના : ૧૫૬-૧૬૪) જમ્મુ અને કાશ્મીરના કોમી રાજકારણનું વિશ્લેષણ કરે છે. જમાત-એ-ઈસ્લામી એની સંગઠનીય સ્થિતિ મજબૂત કરવા દેશભરમાં થતાં કોમી હિંસાના બનાવોનો લાભ ઉઠાવે છે. જમ્મુમાં ભાજપ અને આર.એસ.એસ.નું જોર હોવાથી કાશ્મીરની ખીણમાં જમાતનું અસ્તિત્વ અને કામગીરી જામતી જાય છે. પંજાબી જણાવે છે કે કાશ્મીરનો ઐતિહાસિક સત્તાસંઘર્ષ ઠીક-ઠીક બિનકોમી હતો. સત્તા-સંઘર્ષ (હિંદુ-મુસ્લિમ સંદર્ભમાં નહિ પરંતુ) કાશ્મીર-બિનકાશ્મીરી ભેદરેખાઓના ચુસ્ત સંદર્ભમાં થતો. આજે સ્થિતિ બદલાઈ છે. રાજકીય સત્તાની સાઠમારીએ જૂના ઐતિહાસિક ભૂતકાળ અને પરંપરાને વેરવિખેર કરી, બિન-સાંપ્રદાયિકતાના હાર્દને વેધ્યું છે. લોક-પકડ ચાલુ રહે માટે નેતાઓએ કોમી લાગણીઓને ઉશ્કેરી વાતાવરણ દૂષિત બનાવ્યું છે.

બીજા વિભાગમાં જે ક્ષેત્ર-અભ્યાસના અહેવાલોનો સંચય થયો છે તેમાં કોમી રમખાણના આશરે ચૌદ મુખ્ય બનાવોને આવરી લેવાયા છે. પહેલા વિભાગના અમુક લેખોમાં પણ કેટલાંક રમખાણોની અછડતી ચર્ચા થઈ હતી એટલે અમુક રમખાણોની વિગતોનું પુનરાવર્તન થયું છે. એન્જિનિયર (પાના : ૨૪૬-૨૬૧) અને ઝૈનાબ બાનુંના (પાના : ૨૨૮-૨૩૭) ગોધરા રમખાણ પરના લેખ જુદા જુદા પ્રકરણમાં મહદ અંશે પુનરાવર્તન સ્વરૂપે રજૂ થયા છે, જોકે બાનુ ગોધરાની વિગતોનો ઉદેપુર કોમી રમખાણોના તુલનાત્મક અભ્યાસ માટે ઉપયોગ કરે છે.

ઘનશ્યામ શાહનો લેખ ('અમદાવાદમાં ૧૯૬૯નાં કોમી રમખાણો', પાના : ૧૭૫-૨૦૮) એકઠી કરેલી નાની મોટી પ્રાસંગિક વિગતોની ગુણવત્તા અને એની અર્થપૂર્ણ માવજતની દૃષ્ટિએ વિશેષ ધ્યાન ખેંચે છે. અમદાવાદનાં એ કોમી રમખાણોનાં ઉદ્‌ભવમાં સ્થાનિક પરિબળો (જેવાં કે વેપાર-ધંધામાં આંતર કોમ સ્પર્ધાની ચડસાચડસી, સ્થાનિક રાજકીય સત્તાની સાઠમારીમાં સંડોવાયેલા દાદાઓ) કેવો ભાગ ભજવે તે સમજવાનો સંનિષ્ઠ પ્રયાસ થયો છે. હિંદુ-મુસ્લિમો વચ્ચે છૂટાછવાયા રોજિંદા વિખવાદ અને તાણને કોમી રમખાણમાં પલટાવનારાં સ્થાનિક પરિબળોને શાહે કુનેહપૂર્વક જુદાં તારવ્યાં છે. એમનો લેખ રમખાણોમાં સીધો કે આડકતરો ભાગ લેનાર પરિબળો જેવાં કે સરકારીતંત્ર, પોલીસ, વર્તમાનપત્રો, રાજકીય પક્ષો, સામાજિક-ધાર્મિક સંગઠનો, મજૂર મહાજન, મિલ મજૂરો, મધ્યમવર્ગ, તથા નીચલી જ્ઞાતિઓને જાહેર અને સ્પષ્ટ કરે છે. સતીશ સાબરવાલ અને મુશીરુલ હસનનો મજિયારો લેખ (પાના:૨૦૯-૨૨૭) ૧૯૮૦માં થયેલાં મોરાદાબાદ (ઉત્તર પ્રદેશ) કોમી રમખાણોનાં કારણો અને એના ફલિતાર્થો ચર્ચે છે.

રફીકખાન અને એસ. મિત્તલ એમના લેખમાં (પાના : ૩૦૫-૩૧૨), વારાણસીમાં થયેલાં ૧૯૭૭નાં કોમી રમખાણોનાં કારણો તથા પોલીસે મુસ્લિમ-વિરોધી ભજવેલા ભાગને સિલસિલાબંધ વિગતો દ્વારા પ્રકાશમાં લાવે છે. મુસ્લિમો જ રમખાણો માટે જવાબદાર હોય છે એવું જાહેર માનસમાં ઠસાવવા થયેલા સંસ્થાકીય પ્રયાસોની આ લેખકો ઝાટકણી કાઢે છે. એસ. બી. કોલપેનો લેખ (પાના : ૩૧૩-૩૨૫) જ્ઞાતિ અને કોમી હિંસા ભડકવવામાં વર્તમાનપત્રોની ભૂમિકાની મહત્ત્વપૂર્ણ ચર્ચા કરે છે. કોમી અને જ્ઞાતિ વિખવાદ અને રમખાણોને પ્રગટાવવામાં તેમ જ

મુસ્લિમ અને હરિજન વિરોધી લાગણીઓ ઉશ્કેરવામાં, ઈજારો ભોગવતાં રાષ્ટ્રીય અંગ્રેજી અને અન્ય ભાષી સ્થાનિક વર્તમાનપત્રો સ્પષ્ટ ભાગ ભજવે છે, પોતે પત્રકાર હોઈ, ૧૯૬૨ના જબલપુર રમખાણોના સ્વાનુભવ આધારે કોલપે લખે છે કે સ્થાનિક વર્તમાનપત્રો જાણી-જોઈને હકીકતોને વિકૃત અને મસાલેદાર બનાવી છાપે છે દલિતો તેમ જ પછાત જાતિઓ સાથે પણ આવું જ થયું છે. મરાઠાવાડ જ્ઞાતિ રમખાણોમાં, વર્તમાનપત્રોની બેજવાબદારીભરી રીતરસમોને લીધે, દલિતોએ પારાવાર ત્રાસ અને નુકસાન વેઠયાં છે. મહારાષ્ટ્રમાં જેમ સ્થાનિક મરાઠી વર્તમાનપત્રોએ એકપક્ષી દલિત-વિરોધી લખાણો લખ્યાં તેવી જ રીતે ગુજરાતના અનામતવિરોધી જ્ઞાતિ રમખાણોમાં બન્યું. કોલપેનો લેખ ખૂબ જ અસરકારક રીતે સાંપ્રત જ્ઞાતિ સંબંધો વિશે પાયાના સવાલો ઉઠાવે છે.

આ ક્ષેત્ર તપાસ અભ્યાસો સ્પષ્ટ રીતે જણાવે છે કે રાષ્ટ્રીય અને આંતર રષ્ટ્રીય પરિબળોની અસર ઉપરાંત, સામાજિક પરિસ્થિતિને કોમી વિખવાદ કે રમખાણનું સ્વરૂપ આપવામાં સ્થાનિક જૂથ-પ્રતિસ્પર્ધા, આર્થિક સ્પર્ધા, રાજકીય સત્તા સંઘર્ષો જેવાં સ્થાનિક પરિબળો વિશેષ ભાગ ભજવે છે. આવા વૈવિધ્યભર્યા ક્ષેત્ર તપાસ અભ્યાસો જટિલ કોમી સમસ્યાનાં વિવિધ પાસાંઓ અને બહુરૂપી સ્વરૂપોને બહાર લાવે છે, જે સમગ્ર વિષય પર મહત્ત્વની અંતર દષ્ટિ વિકસાવવામાં ખૂબ ઉપયોગી નીવડે છે.

પ્રસ્તુત પુસ્તકે, તાજેતરના ઇતિહાસ અને પ્રવર્તમાન પરિસ્થિતિનો કોમી વિખવાદ અને રમખાણોના સંદર્ભમાં એક મહત્ત્વપૂર્ણ, ઉપયોગી અને ઉલ્લેખનીય ચિતાર આપ્યો છે. સંપાદક નિરાશાજનક નોંધ અને અભિપ્રાય સાથે વિરમે છે કે શોષણ આધારિત મૂડીવાદી અને મંદગત્યાતિળા વિકસિત અર્થતંત્રમાં સામાજિક હિંસાના બનાવો અનિવાર્ય છે. ભારતીય સંદર્ભમાં આ હિંસા નિરંકુશિત કોમી અને જ્ઞાતિ હિંસાનું સ્વરૂપ લે છે. આ સમગ્ર સમસ્યાને સુયોગ્ય અને ઉપયોગી સૈદ્ધાંતિક, સ્વરૂપ આપવા અવિરત ક્ષેત્ર અભ્યાસો થવા જોઈએ એમ સંપાદકને લાગે છે. પુસ્તકના શરૂઆતના અથવા છેવટના પાનામાં સંચયગ્રંથમાં લેખફાળો આપનાર લેખકોનો સંસ્થાકીય તેમ જ હોદ્દાકીય પરિચય અપાયો હોત તો ઠીક રહેત. અમુક મુદ્રણની ભૂલો બાદ કરતાં પુસ્તકનું વિષયવસ્તુ ખૂબ અગત્યનું છે અને સમાજશાસ્ત્રીઓ વિદ્યાર્થીઓ, રાજકીય આગેવાનો તથા સમાજના સહુ હિતચિંતકો માટે ઉપયોગી નીવડશે.

□ □ □

**ગુજરાત વિધાનસભા ચૂંટણી–૧૯૮૫**
**વયજૂથ અનુસાર વિજેતા ઉમેદવારોની સંખ્યા**

| વયજૂથ | ઉમેદવારોની સંખ્યા |
|---|---|
| ૨૫ થી ૩૦ વર્ષ | ૭ |
| ૩૧ થી ૪૦ વર્ષ | ૪૮ |
| ૪૧ થી ૫૦ વર્ષ | ૭૦ |
| ૫૧ થી ૬૦ વર્ષ | ૪૯ |
| ૬૧ થી ૭૦ વર્ષ | ૭ |
| ૭૦ વર્ષથી વધુ વય | ૧ |

**ગુજરાત વિધાનસભા ચૂંટણી**
**કુલ મતદારો અને મતદાન**

| વર્ષ | કુલ મતદારો | કુલ મતદાન |
|---|---|---|
| ૧૯૬૨ | ૯૫,૩૪,૯૭૪ | ૫૫,૨૭,૪૨૩ |
| ૧૯૬૭ | ૧,૦૬,૯૪,૯૮૨ | ૬૮,૧૨,૯૩૧ |
| ૧૯૭૨ | ૧,૨૫,૦૫,૩૬૨ | ૭૨,૬૭,૧૯૩ |
| ૧૯૭૫ | ૧,૩૯,૮૨,૨૪૬ | ૮૪,૦૩,૦૬૯ |
| ૧૯૮૦ | ૧,૬૫,૮૩,૧૪૫ | ૭૯,૮૧,૯૯૫ |
| ૧૯૮૫ | ૧,૯૨,૮૮,૬૪૩ | ૯૨,૧૩,૦૨૧ |

**સાતમી ગુજરાત વિધાનસભા ચૂંટણી–૧૯૮૫ □ પરિણામ પૃથક્કરણ**

ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસ ૧૪૯ □ જનતા પક્ષ ૧૪ □ ભારતીય જનતા પક્ષ ૧૧ □ અપક્ષ ૮ □ કુલ ૧૮૨

**ગુજરાત વિધાનસભા ચૂંટણી—૧૯૮૫—પરિણામ**
**જિલ્લાવાર વિવિધ પક્ષોએ જીતેલી બેઠકો**

| જિલ્લાનું નામ | ભા.રા.કોં. | જનતા | ભાજપ | સીપીઆઈ | સીપીઆઈ(એમ) | દૂરદર્શી | અપક્ષ | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|
| કચ્છ | ૫ | – | ૧ | – | – | – | – | ૬ |
| સુરેન્દ્રનગર | ૫ | – | – | – | – | – | ૧ | ૬ |
| રાજકોટ | ૮ | – | ૨ | – | – | – | ૧ | ૧૧ |
| જામનગર | ૩ | – | ૩ | – | – | – | ૨ | ૮ |
| જૂનાગઢ | ૧૦ | ૧ | – | – | – | – | – | ૧૧ |
| અમરેલી | ૪ | ૧ | ૧ | – | – | – | – | ૬ |
| ભાવનગર | ૧૦ | – | – | – | – | – | – | ૧૦ |
| અમદાવાદ-ગાંધીનગર | ૧૭ | ૧ | ૩ | – | – | – | – | ૨૧ |
| મહેસાણા | ૧૦ | ૧ | ૧ | – | – | – | ૨ | ૧૪ |
| બનાસકાંઠા | ૭ | ૧ | – | – | – | – | ૧ | ૯ |
| સાબરકાંઠા | ૬ | ૧ | – | – | – | – | ૧ | ૮ |
| પંચમહાલ | ૧૦ | ૩ | – | – | – | – | – | ૧૩ |
| ખેડા | ૧૪ | ૩ | – | – | – | – | – | ૧૭ |
| વડોદરા | ૧૧ | ૨ | – | – | – | – | – | ૧૩ |
| ભરૂચ | ૭ | – | – | – | – | – | – | ૭ |
| સુરત | ૧૨ | – | – | – | – | – | – | ૧૨ |
| વલસાડ-ડાંગ | ૧૦ | – | – | – | – | – | – | ૧૦ |
| કુલ | ૧૪૯ | ૧૪ | ૧૧ | – | – | – | ૮ | ૧૮૨ |

# ગુજરાત વિધાન સભા : ૧૯૮૫ની ચૂંટણીનાં પરિણામ

| બેઠક ક્રમાંક | બેઠકનું નામ | વિજેતા ઉમેદવાર નામ | પક્ષ | મેળવેલા મત | નજીકના ઉમેદવાર નામ | પક્ષ | મેળવેલા મત | સરસાઈ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| | | | | કચ્છ જિલ્લો | | | | |
| ૧ | અબડાસા | કનુભા મા. જાડેજા | ભારાકોં | ૨૧૪૩૫ | અબ્દુલ્લા ઈ. માનધરા | અપક્ષ | ૧૭૫૯૭ | ૩૮૩૮ |
| ૨ | માંડવી | સુરેશચંદ્ર રૂ. મહેતા | ભાજપ | ૨૪૩૪૯ | રસિકલાલ બી. દોશી | ભારાકોં | ૨૨૭૪૦ | ૧૬૦૯ |
| ૩ | ભુજ | કુમુદિનીબેન જી પંચોલી | ભારાકોં | ૨૧૧૧૩ | મુકેશચંદ્ર બી. ઝવેરી | ભાજપ | ૧૭૭૫૬ | ૩૩૫૭ |
| ૪ | મુંદ્રા (અ.જા.) | વાલજીભાઈ પુનમચંદ | ભારાકોં | ૧૭૫૪૫ | નારણભાઈ જે. મહેશ્વરી | જનતા | ૬૩૫૯ | ૧૧૧૮૬ |
| ૫ | અંજાર | નવીનભાઈ શાસ્ત્રી | ભારાકોં | ૩૨૧૮૯ | ચંપકલાલ સી. શાહ | ભાજપ | ૧૪૧૦૬ | ૧૮૦૮૩ |
| ૬ | રાપર | હરિલાલ ના. પટેલ | ભારાકોં | ૩૫૦૪૮ | બાબુભાઈ મે. શાહ | ભાજપ | ૨૬૩૨૪ | ૮૩૨૪ |
| | | | | સુરેન્દ્રનગર જિલ્લો | | | | |
| ૭ | દસાડા (અ.જા.) | ચંદ્રાબેન સૂ. શ્રીમાળી | ભારાકોં | ૨૩૧૨૩ | કાલુભાઈ વી. રાઠોડ | જનતા | ૧૨૦૩૧ | ૧૧૦૯૨ |
| ૮ | વઢવાણ | નંદકિશોરભાઈ દવે | ભારાકોં | ૩૬૦૯૭ | જશવંતલાલ મ. શેઠ | જનતા | ૧૩૯૫૪ | ૧૮૧૪૩ |
| ૯ | લીંબડી | જનકસિંહ એં. રાણા | ભારાકોં | ૨૬૦૮૪ | છત્રુભા કે. રાણા | ભાજપ | ૨૩૦૭૫ | ૩૦૦૯ |
| ૧૦ | ચોટીલા | કરમશીભાઈ મકવાણા | અપક્ષ | ૨૮૯૩૪ | મોતીભાઈ હીરાભાઈ | ભારાકોં | ૧૮૮૨૩ | ૧૦૧૧૧ |
| ૧૧ | હળવદ | છત્રુભાભાઈ ઘ. ઝાલા | ભારાકોં | ૧૯૬૯૫ | ગણેશભાઈ જે. પટેલ | જનતા | ૧૧૩૨૭ | ૮૩૬૮ |
| ૧૨ | ધ્રાંગધ્રા | અરવિંદભાઈ સા. સંઘવી | ભારાકોં | ૨૦૫૬૧ | હસમુખલાલ મા. શાહ | અપક્ષ | ૧૬૦૩૯ | ૪૫૨૨ |
| | | | | રાજકોટ જિલ્લો | | | | |
| ૧૩ | મોરબી | અમૃતલાલ ગ. અઘારા | ભાજપ | ૨૪૬૨૮ | છત્રરાજ થોભણ | ભારાકોં | ૧૭૩૯૯ | ૭૨૨૯ |
| ૧૪ | ટંકારા | વલ્લભભાઈ પો. પટેલ | ભારાકોં | ૫૭૮૮૮ | મોહનલાલ ડી. રૂપારેલિયા | ભાજપ | ૬૫૭૭ | ૫૧૩૧૧ |
| ૧૫ | વાંકાનેર | પોપટભાઈ સં. જુજરીયા | અપક્ષ | ૩૨૯૭૯ | મંજૂરહુસેન પીરઝાદા | ભારાકોં | ૨૭૧૧૯ | ૫૮૬૦ |
| ૧૬ | જસદણ | મામૈયાભાઈ હ. ડાભી | ભારાકોં | ૨૪૭૩૬ | ભીખાલાલ ભીમજી | જનતા | ૧૪૭૩૪ | ૧૦૦૦૨ |
| ૧૭ | રાજકોટ | ડૉ. સુશીલાબેન કે. શેઠ | ભારાકોં | ૨૮૩૫૧ | શિવલાલભાઈ વેકરિયા | ભાજપ | ૧૮૦૩૦ | ૧૦૩૨૧ |
| ૧૮ | રાજકોટ | વજુભાઈ વાળા | ભાજપ | ૨૧૭૦૭ | હર્ષદબા ર. ચુડાસમા | ભારાકોં | ૧૭૧૪૧ | ૪૫૬૬ |
| ૧૯ | રાજકોટ (ગ્રામ અ.જા.) | ચંદ્રકાંત ભા. વાઘેલા | ભારાકોં | ૧૮૪૬૦ | દેવશીભાઈ ચાવડા | ભાજપ | ૮૭૬૪ | ૯૬૯૬ |
| ૨૦ | ગોંડલ | પોપટભાઈ લા. સોરઠિયા | ભારાકોં | ૨૮૧૪૮ | જેઠાલાલ વીરાડિયા | ભાજપ | ૧૩૫૯૪ | ૧૪૫૫૪ |
| ૨૧ | જેતપુર | દિલીપભાઈ ર. પટેલ | ભારાકોં | ૩૧૪૩૧ | રામજીભાઈ રાડિયા | ભાજપ | ૧૬૪૨૪ | ૧૫૦૦૩ |
| ૨૨ | ધોરાજી | છગનભાઈ શં. સોજીત્રા | ભારાકોં | ૨૬૨૯૧ | રમણિકલાલ ધામી | જનતા | ૧૯૪૧૬ | ૬૮૭૫ |
| ૨૩ | ઉપલેટા | જયંતીલાલ કાલરિયા | ભારાકોં | ૨૭૨૫૬ | ગોરધનદાસ કા. ચાંગેલા | ભાજપ | ૨૨૬૨૭ | ૪૬૨૯ |

## જામનગર જિલ્લો

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૪ | જોડીયા | ડાહ્યાભાઈ દે. ભીમાણી | ભારાકોં | ૨૨૪૫૦ | મગનભાઈ કાસુંદ્રા | ભાજપ | ૨૨૧૯૩ | ૨૫૭ |
| ૨૫ | જામનગર | ડૉ. વસંત સંઘવી | ભાજપ | ૨૮૮૩૪ | અબ્દુલકરીમ ચાકી | ભારાકોં | ૧૭૧૦૫ | ૧૧૭૨૯ |
| ૨૬ | જામનગર ગ્રામ (અ.જા.) | ભીમજી નાં. હિરાણી | ભારાકોં | ૧૪૯૦૬ | તુલસીદાસ પરમાર | અપક્ષ | ૪૭૭૧ | ૧૦૧૩૫ |
| ૨૭ | કાલાવડ | દેશુભાઈ સ. પટેલ | ભાજપ | ૨૪૧૯૬ | રાઘવજી હ. મુંગરા | ભારાકોં | ૧૯૭૦૪ | ૪૪૯૨ |
| ૨૮ | જામજોધપુર | રમેશ વી. કાલરિયા | ભાજપ | ૨૫૩૦૩ | વાલજીભાઈ ર. કડીવાર | જનતા | ૧૨૮૯૧ | ૧૨૪૨ |
| ૨૯ | ભાણવડ | મારખી જે. ગોરીયા | ભાજપ | ૧૨૪૫૩ | કરસનભાઈ ક. આલા | ભારાકોં | ૧૨૧૩૧ | ૩૨૬ |
| ૩૦ | ખંભાળિયા | હેમંત રા. માડમ | અપક્ષ | ૨૪૩૮૫ | ખીમજી ના. જાડેજા | ભારાકોં | ૨૧૨૬૬ | ૩૧૧૯ |
| ૩૧ | દ્વારકા | જમનાદાસ ગો. પાબારી | અપક્ષ | ૨૪૬૦૧ | લીલાબહેન ગૌ. ત્રિવેદી | ભારાકોં | ૧૮૩૪૯ | ૫૮૫ |

## જૂનાગઢ જિલ્લો

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩૨ | પોરબંદર | લક્ષ્મણભાઈ આગઠ | ભારાકોં | ૨૫૩૨૯ | કાંતિલાલ મો. જોષી | ભાજપ | ૨૬૨૮ | ૨૨૭૦૧ |
| ૩૩ | કુતિયાણા | વિજયદાસજી મહંત | ભારાકોં | ૫૨૨૧૪ | મેરગ દા. સુત્રેજા | ભાજપ | ૧૨૧૧ | ૫૧૦૦૩ |
| ૩૪ | માંગરોળ | ચંદ્રિકાબેન કા. ચુડાસમા | ભારાકોં | ૨૪૯૫૫ | બાબુભાઈ ક. ડાકી | અપક્ષ | ૬૫૮૭ | ૧૮૩૬૮ |
| ૩૫ | માણાવદર | જસુમતીબેન અ. પટેલ | ભારાકોં | ૨૪૨૫૬ | ખીમજીભાઈ કણસાગરા | જનતા | ૧૯૫૯૨ | ૪૬૬૪ |
| ૩૬ | કેશોદ (અ.જા.) | પરબંત ભો. ચાવડા | ભારાકોં | ૨૦૫૦૦ | વાઘજીભાઈ બે. મકવાણા | જનતા | ૧૩૧૪૬ | ૭૩૫૪ |
| ૩૭ | તલાલા | અરશીભાઈ પુંજાભાઈ | જનતા | ૨૯૫૦૦ | કાળાભાઈ ર. ઝાલા | ભારાકોં | ૨૪૮૦૩ | ૪૬૯૭ |
| ૩૮ | સોમનાથ | એમ. એફ. બલોચ | ભારાકોં | ૨૭૩૫૪ | હીરાભાઈ રા. ચુડાસમા | ભાજપ | ૨૪૬૧૭ | ૨૭૩૭ |
| ૩૯ | ઉના | ઉકાભાઈ સી. ઝાલા | ભારાકોં | ૩૭૮૪૩ | દેવશીભાઈ પુ. બારડ | ભાજપ | ૭૧૨૩ | ૩૦૭૨૦ |
| ૪૦ | વિસાવદર | પોપટલાલ રા. રામાણી | ભારાકોં | ૨૫૭૩૦ | ભીખાલાલ ના. પટેલ | ભાજપ | ૧૬૦૦૫ | ૯૭૨૫ |
| ૪૧ | માળિયા | ભરત ના. કાંબલિયા | ભારાકોં | ૩૦૫૫૫ | ભીખાભાઈ ગજેરા. | જનતા | ૧૭૪૪૯ | ૧૩૧૦૬ |
| ૪૨ | જૂનાગઢ | ગોરધનભાઈ ગો. પટેલ | ભારાકોં | ૨૯૧૬૩ | નરસિંહભાઈ ધ. પઢિયાર | ભાજપ | ૧૪૮૮૩ | ૧૪૨૮૦ |

## અમરેલી જિલ્લો

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪૩ | બાબરા | વાલજી લા. ખોખારિયા | ભારાકોં | ૨૫૦૦૪ | બેચરભાઈ મા. પલસાણા | જનતા | ૧૫૮૬૯ | ૯૧૩૫ |
| ૪૪ | લાઠી | ખોડીદાસ ઠક્કર | ભારાકોં | ૩૦૯૫૩ | પરસોત્તમભાઈ પટેલ | ભાજપ | ૧૪૯૧૦ | ૧૬૦૪૩ |
| ૪૫ | અમરેલી | દિલીપભાઈ ના. સંઘાણી | ભાજપ | ૩૭૮૫૪ | મંજુલાબહેન ભી. પટેલ | ભારાકોં | ૧૭૬૦૧ | ૨૦૨૫૩ |
| ૪૬ | ધારી | મનુભાઈ કોટડીયા | જનતા | ૩૧૮૮૨ | ડૉ. જે. બી. જસાણી | ભારાકોં | ૨૯૭૮૧ | ૨૧૦૧ |
| ૪૭ | કોડીનાર | અરશીભાઈ કામળિયા | ભારાકોં | ૨૪૧૧૨ | પ્રતાપસિંહ એ. મોરી | જનતા | ૨૦૭૬૨ | ૩૩૫૦ |
| ૪૮ | રાજુલા | ખોડાભાઈ રા. નકુમ | ભારાકોં | ૧૭૬૧૬ | મધુભાઈ ક. ભુવા | જનતા | ૧૩૦૦૧ | ૪૬૧૫ |

# ગુજરાત વિધાન સભા ૧૯૮૫ની ચૂંટણીનાં પરિણામ

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| | | ભાવનગર જિલ્લો | | | | | | |
| ૪૯ | બોટાદ | હાથીભાઈ છે. ખાચર | ભારાકોં | ૨૮૩૮૧ | ડૉ. વલ્લભભાઈ પટેલ | જનતા | ૧૬૭૩૧ | ૧૧૬૫૫ |
| ૫૦ | ગઢડા | કાંતિભાઈ વા. ગોહિલ (અ. જા.) | ભારાકોં | ૩૫૫૦૩ | છગનલાલ લા. કટારિયા | જનતા | ૭૪૧૨ | ૨૮૦૯૧ |
| ૫૧ | પાલીતાણા | મજીદભાઈ દા. સમા | ભારાકોં | ૨૧૩૪૫ | ગોરધનભાઈ હ. બલર | ભાજપ | ૧૧૩૨૨ | ૧૦૦૨૩ |
| ૫૨ | શિહોર | અમરશીભાઈ પટેલ | ભારાકોં | ૨૪૧૫૦ | હલસુખભાઈ જે. પટેલ | જનતા | ૨૩૦૬૬ | ૧૦૮૪ |
| ૫૩ | સાવરકુંડલા | ધીરુભાઈ ડા. પટેલ | ભારાકોં | ૨૬૮૧૫ | ભીખુભાઈ રાદડીયા | જનતા | ૨૨૯૫૮ | ૩૮૫૭ |
| ૫૪ | મહુવા | વજુભાઈ જાની | ભારાકોં | ૨૪૫૫૮ | છબીલદાસ પ્રા. મહેતા | જનતા | ૨૩૩૭૧ | ૧૧૮૭ |
| ૫૫ | તળાજા | ભદ્રસિંહ જા. વાજા | ભારાકોં | ૨૨૪૫૪ | નટુભાઈ ભી. ડાભી | અપક્ષ | ૧૮૧૭૫ | ૩૭૩૯ |
| ૫૬ | ઘોઘા | દિલીપસિંહ અ. ગોહિલ | ભારાકોં | ૨૫૫૧૧ | કિરીટસિંહ અ. ગોહિલ | અપક્ષ | ૧૨૨૧૪ | ૧૩૨૯૭ |
| ૫૭ | ભાવનગર(ઉ) | દિગંત દિ. ઓઝા | ભારાકો | ૨૦૯૫૪ | નગીનદાસ મ. શાહ | ભાજપ | ૧૧૧૧૧ | ૯૮૪૩ |
| ૫૮ | ભાવનગર(દ) | શશી મા. જમોડ | ભારાકોં | ૧૯૮૨૫ | રાવજીભાઈ હી. પટેલ | જનતા | ૧૫૦૫૮ | ૪૭૬૭ |
| | | અમદાવાદ જિલ્લો | | | | | | |
| ૫૯ | ધંધુકા | નટવર ચ. શાહ | ભારાકોં | ૨૫૧૯૯ | જીવરાજભાઈ બી પટેલ | જનતા | ૧૦૧૪૬ | ૧૫૦૫૩ |
| ૬૦ | ધોળકા | પરસોત્તમ ર. મકવાણા | ભારાકોં | ૩૫૧૮૩ | ભુપેન્દ્રસિંહ મ. ચુડાસ્મા | ભાજપ | ૧૯૨૬૨ | ૧૫૯૨૧ |
| ૬૧ | બાવળા | મોતીલાલ મા. ચાવડા (અ.જા.) | ભારાકોં | ૨૭૭૪૫ | ધુળાભાઈ દ. ગોહિલ | જનતા | ૨૭૬૧૫ | ૧૩૦ |
| ૬૨ | માંડલ | પ્રો. ઘનશ્યામ ઠક્કર | ભારાકોં | ૨૫૩૬૫ | કાનજીભાઈ વિ. પટેલ | ભાજપ | ૧૩૮૩૫ | ૧૧૫૩૦ |
| ૬૩ | વિરમગામ | સોમાભાઈ જી. પટેલ | ભાજપ | ૨૬૪૮૩ | દાઉદભાઈ મિ. પટેલ | ભારાકોં | ૨૩૯૯૭ | ૨૪૪૬ |
| ૬૪ | સરખેજ | નલીનભાઈ કે. પટેલ | ભાજપ | ૫૯૫૮૮ | દશરથભાઈ ગો. પટેલ | જનતા | ૨૪૦૮૪ | ૩૫૫૦૪ |
| ૬૫ | દસક્રોઈ | ફતેહસિંહ સોઢા | ભારાકોં | ૩૮૪૫૮ | જગદીશચંદ્ર પ્રા. ઠાકોર | ભારાકોં | ૧૨૮૮૭ | ૨૫૫૭૧ |
| ૬૬ | દહેગામ | ગાભાજી મ. ઠાકોર | ભાજપ | ૩૭૨૫૫ | અજિતસિંહ મો. ઠાકોર | ભારાકોં | ૨૩૯૭૬ | ૧૩૨૭૯ |
| ૬૭ | સાબરમતી | ભરત ગઢવી | ભારાકોં | ૩૩૯૬૨ | વાડીલાલ ર. કામદાર | જનતા | ૩૨૬૨૬ | ૧૩૩૬ |
| ૬૮ | એલિસબ્રીજ | બાબુ વાસણવાળા | જનતા | ૩૫૬૬૭ | સુધીર નાણાવટી | ભારાકોં | ૩૦૮૭૬ | -૪૭૯૧ |
| ૬૯ | દરિયાપુર | સુરેન્દ્ર રાજપુત | ભારાકોં | ૩૧૧૧૬ | અચલેશ્વર જોષી | ભાજપ | ૭૯૬૭ | ૨૩૧૪૯ |
| ૭૦ | શાહપુર | જીતેન્દ્રકુમાર ચી. શાહ | ભારાકોં | ૨૩૦૩૦ | મનુભાઈ પાલખીવાળા | જનતા | ૧૦૧૬૩ | ૧૨૮૬૭ |
| ૭૧ | કાલપુર | તમીઝબેન અ. કુરેશી | ભારાકોં | ૧૬૬૮૩ | જ્યોતીન્દ્ર ભટ્ટ | જનતા | ૯૫૦૪ | ૭૧૭૯ |
| ૭૨ | અસારવા | લક્ષ્મણભાઈ કા. પટણી | ભારાકોં | ૩૧૭૯૮ | મંગળદાસ શી. પટેલ | ભાજપ | ૨૯૬૯૩ | ૨૧૦૫ |
| ૭૩ | રખિયાલ | હસમુખભાઈ પટેલ | ભારાકોં | ૩૩૯૯૦ | કાન્તિલાલ બારોટ | જનતા | ૧૧૪૬૯ | ૨૨૫૨૧ |
| ૭૪ | શહેરકોટડા | મનુભાઈ પરમાર | ભારાકોં | ૨૭૩૩૬ | કાળીદાસ ગ. યાદવ | જનતા | ૯૦૫૦ | ૧૮૩૨૬ |
| ૭૫ | ખાડિયા | અશોક ભટ્ટ | ભાજપ | ૨૭૧૩૩ | અશોક ભગત | ભારાકોં | ૧૫૯૩૬ | ૧૧૧૯૭ |
| ૭૬ | જમાલપુર | લાલભાઈ કુંદીવાલા | ભારાકોં | ૨૮૮૪૮ | ખુરશીદ એ. સૈયદ | જનતા | ૬૧૭૬ | ૨૨૬૭૨ |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૭૭ | મણિનગર | રામલાલ રૂપલાલ | ભારાકોં | ૩૬૫૮૦ | હરીનભાઈ પાઠક | ભાજપ | ૧૯૮૪૧ | ૧૬૩૩૯ |
| ૭૮ | નરોડા | ડૉ. ગીતાબેન દક્ષિણી | ભારાકોં | ૩૭૧૫૦ | નંદલાલ મો. વાઢવા | ભાજપ | ૧૯૨૨૭ | ૧૭૯૨૩ |
| ૭૯ | ગાંધીનગર | કાસમ બાપુ | ભારાકોં | ૩૫૬૪૨ | પોપટલાલ વી. પટેલ | જનતા | ૨૩૫૩૭ | ૧૨૧૦૫ |

## મહેસાણા જિલ્લો

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૮૦ | કલોલ | શંકરજી કા. ઠાકોર | ભારાકોં | ૩૨૭૩૩ | વિઠ્ઠલભાઈ છ. પટેલ | ભાજપ | ૨૩૭૩૨ | ૯૦૦૧ |
| ૮૧ | કડી | કરસનજી મ. ઠાકોર | ભારાકોં | ૩૨૨૮૬ | ભગુભાઈ ગો. પટેલ | ભાજપ | ૨૬૧૪૩ | ૬૧૪૩ |
| ૮૨ | જોટાણા (અ.જા.) | માનસીંગભાઈ વી. જાદવ | ભારાકોં | ૨૨૪૪૬ | રાજેન્દ્રકુમાર દા. ચાવડા | ભાજપ | ૧૮૧૩૪ | ૪૩૧૨ |
| ૮૩ | મહેસાણા | મણિલાલ વી. પટેલ | ભારાકોં | ૩૨૫૩૬ | ચંદનસિંહ સ. રાજપૂત | ભાજપ | ૧૩૫૩૨ | ૧૯૦૦૪ |
| ૮૪ | માણસા | હરિપ્રસાદ વી. શુક્લ | ભારાકોં | ૩૫૫૮૩ | મંગલદાસ મા. પટેલ | ભાજપ | ૩૫૦૩૨ | ૫૫૧ |
| ૮૫ | વિજાપુર | નરેશકુમાર ગ. રાવળ | ભારાકોં | ૪૦૨૪૯ | આત્મારામ મ. પટેલ | ભાજપ | ૩૯૯૨૮ | ૩૨૧ |
| ૮૬ | વિસનગર | ભોળાભાઈ ચ. પટેલ | અપક્ષ | ૩૦૬૫૭ | બબલદાસ શ. પટેલ | ભારાકોં | ૨૭૦૮૨ | ૩૫૭૫ |
| ૮૭ | ખેરાળુ | શંકરજી ઓ. ઠાકોર | અપક્ષ | ૨૭૨૮૪ | મોહનભાઈ ન. દેસાઈ | ભારાકોં | ૨૬૧૦૪ | ૧૧૮૦ |
| ૮૮ | ઉંઝા | ચીમનભાઈ જી. પટેલ | જનતા | ૫૪૨૩૬ | મંગળદાસ હ. પટેલ | ભારાકોં | ૨૭૪૧૧ | ૨૬૮૫ |
| ૮૯ | સિદ્ધપુર | નરેન્દ્ર મો. રાવલ | ભારાકોં | ૨૩૦૧૮ | અહમદભાઈ નાંદોલિયા | અપક્ષ | ૨૧૩૩૬ | ૧૬૮૨ |
| ૯૦ | વાગડોદ | કેશાજી શં. ઠાકોર | ભારાકોં | ૨૬૪૦૬ | વરસંસિંહ ત. દેસાઈ | જનતા | ૧૯૫૦૨ | ૬૯૦૪ |
| ૯૧ | પાટણ | કાંતિલાલ ના. પટેલ | ભારાકોં | ૩૩૦૧૩ | ડાહ્યાભાઈ પી. પટેલ | જનતા | ૨૭૦૮૭ | ૫૯૨૬ |
| ૯૨ | ચાણસ્મા | ઉદયસિંહ જા. દરબાર | ભારાકોં | ૪૨૧૨૮ | નટવરલાલ પી. પટેલ | ભાજપ | ૩૨૦૨૭ | ૧૦૧૦૧ |
| ૯૩ | સમી | વીરાજી મા. ઠાકોર | ભાજપ | ૩૩૩૧૫ | ભાવસંગભાઈ ચુ. ઠાકોર | ભારાકોં | ૨૯૮૧૨ | ૩૫૦૩ |

## બનાસકાંઠા જિલ્લો

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૯૪ | રાધનપુર | ખોડીદાન ઝુલા | ભારકોં | ૫૦૫૭૪ | વાલજીભાઈ ગે. ઠક્કર | ભાજપ | ૬૭૮૮ | ૪૩૭૮૬ |
| ૯૫ | વાવ | પરગતભાઈ સ. પટેલ | ભારાકોં | ૪૬૨૦૪ | હરિસિંહજી પ્ર. ચાવડા | અપક્ષ | ૨૩૩૬૭ | ૨૨૮૪૧ |
| ૯૬ | દિયોદર | માનસિંહજી પ્ર. વાઘેલા | ભારાકોં | ૩૨૫૨૨ | ભેમાભાઈ ૨. પટેલ | અપક્ષ | ૨૬૮૦૧ | ૫૭૨૧ |
| ૯૭ | કાંકરેજ | જયંતીલાલ વી. શાહ | જનતા | ૨૭૩૩૮ | શાંતિલાલ છો. ભગત | ભારાકોં | ૨૨૮૭૧ | ૪૫૦૭ |
| ૯૮ | ડીસા | લીલાધરભાઈ ખો. વાઘેલા | અપક્ષ | ૨૫૪૫૪ | મોહનભાઈ વિ. દેસાઈ | ભારાકોં | ૨૩૮૧૨ | ૧૬૪૨ |
| ૯૯ | ધાનેરા | જોઈતારામ ઠ. પટેલ | ભારાકોં | ૩૧૧૬૬ | રમેશચંદ્ર વા. શાહ | ભાજપ | ૧૬૯૭૫ | ૧૪૧૯૧ |
| ૧૦૦ | પાલનપુર | સુરેશભાઈ સા. મહેતા | ભારાકોં | ૨૫૫૬૬ | પરસોત્તમભાઈ વે. પટેલ | ભાજપ | ૮૮૧૮ | ૧૬૭૪૮ |
| ૧૦૧ | વડગામ (અ.જા.) | દોલતભાઈ ચે. પરમાર | ભારાકોં | ૩૩૦૨૫ | મુકુલ જી. પરમાર | જનતા | ૧૬૯૯૩ | ૧૬૦૩૨ |
| ૧૦૨ | દાંતા (અ.જ.જા.) | બલદેવસિંહ ડ. વાઘેલા | ભારાકોં | ૨૬૪૩૮ | ડૉકટર ઈબ્રાહીમ હ. | જનતા | ૧૮૭૭૨ | ૭૬૬૬ |



અર્થાત

# ગુજરાત વિધાન સભા ૧૯૮૫ની ચૂંટણીનાં પરિણામ

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | સાબરકાંઠા જિલ્લો | | | | |
| ૧૦૩ | ખેડબ્રહ્મા | કલજીભાઈ ર. કટારા | ભારાકોં | ૧૪૦૪૦ | માલજીભાઈ સ. ડાભી | જનતા | ૬૯૭૮ | ૭૦૬૨ |
| ૧૦૪ | ઈડર | ડૉ. કરસનદાસ સોનેરી (અ.જ.જા.) | જનતા | ૨૫૬૬૭ | માતાભાઈ રે. ભાભી | ભારાકોં | ૨૨૯૨૦ | ૨૭૪૭ |
| ૧૦૫ | ભીલોડા | ઉપેન્દ્ર ત્રિવેદી | ભારાકોં | ૩૩૬૬૩ | ખેમાભાઈ હી. પટેલ | જનતા | ૧૩૩૨૪ | ૨૦૩૩૯ |
| ૧૦૬ | હિંમતનગર | લાખાભાઈ બે. પટેલ | ભારાકાં | ૨૪૮૦૧ | ભગવાનદાસ હ. પટેલ | જનતા | ૧૭૬૧૬ | ૭૧૮૫ |
| ૧૦૭ | પ્રાંતિજ | ગોવિંદભાઈ પ્ર. પટેલ | ભારાકોં | ૨૪૩૧૪ | વીરેન્દ્રસિંહ દી. ઝાલા | ભાજપ | ૨૪૦૪૫ | ૨૭૦ |
| ૧૦૮ | મોડાસા | ચંદુસિંહ ઠાકોર | ભારાકોં | ૨૬૩૬૩ | હરિભાઈ છ. પટેલ | અપક્ષ | ૧૬૭૦૬ | ૯૬૫૭ |
| ૧૦૯ | બાયડ | રામસિંહજી રૂ. સોલંકી | અપક્ષ | ૧૮૨૨૩ | ઈન્દ્રવિજય સુ. સોલંકી | ભારાકોં | ૧૨૫૭૭ | ૫૬૪૬ |
| ૧૧૦ | મેઘરજ | નરેન્દ્રસિંહ મા. ઝાલા | ભારાકોં | ૨૧૧૭૬ | નટુભાઈ શી. ચૌહાણ | જનતા | ૧૬૬૬૭ | ૪૫૦૯ |
| | | | | પંચમહાલ જિલ્લો | | | | |
| ૧૧૧ | સંતરામપુર | પ્રબોધકાંત દા. પંડયા | જનતા | ૨૧૯૭૩ | છીતાભાઈ મો. ડામોર | ભારાકોં | ૧૧૫૮૪ | ૧૦૩૮૯ |
| ૧૧૨ | ઝાલોદ | વિરજીભાઈ લી. મુનિયા (અ.જ.જા.) | ભારાકોં | ૧૭૩૧૦ | ટીટાભાઈ મે. હઠીલ | જનતા | ૩૮૪૫ | ૧૩૪૬૫ |
| ૧૧૩ | લીંમડી | માલસિંગ ફ. ડામોર (અ.જ.જા.) | ભારાકોં | ૧૨૬૭૯ | દલસુખભાઈ કા. પલાસ | ભાજપ | ૨૪૨૬ | ૧૦૨૫૩ |
| ૧૧૪ | દાહોદ | લલિતકુમાર ભ. પટેલ (અ.જ.જા.) | ભારાકોં | ૨૨૬૩૪ | દિનેશકુમાર જા. ડીંડોડ | જનતા | ૩૩૦૫ | ૧૯૩૨૯ |
| ૧૧૫ | લીમખેડા | વીરસીંગભાઈ ભુ. પસાયા (અ.જ.જા.) | ભારાકોં | ૧૧૧૫૯ | નાગરસિંગ ગુ. પસાયા | જનતા | ૪૪૨૪ | ૬૭૩૫ |
| ૧૧૬ | દેવગઢ | રમણભાઈ પટેલ | ભારાકોં | ૨૨૨૫૬ | જયરાજ બી. કંદોઈ | જનતા | ૭૦૪૦ | ૧૫૨૧૬ |
| ૧૧૭ | રાજગઢ | શાંતિલાલ પ. પટેલ | ભારાકોં | ૨૧૧૬૭ | ઉર્વશી દેવી | ભારાકોં | ૧૪૮૭૨ | ૬૨૯૫ |
| ૧૧૮ | હાલોલ | ઉદેસિંહ મો. બારિયા | ભારાકોં | ૨૫૧૨૧ | કિરીટભાઈ જ. ઠક્કર | ભાજપ | ૯૬૫૩ | ૧૫૪૬૮ |
| ૧૧૯ | કાલોલ | પ્રભાતસિંહ પ્ર. ચૌહાણ | ભારાકોં | ૨૯૦૫૮ | સાલમસિંહ મે. સોલંકી | જનતા | ૧૦૩૪૪ | ૧૮૭૧૪ |
| ૧૨૦ | ગોધરા | અબ્દુલરહીમ ઈ. ખાલપા | ભારાકોં | ૨૫૧૯૧ | ગોપાલસિંહ સોલંકી | ભાજપ | ૬૯૧૦ | ૧૮૨૮૧ |
| ૧૨૧ | શહેરા | જશવંતસિંહ મ. પરમાર | ભારાકોં | ૧૩૧૨૬ | બાબુભાઈ ખા. પટેલ | જનતા | ૧૫૫૬૪ | ૧૫૬૨ |
| ૧૨૨ | લુણાવાડા | હરગોવિંદ દે. ઉપાધ્યાય | જનતા | ૨૪૧૬૫ | ધીરેન્દ્રસિંહ વી. સોલંકી | ભારાકોં | ૨૪૦૬૩ | ૧૦૨ |
| ૧૨૩ | રણધીકપુર | બદીયાભાઈ ગોંદીયા (અ.જા.) | ભારાકોં | ૭૨૩૫ | સબુરભાઈ છ. સગાડા | જનતા | ૪૮૦૪ | ૨૪૩૧ |
| | | | | ખેડા જિલ્લો | | | | |
| ૧૨૪ | બાલાસિનોર | નુરજહાંબખ્ત બાબી | ભારાકોં | ૨૦૧૨૫ | માસિંહ કો. ચૌહાણ | ભાજપ | ૧૨૧૬૩ | ૭૯૬૨ |
| ૧૨૫ | કપડવંજ | બુધાજી જે. ચૌહાણ | ભારાકોં | ૩૩૪૫૪ | રાયસિંહજી જ. ઝાલા | જનતા | ૧૦૩૮૪ | ૨૭૦૭૦ |
| ૧૨૬ | ઠાસરા | ચંપાબેન રા. પરમાર | જનતા | ૨૮૮૧૪ | યાસીનમીંયા મુ. મલેક | ભારાકોં | ૨૭૪૪૫ | ૧૩૬૯ |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨૭ | ઉમરેઠ | કુસુમબેન હ. ખંભોળજા | ભારાકોં | ૩૨૯૨૫ | સુભાષચંદ્ર સો. શેલત | જનતા | ૧૮૮૧૯ | ૧૪૧૦૬ |
| ૧૨૮ | કઠલાલ | મગનભાઈ ગો. ઝાલા | ભારાકોં | ૩૨૧૩૨ | દિલીપસિંહ જુ. ઠાકોર | જનતા | ૧૯૭૬૮ | ૧૨૩૬૪ |
| ૧૨૯ | મહેમદાવાદ | પ્રભાતસિંહ ચૌહાણ | જનતા | ૩૮૩૭૬ | ચંદ્રિકાબેન પ્ર. ડાભી | ભારાકોં | ૨૭૧૦૯ | ૧૧૨૬૭ |
| ૧૩૦ | મહુવા | બળવંતસિંહ સુ. સોઢા | ભારાકોં | ૪૦૭૨૩ | વજેસિંઘ કા. પરમાર | જનતા | ૬૪૨૩ | ૩૪૩૦૦ |
| ૧૩૧ | નડિયાદ | દિનશા જે. પટેલ | જનતા | ૪૩૫૨૭ | મધુભાઈ રા. દેસાઈ | ભારાકોં | ૩૦૨૪૪ | ૧૩૨૮૩ |
| ૧૩૨ | ચકલાસી | અમરસિંહજી વાઘેલા | ભારાકોં | ૪૪૯૮૩ | શંકરભાઈ દે. વાઘેલા | જનતા | ૨૩૮૦૦ | ૨૧૧૮૩ |
| ૧૩૩ | આણંદ | રણછોડભાઈ સોલંકી | ભારાકોં | ૩૮૦૫૭ | ચીમનભાઈ ર. રાજા | જનતા | ૧૨૯૪૪ | ૨૫૧૧૩ |
| ૧૩૪ | સારસા | ગોવિંદભાઈ જે. પટેલ | ભારાકોં | ૩૭૫૫૯ | મુળરાજસિંહ છાસટિયા | જનતા | ૮૦૨૪ | ૨૯૫૩૫ |
| ૧૩૫ | પેટલાદ | આશાભાઈ ધુ. બારૈયા | ભારાકોં | ૩૨૪૪૨ | ફુલાભાઈ વ. પટેલ | જનતા | ૨૫૩૭૦ | ૭૦૭૨ |
| ૧૩૬ | સોજીત્રા (અ.જા.) | શાંતાબેન મકવાણા | ભારાકોં | ૪૧૭૨૪ | જનાર્દન મ. પરમાર | ભાજપ | ૮૨૫૪ | ૩૩૪૭૦ |
| ૧૩૭ | માતર | મુલરાજસિંહ પરમાર | ભારાકોં | ૩૪૮૧૪ | ધીરુભાઈ અ. ચાવડા | જનતા | ૨૨૮૯૮ | ૧૧૯૧૬ |
| ૧૩૮ | બોરસદ | ઉમેદભાઈ ફ. ગોહિલ | ભારાકોં | ૪૮૮૩૩ | ઇન્દુભાઈ ઝ. પટેલ | જનતા | ૮૪૨૭ | ૪૦૪૦૬ |
| ૧૩૯ | ભાદરણ | માધવસિંહ ફુ. સોલંકી | ભારકોં | ૫૬૫૭૫ | હિંમતસિંહ ખો. જાદવ | જનતા | ૧૪૦૪૩ | ૪૨૫૩૨ |
| ૧૪૦ | ખંભાત | વિજયસિંહજી ચુડાસમા | ભારાકોં | ૩૪૨૪૩ | ડાહ્યાભાઈ ફુ. પટેલ | જનતા | ૯૯૨૫ | ૨૪૩૧૮ |

## વડોદરા જિલ્લો

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૪૧ | છોટાઉદેપુર (અ.જ.જા.) | સુખરામભાઈ રાઠવા | ભારાકોં | ૧૬૯૪૦ | રમણભાઈ ના. રાઠવા | જનતા | ૧૦૮૯૨ | ૬૦૪૮ |
| ૧૪૨ | જેતપુર | મોહનસિંહ છો. રાઠવા | જનતા | ૨૮૫૬૫ | અર્જુનસિંહ રે. રાઠવા | ભારાકોં | ૧૪૧૨૯ | ૧૪૪૩૬ |
| ૧૪૩ | નસવાડી (અ.જે.જા.) | મેઘાભાઈ જ. ભીલ | ભારાકોં | ૧૭૮૩૬ | મણિલાલ હી. ભીલ | જનતા | ૩૮૧૨ | ૧૦૦૨૪ |
| ૧૪૪ | સંખેડા (અ.જ.જા.) | ભાઈજીભાઈ ભા. તાડવી | ભારાકોં | ૨૦૩૮૯ | અંબાલાલ છ. તડવી | જનતા | ૧૨૫૧૬ | ૩૮૩૩ |
| ૧૪૫ | ડભોઈ | ગિરિરાજકુમારી કુશવાહા | ભારાકોં | ૨૨૭૧૩ | ઉમાકાંત જોષી | જનતા | ૧૮૩૩૯ | ૩૯૩૪ |
| ૧૪૬ | સાવલી | પ્રકાશચંદ્ર ક. બ્રહ્મભટ્ટ | જનતા | ૩૮૧૩૧ | પ્રભાતસિંહ જો. પરમાર | ભારાકોં | ૩૬૬૧૩ | ૧૫૧૮ |
| ૧૪૭ | વડોદરા શહેર | ભીખાભાઈ મુ. રબારી | ભારાકોં | ૩૧૪૯૬ | જીતેન્દ્ર ર. સુખડીયા | ભાજપ | ૯૪૨૧ | ૨૨૦૭૫ |
| ૧૪૮ | સયાજીગંજ | ડૉ. શિરીષ પુરોહિત | ભારાકોં | ૪૦૦૦૫ | મકરંદભાઈ ભ. દેસાઈ | ભાજપ | ૧૬૫૦૯ | ૨૩૪૯૬ |
| ૧૪૯ | રાવપુરા | રમેશભાઈ રા. ઠાકોર | ભારાકોં | ૨૩૫૬૧ | જસપાલસીંઘ | અપક્ષ | ૧૩૯૬૯ | ૫૫૯૨ |
| ૧૫૦ | વાઘોડિયા | મનુભાઈ લ. પટેલ | ભારાકોં | ૩૧૭૨૬ | ચંદ્રકાંતભાઈ પટેલ | જનતા | ૬૩૫૦ | ૨૪૯૭૬ |
| ૧૫૧ | વડોદરા ગામ | મહેન્દ્રસિંહ ત. ચૌહાણ | ભારાકોં | ૩૨૧૪૧ | ઉપેન્દ્રસિંહ પ્ર. ગોહિલ | જનતા | ૩૧૭૩૪ | ૪૦૭ |
| ૧૫૨ | પાદરા | જીતુભાઈ સો. પરમાર | ભારાકોં | ૩૦૯૯૪ | જસવંતલાલ સા. શાહ | જનતા | ૨૫૭૫૦ | ૫૨૨૪ |
| ૧૫૩ | કરજણ (અ.જા.) | ભાઈલાલભાઈ કે. ડાભી | ભારાકોં | ૩૯૧૭૯ | નગીનભાઈ ધ. પરમાર | જનતા | ૯૩૮૦ | ૨૯૭૯૯ |



અર્થાત

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | **ભરૂચ જિલ્લો** | | | |
| ૧૫૪ | જંબુસર | મગનભાઈ મુ. સોલંકી | ભારાકોં | ૫૨૩૬૪ | ગુજ્જર મનોહર આચાર્ય | જનતા | ૫૩૨૧ | ૪૬૬૪૩ |
| ૧૫૫ | વાગરા | હરિસિંહ ભ. મહીડા | ભારાકોં | ૪૨૫૫૫ | ઉદયસિંહ અ. રાજ | જનતા | ૭૬૩૦ | ૩૪૯૨૫ |
| ૧૫૬ | ભરૂચ | મહંમદ હા. ઈ. પટેલ | ભારાકોં | ૩૨૦૩૨ | છગનભાઈ બાબરભાઈ | જનતા | ૧૨૦૯૭ | ૧૯૯૩૫ |
| ૧૫૭ | અંકલેશ્વર | નાથુભાઈ ન. પટેલ | ભારાકોં | ૩૪૯૨૪ | ઠાકોરભાઈ ગુ. પટેલ | જનતા | ૧૪૫૧૦ | ૨૦૪૧૪ |
| ૧૫૮ | ઝઘડિયા (અ.જ.જા.) | રેવાદાસભાઈ લી. વસાવા | ભારાકોં | ૨૦૩૮૫ | છોટુભાઈ અ. પટેલ | જનતા | ૯૭૩૮ | ૧૦૬૪૭ |
| ૧૫૯ | ડેડિયાપાડા (અ.જ.જા.) | રામજી ઢી. વસાવા | ભારાકોં | ૨૨૧૧૧ | ચંદુભાઈ શ. દેશમુખ | જનતા | ૨૧૫૪૨ | ૫૬૯ |
| ૧૬૦ | રાજપીપળા (અ જ.જા.) | પ્રેમસિંગ દે. વસાવા | ભારાકોં | ૩૦૫૬૮ | વીરસીંગભાઈ મા. વસાવા | જનતા | ૭૨૪૬ | ૨ ૩૨૨ |
| | | | | | **સુરત જિલ્લો** | | | |
| ૧૬૧ | નિઝર (અ.જ.જા.) | ભીમસિંગ કો. વસાવા | ભારાકોં | ૧૯૬૯૪ | જેહરસિંગ ભીખાભાઈ | અપક્ષ | ૯૪૨૩ | ૧૦૨૭૧ |
| ૧૬૨ | માંગરોલ (અ.જ.જા.) | જયસિંહ કે. વસાવા | ભારાકોં | ૨૪૩૭૩ | નટવરસિંગ રા. વસાવા | જનતા | ૩૯૫૯ | ૨૦૪૧૪ |
| ૧૬૩ | સોનગઢ (અ.જ.જા.) | વસંતજી ગ. ગામિત | ભારાકોં | ૧૭૯૩૧ | નાગરભાઈ દિ. વસાવા | જનતા | ૪૩૬૬ | ૧૩૫૬૫ |
| ૧૬૪ | વ્યારા (અ.જ.જા.) | અમરસિંહ ભી. ચૌધરી | ભારાકોં | ૪૧૭૧૧ | ધીરુભાઈ ભે. પટેલ | ભાજપ | ૨૮૧૧ | ૩૮૯૦૦ |
| ૧૬૫ | મહુવા (અ.જ.જા.) | ધનજીભાઈ દ. ધાડિયા | ભારાકોં | ૨૬૨૩૯ | માનસિંહભાઈ ક. પટેલ | જનતા | ૧૨૫૪૦ | ૧૩૬૯૯ |
| ૧૬૬ | બારડોલી (અ.જ.જા.) | જીતુભાઈ છ. હળપતિ | ભારાકોં | ૩૦૬૨૫ | છોટુભાઈ ના. રાઠોડ | જનતા | ૫૬૧૨ | ૨૫૦૧૩ |
| ૧૬૭ | કામરેજ (અ.જ.જા.) | નારણ વ. રાઠોડ | ભારાકોં | ૩૬૭૨૦ | મંગુભાઈ ભ. રાઠોડ | ભાજપ | ૪૨૧૭ | ૩૨૫૦૩ |
| ૧૬૮ | ઓલપાડ (અ.જ.જા.) | મહેન્દ્રભાઈ ર. પટેલ | ભારાકોં | ૩૯૫૨૦ | હરિભાઈ લ. પટેલ | જનતા | ૯૯૫૧ | ૨૯૫૬૯ |
| ૧૬૯ | સુરત(ઉ) | ડૉ. ઈન્દિરા સોલંકી | ભારાકોં | ૨૫૪૬૮ | જદુભાઈ બા. જરીવાલા | જનતા | ૯૯૮૧ | ૧૫૪૮૭ |
| ૧૭૦ | સુરત(પૂ) | મહોમેદ જ. ચૌહાણ | ભારાકોં | ૧૯૪૫૨ | કાશીરામ છ. રાણા | ભાજપ | ૧૭૬૩૩ | ૧૮૧૯ |
| ૧૭૧ | સુરત(પ) | બાબુ સોપારીવાલા | ભારાકોં | ૩૩૦૨૯ | અરવિંદ ગોદીવાલા | ભાજપ | ૧૧૭૧૦ | ૨૧૩૧૯ |
| ૧૭૨ | ચોર્યાસી | કાંતિલાલ કે. પટેલ | ભારાકોં | ૪૨૫૫૯ | રમણભાઈ ના. પટેલ | ભાજપ | ૯૩૭૧ | ૩૩૨૨૪ |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | વલસાડ જિલ્લો | | | | |
| ૧૭૩ | જલાલપોર | વસંત પ. પટેલ | ભારાકોં | ૪૧૦૫૬ | ગોસાઈભાઈ છી. પટેલ | જનતા | ૩૯૪૧ | ૩૭૧૧૫ |
| ૧૭૪ | નવસારી (અ.જ.જા.) | મોહનભાઈ ર. તળાવિયા | ભારાકોં | ૩૪૭૨૪ | મંગુભાઈ છ. પટેલ | ભાજપ | ૧૦૭૮૨ | ૨૩૯૪૨ |
| ૧૭૫ | ગણદેવી | દિનકર ભી. દેસાઈ | ભારાકોં | ૪૦૧૨૨ | ડો. અમુલ એમ. દેસાઈ | જનતા | ૧૦૫૦૦ | ૨૯૬૨૨ |
| ૧૭૬ | ચીખલી (અ.જ.જા.) | ભારતીબેન ન. પટેલ | ભારાકોં | ૨૩૪૨૨ | કાનજીભાઈ મ. પટેલ | ભાજપ | ૧૮૫૬૦ | ૪૮૬૨ |
| ૧૭૭ | ડાંગ-વાંસદા (અ.જ.જા.) | ચંદરભાઈ હ. પટેલ | ભારાકોં | ૨૦૪૧૩ | મધુભાઈ જે. ભોઈ | જનતા | ૬૦૫૭ | ૧૪૩૫૬ |
| ૧૭૮ | વલસાડ | બરજોરજી પારડીવાળા | ભારાકોં | ૨૯૫૮૧ | દોલતભાઈ ના. દેસાઈ | અપક્ષ | ૨૦૪૬૯ | ૯૧૧૨ |
| ૧૭૯ | ધરમપુર (અ.જ.જા.) | શંકરભાઈ ર. પટેલ | ભારાકોં | ૨૨૯૨૪ | મણિભાઈ રા. ચૌધરી | ભાજપ | ૮૪૮૯ | ૧૪૪૩૫ |
| ૧૮૦ | મોટાપોંઢા (અ.જ.જા.) | બરજુલભાઈ ન. પટેલ | ભારાકોં | ૨૩૪૬૨ | મધુભાઈ ભા. રાઉત | જનતા | ૩૦૩૦ | ૨૦૩૯૨ |
| ૧૮૧ | પારડી (અ.જ.જા.) | સવિતાબેન છ. પટેલ | ભારાકોં | ૨૩૪૬૨ | રમણભાઈ દે. પટેલ | અપક્ષ | ૧૫૧૬૯ | ૨૪૯૯ |
| ૧૮૨ | ઉંમરગામ (અ.જ.જા.) | છોટુભાઈ વે. પટેલ | ભારાકોં | ૩૪૨૪૩ | રમણભાઈ ના. પાટકર | જનતા | ૪૫૮૩ | ૨૯૬૬૦ |

□ □ □

## ગુજરાત રાજ્ય રજત જયંતી વર્ષ

## વિશેષાંક

# અર્થાત્

'સેન્ટર ફૉર સોશ્યલ સ્ટડીઝનું ત્રૈમાસિક'
ઑક્ટોબર-ડિસેમ્બર ૧૯૮૫ ▫ ગ્રંથ ૪ : અંક ૪

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | **વલસાડ જિલ્લો** | | | | |
| ૧૭૩ | જલાલપોર | વસંત પ. પટેલ | ભારાકોં | ૪૧૦૫૬ | ગોસાઈભાઈ છી. પટેલ | જનતા | ૩૯૪૧ | ૩૭૧૧૫ |
| ૧૭૪ | નવસારી | મોહનભાઈ ર. તળાવિયા (અ.જ.જા.) | ભારાકોં | ૩૪૭૨૪ | મંગુભાઈ છ. પટેલ | ભાજપ | ૧૦૭૮૨ | ૨૩૯૪૨ |
| ૧૭૫ | ગણદેવી | દિનકર ભી. દેસાઈ | ભારાકોં | ૪૦૧૨૨ | ડૉ. અમુલ એમ. દેસાઈ | જનતા | ૧૦૫૦૦ | ૨૯૬૨૨ |
| ૧૭૬ | ચીખલી | ભારતીબેન ન. પટેલ (અ.જ.જા.) | ભારાકોં | ૨૩૪૨૨ | કાનજીભાઈ મ. પટેલ | ભાજપ | ૧૮૫૬૦ | ૪૮૬૨ |
| ૧૭૭ | ડાંગ-વાંસદા | ચંદરભાઈ હ. પટેલ (અ.જ.જા.) | ભારાકોં | ૨૦૪૧૩ | મધુભાઈ જે. ભોઈ | જનતા | ૬૦૫૭ | ૧૪૩૫૬ |
| ૧૭૮ | વલસાડ | બરજોરજી પારડીવાળા | ભારાકોં | ૨૯૫૮૧ | દોલતભાઈ ના. દેસાઈ | અપક્ષ | ૨૦૪૬૯ | ૯૧૧૨ |
| ૧૭૯ | ધરમપુર | શંકરભાઈ ર. પટેલ (અ.જ.જા.) | ભારાકોં | ૨૨૯૨૪ | મણિભાઈ રા. ચૌધરી | ભાજપ | ૮૪૮૯ | ૧૪૪૩૫ |
| ૧૮૦ | મોટાપોંઢા | બરજુલભાઈ ન. પટેલ (અ.જ.જા.) | ભારાકોં | ૨૩૪૬૨ | મધુભાઈ ભા. રાઉત | જનતા | ૩૦૩૦ | ૨૦૩૯૨ |
| ૧૮૧ | પારડી | સવિતાબેન છ. પટેલ (અ.જ.જા.) | ભારાકોં | ૨૩૪૬૨ | રમણભાઈ દે. પટેલ | અપક્ષ | ૧૫૧૬૯ | ૨૪૯૯ |
| ૧૮૨ | ઉમરગામ | છોટુભાઈ વે. પટેલ (અ.જ.જા.) | ભારાકોં | ૩૪૨૪૩ | રમણભાઈ ના. પાટકર | જનતા | ૪૫૮૩ | ૨૯૬૬૦ |

□ □ □

સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝનું ત્રૈમાસિક

# અર્થાત્

ઑક્ટોબર–ડિસેમ્બર ૧૯૮૫ ગ્રંથ : ૪ □ અંક : ૪

# લેખકવૃંદ

| | | |
|---|---|---|
| ૧ | અમરસિંહ ચૌધરી | ગુજરાત રાજ્યના મુખ્ય પ્રધાન |
| ૨ | ડી. ટી. લાકડાવાળા | આયોજન પંચના માજી ઉપાધ્યક્ષ, જાણીતા અર્થશાસ્ત્રી |
| ૩ | બાબુભાઈ જશભાઈ પટેલ | ગુજરાત રાજ્યના માજી મુખ્ય પ્રધાન |
| ૪ | એચ. એમ. પટેલ | કેન્દ્ર સરકારના માજી નાણાં પ્રધાન, એક વખતના નાણાં-સચિવ અને હાલ સંસદ સભ્ય |
| ૫ | નાનુભાઈ અમીન | જ્યોતિ લિમિટેડ કંપનીના મેનેજિંગ ડિરેક્ટર, જાણીતા ઉદ્યોગપતિ, સૂર્યઊર્જાના સંશોધનમાં મહત્ત્વનું પ્રદાન કરનાર |
| ૬ | ધનવંત ઓઝા | જાણીતા પત્રકાર |
| ૭ | દિનકર મહેતા | સામ્યવાદી પક્ષ (માર્ક્સવાદી)ના અગ્રણી |
| ૮ | પ્રદીપકુમાર બોઝ | સીનીયર રીસર્ચ ફેલો, સેન્ટર ફોર સોસ્યલ સ્ટડીઝ, સુરત. |
| ૯ | જે. બી. સેંડિલ | ગુજરાત ગ્રંથનિર્માણ બોર્ડના અધ્યક્ષ, સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના માજી કુલપતિ. |
| ૧૦ | રમેશ પટેલ | દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીના સમાજશાસ્ત્ર વિભાગના ભૂતપૂર્વ વિદ્યાર્થી |
| ૧૧ | કલ્પના શાહ | વ્યાખ્યાતા, ડીપાર્ટમેન્ટ ઓફ રૂરલ સ્ટડીઝ, દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી |
| ૧૨ | અરવિંદ દાસ | સીનીયર રીસર્ચ ફેલો, સેન્ટર ફોર સોસ્યલ સ્ટડીઝ, સુરત. |
| ૧૩ | એમ. આર. મેક | ગ્રંથપાલ, સેન્ટર ફોર સોસ્યલ સ્ટડીઝ, સુરત |

## સંપાદકીય

અત્યારે રાજકીય સરહદોવાળું જે ગુજરાત રાજ્ય છે અને જેમાં ગુજરાતી કે તેને લગતી બોલીઓ બોલનાર લોકો વસે છે તેવા લોકોનું અલગ રાજ્ય ઇતિહાસમાં પહેલી વખત ૧૯૬૦માં થયું. આ વિસ્તારના ગુજરાતીભાષી લોકો અલગ અલગ રાજ્યમાં વહેંચાયેલા હતા અથવા તેઓ બીજી ભાષા બોલનાર લોકો સાથે આજના કરતાં વિશાળ એવા રાજ્યના ભાગ હતા. એક વખત આ પ્રદેશ આનર્ત નામે ઓળખાતો. મૈત્રકકાળ દરમિયાન એટલે કે લગભગ ઈ. સ. ૫૦૦ દરમિયાન આ પ્રદેશ 'ગુર્જરદેશ' કે 'ગુર્જરભૂમિ' તરીકે જાણીતો થયો. નવમી સદીમાં ગુર્જરભૂમિ 'ગુર્જરત્રા' કે 'ગુજ્જરત્તા' કહેવાઈ. આ સંસ્કૃત-પ્રાકૃત રૂપ, ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીના મત મુજબ, વસ્તુતઃ 'ગુજ'માં અરબીનો નારીજાતિના બહુવચનનો 'આત' પ્રત્યય લાગતાં થયેલા 'ગુઝ્રાત' શબ્દ પરથી વ્યુત્પન્ન થયું જણાય છે.

બ્રિટિશકાળ દરમિયાન, આઝાદી પહેલાં, આ પ્રદેશનો કેટલોક ભાગ મુંબઈ પ્રાંતમાં હતો અને બીજો પ્રદેશ નાનાં-મોટાં જુદાં જુદાં દેશી રાજ્યોમાં વહેંચાયેલો હતો. આઝાદી પછી તળ ગુજરાત જેમાં ઉત્તરે મહેસાણા, સાબરકાંઠાથી દક્ષિણે-વલસાડ જિલ્લો મુંબઈ રાજ્યમાં હતાં, જ્યારે સૌરાષ્ટ્ર અને કચ્છ જુદાં રાજ્યો હતાં. ૧૯૫૬માં સૌરાષ્ટ્ર અને કચ્છ તળ ગુજરાત સાથે દ્વિભાષી મુંબઈ રાજ્યના ભાગ બન્યા. ૧૯૬૦ના એપ્રિલમાં લોકસભાએ રાજ્ય પુનઃરચનાનો કાયદો પસાર કર્યો અને ગુજરાત અને મહારાષ્ટ્ર એવાં બે અલગ રાજ્યો ૧લી મે, ૧૯૬૦થી અમલમાં આવ્યાં. આમ ગુજરાતી ભાષા બોલતાં ગુજરાતનાં અંગો અને ઉપાંગો એકત્રિત થયાં.

ગુજરાત રાજ્યને અસ્તિત્વમાં આવ્યે ૨૫ વર્ષ પૂરાં થયાં. સામાન્ય રીતે ગુજરાત એટલે વેપારી લોકોનો પ્રદેશ એવી એક છાપ છે. વેપારીઓ વર્ષના અંતે નફા-નુકસાનનું સરવૈયું કાઢે અને આગળ ક્યાં જવું છે એનો વિચાર કરે. સરવૈયું કરીએ એટલે આત્મસંશોધન કરવાની પણ તક મળે. સિદ્ધિઓ સાથે ભૂલોનો પણ હિસાબ મુકાય, સરવાળો-બાદબાકી થાય. આ ખ્યાલે રાજ્યના રજતજયંતી પ્રસંગે 'અર્થાત્'નો ગુજરાત પર એક વિશેષાંક તૈયાર કરવાનું નક્કી કર્યું. અમે રાજ્યના હાલના અને ભૂતપૂર્વ હયાત મુખ્ય-પ્રધાનો અને નાણાંપ્રધાનો, જુદા જુદા પક્ષોના આગેવાનો, ઉદ્યોગપતિઓ, મજૂરનેતાઓ, આદિવાસી, હરિજન, બીજા પછાત વર્ગો અને મુસ્લિમ કોમના આગેવાનો, કેટલાક પત્રકારો, લેખકો અને સંશોધકોને 'અર્થાત્'ના વિશેષાંકમાં ગુજરાતનાં ૨૫ વર્ષના સંદર્ભમાં લેખ લખવા આમંત્રણ મોકલ્યાં. અને અમારા પત્રમાં નીચેના ત્રણ સવાલોને સાંકળી લેતો લેખ લખવા સૂચન કર્યું.

૧ છેલ્લાં ૨૫ વર્ષમાં તમારી દૃષ્ટિએ ગુજરાતમાં ક્યાં ક્યાં પરિવર્તનો આવ્યાં છે? ગુજરાતે શું હાંસલ કર્યું અને શું ગુમાવ્યું? બીજી રીતે કહીએ તો આપણે કયા કયા મુખ્ય સવાલો ઉકેલી શક્યા અને કયા કયા સવાલો ઉકેલી ન શક્યા? અને કયા નહિ કલ્પેલા સવાલો ઊભા થયા?

૨ આપણે જે કંઈ પ્રગતિ કરી છે તે જાળવી રાખવા અને આગળ વધવા આપણે કમસે કમ શું કરવું પડશે?

૩ આપણે જે સવાલો ઉકેલી શક્યા નથી તે માટે શું શું કરવું જોઈએ?

કેટલાક લેખકોને તેઓ જે ક્ષેત્રમાં કામ કરે છે એના અંગે લખવા વિનંતી કરી. દાખલા તરીકે

# સંપાદકીય

મજૂરનેતાને ગુજરાતના કામદારો અંગે લખવા વિનંતી કરી. અમારા આમંત્રણને એકંદરે સારો પ્રતિભાવ સાંપડ્યો. આમ છતાંય, બધાં ક્ષેત્રો આવરી શકાયાં નથી તેનું દુઃખ છે. નાણાકીય મુશ્કેલી તેમ જ 'અર્થાત્'ના અંકની પાનાંની મર્યાદાને કારણે અમને પ્રાપ્ત થયેલ બધા લેખો એક જ અંકમાં સમાવવાનું શક્ય નથી, એટલે કેટલાક લેખો પ્રસ્તુત અંકમાં આપ્યા છે અને બાકીના લેખો આવતા અંકમાં આપીશું. અમારા આમંત્રણને માન આપી જે મહાનુભાવોએ અમને લેખો મોકલ્યા છે તે સૌનો અમે આભાર વ્યક્ત કરીએ છીએ.

  

'અર્થાત્'નું આપનું લવાજમ
બાકી હોય તો સત્વરે મોકલી
આપવા વિનંતી.

# ગુજરાતનો વિકાસ અને સમસ્યાઓ

અમરસિંહ ચૌધરી

ગુજરાત રાજ્યની સ્થાપના થઈ ત્યારથી તે આજ સુધીમાં, એટલે કે છેલ્લાં ૨૫ વર્ષમાં ગુજરાતે વિવિધ ક્ષેત્રોમાં નોંધપાત્ર પ્રગતિ કરી છે અને તે દેશનું એક પ્રગતિશીલ રાજ્ય બન્યું છે. ૧૯૬૦–૬૧માં ગુજરાતનો વિકાસદર જે ૨.૮ ટકા હતો તે આજે ૫ ટકાએ પહોંચ્યો છે, એટલે આપણી વિકાસઝડપ બમણી થઈ છે. માથા દીઠ આવક રૂ. ૬૮૦થી વધીને રૂ. ૯૫૦ સુધી પહોંચી છે. ઔદ્યોગિક વિકાસની આગેકૂચમાં ગુજરાતનું સ્થાન દેશમાં બીજા નંબરે છે. ૨૫ વર્ષ પહેલાં ફેક્ટરી-ક્ષેત્રે માથાદીઠ ઉમેરાયેલા મૂલ્યનો દર રૂ. ૫૨ હતો જે વધીને રૂ. ૨,૪૨૭નો થયો છે. ૧૯૬૦માં નોંધાયેલી ફેક્ટરીઓની સંખ્યા ૩,૯૧૧ની હતી અને તેમાં ૩·૪૦ લાખ વ્યક્તિઓને રોજગારી મળતી હતી. આજે આ ફેક્ટરીઓની સંખ્યા લગભગ ત્રણ ગણી વધી છે, જે સાત લાખ વ્યક્તિઓને રોજગાર આપે છે. ઔદ્યોગિક ક્ષેત્રની સાથે સાથે કૃષિક્ષેત્રે પણ ગુજરાતે ઠીક ઠીક પ્રગતિ કરી છે. છેલ્લાં ૨૫ વર્ષમાં કૃષિ ઉત્પાદનનો સરેરાશ વર્ષિક વિકાસદર ૨.૮ ટકા છે જે દેશના સરેરાશ વિકાસદર કરતાં વધારે છે. ૧૯૬૦–૬૧માં ગુજરાતમાં અન્નનું ઉત્પાદન ૨૦ લાખ ટન હતું જે ૧૯૮૫માં ૫૩ લાખ ટન થયું. ૯.૭૨ લાખથી વધીને સિંચાઈક્ષમતા ૩૧ લાખ હેક્ટર સુધી પહોંચી છે અને આવતા દાયકામાં નર્મદા યોજના પૂરી થતાં ગુજરાતની ૩૭ ટકા જમીનને સિંચાઈનો લાભ મળશે. ૨૫ વર્ષ પહેલાં ૮૨૩ ગામનું વીજળીકરણ હતું જે વધીને ૧૬,૩૫૦ ગામોનું થયું છે.

વિકાસની પ્રક્રિયા નોંધપાત્ર છે પણ સંતોષજનક નથી. આપણે હજી ઘણી લાંબી મજલ કાપવાની છે. માથા દીઠ આવકમાં આપણો ક્રમ ઊંચો હોવા છતાં જીવનધોરણના આંકની ભૌતિક ગુણવત્તાના સંદર્ભમાં દેશમાં ગુજરાતનું સ્થાન બારમું છે. આપણે ત્યાં બીજાં ઘણાં રાજ્યોની સરખામણીમાં બાળમૃત્યુનું પ્રમાણ ઠીક ઠીક વધારે છે. ગુજરામાં હજુ પણ ૩૭ ટકા લોકો ગરીબી રેખાની નીચે જીવે છે. રાજ્યના ૧૮૨ તાલુકાઓમાંથી ૫૮ તાલુકાઓ પછાત છે. આ મુખ્યત્વે આદિવાસી વસતી ધરાવતા તાલુકાઓ છે. ઔદ્યોગિક વિકાસથી રોજીરોટીની તકો વધી છે પણ આ વિકાસ અસમતોલ છે. કોઈ વિસ્તારમાં ઉદ્યોગો ભરપૂર ખીલ્યા છે તો અમુક પ્રદેશો ઉદ્યોગોથી વંચિત રહ્યા છે. વળી ઉદ્યોગોના કેન્દ્રીકરણને લીધે અને કારખાનાવાળાઓની અપૂરતી સામાજિક જવાબદારીને કારણે પ્રદૂષણ વધ્યું છે. સ્લમ પણ વધ્યા છે. સિંચાઈની સાથે સાથે પાણી ભરાવાના પ્રશ્નો પણ વધ્યા છે. શિક્ષિત બેકારોની સંખ્યામાં વધારો થયો છે. કોમ કોમ અને જાતિ જાતિ વચ્ચેનાં રમખાણો પણ છેલ્લાં ૨૫ વર્ષમાં વધ્યાં છે. ખાસ કરીને છેલ્લા પાંચ માસમાં આપણે જોયું કે એક કોમનો ભાઈ બીજી કોમના ભાઈને, એક કોમની બહેન બીજી કોમની બહેનને શંકાની દૃષ્ટિએ જોતાં થયાં છે અને ભયભીત બન્યાં છે.

વિકાસની સાથે સાથે આ સવાલોને ઉકેલવા માટે આપણે સૌએ ભેગાં મળી ગુજરાતના સર્વાંગી વિકાસ માટે કામ કરવું પડશે. ગુજરાતની સાતમી પંચવર્ષીય યોજનામાં આ પ્રશ્ન હલ કરવા માટે સરકાર પ્રયત્નશીલ છે. સૌથી પહેલા વિકાસનો દર ૫ ટકાથી ૫.૯ ટકા

કરવા માટે જરૂરી સગવડો ઊભી કરવામાં આવશે. આ વિકાસ પછાત વિસ્તારો સુધી પહોંચે તે માટે ઉદ્યોગોના વિકેન્દ્રીકરણ માટે ધ્યાન આપવું પડશે કે જેથી છેવાડે બેઠલા આદિવાસી–હરિજન અને બીજા પછાત વર્ગના લોકોને રોજીરોટીની તકો મળે. ઉદ્યોગોના સ્થળે લોકોને ખસેડવા કરતાં લોકો રહેતા હોય ત્યાં ઉદ્યોગો લઈ જવા જોઈએ. આજે આપણા ઉદ્યોગો રેલવે લાઇન અને હાઇવે પાસે વિકસ્યા છે અને તે રીતે એક સાંકડી પટ્ટી ઊભી થઈ છે. રાજ્યના સંતુલિત વિકાસના હિતમાં હવે પૂર્વ પટ્ટી તરફ ઉદ્યોગો વિકસે તે માટે ઉદ્યોગોને ખાસ પ્રોત્સાહન આપવાનું અમારું આયોજન છે. અલબત્ત આ વિસ્તારોમાં ઉદ્યોગોને વિકસાવવા માટે જે નિમ્નતંત્રો (infrastructure) જોઈએ તે સરકાર વિકસાવશે, ઔદ્યોગિક રીતે પછાત જિલ્લાઓમાં ઉદ્યોગનગરોનો વિકાસ કરવામાં આવશે અને ત્યાં ઊભાં થતાં ઔદ્યોગિક એકમોને નાણાકીય સહાય, અને ઉદ્યોગ-સાહસિકોને તાલીમ આપવાનું આયોજન કરવામાં આવશે. આવતાં પાંચ વર્ષમાં રાજ્યની સમગ્ર વસતીને પીવાનું પાણી, ગ્રામવીજળીકરણ અને માર્ગોના જોડાણની કેટલીક મૂળ-ભૂત ન્યૂનતમ જરૂરિયાતો પૂરી પાડવાનું અમારું લક્ષ્ય છે. આવતા થોડાક સમયમાં જ ગામના દરેક હરિજન આદિવાસી ફળિયામાં પાણી, રસ્તો અને વીજળી ન હોય તો તે આપવાનો કાર્યક્રમ અગ્રીમ સ્થાને છે. કોંગ્રેસ શતાબ્દીવર્ષમાં આ કામ પૂરું કરવું છે. ગરીબી રેખા નીચે જીવતાં કુટુંબોને લઘુ કે કુટિર ઉદ્યોગો દ્વારા, ગ્રામ્ય કારીગરોને એમની કૌશલતાને વિકસાવી તેમનાં ઉત્પાદનો બજાર સાથે સંકલિત કરવાનો પ્રયત્ન કરીશું કે જેથી તેમની આવકમાં વધારો થાય. ગામડાના ગરીબોને ઘરથાળની જમીન આપી મોટા પાયા પર સસ્તાં ઘર બાંધવા માટેનું અમારું આયોજન છે. આમાંય, આદિવાસીઓ અને હરિજનોમાં જે સૌથી પાછળ રહી ગયા છે જેવા કે કોલઘા, કોલચા, સીદી જેવા આદિ-વાસીઓ અને ભંગી, તુરી, સેનમા જેવા હરિજન જાતિનાં તમામ કુટુંબોને રહેઠાણવ્યવસ્થા વહેલામાં વહેલી તકે આવતાં ત્રણ વર્ષમાં પૂરી પાડવાનું આયોજન છે. શહેરોમાં સ્લમવિસ્તારોમાં ક્રમસે ક્રમ રસ્તા, લાઈટ, ગટર અને પાણીની વ્યવસ્થા ઊભી કરવાને અગ્રીમતા રહેશે. આ સાથે શહેરના કામદારોનાં રહેઠાણ અને ઉદ્યોગોને એક બીજા સાથે સાંકળી, કારખાનાના માલિકો પોતાના કામદારોને રહેઠાણની વ્યવસ્થા પૂરી પાડે તેવો પ્રયત્ન કરવો છે કે જેથી ઉદ્યોગપતિઓ સામાજિક જવાબદારી સ્વીકારતા થાય અને કામદારોનો રહેઠાણનો પ્રશ્ન ઉકલી શકે. તેમ થતાં સ્લમની સમસ્યા હળવી થાય. તે સાથે સાથે ગુજરાતનાં જે ગામડાંઓમાં પાણીની સમસ્યા છે તે ગામોને ઉદ્યોગપતિઓ કે તેમનાં મંડળો–ચેમ્બર ઓફ કોમર્સ–દત્તક તરીકે સ્વીકારી આ ગામોમાં ક્રમસે ક્રમ પીવાના પાણીની સમસ્યા ઉકેલવા મદદ કરે તે માટે મારા પ્રયત્નો છે. આ સાથે જાતિવાદ અને કોમવાદના ભૂતને વશ કરવાનો આપણે સૌએ સહિયારો પ્રયત્ન કરવો પડશે.

કામ મોટું છે પણ અઘરું નથી. બીજાં રાજ્યોની સરખામણીમાં આપણું વહીવટીતંત્ર વ્યવસ્થિત અને કાર્યક્ષમ છે. આપણે ત્યાં ઘણા પ્રામાણિક, ખંતીલા અને કમીટેડ અમલદારો છે. તે સાથે સાથે સ્વૈચ્છિક મંડળો છે કે જેમનું વિકાસની પ્રક્રિયામાં મહત્ત્વનું પ્રદાન છે. આ ભગીરથ કામ પાર પાડવા ગુજરાતના બૌદ્ધિકોને મારી અપીલ છે કે તેઓ પણ આગળ આવે અને અમને તેમનાં રચનાત્મક સલાહ-સૂચનોનો લાભ આપે. ચાલો, આપણે સૌ ભેગા મળી ગુજરાતના સર્વાંગી વિકાસની, ગાંધીજીની સુરાજ્યની કલ્પના સાકાર કરવા પ્રયત્ન કરીએ.



સરકાર તથા લોકોના શ્રેષ્ઠ પ્રયત્નો છતાં કુલ વાવેતર હેક્ટરની જમીનના ફક્ત ૨૨ ટકા સિંચાઈ હેઠળ હતા અને તેમાંની મોટા ભાગની જમીન (૭૩ ટકા)માં કૂવા દ્વારા સિંચાઈ થતી હતી. નહેર દ્વારા સિંચાઈ ફક્ત ૧૮ ટકા જમીનમાં જ થતી હતી. કેટલાક વિસ્તારોમાં પાણી વધારે પ્રમાણમાં ખેંચવામાં આવે છે જેથી પાણીની સપાટી નીચે ઊતરતી જાય છે. આ પ્રકારની કુદરતી મર્યાદાઓને કારણે, જ્યારે નર્મદા જેવી મોટી નદી નાથવામાં આવશે ત્યારે પણ ફક્ત ૪૨ ટકા વિસ્તારમાં જ સિંચાઈ થઈ શકશે.

કુલ વાવેતર હેઠળની જમીનનો ફક્ત અડધો જ ભાગ ધાન્ય પાકો હેઠળ છે. બાકીના ભાગમાં મગફળી અને કપાસ અગત્યનું સ્થાન ધરાવે છે. અમેરિકન આંતરિક યુદ્ધ થયું ત્યારથી ભારતીય કૃષિનીતિમાં કપાસની ખેતી ઉચ્ચ અગ્રતાક્રમ ધરાવે છે. હિન્દુસ્તાનના ભાગલા અને તેને પરિણામે સર્જાયેલી, ખાસ કરીને લાંબા તાંતણા ધરાવતા કપાસની અછતે તે દિશામાં સંશોધનને વેગ આપ્યો છે. આમાં ગુજરાતે નોંધપાત્ર પ્રારંભિક લાભ મેળવ્યો છે. તાજેતરમાં, ભારતને તેલીબિયાંના ઉત્પાદનમાં સ્વનિર્ભર બનાવવા માટેની નીતિના એક ભાગ તરીકે, મગફળીના સંશોધનને વેગ મળ્યો છે, અને સહકારી ધોરણે દૂધ વેચાણ કરવા માટેની 'અમૂલ' જેવી તરાહ, મગફળી માટે પણ ઊભી કરી શકાય કે કેમ તે અંગે પ્રયોગો ચાલુ છે. જો તે સફળ થાય તો ગુજરાતમાં કૃષિક્ષેત્રને સારો એવો ફાયદો થશે. દરમિયાનમાં, રોકડિયા પાકોની વિસ્તરતી જતી ખેતીને કારણે ગુજરાતના ખેડૂતોમાં ઉચ્ચ કક્ષાની સાહસિક નવીનીકરણ કરવાની વૃતિ (enterprising innovativeness) અને ગણત્રી પૂર્વકનાં જોખમો ખેડવાની વૃત્તિ વધતી જાય છે. આ વૃત્તિ વિભિન્ન રીતે જોઈ શકાય છે જેમ કે હેક્ટર દીઠ રાસાયણિક ખાતરનો વપરાશ. એમાં પ્રતિકૂળ પરિસ્થિતિ હોવા છતાં ગુજરાત સમગ્ર ભારતની સરેરાશ કરતાં ઉપર છે. મગફળી, શેરડી, કપાસ અને બટાકા જેવા ઘણા રોકડિયા પાકોમાં ગુજરાતનું હેક્ટર દીઠ ઉત્પાદન, સમગ્ર ભારતની સરેરાશ કરતાં વધુ છે. ગૌણ સાધનો દ્વારા થયેલી સિંચાઈમાં ડીઝલ પમ્પોનો ઉપયોગ સૌથી વધુ છે અને વીજળીનો વપરાશ પણ સરેરાશ કરતાં વધુ છે. પરિસ્થિતિની સરખામણીમાં હેક્ટર દીઠ ઉત્પાદન વધુ સારું છે. દાખલા તરીકે તમામ પાકો (ડાંગર સિવાય)નું પિયત જમીનમાં હેક્ટર દીઠ ઉત્પાદન, સમગ્ર ભારતના સરેરાશ ઉત્પાદન કરતાં વધુ છે. છેલ્લાં ૩૫ વર્ષોમાં ધાન્યોનું ઉત્પાદન વાર્ષિક ૪·૨ ટકાના દરે વધ્યું છે. એ ભારતમાં ત્રીજા ક્રમનો સૌથી વધુ દર છે. રોકડિયા પાકોને કારણે આ દર ઘટયો છે. છેલ્લાં કેટલાંક વર્ષોમાં કૃષિક્ષેત્રનો વિકાસ, વાવેતર હેઠળની જમીનનો વિસ્તાર વધવાને કારણે નહિ પણ હેક્ટર દીઠ વધુ ઉત્પાદન પ્રાપ્ત કરીને મેળવાયો છે.

ગુજરાતના કૃષિક્ષેત્રની આટલી પ્રગતિ હોવા છતાં મોટા પ્રમાણમાં થયેલા મોસમી ફેરફારો[1] ટાળી શકાયા નથી. વિભિન્ન પાકો પર પ્રતિકૂળ ચોમાસાની અસર ભિન્ન હોય છે પણ મોટે ભાગે તે એક જ દિશામાં હોય છે. આથી મોસમની પરિસ્થિતિને લીધે કૃષિ ઉત્પાદનમાં વધુ પ્રમાણમાં વધારો અથવા ઘટાડો થાય છે. આ સમગ્ર ભારતના કૃષિક્ષેત્ર માટે પણ સાચું છે પણ ગુજરાતના કૃષિક્ષેત્રમાં આ પ્રકારના મોટા ફેરફારો વારંવાર થાય છે. આના એક ઉદાહરણ તરીકે જોઈએ તો હાલની કિંમતે ૧૯૭૦–૭૧ કરતાં તેની પછીનાં પાંચ વર્ષો ૧૯૭૨–૭૩, ૧૯૭૩–૭૪, ૧૯૭૪–૭૫, ૧૯૭૯–૮૦ અને ૧૯૮૦–૮૧ માં કૃષિઉત્પાદન ઓછું હતું અને ૧૯૭૨-૭૩ અને ૧૯૭૪–૭૫માં ગુજરાતનું SDP (રાજ્ય આંતરિક ઉત્પાદન) સ્થિર કિંમતોએ ઓછું હતું. આને કારણે 'સારાં' અને 'ખરાબ' વર્ષો કઈ રીતે ધ્યાનમાં લેવામાં આવે છે તેના પર આધાર રાખતા વૃદ્ધિ દરની ગણત્રી ઘણી મુશ્કેલ બને છે.[2]

ત્રિવાર્ષિક સરેરાશ લેવા છતાં પણ વિભિન્ન સમયગાળાના વૃદ્ધિ દરોની સરખામણી જોખમી બને છે; કારણ કે મોસમી તરાહ ભિન્ન હોય છે. કયા વર્ષથી શરૂઆત કરવામાં આવે છે અને છેલ્લુ કયું વર્ષ લેવામાં આવે છે તેના પર ઘણો આધાર છે.

### સહકારી ચળવળ

ગુજરાતના કૃષિક્ષેત્રનું એક નોંધપાત્ર લક્ષણ સહકારી ચળવળનો ફેલાવો અને સફળતા છે. ખાસ કરીને ધિરાણ અને વેચાણમાં આ ભાવનાનું એક ઉત્તમ ઉદાહરણ 'અમૂલ ડેરી'નું સંચાલન છે કે જે અદ્યતનતા અને સંસ્કારિતા (refinement)ની ઉચ્ચ કક્ષાએ પહોંચ્યું છે. તેનાં ઉત્પાદનો સમગ્ર દેશમાં વિશાળ પ્રમાણમાં સ્વીકારાયાં છે. તેનાં ઘટક એકમો —ગ્રામ્ય સહકારી મંડળીઓ—જે સભ્યો તેમને દૂધ વેચે છે તેમને ઘણાં નફાકારક હોવા ઉપરાંત સ્થાનિક સાર્વજનિક સેવાઓ ઊભી કરવામાં ઉદાર ફાળો આપે છે. ટોચની (apex) સહકારી મંડળી દુધાળાં ઢોરોની ઉત્પાદકતા અને ઓલાદ સુધારવા માટે તેમની તમામ જરૂરિયાતો પૂરી પાડવામાં મદદ કરવાનો પ્રયત્ન કરે છે. સહકારી મંડળીઓનું સભ્યપદ નાના તથા સીમાંત ખેડૂતો અને જમીનવિહોણાં કુટુંબો સુધી ફેલાયેલું છે. જોકે છેલ્લા જણાવેલા વર્ગનું સભ્યપદ થોડી શંકા સાથે જોવું જોઈએ. કારણ કે તેમાં વેપારીઓ, પગાર મેળવતા કર્મચારીઓ, ગણોતિયાઓ વગેરેનો સમાવેશ પણ થાય છે.[૩] તેના વ્યાપક સ્વીકારને કારણે એક અગત્યની સમસ્યા ઊભી થઈ. તે ઉત્પાદકોની સહકારી મંડળી હોવાને કારણે ગ્રાહકોના હિતને સ્પષ્ટપણે ધ્યાનમાં લેતી નથી. તેનો મુખ્ય હેતુ, તેના સભાસદો જે વેચાણ કિંમત મેળવે તે અને તેમનો ઉત્પાદન ખર્ચ એ બે વચ્ચેનો તફાવત વધારવાનો છે. તેથી તે હમેશાં એવા ઉત્પન્નની શોધમાં રહે છે કે જેના ઉત્પાદનથી નફાનો ગાળો વધુ રહે. આ સંદર્ભમાં તે બીજા ખાનગી ઉત્પાદકો જેવી જ છે. પોષણની દૃષ્ટિએ 'સસ્તું ઉત્પાદન' એ તેનું અગત્યનું ધ્યેય નથી. જો દૂધ કરતાં 'શ્રીખંડ'માં વધારે નફો મળે તો તે 'શ્રીખંડ'નું ઉત્પાદન કરશે. મોટા ખાનગી ઉત્પાદકોના કિસ્સામાં બને છે તે પ્રમાણે જ સામાન્ય જનતાના હિતમાં તેમને માટે પણ, ઉત્પાદન અને કિંમતો પર નિયમન જરૂરી બને છે. આ મર્યાદાઓ હોવા છતાં પણ, 'ઑપરેશન ફ્લડ'ને અપનાવીને, સમગ્ર દેશમાં ડેરી ઉદ્યોગને 'અમૂલ'ની તરાહ પ્રમાણે મજબૂત કરવા માટે નેશનલ ડેરી ડેવલપમેન્ટ બોર્ડ રચાયું છે તે ગૌરવની બાબત છે.

### મુશ્કેલીઓ અને લાભો

ખાણ અને ખનીજોની બાબતમાં ગુજરાતને કુદરતી બક્ષિસ મળી નથી. તેલ, ચુનો અને લીગ્નાઈટ સિવાય ગુજરાતમાં ભાગ્યે જ કોઈ મહત્ત્વની ખનીજનો ભંડાર છે. ફ્લોરાઇટ (કોન્સન્ટ્રેટ એસીડ ગ્રેડ અને મેટલર્જિકલ ગ્રેડ), ચોક, ફાયરક્લે, બોક્સાઇટ, કુદરતી વાયુ, પેટ્રોલિયમ, ડોલોમાઈટ. સીલીકા સેન્ડ, ચુનો, મોલ્ડિંગ સેન્ડ અને લીગ્નાઈટમાં, ગુજરાતનો હિસ્સો સમગ્ર ભારતના કુલ ભૌતિક ઉત્પાદનના ૫ ટકા કરતાં વધુ છે. કોલસો. લોખંડ, તાંબું, સીસું, જસત અથવા આવી કોઈપણ ધાતુ ગુજરાતમાં મળતી નથી. કોલસો અને લોખંડ બંને ખૂબ જ લાંબા અંતરેથી લાવવાં પડે છે અને તેથી ખર્ચાળ બને છે. લોખંડ માટે એકસરખી (uniform) વહનખર્ચ વ્યવસ્થા હોવાથી તેની કિંમતમાં વહનના ખર્ચનો સમાવેશ થતો નથી પરંતુ કોલસા માટે વહનનો ખર્ચ ઉમેરાય છે. વધારે અગત્યનું એ છે કે કોલસા માટે પૂરતો રેલવે વાહનવ્યવહાર ઉપલબ્ધ નથી અને તેથી તે કેટલીકવાર અપ્રાપ્ય બને છે. ગુજરાતનો એક મોટો કુદરતી લાભ તેનો વિશાળ કાંઠાપ્રદેશ છે જે દેશના કુલ કાંઠાપ્રદેશનો ત્રીજો ભાગ છે. તેનાથી મચ્છીમાર અને મીઠાના ઉદ્યોગો માટે ઘણી તકો છે પણ તેનાથી ખારાશ દાખલ થવાનો (salinity ingress) પ્રશ્ન પણ ઊભો થાય છે.

છેલ્લા આઠ દસકામાં (૧૯૦૧–૧૯૮૧) ગુજરાતની વસ્તી, બાકીના ભારતની વસ્તી કરતાં વધુ ઝડપથી વધી છે. કુટુંબનિયોજનના ફેલાવા છતાં. છેલ્લા ત્રણ દસકામાં જ ૭૦ ટકા જેટલી વૃદ્ધિ થઈ છે. રાજ્યની વસ્તીમાં અનુસૂચિત જનજાતિઓની ટકાવારી ૧૪.૨ ટકા—ઓરિસ્સા અને મધ્યપ્રદેશ પછી ત્રીજા ક્રમે—છે.[૪] સામાજિક-આર્થિક લાક્ષણિકતાઓની દૃષ્ટિએ ગુજ-

રાતની ઘણી જનજાતિઓ, સામાન્ય વસ્તીના જેવી જ હોવા છતાં, તેમનું મોટી સંખ્યામાં અસ્તિત્વ હોવાને કારણે આર્થિક વિકાસ ધીમો પડે છે. તેઓ જે વિસ્તારમાં વધુ પ્રમાણમાં રહે છે તેમાં, તેમની ખાસ જરૂરિયાતો પૂરી કરવા માટે જનજાતિ પેટા યોજના બનાવવામાં આવી છે જે કુલ જનજાતિ વસ્તીના ૮૧ ટકાને આવરી લે છે.

આધુનિક ઉદ્યોગ માટે વીજળી એ એક અગત્યનું ઘટક (constituent) છે અને સૌથી સસ્તું, સૌથી શુદ્ધ અને સૌથી ઓછી સમસ્યાવાળું વીજળીનું સાધન જળવીજળી (hydroelectricity) છે. જોકે, વધુ મૂડી-ખર્ચ અને તેના બાંધકામમાં જતા વધુ સમયને કારણે ભારતમાં તેને પસંદ કરવામાં આવતું નથી. ગુજરાતના સંદર્ભમાં જોઈએ તો જળવીજળી મથકોની તકો મર્યાદિત છે. જળવીજળી, કુલ વીજળીના ઉત્પાદનનો ફક્ત ૧૧ ટકા ભાગ જ છે, અને કુલ સુપ્ત શક્તિ (potential)ના ૪૪ ટકા ભાગનો જ ઉપયોગ થઈ રહ્યો છે. કોલસો લાંબા અંતરેથી લાવવાનો હોવાથી થર્મલ પાવરનો ખર્ચ પણ ઊંચો આવે છે. અન્ય ઘણાં રાજ્યોની સરખામણીમાં ગુજરાતમાં એકમ દીઠ ઔદ્યોગિક વીજળીના દરો ઊંચા છે. જોકે, આજે ઉદ્યોગો વીજળીના ઊંચા દરો કરતાં તેની ઉપલબ્ધતા માટે વધારે ચિંતિત છે અને વીજળીના પુરવઠા અંગે ગુજરાતનો દેખાવ સરખામણીમાં સારો છે. જ્યારે ભારતમાં વીજળીના પુરવઠા કરતાં વીજળીની માંગ ૧૦ ટકા વધુ છે, ત્યારે ગુજરાતમાં એકંદરે વીજળીની ખેંચ નથી. પ્રસંગોપાત્ત વીજળીનો પુરવઠો મર્યાદિત હોય છે, પરંતુ તે સુઆયોજિત હોય છે. બિનસૂચિત (unscheduled) વીજળીકાપ અને પૂર્વસૂચના વગર વિદ્યુતભાર ઓછો કરવાનું (load shedding) ક્વચિત જ થાય છે. ગુજરાતનો સૌથી મોટો લાભ એ તેનું શાંત ઔદ્યોગિક વાતાવરણ છે. જેનો પાયો, અહિંસા અને શાંતિપૂર્વકનાં સાધનો અને લવાદી દ્વારા સમાધાનના ગાંધીવાદી આદર્શો દ્વારા પ્રેરિત મજૂર મહાજને કરેલો પ્રારંભ છે. અત્યાર સુધી સરકાર ઉદ્યોગની જરૂરિયાતો જાણવા અને પૂરી પાડવામાં ઝડપી રહી છે.

**ઔદ્યોગિક વિકાસ**

પરિણામે ઉદ્યોગો ઝડપથી—સાઠના દસકા કરતાં સિત્તેરના દસકામાં વધુ ઝડપથી—વધ્યા છે. સ્વાભાવિક રીતે જ વિભિન્ન ઔદ્યોગિક વસ્તુઓ વિભિન્ન દરે વધી છે. કેટલાકમાં વધઘટ તો કેટલાકમાં ઘટાડો થયો છે પરંતુ બધી વસ્તુઓમાં એકીસાથે એક જ દિશામાં ફેરફાર થયો નથી. આને પરિણામે એકંદર વાર્ષિક વિકાસ સધાયો છે. ઔદ્યોગિક ઉત્પાદનનો રાજ્યકક્ષાએ સૂચક આંક ન હોવાને કારણે તેને ફક્ત રાજ્યની ઔદ્યોગિક ક્ષેત્રમાંથી ઊપજતી આવકના આંકડાઓ પરથી અથવા તો ઉદ્યોગોના સેન્સસ પરથી માપી શકાય. સિત્તેરના દસકામાં ગુજરાતનો ઔદ્યોગિક વિકાસ દર, બીજાં ઔદ્યોગિકરણ પામેલાં રાજ્યો—મહારાષ્ટ્ર, પશ્ચિમબંગાળ અને તામિલનાડુ કરતાં વધુ હતો અને ૧૯૭૯–૮૦ સુધીમાં તેનાં કારખાનાંઓએ, વસ્તીનાં ૫ ટકા જેટલા ફાળાની સરખામણીએ, ઉત્પાદનમાં ૧૧.૨ ટકા અને મૂલ્યવૃદ્ધિ (value added)માં ૯.૫ ટકા જેટલો ફાળો આપ્યો હતો. માથાદીઠ મૂલ્યવૃદ્ધિ બીજા ક્રમે સૌથી વધુ હતી. આ સમયગાળા દરમિયાન ઉદ્યોગોનું સંઘટન (composition) ઘણું બદલાયું છે. કાપડ ઉદ્યોગ કે જેનો ૧૯૬૧–૬૨માં મૂલ્યવૃદ્ધિમાં ફાળો ૬૬ ટકા હતો તે ૧૯૮૦–૮૧માં ફક્ત એક ચતુર્થાંશ કરતાં સહેજ વધારે હતો. (કોઠો–૧), જ્યારે રસાયણ ઉદ્યોગની અગત્યતામાં વધારો થયો. રોજ-ગારીની દૃષ્ટિએ જોઈએ તો આ ફેરફાર વધારે નોંધ-પાત્ર હતો. ૨૩ જેટલા મુખ્ય ઉદ્યોગસમૂહોમાં ગુજરાતનું સ્થાન, ચાર અગત્યના ઉદ્યોગસમૂહો : (૧) સુતરાઉ કાપડ (૨) ઊન, રેશમ અને રાસાયણિક રેસા (fibre) (૩) રબર, પ્લાસ્ટિક, પેટ્રોલિયમ અને કોલસાના પદાર્થો અને (૪) રસાયણો અને રસાયણોનાં ઉત્પન્ન (પેટ્રોલિયમ અને કોલસા સિવાય)માં બીજું હતું. ઉપરાંત, કાગળ અને પૂંઠાં, રીરોલર્સ, સિમેન્ટ, રાસાયણિક ખાતર, વનસ્પતિ ઘી, કોસ્ટિક સોડા, સોડાએશ, ડીએમટી, કેપ્રોલેક્ટમ, વીસ્કોસ ફીલામેન્ટ

યાર્ન, પોલીએસ્ટર સ્ટેપલ ફાઈબર, નાયલોન ફીલામેન્ટ યાર્ન, પોલીએસ્ટર ફીલામેન્ટ યાર્ન અને મીઠામાં ગુજરાતનો ફાળો, હોવો જોઈએ તેના કરતાં વધુ હતો. ઉદ્યોગોના સેન્સસમાં ન આવરી લેવાયલી પેઢીઓ જેવી કે પાવરલૂમ, જરી અને હીરાની પેઢીઓ નોંધપાત્ર રીતે વિકસી. સમગ્ર ભારતમાં SIDO હેઠળ નોંધાયેલાં નાનાં પાયાનાં ઔદ્યોગિક એકમોની સંખ્યા ૧૯૬૩થી ૧૯૮૨ સુધીમાં નવગણી થઈ, જ્યારે ગુજરાતમાં તે તેરગણી થઈ. ૧૯૭૦–૭૧થી ૧૯૮૩–૮૪ સુધીમાં નોંધાયેલાં અને વણનોંધાયેલાં એકમોમાં મૂલ્યવૃદ્ધિ ૧૧.૫ ટકા થઈ. ગુજરાતના ઔદ્યોગીકરણના પ્રમાણનું એક સૂચન એ હકીકત પરથી મળે છે કે ગુજરાતમાં ભાગ્યે જ કોઈ અગત્યનો વીજળીપ્રધાન ઉદ્યોગ હોવા છતાં તેનો માથાદીઠ ઔદ્યોગિક વીજળી વપરાશ દેશમાં સૌથી વધુ હતો. કેન્દ્ર તથા રાજ્ય સરકાર દ્વારા અપાયેલી સગવડોનો મહત્તમ લાભ ઉઠાવવાની યુક્તિ ગુજરાતના ઉદ્યોગોમાં વિકસી છે.[૫] ગુજરાતને જાહેર ક્ષેત્રની નોન બૅન્કિંગ નાણાંકીય સંસ્થાઓ તરફથી સૌથી વધુ માથાદીઠ મદદ (૧૯૮૩ સુધી એકત્રિત) મળી હતી. ૧૯૭૨–૭૩ થી ૧૯૮૨–૮૩ના દસ વર્ષ દરમિયાન, ગુજરાતને કેન્દ્ર દ્વારા સૌથી વધુ માથાદીઠ મૂડી રોકાણ અને વાહનવ્યવહારની કરરાહત (subsidy) મળી હતી. છેક ૧૯૮૩માં પછાત વિસ્તારો અને રાજ્યોને મદદ માટે ખાસ પગલાં લેવાયાં હોવા છતાં પણ અખિલ ભારતીય નાણાંકીય સંસ્થાઓ દ્વારા ગુજરાતને બીજા ક્રમે સૌથી વધુ નાણાંકીય સહાય મળી છે, જ્યારે મહારાષ્ટ્રને સૌથી વધુ નાણાંકીય સહાય મળી છે. આશયપત્રો (letters of intent), પરવાના અને પ્રોજેક્ટ પરથી જોઈ શકાય છે કે આ જ પ્રમાણેનું ઝડપી ઔદ્યોગીકરણ ચાલુ રહ્યું છે અને રહેશે.

ગુજરાતના અર્થકારણનો ભવિષ્યનો વિકાસ, ઝડપી ઔદ્યોગિક વિકાસ દ્વારા જ થશે એમ સમજીને ગુજરાત સરકારે આ દિશામાં ઘણાં હિંમતભર્યાં પગલાં લીધાં છે. જી.આઈ.ડી.સી. પાસે સૌથી વધુ સંખ્યામાં કબજો લેવાયેલા શેડ, પ્લોટ અને કાર્યાન્વિત એકમો છે અને બીજાં ઘણાં રાજ્યો દ્વારા તેની એક 'મૉડેલ' તરીકે ગણના થાય છે. ગુજરાતમાં પ્રોજેક્ટના મૂડીખર્ચના સ્વરૂપમાં, સહિયારા ક્ષેત્ર (joint sector) હેઠળના હાથ પરના પ્રોજેક્ટનો ફાળો ૨૨ ટકા છે એ નોંધવું રસપ્રદ છે. બીજા કોઈ પણ રાજ્યમાં સહિયારા ક્ષેત્રમાંના પ્રોજેક્ટના ફાળાની ટકાવારી આટલી વધારે નથી. ગુજરાત સરકારના સહિયારા ક્ષેત્રનાં સાહસો જેવાં કે ગુજરાત આલ્કલીઝ, જી.એન એફ.સી., જી.એસ. એફ.સી. વગેરે કાર્યક્ષમ રીત અને સફળતાથી ચલાવવામાં આવે છે. રાજ્યે ઉદ્યોગોની પ્રાદેશિક વહેંચણી બાબતના પ્રયત્નોમાં પણ કેટલીક સફળતા મેળવી છે. ૧૯૬૦–૬૧ અને ૧૯૭૭–૭૮ વચ્ચે કુલ ઉત્પાદન અને મૂલ્યવૃદ્ધિના સ્વરૂપમાં, પછાત પ્રદેશોએ રોજગારીમાં પોતાનો ફાળો વધાર્યો છે.[૬] અને જો હાલનાં પ્રોત્સાહનો અને રાહતો વધારે પસંદગીના અને સઘન હેતુઓ માટે વાપરવામાં આવે તો તે વધુ સફળ થશે એવી પૂરી આશા છે.

**વિકેન્દ્રિત આયોજન**

જિલ્લા કક્ષાએ આયોજનના પ્રયોગો કરવાની પહેલ કરનાર રાજ્યો પૈકીનું ગુજરાત એક રાજ્ય છે. જે બાબતો ફક્ત એક જ જિલ્લાને સ્પર્શતી હોય અને જેમાં આંતર-જિલ્લા સૂચિતાર્થો (implications) ન હોય તેમાં, રાજ્યના માર્ગદર્શક સિદ્ધાંતોને આધીન રહીને, જિલ્લા આયોજન બોર્ડને આયોજન કરવાની છૂટ આપવામાં આવે છે. આને કારણે સ્થાનિક જરૂરિયાતો અને સંજોગોને ધ્યાનમા લેવાશે અને વધુ સ્થાનિક રસ અને નિરીક્ષણ થશે તેની ખાત્રી મળે છે. જોકે આ પ્રથામાં ઘણી તીવ્ર મર્યાદાઓ પ્રવેશી છે. અત્યારે, સગવડ અને સુગમતાને કારણે સ્થાનિક અમલદારો રાજ્ય કક્ષાએ સ્વીકૃત યોજનાઓમાંથી જ પસંદગી કરે છે. અને જિલ્લાની અંતિમ યોજના, રાજ્ય દ્વારા સ્થાનિક સંસ્થાઓ સાથે મંત્રણા કર્યા વગર જ સુધારવામાં અને સ્વીકારવામાં આવે છે. પરંતુ જિલ્લા યોજનાનાં સાધનોમાં ૧૫ ટકાનો ઉપયોગ સ્થાનિક સત્તાવાળાઓની મુનસફી પર છોડવા-

માં આવે છે.[7] આને લીધે તેમને થોડા અવકાશ મળે છે. એવી આશા રાખવામાં આવે છે કે યોગ્ય સમયમાં જ ટકાવારી ઘણી વધશે અને સમગ્ર જિલ્લા યોજના, રાજ્ય યોજનાની જેમ જ, ફક્ત જિલ્લા સત્તાવાળાઓની જ જવાબદારી હશે.

**ગરીબી અને બેકારી**

ગુજરાતનો ઝડપી વૃદ્ધિ દર પણ થોડા સમયમાં ન ઉકેલી શકે તેવી એક સમસ્યા ગરીબી અને બેકારીની છે. આ સમસ્યા અંગેના છેલ્લામાં છેલ્લા આંકડા એન એસ એસના ૧૯૭૭–૭૮ના ૩૨મા રાઉન્ડ પર આધારિત છે. આ આંકડાઓ પ્રમાણે, અને ગ્રામ્ય વિસ્તારો માટે રૂ. ૬૫ ના માથાદીઠ માસિક વપરાશ ખર્ચ તથા શહેરી વિસ્તારો માટે રૂ. ૯૫ ના માથાદીઠ માસિક વપરાશ ખર્ચની ગરીબી રેખા લઈએ (જે ગ્રામ્ય વ્યક્તિ માટે ૨૪૦૦ અને શહેરી વ્યક્તિ માટે ૨૧૦૦ જેટલી ધાન્ય પદાર્થોની કેલરીની લઘુતમ જરૂરિયાત સાથે સંકળાયેલી છે) તો ગ્રામ્ય વિસ્તારોના ૪૩·૨ ટકા અને શહેરી વિસ્તારોના ૨૯ ટકા ગરીબીની રેખા નીચે છે. સમગ્ર ભારત માટેના ગરીબીના અનુક્રમે ૫૦·૮ ટકા અને ૩૮·૨ ટકાના પ્રમાણમાં આ ટકાવારી ઓછી છે. ગરીબી વધી છે કે ઘટી છે તે સ્પષ્ટપણે નક્કી કરવા માટે આ પરિણામોને અગાઉના સર્વેક્ષણોનાં પરિણામો સાથે સરખાવવા મુશ્કેલ છે. આ મુજબની, અગાઉ કરવામાં આવેલી સરખામણીઓમાં એમ માલૂમ પડ્યું કે કેલરીનો વાસ્તવિક વપરાશ ધ્યાનમાં લેવામાં આવે છે કે કેમ અથવા તો પસંદગી સ્થિર છે એમ માનવામાં આવે છે કે કેમ તેના પર પરિણામનો ઘણો આધાર રહેલો છે. જો પહેલી ધારણા કરવામાં આવે તો ૧૯૬૧–૬૨ થી ૧૯૭૧–૭૨ સુધીમાં ગરીબી વધી છે; જ્યારે બીજી ધારણા લેતાં, લોકો વધુ સુખી બન્યા છે. વપરાશની ટેવો હવે ઉચ્ચ મૂલ્ય ધરાવતી કેલરીની વસ્તુઓ તરફ વળી છે એ હકીકત દ્વારા આ સમજાવી શકાય.[8]

સ્વ–રોજગાર ધરાવતા લોકોની મોટી સંખ્યા અને તેઓ થોડી માત્રામાં પણ બેકાર છે એ સ્વીકારવાની તેમની નામરજીને કારણે. ભારતમાં બેકારીનું માપન એ ઘણી અટપટી બાબત બની છે. અને ગરીબોની સંખ્યા કરતાં બેકારોની સંખ્યા ઘણી નાની છે. બેકારીના 'સમય પરિમાણું'ના ખ્યાલને નિશ્ચિતતા આપવા માટે એન એસ એ એ તમામ સાવધાની વર્તી છે. આ માપદંડ પ્રમાણે, રોજિંદી સ્થિતિ (daily status) માટેની બેકારી ગુજરાતમાં ૬.૨૪ ટકા છે જે ભારતની સરેરાશ ૮.૧૮ ટકા કરતાં ઓછી છે. ઝડપી પ્રગતિ સાથે ગરીબી અને બેકારી કઈ રીતે ઓછી થશે તે કોઈ ચોક્કસપણે કહી શકે નહિ. તેથી ભારતના બાકીના ભાગમાં છે તે પ્રમાણે, આ પ્રશ્નો હલ કરવા માટે IRDP, NREP, RLIEP જેવા ખાસ ગરીબી દૂર કરવાના કાર્યક્રમો પર આધાર રાખવામાં આવ્યો છે. તપાસ દરમિયાન આ કાર્યક્રમોના અમલની ઘણી નબળાઇઓ છતી થઈ છે. બાકીની ઘણી બાબતોમાં બન્યું છે તેમ, ગુજરાતમાં તેનો અમલ સરેરાશ કરતાં વધુ સારો છે. પરંતુ આ કાર્યક્રમો નોંધપાત્ર અસર પાડવાનું શરૂ કરી શકે તે પહેલાં તેમાં ઘણા સુધારાની જરૂર છે.

**રાજ્યની નાણાંવ્યવસ્થા**

ગુજરાતની પ્રમાણમાં વધુ સમૃદ્ધિ અને શહેરીકરણ અને સાથે જ સારા વહીવટ તથા સત્તાધારી વર્ગની દૂરદર્શિતાને કારણે રાજ્ય પ્રમાણમાં મર્યાદિત પ્રયત્નોથી વધુ માથાદીઠ કરવસૂલાત કરી શક્યું છે. દારૂબંધીની કડક નીતિને કારણે મોટી રકમના સૈદ્ધાંતિક ત્યાગ છતાં, કરવસૂલાતમાં ગુજરાતનું સ્થાન ઊંચું રહ્યું છે. બિનવિકાસ ખર્ચ પર કડક અંકુશ અને બાકીના ભંડોળનો વિકાસ અને કલ્યાણ માટે સારો ઉપયોગ થયો છે. પાયાની સગવડો (infra structure) ને મજબૂત બનાવવામાં આવી છે અને સામાજિક સેવાઓ ઘણી સુધારવામાં છે. વ્યાપારી ડીપાર્ટમેન્ટ, વીજળી બોર્ડ, રસ્તા વાહનવ્યવહાર નિગમ અને અન્ય જાહેર ક્ષેત્રનાં સાહસો કાર્યક્ષમતાથી ચલાવવામાં આવે છે અને અન્ય ઘણાં રાજ્યોમાં બને છે તે પ્રમાણે તેઓ

મોટી ખોટ કરતાં નથી. ગુજરાતમાં માથાદીઠ વિકાસ-ખર્ચ બીજા ક્રમે સૌથી વધુ હોવા છતાં શિક્ષણ અને સ્વાસ્થ્ય જેવી કેટલીક સામાજિક સેવાઓ અંગેનો ખર્ચ, કેરળ જેવાં રાજ્યોની સરખામણીમાં ઓછો છે. સામાજિક સેવાઓમાં સ્વાસ્થ્ય એ એક ઉપેક્ષિત પાસું છે. તે મહદઅંશે ખાનગી ક્ષેત્ર પર છોડી દેવામાં આવ્યું હતું, પરંતુ હવે તેના પર વધુ ધ્યાન અપાય છે.

વસૂલાતનાં પરિવર્તનશીલ (flexible) સાધનો ધરાવતું રાજ્ય હોવાને કારણે પાંચ વર્ષના સમયગાળાને અંતે જ્યારે નાણાંઆયોગને એક નવો એવોર્ડ આપવાનું કહેવામાં આવે છે ત્યારે કેન્દ્ર સાથે કોઈ પણ કરવહેંચણી વગર પણ ગુજરાતના નોન-પ્લાન હિસાબમાં સિલક હોય છે. ગુજરાતને આવકવેરા, કેન્દ્રીય આબકારી જકાત વગેરેમાં જે હિસ્સો મળે છે તેની સાથે આ સિલક સારી એવી થાય છે, જે યોજનાના હેતુઓ માટે એક અગત્યનું સાધન બની શકે. નાની બચતમાં તેનો હિસ્સો, ઋણ અને વધારાનાં સાધનોની જમાવટને લીધે તેના આયોજનનું ભંડોળ સારા પ્રમાણમાં વધે છે અને કેન્દ્રમાંથી આયોજન માટે પ્રમાણમાં ઓછી મદદ હોવા છતાં પણ, સમગ્ર ભારતની સરેરાશ કરતાં ઘણી વધુ અને પંજાબ અને હરિયાણા પછી ત્રીજા ક્રમે, ગુજરાત માથાદીઠ આયોજન ખર્ચ (Plan outlay) કરી શક્યુ છે. જોકે ૧૯૮૪-૮૫ની સરખામણીમાં ૧૯૮૫-૮૬ના વર્ષમાં ઓછો આયોજન ખર્ચ કરીને ગુજરાતે સાતમી પંચવર્ષીય યોજનાના પ્રથમ વર્ષની શરૂઆત ખરાબ રીતે કરી છે. વધુ ગરીબ રાજ્યો તરફથી વધુ સાધનોની ફાળવણી માટેના વધતા દબાણ અને આ મંતવ્યના વ્યાપક સ્વીકારને લીધે ગુજરાતે પોતાનાં સાધનો પર જ આધાર રાખવો પડશે અને આ સાધનોને વિકસાવવાં પડશે.

**આગામી વર્ષો**

આગામી વર્ષોમાં ગુજરાતનો દેખાવ કેવો હશે તેનો આધાર, જે ગુણોને કારણે તે ભૂતકાળમાં આગળ વધ્યું છે તે ગુણો તે કેટલા પ્રમાણમાં જાળવી શકે છે તેના પર અને પર્યાવરણમાં ફેરફારોને કારણે ઉત્પન્ન થતા નવા પડકારોને તે કઈ રીતે પહોંચી વળે છે તેના પર છે. ગુજરાતના રણપ્રદેશ અને સરહદી વિસ્તારો તરફ પ્રમાણમાં ઓછું ધ્યાન અપાયું છે અને તે વધુ ધ્યાન અને વધુ સાધનો માંગી લે છે. નર્મદા યોજના જ્યારે પૂર્ણપણે કાર્યાન્વિત થશે ત્યારે પણ ખેતીના મોટા ભાગનું સ્વરૂપ સૂકી ખેતીનું હશે અને તેને વધુ સ્થિર અને ઉત્પાદક બનાવીને 'સમાનતા સાથે વિકાસ' પ્રાપ્ત કરી શકાય. આ ખેતીને સંશોધન અને વિસ્તરણ દ્વારા વધુ નફાકારક બનાવવાનું લાભદાયક થશે. મગફળી અગત્યનો પાક હોવાને કારણે અને સંશોધનની તેના પર ભાગ્યે જ અસર થઈ હોવાને કારણે મગફળીની ખેતી પર ખાસ ધ્યાન જરૂરી બનશે. રાજ્યમાં વીજળી ક્ષેત્રે નબળાઈ વધતી જાય છે. આંકડાકીય દૃષ્ટિએ એકંદર સ્થિતિ સંતોષકારક લાગતી હોવા છતાં વીજળીની તંગીની ફરિયાદો અને વીજળીનાં અભાવને કારણે કારખાનાં બંધ થવાના કિસ્સા વધતા જાય છે. ૧૯૯૦ સુધીમાં ખનિજ તેલનો જથ્થો પૂરો થશે. વૈકલ્પિક ઊર્જાનાં સાધનો મદદરૂપ બની શકે પરંતુ નજીકના ભવિષ્યમાં કોઈ આશાજનક ચિહ્નો જણાતાં નથી. વેચાણ અને વિનિમય માટે વસ્તુઓ અથવા સેવાઓનું ઉત્પાદન અથવા વિતરણ કરતાં ગુજરાતનાં ૧૧૭૪ હજાર એકમોના ૧૯૮૦માં કરવામાં આવેલા આર્થિક સર્વેક્ષણ મુજબ તેમાંનાં ૮૨ ટકા વીજળી વાપરતા નહોતાં. ભવિષ્યમાં ક્યારેક તેમને પણ વીજળીની જરૂર પડશે અને તેમને તે પૂરી પાડવી પડશે. ૧૦૦ વર્ગ કિ. મી. દીઠ કે દર એક લાખની વસ્તી દીઠ, રસ્તાની લંબાઈ ધ્યાનમાં લઈએ તો ગુજરાતનું સ્થાન તળિયેથી બીજું છે, પરંતુ નોંધાયેલ મોટર વાહનોની સંખ્યામાં તે પંજાબ પછી બીજું સ્થાન ધરાવે છે. આ વિસંવાદિતા દૂર કરવી પડશે. ભવિષ્યમાં રાસાયણિક ઉદ્યોગ વધુ અગત્યના બનશે અને પ્રદૂષણ અને પાણીની તંગીના ગંભીર પ્રશ્નો ઊભા કરશે. બીજી ત્રણ તાજેતરમાં ઊપસતી નબળાઈઓ દૂર કરવી પડશે.

કાપડ ઉદ્યોગ અને અમદાવાદની ઘટતી જતી અગત્યતાને કારણે એવું નવા પ્રકારનું શ્રમિક દળ વધતું જાય છે કે જેને ઔદ્યોગિક સંવાદિતા માટે પહેલાંના જેટલું આકર્ષણ નથી. બહારથી આવેલા ઉદ્યોગપતિઓ અને કામદારો એક નવા બળ તરીકે ઉમેરાયા છે. બદલાયેલા સંદર્ભમાં, ઔદ્યોગિક સંબંધો જાળવી રાખવા માટે નવા અસરકારક માર્ગો શોધવા પડશે. અત્યાર સુધી ગુજરાતની સમૃદ્ધિ વધારવા માટે સૌથી અગત્યનું પરિબળ ગુજરાતના લોકોની વેપારી બુદ્ધિ, સામા પક્ષનાં મંતવ્યો સમજવાની સૂઝ અને તેને સમાવી લેવાની સારી સમજ છે. છેલ્લાં કેટલાંક વર્ષોમાં આ પરિબળ લુપ્ત થતું જાય છે અને જીવનનાં તમામ પાસાંઓમાં સંઘર્ષનું રાજકારણ ફેલાતું જાય છે. આ પરિબળ લુપ્ત થવાનું સૌથી વરવું સ્વરૂપ આપણે તાજેતરમાં જ માર્ચ મહિનાથી જાતિ અને વર્ણ સંઘર્ષોમાં જોયું. ત્રીજું, અમલદારશાહી અને પોલીસની ગુણવત્તામાં નોંધપાત્ર ઘટાડો થયો છે અને રાજકારણ, પોલીસ, અમલદારો અને ગુનાખોરો વચ્ચે એક ખેદજનક કડી ઊભી થઈ છે. જો નબળાઈઓ દૂર કરી શકાય તો ગુજરાત પોતાનો વૃદ્ધિ દર જાળવી રાખી શકે અને તેને વધારી પણ શકે. આ સંદર્ભમાં આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે ભારતના અર્થતંત્રના ખરાબ દેખાવની પાર્શ્વભૂમાં ગુજરાતનો દેખાવ ઊજળો જણાય છે પણ કેટલાક અન્ય વિકાસશીલ દેશોની ઔદ્યોગિક પ્રગતિની સરખામણીમાં ગુજરાતનો ઔદ્યોગિક વૃદ્ધિનો દર નિરાશાજનક લાગે. જો ગુજરાત સામે ઊભી થયેલી સમસ્યાઓ લાંબી દૃષ્ટિથી અને મજબૂતાઈથી હાથ ધરવામાં આવે તો કેટલાંક ક્ષેત્રોમાં ઉદારીકરણ (liberalization) અને પરવાના પ્રથા દૂર કરવાની હાલની નીતિને કારણે ભારતના એકંદર વૃદ્ધિ દર કરતાં ગુજરાતનો વૃદ્ધિ દર ઘણો વધુ હોવાની સારી શક્યતાઓ છે.

(અનુવાદક : મેઘાવિન દવે)

**સંદર્ભ-નોંધો**

1 Sharma Usha, 'Performance And Prospects of Gujarat Agriculture' in D. T. Lakdawala (ed.) Gujarat Economy : Problems And Prospects. Ahmedabad, Sardar Patel Institute, 1983.

2 Dholakiya R., 'Economic Growth And Fluctuation In Gujarat' in D. T. Lakadawala (ed.) ઉપર મુજબ

3 ખેડા જિલ્લાના નરસંડા ગામમાં થયેલ સર્વેક્ષણ મુજબ, દૂધ વેચતાં જમીનવિહોણાં કુટુંબોના ૫૬ ટકા જમીનવિહોણા સિવાયનાં કુટુંબો હતાં.
Patel A. S., 'Milk Producers' Co-operative In A Kheda Village' in D. T. Lakadawala (ed.) ઉપર મુજબ.

4 નાગાલેન્ડ જેવા સંપૂર્ણ જનજાતિ વસ્તી ધરાવતાં રાજ્યોનો અહીં સમાવેશ કર્યો નથી એટલે કે આ સરખામણી ફક્ત ૧૫ મોટાં રાજ્યો માટે જ છે.

5 એક આશ્ચર્યજનક હકીકત એ છે કે ધિરાણ : થાપણનો ગુણોત્તર નીચો છે.

6 Pathak Pravin, 'Industrial Structure In Gujarat : A Study in Spatial Dimension' in D. T. Lakadawala (ed.) ઉપર મુજબ.

7 વધારે વિગતો માટે ઇન્ડિયન સોસાયટી ઑફ એગ્રીકલ્ચરલ ઇકોનોમીક્સ અને ઇન્ડિયન ઇન્સ્ટીટ્યુટ ઑફ મેનેજમેન્ટ (અમદાવાદ) દ્વારા ૧૦–૧૪ ડિસેમ્બર ૧૯૮૪ દરમિયાન અમદાવાદમાં આયોજિત 'રૂરલ ડેવલપમેન્ટ એન ઇવેલ્યુએશન ઑફ ઇન્ડિયન એક્સપીરીયન્સ' પરના એશીયન સેમીનારમાં રજૂ થયેલ
મારો લેખ 'Consistency between Micro And Macro Planning' જુઓ.

8 Murty G. V. S. N. and Shah Naresh, 'Poverty, Inequality and Levels of Living' in D. T. Lakadawala (ed.) ઉપર મુજબ.

## કોઠો ૧ : ગુજરાતમાં ઉદ્યોગવાર મૂલ્યવૃદ્ધિ અને મૂલ્યઉત્પાદન (૧૯૮૦–૮૧)

| | ઉદ્યોગ | મૂલ્યવૃદ્ધિ | મૂલ્ય-ઉત્પાદન | મૂલ્યઉત્પાદનના કુલ ટકા |
|---|---|---|---|---|
| | **ઉત્પાદન ક્ષેત્રે પેદાશ** | ૧,૦૬૧.૧૦ | ૬,૭૪૦.૭૩ | ૯૪.૨ |
| ૩૧ | રસાયણ અને રાસાયણિક પેદાશ (પેટ્રોલ અને કોલસાની પેદાશ સિવાય) | ૨૩૪.૫૫ | ૧,૪૨૮.૪૦ | ૨૦.૦ |
| ૨૩ | સુતરાઉ મિલ કાપડ | ૩૨૪.૬૧ | ૧,૩૨૯.૪૯ | ૧૮.૬ |
| ૩૦ | રબ્બર, પ્લાસ્ટિક, પેટ્રોલ અને કોલસાની પેદાશ | ૮૪.૬૯ | ૧,૦૪૭.૯૪ | ૧૪.૬ |
| ૨૦+૨૧ | ખોરાકની પેદાશ | ૬૪.૧૬ | ૯૬૨.૦૨ | ૧૩.૪ |
| ૨૪ | ઊન, રેશમ અને સીન્થેટિક ફાઇબર | ૬૯.૬૧ | ૪૬૨.૪૮ | ૬.૪ |
| ૩૫ | વીજળીક યંત્રસામગ્રી સિવાયની યંત્રસામગ્રી, યાંત્રિક ઓજારો અને ભાગો | ૮૦.૪૫ | ૩૫૬.૪૫ | ૫.૦ |
| ૩૩ | પાયારૂપ અને મિશ્ર ધાતુ ઉદ્યોગો | ૩૭.૭૯ | ૩૧૨.૯૬ | ૪.૪ |
| ૩૬ | વીજળીક યંત્રસામગ્રી, સાધનો, ઓજારો અને પુરવઠો અને ભાગો | ૩૩.૫૨ | ૧૮૪.૫૫ | ૨.૬ |
| ૩૨ | અધાતુ ખનીજ પેદાશ | ૪૦.૬૨ | ૧૭૯.૧૫ | ૨.૫ |
| ૨૮ | કાગળ અને કાગળની પેદાશ અને મુદ્રણ, પ્રકાશન અને આનુષાંગિક ઉદ્યોગો | ૨૪.૨૨ | ૧૧૨.૮૩ | ૧.૬ |
| ૩૪ | યંત્રસામગ્રી અને વાહનવ્યવહાર અંગેની સાધન સામગ્રી સિવાય ધાતુની પેદાશ અને ભાગો | ૨૦.૭૩ | ૧૧૧.૨૬ | ૧.૬ |
| ૨૨ | પીણાં, તમાકુ અને તમાકુની પેદાશ | ૧૨.૪૦ | ૮૨.૮૨ | ૧.૨ |
| ૩૭ | વાહનવ્યવહાર અંગેની સાધનસામગ્રી અને ભાગો | ૧૫.૨૫ | ૫૮.૯૮ | ૦.૮ |
| ૩૮ | અન્ય ઉત્પાદિત ઉદ્યોગો | ૯.૫૦ | ૫૪.૯૪ | ૦.૮ |
| ૨૬ | કાપડની પેદાશ (પગરખાં સિવાય પહેરવાનાં કપડાં સહિત) | ૫.૨૯ | ૩૭.૪૮ | ૦.૫ |
| ૨૭ | લાકડું અને લાકડાની પેદાશ, રાચરચીલાં અને જડિત સામાન | ૨.૮૩ | ૧૫.૬૨ | ૦.૨ |
| ૨૯ | ચર્મ, ચર્મ અને રૂંવાની પેદાશ (મરામત સિવાય) | ૦.૩૩ | ૨.૭૩ | Neg. |
| ૨૫ | શણ, હેમ્પ અને મેસ્તા | ૦.૦૫ | ૦.૬૩ | Neg. |
| | **ઉત્પાદન કરવા સિવાયના ઉદ્યોગો** | ૭૭.૬૧ | ૪૧૯.૦૩ | ૫.૮ |
| ૪૦ | વીજળી | ૬૩.૯૦ | ૩૫૦.૭૦ | ૪.૯ |
| ૯૭ | મરામત સેવાઓ | ૧૨.૩૩ | ૬૨.૭૮ | ૦.૯ |
| ૪૧ | વાયુ અને વરાળ | ૦.૩૩ | ૨.૨૦ | Neg. |
| ૭૪૧ | સંગ્રહ અને વખાર | ૦.૩૯ | ૧.૯૦ | Neg. |
| ૪૨ | વારિગૃહો અને પુરવઠો | ૦.૬૬ | ૧.૪૫ | Neg. |
| | બધા ઉદ્યોગો | ૧,૧૩૮.૭૧ | ૭,૧૫૯.૭૬ | ૧૦૦.૦ |

**નોંધ :** ૧ મૂલ્ય ઉત્પાદનના ક્રમમાં ઉદ્યોગોનો ક્રમ આપવામાં આવ્યો છે.
૨ ઉદ્યોગોની વાર્ષિક મોજણીના આધારે આ કોઠો તૈયાર કરવામાં આવ્યો છે.

# રાજ્યનાં પચીસ વર્ષ

બાબુભાઈ જશભાઈ પટેલ

૧૯૬૦ના મેની ૧લી તારીખે દ્વિભાષી મુંબઈ રાજ્યમાંથી છૂટા પડેલા ગુજરાત રાજ્યે છેલ્લાં પચીસ વરસમાં અનેક દિશામાં નોંધપાત્ર પ્રગતિ કરી છે. ૧૯૬૦ અને ૧૯૮૫ની કેટલીક તુલનાત્મક વિગતો માર્ગદર્શક અને ચિંતનપ્રેરક હોવાથી અત્રે રજૂ કરી છે.

અનાજનું ઉત્પાદન ૨૦ લાખ ટનથી વધી ૫૭ લાખ ટન ઉપર પહોંચ્યુ છે.

તેલીબિયાંનું ઉત્પાદન ૧૧.૦૭ લાખ ટનથી વધી ૨૧.૪૩ લાખ ટન ઉપર પહોંચ્યુ છે.

મગફળીનું ઉત્પાદન ૧૦.૨૨ લાખ ટનથી વધી ૧૮ લાખ ટન ઉપર પહોંચ્યુ છે.

તમાકુનું ઉત્પાદન ૦.૫૬ લાખ ટનથી વધી ૨.૧૦ લાખ ટન ઉપર પહોંચ્યુ છે.

કપાસનું ઉત્પાદન ૧૧.૧૭ લાખ ગાંસડીથી વધી ૧૬ લાખ ગાંસડી ઉપર પહોંચ્યુ છે.

સુધરેલાં બી, ખાતર અને સિંચાઈની વધેલી સગવડનો કૃષિઉત્પાદનવૃદ્ધિમાં સારો ફાળો રહ્યો છે.

સુધરેલાં બી હેઠળનો વિસ્તાર ૦.૩૩ લાખ હેક્ટરથી વધી ૭૪.૯૨ લાખ હેક્ટર થયો. ખાતરનો વપરાશ ૦.૧૧ લાખ ટનથી વધીને ૫.૫૧ લાખ ટન થયો. સિંચાઈશક્યતા ૯.૭૨ લાખ હેક્ટરથી વધી ૩૦.૬૦ લાખ હેક્ટર થઈ અને ખરેખર સિંચાઈ પણ ૭.૪૫ લાખ હેક્ટરથી વધી ૨૩.૫૯ લાખ હેક્ટર થઈ.

સિંચાઈમાં નાની મોટી સિંચાઈયોજનાઓ અને મધ્યમ કક્ષાની યોજનાઓની જેમ ૩૭૦૦ પાતાળકૂવાઓ તથા વીજળીકરણે પણ સારો ફાળો આપ્યો છે.

વીજળીકરણ ૫૪૦૦ કૂવાઓ ઉપરથી લગભગ ૩ લાખ કૂવા ઉપર પહોંચ્યુ છે.

ખેતીના વિકાસનો વાર્ષિક દર ભારતના ૨.૭ ટકાની જેમ ગુજરાતમાં પણ ૧૯૬૦–૬૧ થી ૧૯૮૦–૮૧ વચ્ચે ૨.૮ ટકા રહ્યો છે.

ગુજરાતનો ભારતના ત્રણ અગત્યના પાકોમાં નોંધપાત્ર ફાળો રહ્યો છે : ભારતના કુલ ઉત્પાદનના આશરે ૨૧ ટકા કપાસ, ૨૮ ટકા તમાકુ અને ૩૦ ટકા મગફળી ગુજરાત પેદા કરતું થયું છે.

ઔદ્યોગીકરણમાં પણ વૈવિધ્ય સાથે ગુજરાતે પ્રગતિ કરી છે. ગુજરાત કાપડ ઉદ્યોગમાં જ અગ્રણી હતું. ધીમે ધીમે ખનીજ તેલ અને ગેસ આધારિત ઉદ્યોગો, રાસાયણિક ખાતર, સોડાએશ, કોસ્ટિક સોડા, ખાંડ, વનસ્પતિ, સિમેન્ટ, બેબીફૂડ, ઈલેક્ટ્રોનિક્સ, દીવાલ ઘડિયાળો, સલ્ફર બ્લેક, વેટ ડાઈઝ, પાવર પમ્પ, સલ્ફ્યુરિક એસિડ, સીરેમીક, ડીઝલ એન્જિન, લિક્વીડ ક્લોરીન, કૃષિ ટ્રેક્ટર, ડ્રાય બેટરી, કાગળ પૂંઠાં વગેરેમાં પણ ગુજરાત આગળ વધ્યું છે.

ભારતના કુલ મીઠા ઉત્પાદનનું બેતૃતીયાંશ ઉત્પાદન ગુજરાતે કર્યું છે. ૧૯૮૪માં ગુજરાતે ૮૪ લાખ ટનથી વધુ ઉત્પાદન કર્યું. મીઠાના આ વધેલા ઉત્પાદનને કારણે મીઠા આધારિત ઉદ્યોગોના વિકાસ માટે તેમ જ

ખનીજ તેલ તથા ગેસના ઉત્પાદનને કારણે રાસાયણિક ખાતર અને પેટ્રોકેમિકલ ઉદ્યોગોના વિકાસ માટે ગુજરાતને વિશેષ અવકાશ રહ્યો છે

અમદાવાદ, વડોદરા, સુરત જેવાં શહેરોમાં જ ઉદ્યોગોનું કેન્દ્રીકરણ હતું તેને બદલે હવે રાજકોટ, સુરેન્દ્રનગર, ભાવનગર, જામનગર, ગાંધીનગર, ભરૂચ, વલસાડ, પંચમહાલ વગેરેમાં પણ ઉદ્યોગો વધ્યા છે.

જિલ્લે જિલ્લે ઔદ્યોગિક વસાહતોની સંખ્યા ૧૫૮ ઉપર પહોંચી છે. વીજળીનું વિસ્તરણ, ઉદ્યોગો માટે જમીન વિકસાવી પાણી, વીજળી, રસ્તા, ૭૬૭૨ જેટલા તૈયાર શેડ, કાચા માલની જોગવાઈ, ધિરાણ વ્યવસ્થા વગેરેને કારણે નોંધાયેલાં ચાલુ કારખાનાં ૩૯૧૧ ઉપરથી વધીને ૧૧૦૦૦ ઉપર પહોંચ્યાં છે અને ૩.૪૦ લાખને બદલે ૭ લાખને રોજી આપે છે. નાના ઉદ્યોગો ૩૬૪૭ ઉપરથી વધતે વધતે લગભગ ૬૯ હજાર ઉપર પહોંચ્યા છે. ભારતના ઉદ્યોગના નકશામાં ગુજરાત બીજા નંબરે પહોંચ્યુ છે. ભારતના ઔદ્યોગિક કામદારોના ૯.૨ ટકા ધરાવનાર ગુજરાતે ૧૯૮૩માં હડતાલ વગેરેથી ફક્ત ૧.૭૭ ટકા માનવદિન ગુમાવ્યા હતા.

ઉદ્યોગોને તાલીમબદ્ધ નિષ્ણાતો મળે એ દૃષ્ટિએ એવી તાલીમ આપનારી સંસ્થાઓ ૯ થી વધીને ૩૧ થઈ છે અને તેમાં પ્રવેશની મર્યાદા વાર્ષિક ૧૬૮૪ ઉપરથી વધારીને ૨૧૪૬૮ કરવામાં આવી છે.

ઉદ્યોગોના વિસ્તરણનો આધાર મુખ્યત્વે વીજળી છે. રાજ્યની સ્થાપના વખતે ગુજરાતમાં સ્થાપિત વીજળી શક્તિ ૩૧૫ મેગાવોટ હતી તે વધતે વધતે ૩૪૨૧ મેગાવોટ થઈ છે. આમાં ૧૯૦ મેગાવોટનો અણુ વીજળીનો તેમ જ ૮૭ મેગાવોટનો કોલસાની વીજળીનો હિસ્સો સમાવિષ્ટ છે. વધતી જતી વીજળીની માગને પહોંચી વળવા માટે ૧૫૫૫ મેગાવોટની સ્થાપિત શક્તિવાળી યોજનાઓ હાથ ઉપર છે. અને ૪૨૩૦ મેગાવોટની શક્તિવાળી યોજનાઓની દરખાસ્ત કેન્દ્ર સરકાર પાસે સંમતિ માટે રજૂ થઈ છે. વધતી જતી સ્થાપિત વીજળી શક્તિ સાથે ગ્રામવીજળીકરણનો વેગ પણ વધ્યો છે. જેમ કૂવાઓનું વીજળીકરણ ૫૪૦૦ ઉપરથી લગભગ ૩ લાખ ઉપર પહોંચ્યું તેમ વીજળીથી જોડાયેલાં ગામોની સંખ્યા પણ ૮૨૩ થી વધીને ૧૬૩૫૫ ઉપર પહોંચી છે. માથાદીઠ વાર્ષિક વીજળી વપરાશ ૪૮ યુનિટથી ૨૫૦ ઉપર પહોંચ્યો છે.

રસ્તાઓ પણ ૨૨૬૨૯ કિલોમીટર પરથી લગભગ ૫૫ હજાર કિલોમીટર પર પહોંચ્યા છે. તે પૈકી અર્ધા ઉપરાંત કોંક્રિટ અને ડામરના છે.

રાજ્યનાં ૧૧ મધ્યમ કક્ષાનાં અને ૨૮ નાનાં બંદરો પરથી આયાત નિકાસ પણ ૨૪ લાખ ટન પરથી વધીને ૪૬ લાખ ટને પહોંચી છે. ભારતનાં કુલ ૧૬૦ મધ્યમ અને નાનાં બંદરો પૈકી ગુજરાતનાં આ ૩૯ બંદરો જ ૭૦ ટકા જેટલી હેરફેર કરે છે.

સ્ટેટ ટ્રાન્સપોર્ટનો વ્યાપ ૧૪૯૧ બસથી વધીને ૬૧૦૯ ઉપર પહોંચ્યો છે. પ્રવાસીઓની સંખ્યા પણ ૧૪૬૪ લાખ પરથી વધીને ૧૯૮૪માં ૧૨૫૨૩ લાખ ઉપર પહોંચી છે. કાર્યક્ષમતા માટે ગુજરાતે રાષ્ટ્રીય પારિતોષિકો મેળવ્યાં છે. ૯૭ ટકા વસતીને ઘરઆંગણે એસ. ટી. સેવા મળતી થઈ છે.

આ બધા વિકાસની અસર સમગ્ર અર્થતંત્રના વિકાસના વેગ ઉપર પણ પડવાથી વિકાસ દર વાર્ષિક ૨.૮ પરથી વધી ૫ ટકા પર પહોંચ્યો છે.

માથાદીઠ વાર્ષિક આવક ચાલુ ભાવે ૩૬૨ રૂપિયા ઉપરથી ૧૯૮૩–૮૪માં ૨૭૯૫ રૂપિયા ઉપર પહોંચી છે.

આર્થિક વિકાસની દિશામાં જેમ કદમ ઉઠાવાયાં છે તેમ શૈક્ષણિક દૃષ્ટિએ પણ ઠીક ઠીક કામ થયું છે. લગભગ ૧૮૫૦૦ ગામોમાં થઈને ૨૬૫૦૦ પ્રાથમિક શાળાઓ ૧ લાખ ૪૩ હજાર શિક્ષકો મારફત ૫૬ લાખ ૩૨ હજાર વિદ્યાર્થીઓને પ્રાથમિક શિક્ષણ આપે છે. ૧૧૬૭ ઉચ્ચ માધ્યમિક સહિત ૩૮૪૦ માધ્યમિક શાળાઓમાં ઉચ્ચ માધ્યમિકના ૨ લાખ ૨૯ હજાર

સહિત ૧૧ લાખ ૭૯ હજાર વિદ્યાર્થીઓને માધ્યમિક શિક્ષણ ૪૫૫૦૦ શિક્ષકો મારફત અપાય છે. લગભગ ૨ લાખ ૧૦ હજાર વિદ્યાર્થીઓ ૩૮૮ મહાવિદ્યાલયોમાં ઉચ્ચ શિક્ષણ મેળવે છે. રાજ્યમાં સ્થાપત્ય કલા સહિતની ૮ ઈજનેરી, ૫ મેડિકલ, ૩ ફાર્માસ્યુટિકલ અને ૨ વેટરીનરી કૉલેજો પણ સ્થપાઈ છે. આયુર્વેદ અને કૃષિ સહિત ૮ યુનિવર્સિટીઓ સ્થપાઈ છે. ૬થી ૧૧ વરસની વયનાં શાળામાં પ્રવેશેલાં બાળકો ૬૦ ટકાથી વધી લગભગ ૧૦૦ ટકાએ પહોંચ્યાં છે. પછાત વર્ગો માટે છાત્રાલયો, આશ્રમ શાળાઓ, પાઠ્ય પુસ્તકો, ગણવેશ, શિષ્યવૃત્તિઓ, મા–બાપોને પ્રોત્સાહક આર્થિક સહાય વગેરેને કારણે આ શક્ય બન્યું છે. અક્ષરજ્ઞાનનો વ્યાપ ૩૦.૪૫ ટકાથી વધીને ૪૩.૭૦ ટકા ઉપર પહોંચ્યો છે. ભારતની સરેરાશ ૩૬.૨૧ ટકા છે. આરોગ્યની સેવાઓના વિસ્તરણ તરફ પણ ઠીક ઠીક ધ્યાન અપાયું છે. પ્રાથમિક આરોગ્ય કેન્દ્રો ૧૦૨ થી વધીને ૨૬૧ થયાં છે. પેટાકેન્દ્રો ૩૦૬ ઉપરથી વધીને ૪૮૬૯ થયાં છે. કુટુંબ નિયોજન ક્ષેત્રે વખતાવખત ગુજરાતને પારિતોષિકો મળ્યાં છે. ૧૯૮૩માં જન્મ પ્રમાણ ૧ હજારે ૩૪ અને મરણ પ્રમાણ ૧ હજારે ૧૧.૫ થયું છે. ગુજરાતની સ્થાપના વખતે વસતિ ૨.૦૬ કરોડ હતી તે ૧૯૮૧માં ૩.૪૧ કરોડ થઈ છે. શહેરીકરણના ઝોકને લીધે શહેરી વસતિ ૨૫.૭૬ ટકાથી વધી ૩૧.૧૦ ટકા થઈ છે. ગ્રામ વિસ્તારની વસતિ ૭૪.૨૪ ટકાથી ઘટીને ૬૮.૯૦ ટકા થઈ છે. અનુસૂચિત જાતિની વસતિ ૬.૬૩ ટકાથી વધી ૭.૧૫ ટકા અને અનુસૂચિત જનજાતિની વસતિ ૧૩.૩૫ ટકાથી વધી ૧૪.૨૨ ટકા થઈ છે.

વધતી જતી પછાત વસતિના પ્રશ્નોના ઉકેલની દૃષ્ટિએ અનુસૂચિત જાતિ આર્થિક વિકાસ નિગમ, અનુસૂચિત જનજાતિ આર્થિક વિકાસ નિગમ, પછાત વર્ગ બોર્ડ, આદિવાસી વિસ્તાર પેટા યોજના, લઘુમતી બોર્ડ વગેરેની સ્થાપના થઈ છે. આ બધાં પગલાં દ્વારા આ વર્ગોને આર્થિક ઉત્કર્ષ, શિક્ષણ, આરોગ્ય, ગૃહ-નિર્માણ વગેરેના લાભો અપાયા છે.

વધેલી વસતિનાં વિવિધ અંગોના વસવાટનો પ્રશ્ન હલ કરવાની દૃષ્ટિથી ગુજરાત રાજ્ય ગૃહ નિર્માણ બોર્ડ, ગુજરાત ગ્રામ ગૃહ નિર્માણ બોર્ડ, ગુજરાત સ્લમ ક્લીયરન્સ બોર્ડ, ગુજરાત હળપતિ ગૃહનિર્માણ બોર્ડ, સહકારી ગૃહ નિર્માણ મંડળ વગેરે સ્થપાયાં છે. આર્થિક નબળા વર્ગો માટે તેમ જ પછાત વર્ગો માટે ઘરથાળની જમીનની ફાળવણી, મકાન બાંધકામમાં સહાય, વગેરેનું આયોજન થયું છે.

ગ્રામ વિસ્તારના વિકાસ માટે ગામવાર પ્રાથમિક સુવિધાઓની મોજણી થઈ છે. ખાખરિયા ટપ્પા, પાંચાલ વિસ્તાર, ઘેડ વિસ્તાર, ભાલ પ્રદેશ તથા નળકાંઠા વિસ્તાર જેવા પછાત વિસ્તારના વિકાસનું આયોજન થયું છે. શ્રી આઈ. જી. પટેલના અભ્યાસ મુજબ ૫૬ તાલુકા અણુવિકસિત છે. તે પૈકી પંચ-મહાલના ૧૧માંથી ૧૦ તાલુકા, બનાસકાંઠાના ૧૧માંથી ૮, સુરતના ૧૩માંથી ૬ અને કચ્છના ૯માંથી ૫ તાલુકા પછાત હોવાથી એમના વિકાસનું આયોજન વિચારાયું છે. જિલ્લા આયોજન મંડળો સ્થપાયાં છે. આ મંડળો જિલ્લા કક્ષાનાં કામોનું આયોજન અને અમલીકરણ કરે છે. જિલ્લાવાર સ્થાનિક અગત્યનાં કામો માટે દર વરસે રાજ્ય સરકાર તરફથી દોઢથી બે કરોડ રૂપિયાની જિલ્લાવાર ફાળવણી થાય છે.

ગુજરાતે અનેક દિશાઓમાં નોંધપાત્ર પ્રગતિ કરી છે. ૭મી યોજના ૬૦૦૦ કરોડના ખર્ચે ગુજરાતને આગળ ધપાવવા ઇચ્છે છે. ભૌતિક રીતે અનેક દિશા-ઓમાં આગળ વધવા છતાં ગુજરાતે કેટલાક પ્રશ્નો ઉકેલવાના રહે છે.

સિંચાઈની દૃષ્ટિએ નર્મદાનું મહત્ત્વ ઘણું છે. ભરૂચ, વડોદરા, પંચમહાલ, ખેડા, અમદાવાદ, ગાંધી-નગર, મહેસાણા, બનાસકાંઠા, કચ્છ, રાજકોટ, સુરેન્દ્ર-નગર અને ભાવનગર જિલ્લામાં ગુજરાતના ૬૨ તાલુકા-ની ૩૮.૨૮ લાખ હેક્ટર જમીનને આવરી લેવાની અને તે પૈકી ૧૭.૯૨ લાખ હેક્ટરમાં ખરેખર સિંચાઈ કરવાની નર્મદાની શક્યતા છે. આ યોજના ૧૯૯૩માં

કુલ ૨૭૫૫ કરોડના ખર્ચે પૂરી કરવાનું આયોજન ૧૯૮૦ સુધી હતું. તે પછી પુનર્વિચારણા થઈ છે અને હવે ૧૯૯૩ને બદલે ૨૦૦૬માં ૨૭૫૫ કરોડને બદલે ૫૭૯૩ કરોડના ખર્ચે પૂરી કરવાનું આયોજન છે. ૨૭૦ કરોડ રૂપિયા યોજના પાછળ ખર્ચાઈ ચૂક્યા છે. સાતમી યોજનાના પહેલા વરસમાં ફક્ત ૬૫ કરોડની જોગવાઈ છે. આ ગતિએ આ યોજના ક્યારે અને કેટલા ખર્ચે પૂરી થશે એ ચોકસાઈથી કહેવું કઠણ છે. અનાજની બાબતમાં ૧૦થી ૧૫ લાખ ટનની ખાધવાળા ગુજરાત માટે આ યોજના કેટલી મહત્ત્વની અને અનિવાર્ય છે તે સૌ કોઈ સમજી શકે એમ છે. નર્મદાયોજનાને બાદ કરતાં ગુજરાતની બધી મોટી અને મધ્યમ યોજનાઓ ૧૮ લાખ હેક્ટરની સિંચાઈ આપી શકે એમ છે. તેની તુલનામાં એકલી નર્મદા યોજના ૧૭.૯૨ લાખ હેક્ટરની સિંચાઈ આપી શકે એમ છે. લઘુ સિંચાઈ યોજનાઓ ૩.૪૮ લાખ હેક્ટર અને ભૂતળ જળમાંથી ૨૫.૪૮ લાખ હેક્ટરની સિંચાઈ મળીને ગુજરાતની કુલ ૬૪.૮૮ લાખ હેક્ટરની શક્યતા છે. એ જોતાં નર્મદા એકલી ગુજરાતની કુલ શક્યતાના ૨૮ ટકા જેટલી સિંચાઈ પૂરી પાડે એમ છે. તેથી વિના વિલંબે એ પૂરી કરવાની અનિવાર્ય આવશ્યકતા છે.

૧૯૭૯માં સ્થપાયેલા ગુજરાત પેટ્રોકેમિકલ સંકુલને ભારત સરકારની સંમતિ ૧૯૮૫માં મળવાની સંભાવના છે. એ મળતાં ઉદ્યોગીકરણનો વેગ વધવાની શક્યતા છે.

ગુજરાતમાં વીજળીની માંગ વાર્ષિક ૧૨ ટકા જેટલા દરે વધતી રહે છે. એ જોતાં ૧૫૫૫ મેગાવૉટની હાથ પરની યોજનાઓ તાકીદે પૂરી કરવાનું તેમ જ ૪૨૩૦ મેગાવૉટની રજૂ થયેલી યોજનાઓ મંજૂર કરી આગળ ધપાવવાનું તથા બીજી નવી યોજનાઓ ઘડી કાઢવાનું અનિવાર્ય છે. એનર્જી પ્લેન્ટેશન દ્વારા શક્ય તેટલો જંગલવિસ્તાર આવરી લેવાનું તેમ જ ગોબર ગૅસ પ્લાન્ટ, સૂર્યશક્તિ, પવનશક્તિ અને દરિયાનાં મોજાંની શક્તિને તાકીદે કામે લગાડવાનું પણ અતિ આવશ્યક છે. ગોબર ગેસપ્લાન્ટની યોજના માત્ર એનર્જીની દૃષ્ટિએ જ નહિ પણ સેન્દ્રિય ઉચ્ચ ખાતરની દૃષ્ટિએ પણ ઘણી ઉપયોગી છે.

કાગળ ઉપર જંગલો ૧૦ ટકા જમીનમાં છે પણ હકીકતમાં ૪ ટકા પણ નથી. પરિણામે છતે જંગલ વિસ્તારે ગુજરાત ઇમારતી લાકડાં તેમ જ બળતણની ભારે ખેંચ અનુભવે છે. ૮.૬ લાખ ઘનમીટરની ઇમારતી લાકડાની જરૂરિયાત સામે ફક્ત ૧.૬ લાખ ઘનમીટર અને ૫૨ લાખ ટન બળતણ માટેના લાકડાની જરૂરિયાત સામે ગુજરાત ફક્ત ૧૧.૬ લાખ ટન જેટલું જ ઉત્પન્ન કરે છે. જંગલવિસ્તારનો સંપૂર્ણ ઉપયોગ થાય અને નહેરો, રસ્તા, રેલવે વગેરેની બંને બાજુએ તેમ જ ખેતરની વાડો., ગોચર, સંસ્થાઓ અને નિવાસોની ખુલ્લી જમીનો ઉપર પૂરતાં ઉપયોગી ઝાડ ઉછેરાય તો અનેક રીતે ઉપયોગી થાય અને ગુજરાત ઇમારતી લાકડું અને બળતણ બંનેની બાબતમાં ખેંચવાળા રાજ્યને બદલે ફાજલ પાડી શકે એવું રાજ્ય બને એમ છે એવું અનુભવે સાબિત થયું છે.

ગુજરાતમાંથી ઉત્પન્ન થતા ક્રુડ ઑઇલ ઉપર કાયદેસર મળવી જોઈતી રોયલ્ટી ગુજરાતને મળતી નથી એ આર્થિક દૃષ્ટિએ ગુજરાતના વિકાસ માટે એક મહત્ત્વની સમસ્યા છે. કાયદા મુજબ ઠરેલી ક્રુડની આંતરરાષ્ટ્રીય કિંમતના ૨૦ ટકા રોયલ્ટી મળે અને વેચાણવેરામાં ૧૯૭૬થી મુકાયેલો ૪ ટકાનો કાપ મજરે મળે તો દર ટને ૬૦૦ રૂપિયા રોયલ્ટી મળવી જોઈએ. એ ન મળવાથી આજ સુધીમાં ૧૦૦૪ કરોડ જેટલી ઓછી રકમ ગુજરાતને અપાઈ છે અને વાર્ષિક ૨૧૨ કરોડ ઓછા અપાઈ રહ્યા છે. આ હક્કની રકમ ગુજરાતને મળે તો કેન્દ્રીય સહાય ઓછી મળવા છતાં ગુજરાત નર્મદા યોજના સહિતના પ્રશ્નો સરળતાથી સમયસર ઉકેલી શકે.

નજીકના ભવિષ્યમાં ગુજરાતે ધ્યાન આપવા જેવા

પ્રશ્નોમાં ૪ હજાર ગામો માટે પીવાના પાણીની જોગવાઈ, રસ્તાની બાબતમાં ગુજરાતનું પછાતપણું, પ્રાથમિક શાળાઓમાં ખૂટતા ૩૦ હજાર ઓરડા બાંધવાની આવશ્યકતા, મગફળીમાં ઉત્પાદનવૃદ્ધિની આવશ્યકતા, ગુજરાત પેટ્રોકેમિકલ સંકુલની તાકીદે સ્થાપના, મહારાષ્ટ્રની માફક ગેસ આધારિત વીજળી મથક દ્વારા કોલસાની ખેંચ અને મર્યાદિત જળવિદ્યુત શકયતાના બંધનમાંથી મુક્તિ, વધતા જતા વસતિવધારાને રોકવાનાં પગલાં, ગરીબી, અસમાનતા, બેરોજગારીની નાબૂદી, મોટો રણ વિસ્તાર વધતો રોકવાની આવશ્યકતા, વગેરેને પણ ગણવા જોઈએ. જહાજવાડા અને દહેજ બંદરનો વિકાસ પણ ગુજરાતના પડતર પ્રશ્નોમાં ધ્યાન માગી લે એવા પ્રશ્નો છે. વધતી જતી ઝૂંપડપટ્ટી પણ ચિંતાનો પ્રશ્ન છે. અમદાવાદમાં ૮ લાખ જેટલી વસતિ ૧.૩૦ લાખ ઝૂંપડાંમાં વસે છે. ૮૧૨૫૫ પરિવારો ઝૂંપડાંમાં વસે છે. ગૃહનિર્માણ અને ગ્રામ-બેરોજગારીનો ઉકેલ નહિ થાય તો આ સમસ્યા વધારે ગૂંચવાડાભરી બનતી જશે. રાજ્ય સરકારે અગ્રતાક્રમનું આયોજન દૃષ્ટિપૂર્ણ કરવું જોઈએ. ૧૧૦ કરોડના ખર્ચે શરૂ થયેલી મધ્યાહ્ન ભોજન યોજના એ ખોટી હાજરી પૂરવાની, નહિ જમનારા વિદ્યાર્થીઓના નામે પણ ખર્ચ ઉધારવાની, લાકડાં અનાજ વગેરેની ખરીદીમાં લુચ્ચાઈ કરવાની અને વધતો માલ વેચી ખાવાની, વિદ્યાર્થીઓનું ધ્યાન ભણવામાંથી ખસેડી લાકડાં મેળવવા, ચૂલા સળગાવવા, ભોજનની રાહ જોવા વગેરે તરફ વાળવા અંગેની યોજના બની ગયાની પણ ફરિયાદો છે. આહાર પણ પૌષ્ટિક જ મળે છે એમ નથી. પૌષ્ટિક આહાર જ આપવો હોય તો આ બધી ગેરરીતિઓ ટાળીને અમુલ તૈયાર કરે છે એવાં યુક્તાહારનાં તૈયાર પડીકાં કે જેમાં બધાં પોષક તત્ત્વો સપ્રમાણ હોય છે અને સરળતાથી વિના ગેરરીતિએ અને સમય વેડફ્યા વિના આપી શકાય એમ છે એ આપવાનું ગોઠવવું જોઈએ. વળી ૩૦ હજાર ઓરડા બાંધવાના ૭૫ કરોડ રૂપિયા અને ૪ હજાર ગામને પીવાનું પાણી પૂરું પાડવાના ૪૦ કરોડ રૂપિયા મળી આટલાં વરસોમાં પણ ૧૧૫ કરોડ રૂપિયા ફાજલ ન પાડી શકનાર રાજ્ય દર વરસે ૧૧૦ કરોડ રૂપિયા મધ્યાહ્ન ભોજન માટે કેવી રીતે ફાજલ પાડી શકશે તે વિચારવું જોઈએ. એક વરસ મોડી આ યોજના શરૂ થઈ હોત અને ખરેખર ઇચ્છા હોત તો આ ઓરડા અને પાણીની વ્યવસ્થા સહેજે એક જ વરસમાં આ જ રકમમાંથી થઈ ગઈ હોત.

વળી અગ્રતા સ્વચ્છ, કાર્યક્ષમ, લોકાભિમુખ વહીવટને હોવી જોઈએ. બેરોજગારોને લોન, પછાત વર્ગોને સહાય વગેરેમાં થતો ભ્રષ્ટાચાર તાકીદે ધ્યાન માગી લે છે. તુમારોનો ઝડપી નિકાલ, દરેક ફરિયાદ ઉપર તાકીદે ધ્યાન વગેરે દ્વારા અને ઓછા ખર્ચાળ વહીવટ દ્વારા લોકોને રાહત આપવાની આવશ્યકતા પણ અગ્રસ્થાને હોવી ઘટે.

ગુજરાતની વ્યવહારકુશળતા, ખંત, સાહસિકપણું, ખડતલપણું વગેરે ગુણો આ બધા પડકારોને પહોંચી વળી શકે એમ છે. પણ તાજેતરનાં વરસોમાં વધતી જતી હિંસક પ્રવૃત્તિઓ, પોરબંદર જેવા શહેરમાં પણ ગુંડાગીરીની પકડ, રાજ્યની એ રોકવામાં અસહાયતા, ગુંડાઓને દબાવી દેવાને બદલે પોરબંદરની જેલ બંધ કરવાનું સરકારનું પગલું, અનામત, રોસ્ટર વગેરે આંદોલન નિમિત્તે મોટા પાયા ઉપર આચરાયેલી હિંસા, વગેરે ચિંતાજનક અને નિરાશાપ્રેરક છે. જો ગુજરાત સંગઠિત રીતે પ્રશ્નોનો હિંમતથી મુકાબલો કરે તો ભારતનું અગ્રતમ રાજ્ય બનવાની તાકાત ગુજરાતમાં છે. પણ સમજપૂર્વક વિનાશને બદલે વિકાસને પંથે આગળ ધપવાનો મક્કમ નિર્ધાર એણે કરવો પડે એમ છે. સરકારે પણ પ્રજાના વાજબી આવેગો અને અવાજ બળથી દબાવી દેવાને બદલે પ્રજાના સાથ અને સહકારથી આગળ ધપવા જેવું છે. ગુજરાતના વિકાસના પ્રશ્નોમાં રાજ્ય સરકાર અને રાજકીય પક્ષો એક અવાજે રજૂઆત કરતાં રહે તો કેન્દ્ર સરકાર તરફથી થતા અન્યાયો પણ એ ટાળી શકશે. ભવ્ય ભવિષ્યકાળ તરફ કૂચ કરવાની પૂરી ભૂમિકા ગુજરાત

પાસે છે. ભૂતકાળની ભૂલોમાંથી બોધપાઠ લઈ રાજ્ય સરકાર, જનતાના અગ્રણીઓ અને જનતા આગેકૂચ કરવાનો નિર્ધાર કરે તો ભારતનાં રાજ્યોમાં અગ્રીમ અને અનુકરણીય રાજ્ય બનવાની તાકાત ગુજરાત ધરાવે છે. શાંત, સ્વસ્થ, અબાધિત પ્રગતિશીલ જીવન જીવવા માટે ગુજરાતે વધતા જતા કોમવાદ, જ્ઞાતિવાદ, અસહિષ્ણુતા વગેરે વિકૃતિઓમાંથી મુક્ત થઈ સદ્ભાવ, સહિષ્ણુતા, અને ગાંધીપ્રેર્યાં મૂલ્યો તરફ આગળ વધવાની કોશિષ કરવી રહેશે.

  

# ગુજરાતનાં મુખ્ય પરિવર્તનો

એચ. એમ. પટેલ

## ૧ રાજકીય

ગુજરાતના રાજકીય ક્ષેત્રે ધ્યાન ખેંચે એવું પરિવર્તન એ દેખાય છે કે દેશની આઝાદીની લડતમાં ભાગ લેનાર પેઢીએ વિદાય લીધી છે. તેને સ્થાને ૧૯૪૭ પછીની પેઢી આવી છે. આ નવી પેઢીની અસર કોંગ્રેસ પક્ષમાં સૌથી વધુ વરતાય છે, કારણ કે કોંગ્રેસ પક્ષ જ એક યા બીજા સ્વરૂપે ગુજરાતમાં ૧૯૪૭ પછી સત્તા પર રહ્યો છે. કોંગ્રેસમાં ૧૯૬૯માં ભાગલા પડ્યા ત્યાર પછી ગુજરાત કોંગ્રેસમાં સમાજના નીચેના સ્તરની ભાગીદારીનું પ્રમાણ વધ્યું છે અને પરિણામે રાજકીય સત્તાના ભોગવટામાં પણ નીચેના ગણાતા વર્ગોનું વર્ચસ્વ વધ્યું છે. તેના પ્રત્યાઘાત ૧૯૮૧ તથા ૧૯૮૫ના અનામત વિરોધી આંદોલનોમાં કંઈક અંશે જોવા મળે છે.

રાજકારણમાં નીચલા તેમ જ પછાત વર્ગોનું પ્રભુત્વ વધતાં મતો ધરાવતા સમૂહોનું—વોટબેંકનું—લોકરંજનનું—રાજકારણ (populist politics) ઉદ્ભવ્યું. ધારાસભાની તેમ જ લોકસભાની ચૂંટણીઓ લડવાનું ખૂબ ખર્ચાળ બની ગયું. પૈસા આપીને મતો ખરીદવાની નીતિને પરિણામે તેમ જ લોકોની ખુશામત કરવા ઇચ્છતી નીતિઓને પરિણામે શરૂઆતમાં શ્રીમંતોનું અને પાછળથી દાણચોરો, દારૂનો ગેરકાયદે વેપાર કરનાર માણસો, કોન્ટ્રાક્ટરો, વહીવટદારો તથા પોલીસતંત્રનું ગઠબંધન સત્તાધારી રાજકારણીઓ સાથે સધાયું છે. ૧૯૪૭ પહેલાં રાજકારણ એ રાષ્ટ્રકારણનું પર્યાય હતું. એમાં કર્તવ્યભાવના અને જવાબદારીનું પ્રમાણ વધુ હતું. આઝાદી પછી આવી રાષ્ટ્રભાવના લુપ્ત થતી રહી અને ૧૯૬૯ના કોંગ્રેસના ભાગલા પછી અને વિશેષ તો ૧૯૭૫માં કટોકટી લદાયા બાદ, કોંગ્રેસ પક્ષનું રાજકારણ કેવળ સત્તાકારણમાં—એક ધંધા (પ્રોફેશન)માં પલટાતું રહ્યું. પરિણામે તે મૂલ્યવિહોણું બન્યું. 'યેનકેન પ્રકારેણ સત્તા મેળવો અને ટકાવી રાખો'નું રાજકારણ ખેલાયું. પરિણામે રાજકારણનું ગુનાઈતકરણ (criminalisation) થયું રાજકારણના આ પ્રવાહમાં વિરોધપક્ષોએ પણ સિદ્ધાંતનિષ્ઠા નહિ, પરંતુ તકવાદીપણું દાખવ્યું અને તેઓ ધોવાઈ ગયા.

રાજકીય સત્તા મેળવવા અને જાળવવાની આ રમતમાંથી ભ્રષ્ટાચારનું દૂષણ ફૂલ્યું. સત્તાના ભોગવટા માટે લઘુમતી કોમ, અનુસૂચિત જાતિઓ તેમ જ જનજાતિઓ અને સમાજના અન્ય પછાતવર્ગો (OBC)નું ગઠબંધન કરી, એને સમાજના શિક્ષિત ઉજળિયાત વર્ગ સામે સંઘર્ષની સ્થિતિમાં મૂકી દેવાનું જરૂરી જણાયું તો ગુજરાતના છેલ્લા ભૂતપૂર્વ મુખ્યમંત્રીએ હળાહળ તકવાદનો આશ્રય લઈ એમ કર્યું. ગુજરાતના રાજકીય તથા સામાજિક દેહને આથી ભારે મોટું નુકસાન થયું છે. સમાજના આવા ટુકડાઓ કરી, એકબીજા ભાગોને લડાવી મારવાની નીતિને બદલે, પ્રજાના ઉત્કર્ષનો એક સર્વગ્રાહી કાર્યક્રમ અપનાવવાની તાતી જરૂર ઊભી થઈ છે. એમાં સમાજના નબળા તેમ જ પછાત વર્ગનાં હિતોને જરૂર અગ્રતાક્રમ આપી શકાય. સદ્ભાગ્યે, હમણાં ગુજરાતી સમાજના વિવિધ ભાગોનું વધુ તંદુરસ્ત પુનર્ગઠન થઈ રહ્યું હોય એમ જણાય છે. 'પ્રજામાં ભાગલા પાડો અને રાજ્ય કરો'ની નીતિને સ્થાને, પ્રજાના બધા વિભાગોને સાથે રાખી, સુમેળભર્યા વિકાસની દિશામાં આગળ વધવાનું હિતાવહ ગણાય.

## ૨ આર્થિક

વેપાર અને ઉદ્યોગના ક્ષેત્રે પુરુષાર્થ માટેની પ્રચંડ શક્તિ ગુજરાતીઓ ધરાવે છે. પૈસા પેદા કરવાની કુદરતી એવી વાણિજ્યવૃત્તિ ગુજરાત ધરાવે છે. શક્ય હોય ત્યાં સુધી કાયદાની ચાર દીવાલો વચ્ચે રહી, ધન ઉપાર્જન કરવાની કોઈ તક ગુજરાતી જતી કરે નહિ. ગુજરાતના વેપારીઓમાં સાહસવૃત્તિ છે, વેપારઉદ્યોગ વિશેની કોઠાસૂઝ છે. એને પરિણામે ગુજરાતી પ્રજાએ ગુજરાત તથા ગુજરાતની બહાર ઉદ્યોગ તેમ જ વેપાર-ધંધાનો અભૂતપૂર્વ વિકાસ કર્યો. ગુજરાતમાં બીજું મોટું પરિવર્તન એથી આર્થિક ક્ષેત્રે દેખાય છે. ઔદ્યોગીકરણની દૃષ્ટિએ દેશમાં ગુજરાત બીજા કે ત્રીજા સ્થાને આવે છે. ચીલાચાલુ કાપડઉદ્યોગની જગ્યાએ એન્જિનીયરિંગ, પેટ્રોકેમિકલ્સ, ફર્ટિલાઇઝર, ઇલેક્ટ્રોનિક્સ, દવાઓ અને રસાયણઉદ્યોગે સ્થાન લીધું છે. આ બધાને પરિણામે જૂના નગરશેઠીઓને સ્થાને ગતિશીલ અને સાહસિક નવો ઉચ્ચ મધ્યમવર્ગ અસ્તિત્વમાં આવ્યો. વેપારવણજ માટે દેશદેશાવર ખેડવાની ગુજરાતીની વૃત્તિ પહેલેથી હતી જ. પરંતુ આ નવો ઉચ્ચ મધ્યમવર્ગ તો જગતના દેશોના ખૂણે ખૂણે પથરાઈ ગયો છે.

વેપારી વર્ગની સાથોસાથ ગુજરાતનો ખેડૂત પણ પાછળ રહ્યો નથી. ખેતઉત્પન્નના જે ભાવ મળે છે તેથી તે અસંતુષ્ટ છે. આમ છતાં. ખેડૂતની મહેનત તથા પ્રગતિશીલ દૃષ્ટિને કારણે અનાજના ઉત્પાદનમાં ગુજરાત લગભગ સ્વાવલંબી બન્યું છે. વીજળી, નવું બિયારણ ખાતર, જંતુનાશક દવાઓ, યાંત્રિક ખેતી-ઓજારોની તેની માંગ વધતી ચાલી છે. જો પોષણક્ષમ ભાવો ન મળતા હોય અગર કોઈ પાકનું ઉત્પાદન ઘટી ગયું હોય તો એક પાકમાંથી બીજા પાક તરફ વળતા ગુજરાતનો ખેડૂત અચકાતો નથી. અનાજના ઉત્પાદન કરતાં રોકડિયા પાકમાંથી વધુ નાણાંકીય વળતર હોય તો એવા પાકનું ઉત્પાદન તે શરૂ કરે છે સહકારી ધોરણે આગળ વધવામાં પણ ગુજરાતને સફળતા મળી છે. ડેરી ઉદ્યોગ અને અર્બન બેન્કિંગના વિકાસમાં બહુ જ નમૂનેદાર હરણફાળ ગુજરાત ભરી રહ્યું છે. ગુજરાતમાં સાચે જ આર્થિક ક્રાંતિ થઈ છે.

## ૩ સામાજિક

રૂઢિચુસ્તતા તરફ વલણ ધરાવવું અને છતાં ઉદારમતવાદી રહેવું એ ગુજરાતી સમાજની એક ખાસિયત છે. વ્યક્તિગત સ્વાતંત્ર્ય જો રૂઢિચુસ્તતાને કારણે રૂંધાતું હોય તો રૂઢિચુસ્તતાનાં બંધન તોડવાની તૈયારી ખરી. આઝાદી પછી વિવિધ જ્ઞાતિઓ અને કોમો વચ્ચેની આંતરક્રિયા (ઇન્ટરએક્શન) વધી છે. દેશ અને દુનિયામાં જે સામાન્ય (જનરલ) પરિવર્તનો થઈ રહ્યાં છે તેનો સ્વીકાર કરવાની ગુજરાતની તત્પરતા દેખાય છે. ગુજરાતના સ્ત્રીસમાજે સારા એવા પ્રમાણમાં સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું છે. આર્થિક સ્વાવલંબનની દિશામાં સ્ત્રીસમાજ ધીમી પણ મક્કમ પ્રગતિ કરી રહ્યો છે. લગ્નને બાદ કરતાં, કહેવાતા નીચલા સમાજની ઊર્ધ્વ ગતિ (vertical movement)નો ઉજળિયાત ગણાતા વર્ગે લગભગ સ્વીકાર કર્યો છે.

ગુજરાતી સમાજમાં ધાર્મિકતાનો પ્રભાવ વધ્યો છે, પણ જીવનલક્ષી આધ્યાત્મિકતાની સમજ કેળવવાનો હજુ વધુ અવકાશ છે.

## ૪ શૈક્ષણિક

ગ્રામવિસ્તારમાં વલ્લભવિદ્યાનગર જેવા શિક્ષણ-કેન્દ્ર દ્વારા ઉચ્ચ શિક્ષણનો ફેલાવો થયો છે. જોકે, રાજ્યસરકાર ગ્રામવિસ્તારની શિક્ષણસંસ્થાઓ તરફ કંઈક ઉપેક્ષાભાવ સેવતી હોય તેવું જણાય છે. શિક્ષણનો વ્યાપ વધ્યો છે અને જે કુટુંબોની ભૂતકાળની પેઢીઓમાં કોઈએ કદી શિક્ષણ લીધું નહોતું તેમનાં સંતાનો હવે શાળા-કૉલેજોમાં ભણે છે.

શિક્ષણમાં સંખ્યાત્મક વધારો થયો છે અને ગુણાત્મક ઘટાડો થયો છે. મેડિકલ શાખા, એન્જિનિયરિંગ તથા વ્યાવસાયિક શિક્ષણ માટેનું આકર્ષણ

વધ્યું છે. વાચનનો વ્યાપ વધ્યો છે. જોકે સત્ત્વશીલ કે ગુણવત્તાવાળું લખાણ જ વંચાય છે એવું નથી. સાહિત્યિક લખાણોની ગુણવત્તા સુધરી છે. ગુજરાતી સાહિત્ય પરિષદ જેવી ગુજરાતની સંસ્કારસંસ્થાની કામગીરીમાં હેતુપૂર્ણ સક્રિયતા દેખાય છે. વિદ્યાર્થીઓની રસરુચિમાં છીછરાપણું આવ્યું હોય એવું દેખાય છે અને છતાં ગંભીર વિષયોમાં સક્રિય રસ લેનાર વિદ્યાર્થીઓના સમુદાયનું દૃશ્ય ઉત્સાહજનક જણાય છે. જોકે, કમનસીબે, આપણા તેજસ્વી અને ભાવનાશીલ યુવાનોની જ્ઞાનની ક્ષિતિજો વિસ્તૃત કરે અને એમની આદર્શ ઝંખનાને પોષે એવા શિક્ષકોનું પ્રમાણ ઘટયું છે. શિક્ષણના દરેક સ્તરે પૂરતી પાત્રતાવાળા શિક્ષકો મળતા નથી.

સાહિત્ય અને લલિતકલા (Fine Arts) પ્રત્યે અભિમુખતા દેખાય છે, પણ એની માત્રામાં સુધારાનો હજુ ઘણો અવકાશ છે. ભાષા અને વિચારો જોડે કામ પાડતા વિનયનના શિક્ષણ પ્રત્યેની ગુજરાતી સમાજની ઉદાસીનતા ચિંતાજનક લાગે છે. અંગ્રેજી ભાષાના શિક્ષણ પ્રત્યે રાજ્યની શિક્ષણ નીતિને પરિણામે શરૂઆતનાં વર્ષોમાં ઉદાસીનતા જોવા મળી. એમાં વિદ્યાર્થીઓની એક પેઢીને સહન કરવાનું થયું. જાહેર વહીવટ અને મેનેજમેન્ટની સંસ્થાઓમાં જણાતું ગુજરાતના વિદ્યાર્થીઓનું ઘણું જ અલ્પ પ્રમાણ એનું એક ઉદાહરણ છે. માત્ર અંગ્રેજીની જ નહિ, પણ ગુજરાતીનીયે ઉપેક્ષા થઈ છે. હવે અંગ્રેજીનું જ્ઞાન-ભાષા તરીકે ગુજરાતમાં મહત્ત્વ સ્વીકારવા લાગ્યું છે અને અંગ્રેજીના શિક્ષણ તરફની ઉદાસીનતા ઘટે એવાં ચિહ્નો દેખાય છે.

ગાંધીજીના નેતૃત્વ નીચે લડાયેલી આઝાદીની લડતમાં બહેનો જોડાઈ અને આગળ આવી. આજે આઝાદી પછી બહેનોના શિક્ષણનો વ્યાપ વધ્યો છે. મેડિકલ કોલેજમાં ચાળીસ ટકા જેટલી બહેનો દાખલ થાય છે. એન્જિનિયરિંગ કોલેજમાં પણ સારી એવી સંખ્યામાં બહેનો અભ્યાસ કરે છે. નર્સિંગ સ્કૂલમાં અને નર્સિંગ વ્યવસાયમાં ઉજળિયાત કહેવાતી જ્ઞાતિઓમાંથી બહેનો હવે જોડાય છે. સ્ત્રીશિક્ષણ અંગે જૂના પૂર્વગ્રહો સરતા જાય છે.

### શું ગુમાવ્યું ?

સ્ત્રી શિક્ષણ વધ્યું છે. પણ દહેજ જેવા કુરિવાજની પકડ ઘટી નથી. આનું એક મુખ્ય કારણ દરેક કન્યાએ પરણવું જ જોઈએ એવી માન્યતાનો પ્રભાવ છે. જેનું વર્ચસ્વ હજુ પણ વરતાય છે. શા માટે દરેક કન્યાએ પરણવું જ જોઈએ ? લગ્ન શું અનિવાર્ય છે ? શા માટે પુરુષવર્ગનું પ્રભુત્વ સ્વીકારી, દહેજની પ્રથામાં નારી-સમાજે બંધાવું જોઈએ? આવા પ્રશ્નોનો વિચાર થવો જોઈએ. લગ્ન કરવાના કે દહેજ આપવાના દબાણમાંથી જો નારીસમાજને મુક્ત કરવો હોય તો બહેનો આર્થિક રીતે વધુ ને વધુ સ્વનિર્ભર બને એવી પરિસ્થિતિનું નિર્માણ કરવું જોઈએ. એવા સંજોગોની રચનામાં શિક્ષણ અને રોજગારી ચાવીરૂપ સ્થાને છે. શિક્ષિત-બહેનો વિવિધ વ્યવસાયોમાં જો વધુ પ્રમાણમાં જોડાતી થાય તો એમની માનહાનિ કોઈ કરી શકશે નહિ.

ગુજરાતી સમાજ એકંદરે સંપીલો હતો, સુમેળ માટે જાણીતો હતો. એના તાણાવાણા પરસ્પર ગૂંથાયેલા હતા. રાજકીય તકવાદે સમાજરચનાના આવા સ્વરૂપને પીંખી નાખ્યું, વર્ગવિગ્રહની દિશામાં ગુજરાતને ધકેલવામાં આવ્યું તે કમનસીબ ખીના છે. હિન્દુ-મુસ્લિમ વચ્ચેના સંઘર્ષની ઘટનાઓ વધતી રહી છે. તાજેતરમાં તો હિન્દુ સમાજના સવર્ણ અને અવર્ણ ગણાતા વર્ગો વચ્ચેની હિંસા પણ ઉમેરાઈ છે. આવી અવસ્થામાંથી મુક્ત થવાના માર્ગો વિચારવા જોઈએ અને પરસ્પર સુમેળ માટે ઝડપી પગલાં લેવાવાં જોઈએ. સૌથી મોટી ખોટ તો નૈતિક મૂલ્યોના વિનિપાતની ગણાય.

કયા પ્રશ્નો ઉકેલી શકાયા નથી તથા શું હાંસલ કર્યું એની ચર્ચા માટે એક સ્વતંત્ર લેખ લખી શકાય. અહીં તો માત્ર મુદ્દાઓનો નિર્દેશ જ કર્યો છે. ગુજરાતમાં વસતિ વધારાનો દર ઓછો કરી શકયા નથી. અખિલ

ભારતીય દર કરતાં પણ તે વધારે છે. ગુજરાતનો વસતિ વધારો તેની સમૃદ્ધિને ખાઈ જાય છે.

આઈ.એ.એસ., આઈ.પી.એસ., આઈ.આઈ.ટી. વગેરેમાં આપણા વિદ્યાર્થીઓના પ્રવેશનું ઘણું ઓછું પ્રમાણ ચિંતાજનક છે. ઉચ્ચશિક્ષણનું સ્તર એટલી હદે નીચું આવ્યું છે કે આજનો પીએચ.ડી. થયેલો વિદ્યાર્થી કેટલીક વાર ગયા જમાનાના સ્નાતક કરતાં પણ સાવ નબળો લાગે છે.

શહેરીકરણને કારણે ઝૂંપડપટ્ટીઓ વધી છે. દારૂબંધીને કારણે દારૂના અડ્ડાઓ વધ્યા છે, સરહદો ઉપર તથા દરિયાકિનારે દાણચોરી વધી છે અને ઔદ્યોગીકરણને કારણે પ્રદૂષણ વધ્યું છે.

રાજકીય સ્તરે કેન્દ્રમાં ગુજરાતનું વર્ચસ્વ ઘટયું છે. એક જમાનો હતો જ્યારે દિલ્હીમાં ગુજરાતનું માન હતું. ઉચ્ચ વહીવટી સ્તરે પણ ગુજરાતનું ઓછું વજન પડે છે.

**શું હાંસલ કર્યું?**

સંચાલન (મેનેજમેન્ટ) ક્ષેત્રે વૈજ્ઞાનિક અભિગમ દાખવ્યો છે. આઈ.આઈ.એમ., એમ.બી.એ.નાં તાલીમકેન્દ્રો સ્થાપ્યાં છે.

સામાજિક–આર્થિક ક્ષેત્રે નવી સંસ્થાઓ સ્થાપી શક્યા છીએ. ઈલાબહેન ભટ્ટ સંચાલિત 'સેવા' એનો એક દાખલો છે. શૈક્ષણિક ક્ષેત્રે વૈવિધ્ય વધારી શક્યા છીએ. વેડછીનું સંપૂર્ણ ક્રાન્તિ વિદ્યાલય, વલ્લભ વિદ્યાનગર જેવું શૈક્ષણિક સંકુલ, સરદાર પટેલ ઈન્સ્ટીટયુટ ઑફ ઈકોનોમીક એન્ડ સોસીયલ રીસર્ચ, બી.કે. સ્કૂલ ઑફ મેનેજમેન્ટ, નેશનલ ઈન્સ્ટીટયુટ ઑફ ડિઝાઈન, દર્પણ અકાદમી, સેન્ટર ફોર સોસીયલ સ્ટડીઝ વગેરે એનાં ઉદાહારણો છે.

વૈજ્ઞાનિક વિકાસના ક્ષેત્રે તાલ મિલાવી શક્યા છીએ. પીઆરએલ, ઈસરો, અટિરા, વિક્રમ સારાભાઈ કોમ્યુનિટી સેન્ટર, ભાવનગરનું સોલ્ટ રીસર્ચ ઈન્સ્ટીટયુટ, ખેતીવાડી સંશોધનકેન્દ્રો વગેરેના દાખલાઓ આપી શકાય.

ડેરી ઉદ્યોગ, એન.ડી.ડી.બી., અમૂલ, દૂધસાગર વગેરેની સ્થાપના અને વિકાસ મોટી સંપ્રાપ્તિ છે.

**કયા નહિ કલ્પેલા સવાલો ઊભા થયા?**

અનામત વિરોધી અને તરફી આંદોલનોએ ગુજરાતને અનેક રીતે પારાવાર નુકસાન કર્યું છે. તેથી એ વિશે નિર્દેશ કરવો ઘટે. આઝાદીના આગમનટાણે અનામતનો પ્રશ્ન ભવિષ્યમાં આવું વિકટ અને ગંભીર સ્વરૂપ પકડશે તેની કલ્પના ભાગ્યે જ આવી હશે.

ભારતના બંધારણમાં અનુસૂચિત જાતિ અને જનજાતિ માટે અનામત જગ્યાઓ રાખવાની જોગવાઈ બંધારણના ઘડવૈયાઓએ વિચારપૂર્વક કરી હતી. એવી અનામતનો શો હેતુ હતો? અનુસૂચિત જાતિ અને જનજાતિના લોકો સામાજિક તથા આર્થિક રીતે સદીઓથી દબાયેલા હતા. એમને દેશના સરેરાશ નાગરિકની હરોળમાં અનામતની જોગવાઈ દ્વારા લાવવાના હતા. એવા પ્રયત્ન માટે બંધારણના ઘડવૈયાઓએ દસ વર્ષની જોગવાઈ પર્યાપ્ત ગણી હતી. બંધારણમાંની અનામતની જોગવાઈ પછાતવર્ગના ગરીબોના ઉત્કર્ષ માટે કરાઈ હતી. પરંતુ એવા ઉત્કર્ષ માટે ઘણા ઓછા પ્રયત્નો કરવામાં આવ્યા. સત્તા ઉપરના રાજકારણીઓએ અનામતનો મૂળ હેતુ વિસરાવી દીધો. પછાત વર્ગમાં એમનો મુખ્ય રસ 'વોટબેન્ક'નો રહ્યો. પરિણામે અનામતની જોગવાઈની મુદત સતત વધારાતી રહી.

અનામતની જોગવાઈનો લાભ અનુસૂચિત જાતિની પહેલી ખેપે વધુમાં વધુ મેળવ્યો છે. એને કારણે જે કાંઈ ફાયદો થયો તે અનુસૂચિત જાતિની થોડીએક વ્યક્તિઓમાં સીમિત રહ્યો. એ લાભ સમગ્ર અનુસૂચિત જાતિ અને જનજાતિ સુધી પ્રસર્યો નથી. ભવિષ્યની જરૂરત જ્ઞાતિ આધારિત અનામત પ્રથા નહિ, પરંતુ ગરીબી કે આર્થિક આવકના ધોરણે મર્યાદિત માત્રામાં અનામતની જોગવાઈ કરવાની છે. આપણો આદર્શ તો

# એચ. એમ. પટેલ

સમાજના ગરીબ અને પછાત વર્ગના લોકો પોતાના પગ ઉપર ઊભા રહેતા થાય તે છે. એવી સ્વનિર્ભરતા માટે, એમની સજ્જતા વધારવાના રાજ્ય અને સમાજે સંનિષ્ઠ પ્રયત્નો કરવાના છે. અનુસૂચિત જનજાતિના લોકોમાંથી જેમને શિક્ષણ અને વ્યવસાયપ્રાપ્તિમાં અનામતપ્રથાનો લાભ એકવાર મળી ગયો છે તેમનાં સંતાનોને એવો લાભ બીજીવાર ન મળે અને તેઓ દેશના અન્ય નાગરિકોની હરોળમાં ઊભા રહેતા થાય, પરંતુ પછાતવર્ગનાં જે કુટુંબોને શિક્ષણ તથા વ્યવસાયમાં એક પણ વખત અનામતપદ્ધતિનો લાભ આજ સુધી મળ્યો જ નથી તેમને એ લાભ મળતો રહે અને અનુસૂચિત જાતિ તેમ જ જનજાતિમાં પણ અનામતની જોગવાઈ આ રીતે ભવિષ્યમાં સીમિત થતી રહે એવી વ્યવસ્થા આપણે ઊભી કરવી ઘટે.

**ભવિષ્યમાં શું કરવું જોઈએ?**

આ પણ એક સ્વતંત્ર અભ્યાસલેખનો વિષય છે. અહીં તો વિષયનિર્દેશ જ કર્યો છે.

પ્રદૂષણને રોકવા માટે અત્યારથી પગલાં ભરવાં જોઈએ.

પર્યાવરણ જાળવી રાખવા Ecological balance માટે અત્યારથી જનજાગૃતિ લાવવી જોઈએ.

વસ્તીવધારાનો દર રોકવા માટે લોકશિક્ષણ તથા જાહેર આરોગ્યના ક્ષેત્રે અસરકારક પગલાં ભરવા જોઈએ.

ઉચ્ચ શિક્ષણનું સ્તર સુધારવા માટે યુનિવર્સિટી કક્ષાએ શિક્ષકોની નિમણૂક તથા વિદ્યાર્થીઓના પ્રવેશ માટે ગુણવત્તાનો આગ્રહ રાખવો જોઈએ.

પ્રાથમિક તેમ જ પ્રૌઢ શિક્ષણને મહત્તમ અગ્રતાક્રમ આપવો જોઈએ.

વહીવટીક્ષેત્રે સક્ષમ અમલદારો મળી રહે. તેમનો જુસ્સો સુધરે તેવાં પગલાં ભરવા જોઈએ.

વહીવટી તથા લશ્કરી ક્ષેત્રે પ્રવર્તતી ગુજરાતની ઉદાસીનતા દૂર કરવાનાં પગલાં વિચારવા જોઈએ.

આદિવાસીઓ અને હરિજનોને આઝાદી બાદ પણ હજુ ખરાબ સ્થિતિમાં જીવવું પડે છે તે નિવારવા માટે પગલાં ભરવાં જોઈએ.

ગુજરાતની રાજકીય, આર્થિક સામાજિક, શૈક્ષણિક સમસ્યાઓનું નિરાકરણ શક્ય છે. જરૂર છે ગુજરાતનો સર્વતોમુખી વિકાસ સિદ્ધ કરવાની દિશામાં હેતુપૂર્ણ ગતિની. ગુજરાતનો અને એ રીતે રાષ્ટ્રનો વિકાસ સિદ્ધ કરતા દરેક પગલાને, દરેક પ્રવૃત્તિને, દરેક ઘટનાને આપણો ટેકો હોવો જોઈએ. સ્વચ્છ જાહેરજીવનને અવરોધનારી બાબતોનો વિરોધ કરવાની જાહેર હિંમત આપણામાં હોવી જોઈએ. એવી હિંમતનું હાલ ઓછાપણું વરતાય છે. રૂઢિચુસ્તતાનાં બળોનો પ્રતિકાર કરવાની શક્તિ આપણે કેળવવાની છે. પરિવર્તન અને પ્રગતિ માટે આપણે મથવાનું છે. સ્ત્રી અને પુરુષજાતિ, જ્ઞાતિઓ અને સમાજ વચ્ચે ન્યાયપૂર્ણ વ્યવહાર પ્રસ્થાપિત કરવાનો છે. કોઈનું શોષણ કરવામાં આવે નહિ, નિવારી શકાય એવા અન્યાયનો કોઈ ભોગ બને નહિ, વિકાસના માર્ગમાં અંતરાયો ઊભા કરવામાં આવે નહિ તેની તકેદારીની ભાવનાનું સિંચન દરેક ગુજરાતીમાં કરવાનું છે. વ્યક્તિ અને સમૂહના ઉત્કર્ષની જરૂરિયાતો વચ્ચે સુમેળ સ્થાપવાનો છે. વિવિધ કોમ અને ધર્મના પ્રજાજનો વચ્ચે આંતરિક એકતાની ભાવના દૃઢ કરવાની છે. આવા માર્ગે ચાલવામાં આવે તો ગુજરાતનું તથા ભારતદેશનું ભાવિ ઉજ્જવળ જણાય છે.

  

# ગુજરાત—વિકાસ, વિટંબણા અને ભાવિ

નાનુભાઈ અમીન

## અનોખું ગુજરાત

મે, ૧૯૬૦માં અલગ ગુજરાત રાજ્યની સ્થાપના પછી પચીસ વર્ષોમાં ગુજરાતની પ્રગતિ અને વિકાસ દેશસમગ્રનું ધ્યાન ખેંચનારા રહ્યાં છે. માથાદીઠ આવક, કૃષિ, ઉદ્યોગો, સિંચાઈની સગવડો, વાહન-વ્યવહાર અને અનેકવિધ ક્ષેત્રે ગુજરાતનો વિકાસ નોંધપાત્ર રહ્યો છે. સ્વાતંત્ર્ય પૂર્વેના અને તે પહેલાંના ઇતિહાસમાં પણ ગુજરાતની અંદર જુદા જુદા વિસ્તારોમાં વિકાસ અને સંસ્કૃતિની તરેહો ભિન્ન ભિન્ન રહી છે. ગુજરાતે મુસ્લિમ, મરાઠા અને ઇસ્ટ ઇન્ડિયા કંપનીના યુગો જોયા છે. અમદાવાદ, ભરૂચ, પંચમહાલ, ખેડા અને સુરત જિલ્લાઓનો વહીવટ બ્રિટિશ શાસન હેઠળ ચાલતો હતો. વડોદરા રાજ્ય અને અમરેલી-નવસારી જેવા વિસ્તારો પ્રગતિશીલ ગાયકવાડી શાસન હેઠળ હતા. સૌરાષ્ટ્ર નાના-મોટા રાજવીઓની હકૂમત હેઠળ હતું. જ્યારે કચ્છનો વિસ્તાર એક નોખા જ એકમ તરીકે રહ્યો છે. આ વિવિધ ભૌગોલિક અને ઐતિહાસિક સંદર્ભમાં ગુજરાતમાં જે કંઈ વિકાસ થયો છે તે આપણે મૂલવવો જોઈએ.

આખા દેશમાં ગત દસ વર્ષમાં આઠમા અને પછી છઠ્ઠા અને ગયા વર્ષે બીજા નંબરનો ગુજરાતનો ઔદ્યોગિક વિકાસ સ્વીકારાયો છે. રાષ્ટ્રીય માથાદીઠ સરેરાશ આવક રૂ. ૧૭૫૭-૦૦ જેટલી છે, જ્યારે ગુજરાતમાં માથાદીઠ સરેરાશ આવક રૂ. ૨૨૧૧-૦૦ છે. કુલ વસ્તીના પ્રમાણમાં ઉપલબ્ધ રોજગારી, હજાર જણ દીઠ કારખાનામાં કામ કરનારાઓની સંખ્યા, હેક્ટર દીઠ રાસાયણિક ખાતરનો ઉપયોગ, માથાદીઠ વીજળીનો વપરાશ કે બેન્કમાં ડિપોઝિટ, કૃષિ ઉત્પાદન કે ગામડાંનું વીજળીકરણ—આર્થિક કોઈ પણ આંકડાના માપદંડથી જોઈએ તો રાષ્ટ્રના વિકાસની જે જે સરેરાશ છે તેના કરતાં ગુજરાતમાં વિકાસની માત્રા થોડી વધારે જોવા મળે છે.

## ખનિજ તેલ અને ઉદ્યોગો

પરંપરાગત રીતે ગુજરાત અને ખાસ કરીને અમદાવાદ ભારતનું માન્ચેસ્ટર ગણાતું હતું. કાપડ ઉદ્યોગમાં ગુજરાત અને ગુજરાતીઓ મોખરાનું સ્થાન ભોગવતા હતા. પરંતુ ૧૯૬૨-૬૫થી કાપડ ઉદ્યોગની અવદશાની શરૂઆત થઈ. આ ઉદ્યોગ ગુજરાતમાં જ નહિ સમગ્ર દેશમાં ઉત્તરોત્તર માઠી દશામાંથી પસાર થઈ રહ્યો છે. આ ઉદ્યોગની પરિસ્થિતિ જોતાં ગુજરાત ઔદ્યોગિક રીતે પાછળ રહી જવું જોઈતું હતું. પરંતુ ઉત્તરોત્તર ઔદ્યોગિક રીતે ગુજરાત આશ્ચર્યજનક રીતે વિકાસ કરતું રહ્યું છે.

મારી દૃષ્ટિએ આ વિકાસનું એક કારણ ગુજરાતમાં રાજ્યની સ્થાપનાના ગાળામાં મળી આવેલાં ખનિજ તેલક્ષેત્રો છે. ખનિજ તેલની આ પ્રાપ્તિને કારણે ગુજરાતની પરંપરાગત ઔદ્યોગિક તાસીર બદલાઈ ગઈ. કાપડ ઉદ્યોગનું સ્થાન ખનિજ તેલ શુદ્ધ કરવાની રિફાઈનરી, પેટ્રો-કેમિકલ્સ, રાસાયણિક ખાતરો, રસાયણો, ફાર્માસ્યુટિકલ, પ્લાસ્ટિક, ખનિજ તેલની અનેક આડપેદાશોને લગતા આનુષંગિક ઉદ્યોગો અને આ તમામ ઉદ્યોગોને માટે જરૂરી ઇજનેરી. ફેબ્રિકેશન, ફાઉન્ડ્રી જેવા લઘુ, મધ્યમ અને મોટા ઉદ્યોગોએ લીધું છે. રસ્તા, પાણી, વીજળી, નાણાંકીય રાહત

અને ઉત્તેજન એમ અનેક પ્રકારની સગવડો સાથે ગુજરાતીઓની કુનેહ અને સાહસિકતા ભળી. આના પરિણામે ગુજરાત ઔદ્યોગિક ક્ષેત્રે હરણફાળ ભરતું રહ્યું છે.

ગુજરાતના આ નોંધપાત્ર વિકાસના પાયામાં જે બે પરિબળોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તેનો ઉલ્લેખ જરૂરી છે. મહાત્મા ગાંધીજી અને સરદાર પટેલની વિદાય પછી રાજકીય ક્ષેત્રે ગુજરાતની અસરકારક ભૂમિકા વર્ષ પ્રતિવર્ષ ક્ષીણ થતી ગઈ છે; આમ છતાં, ગુજરાત રાજ્યની સ્થાપનાથી આજ પર્યંત ગુજરાતને પ્રમાણમાં પ્રમાણિક અને ઊંચી ક્ષમતાવાળું અમલદારોનું વહીવટતંત્ર મળ્યું છે. બીજું, ગાંધીજીએ પાયાનાં જે મૂલ્યો સાથે સ્વાતંત્ર્ય સંગ્રામ આદર્યો હતો તે મૂલ્યો ગુજરાતમાં હજુ પણ થોડા ઘણા અંશે જળવાઈ રહ્યાં છે. દૂર-સુદૂર આદિવાસી વિસ્તારોમાં બુનિયાદી શિક્ષણ, ગામડે-ગામડે સહકારી પ્રવૃત્તિનાં મંડાણ તેમ જ મેનેજમેન્ટ તથા કામદારો વચ્ચે જળવાઈ રહેલા મેળભર્યા સંબંધો જે કંઈ સચવાઈ રહ્યા છે તેમાં ગાંધીજીનાં મૂલ્યોનો ફાળો ઓછો નથી.

### ગુજરાતમાં સમસ્યાઓ અને ઊભા થતા જતા સવાલો

ગુજરાતમાં વેગપૂર્ણ ઔદ્યોગિક વિકાસ થયો છે તે સાથે જ કેટલીક વિરાટ સમસ્યાઓનો પણ જન્મ થયો છે. આમ જોઈએ તો આ સમસ્યાઓ નહિ ધારેલી કે અણકલ્પિત નથી. વિશ્વમાં જ્યાં જ્યાં ઔદ્યોગિક વિકાસ ઝડપભેર થયો છે ત્યાં ત્યાં આ સમસ્યાઓ પેદા થઈ છે જ. મારા મતે ઔદ્યોગિક વિકાસની સાથે સાથે ગુજરાતે આ સમસ્યાઓ અંગે પણ અગાઉથી જ પગલાં ભરવા જોઈતાં હતાં. પરંતુ તેમ થયું નથી. આ સમસ્યાઓ છે : શહેરીકરણની સાથે સાથે માનવ-અસ્તિત્વને જોખમમાં મૂકે એવું પ્રદૂષણ, બારમાસી સિંચાઈ યોજનાઓએ સાચા અર્થમાં વૈજ્ઞાનિકપણે ખેતી નહિ થતાં ઊભી કરેલી સમસ્યાઓ, પરંપરાગત ઊર્જાના ક્ષેત્રે પડનારી ખેંચ અને સૌથી વિશેષ તો ગુજરાતમાં તાજેતરમાં વર્ગવિગ્રહનાં જે બીજ રોપાયાં છે તે સમસ્યાઓ સૌથી વિકટ છે.

### વધતું જતું શહેરીકરણ

ગુજરાતના વિકાસે આકર્ષણ ઊભું કર્યું છે, તે સાથે જ ગુજરાતમાં દેશ સમગ્રમાંથી વિવિધ વસ્તી પણ આકર્ષાતી રહી છે છેલ્લી વસ્તી ગણતરી મુજબ ગુજરાતની જનસંખ્યા ૩.૪૦ કરોડની છે ઔદ્યોગિક વિકાસનું એક સીધું પરિણામ એવું આવ્યું છે કે ગુજરાતમાં ખૂબ ઝડપથી શહેરીકરણ થઈ રહ્યું છે. રાજ્યમાં ઈ. સ. ૧૯૮૧ની વસતીગણતરી અનુસાર એક આધારભૂત નિરીક્ષણ એવું છે કે રાજ્યમાં બધું મળીને ૨૮૫ વિસ્તારો એવા છે જે ખૂબ ઝડપથી શહેરો બની જશે. આજે ગુજરાતમાં એક લાખથી વધુ વસ્તીવાળાં અગિયાર મોટાં શહેરો વસ્તી વધારાથી ફાટી રહ્યાં છે. ટૂંકી જમીન, ઋતુ અનુસાર જ અને તે પણ અનિશ્ચિત મળતી રોજગારી, સાધન-સગવડ અને અન્ય વ્યવહારનો અભાવ વગેરે અનેક કારણોસર ગામડાંની શિક્ષિત કે નિરક્ષર પ્રજા શહેરોમાં વિકાસની તક માટે સતત સ્થળાંતર કરી રહી છે. પ્રચલિત માન્યતાથી વિપરીત ગુજરાતની બહુમતી પ્રજા પછાત અને ગરીબ છે. ઔદ્યોગીકરણ એ એકમાત્ર જ તેનો ઈલાજ હોય તેમ રાજ્યના ઘણા જિલ્લાઓને શાસને પછાત જાહેર કર્યા છે જ્યાં ઉદ્યોગો માટે આકર્ષક લાભ અપાય છે. વાસ્તવમાં આવનાર ત્રણ દાયકાઓ ઉપર નજર રાખી ઉદ્યોગોનું દૂરદેશીથી આયોજન કરવાને બદલે રાજ્યમાં ગંજાવર ઉદ્યોગો અને સાહસોએ ગુજરાતની બેનમૂન એવી ફળદ્રુપ જમીનોનો ભોગ લીધો છે. પર્યાવરણ અને કૃષિ વિકાસને આંચ ન આવે તેમ મહાકાય આ ઉદ્યોગો અન્યત્ર પડતર જમીનોમાં વધારે કાર્યદક્ષતાથી સ્થાપી શકાયા હોત.

વાપીથી વિરમગામ સુધી રેલ્વે લાઈનની સમાંતર, સૌરાષ્ટ્રમાં રાજકોટ, ભાવનગર, જામનગર, પોરબંદર વગેરે અનેક સ્થળોએ ઉદ્યોગોના નિરંકુશ વિસ્તૃતિકરણને કારણે એક પ્રકારનું અસંતુલન નિર્માણ થયું

છે. ચોરસ કિલોમીટર દીઠ સૌથી વધારે વસ્તીની ગીચતા અનુક્રમે અમદાવાદ, ખેડા, સુરત અને વડોદરા જિલ્લાઓમાં છે અને વધતી જાય છે. આ જિલ્લાઓ કૃષિની દૃષ્ટિએ ફળદ્રુપ જમીન ધરાવે છે. એકતરફ ફળદ્રુપ જમીનોનો દુરુપયોગ થતાં હેક્ટર દીઠ કૃષિ પેદાશનું ભારણ વધી રહ્યું છે અને બીજી તરફ આ જ વિસ્તારો ગીચતાથી ઊભરાઈ રહ્યા છે.

આવાસની સમસ્યા વિકટ અને વિકટ બનતી જાય છે. શહેરી ટોચમર્યાદા ધારાને કારણે આવાસની સમસ્યા ઘેરી જ નહિ બલ્કે ઘણી વિકટ થઈ ગઈ છે. વધતી જતી વસતિને ઝૂંપડપટ્ટી સિવાય કોઈ આરો રહ્યો નથી, પરિણામે ગુજરાતનાં લગભગ તમામ શહેરોમાં અને તે પણ આ શહેરોની નદીઓના બંને કાંઠે ઠેર ઠેર રોગચાળાને ઉત્તેજન આપતી ઝૂંપડપટ્ટીઓ ફાલી રહી છે. નિશ્ચિતપણે એવું કહી શકાય કે શહેરોના દૂરંદેશીભર્યાં આયોજન બાબત ગુજરાતમાં આપણે નિષ્ફળ જ રહ્યા છીએ. શહેરોમાં વધતી જતી આ વસતિને કારણે રસ્તાઓ, વીજળી, પાણી, આનંદ-પ્રમોદનાં સાધનો, શિક્ષણની સગવડો, મેદાનો, રમત-ગમતની સગવડો, સાર્વજનિક હેરફેરનાં વાહનો એમ અનેક પ્રકારની તાતી જરૂરિયાતો વધતી જ રહેશે. મારા મત દાયકાઓથી અનેક કારણોસર ગામડાંઓમાં ગરીબી અને બેકારી વધારે જ છે. ગામડાંઓમાં આવક અને રોજગારીનાં જે ટાચાં સાધનો છે તે આટલી ગંજાવર ગ્રામ્ય વસતિને કાયમી ધોરણે રોજી-સુખ-સમૃદ્ધિ પૂરી પાડી શકે તેમ નથી એટલે બનશે એવું કે આપણી ગમે તેટલી ઉદાત્ત ગ્રામ્ય વિકાસની ભાવના છતાં શહેરોમાં વસતિનું આ સ્થળાંતર આવનાર દાયકામાં વધતું જ રહેશે.

શહેરી અને ગ્રામ વસતિનું પ્રમાણ જે ૨૦:૮૦ હતું તે આજે ૩૫:૬૫નું થઈ ગયું છે. આ સદીના અંતે ગુજરાતમાં જ નહિ બલ્કે ભારતમાં શહેર અને ગામડાંની આ વસતિનું પ્રમાણ લગભગ સરખેસરખું એટલે કે ૫૦:૫૦ થઈ જાય તેવા પૂરેપૂરા સંકેત છે. આ સંજોગોમાં જાગ્યા ત્યારથી સવાર તેમ માનીને યુદ્ધના ધોરણે શહેરોના આયોજનબદ્ધ વિકાસ માટે ગુજરાતે ઘનિષ્ઠ અને ગંભીર પ્રયત્નો કરવા પડશે. સાથે સાથે ગામડાંમાંથી શહેરોમાં આવતી વસતિને ખાળવા ગામડાંમાં સવલતો અને રોજગાર મળે તેવું આયોજન કરવું પડશે.

**બારમાસી સિંચાઈ : નોતરેલો વિનાશ**

એ સાચું છે કે, નાની મોટી સિંચાઈ યોજનાઓ દ્વારા ગુજરાતમાં વધુ ને વધુ જમીન ખેતી માટે સિંચાઈ હેઠળ આવરી લેવાતી રહી છે. મહત્ત્વાકાંક્ષી સિંચાઈ બંધો બાંધવા પાછળ ભારતભરમાં હજારો કરોડ રૂપિયાનું રોકાણ થયું છે અને ગુજરાત પણ તેમાં સામેલ છે. આવનારા દાયકાઓમાં હજુ બીજા રૂપિયા દસ હજાર કરોડ દેશભરમાં સિંચાઈ ક્ષેત્ર રોકાશે. ગુજરાતમાં ઉકાઈ, કાકરાપાર, મહી-વણાક-બોરી–કડાણા, મચ્છુ વગેરે મહત્ત્વાકાંક્ષી સિંચાઈ યોજનાઓ ગણાવી શકાય. સિંચાઈ યોજનાઓથી જન-સામાન્યમાં પ્રચલિત માન્યતાઓ એવી છે કે ખેતીવાડી સમૃદ્ધ બને છે અને ગામડાંઓમાં ખુશાલી આવે છે. પરંતુ આપણા આયોજનની એ કરુણતા છે કે યોજનાને અંતે બંધને કારણે જેમને વિસ્થાપિત થવું પડે છે તે લોકો ઘણા દુઃખી થાય છે અને સાચા અર્થમાં વૈજ્ઞાનિક ખેતીના અભાવે ખેડૂતોને અને સમગ્ર સમાજને ધારેલો ફાયદો નથી થતો.

ઉકાઈ સિંચાઈ યોજનાના પાણી મળે છે તે દક્ષિણ ગુજરાતના સુરત, વલસાડ અને ભરૂચ જિલ્લાઓના અનેક તાલુકાઓમાં ફળદ્રુપ જમીનો, ધીમા ઝેરની જેમ ધીમે ધીમે ખારપાટ અને પાણીના ભરાવાવાળી બનતી જાય છે. ખેડા જિલ્લામાં પણ મહી નહેર યોજનાના આયોજનની ખામીને લીધે ઠેર ઠેર આ સમસ્યા ઘેરી બની છે. પાકને જરૂર કરતાં વધારે પાણી આપ આપ કરવાને પરિણામે અથવા તો લાઈનીંગ વગરની નહેરોને કારણે જમીનના તળમાંથી વધારાના પાણીનો નિકાલ કરી નાંખી જમીનને

નિતારેલી રાખે તેવી ડ્રેનેજના અભાવે, આજે લાખો હેક્ટર જમીન બરબાદ થઈ રહી છે. એક જમાનાની આ ફળદ્રુપ જમીનોમાં બે-ચાર ફૂટ ઊંડું ખોદતાં જ હવે સિંચાઈની જમીનમાં પચી ગયેલા પાણી ફૂટી નીકળે છે. સદીઓથી આ ગામડાંઓમાં સહેલાઈથી ઊગતાં અને ફાલતાં આંબો, પીપળો, વડ, લીમડો, જાંબુડો જેવાં વૃક્ષો ધીમે ધીમે ખલાસ થતાં જાય છે.

આવનાર દાયકામાં આપણે નર્મદા યોજના સાકાર કરવાની વાત કરીએ છીએ. અગાઉ જણાવેલી સમસ્યાઓ અંગે તાત્કાલિક અને અસરકારક યોજનાઓ કાર્યાન્વિત કરવામાં નહિ આવે તો મને ડર છે કે ગુજરાત કટોકટીના આરે આવીને ઊભું રહેશે. આવાં જ તકેદારીનાં પગલાં નર્મદા સિંચાઈ યોજનામાં નહિ લેવામાં આવે તો હાલની સિંચાઈ યોજનાઓની જેમ જ માઠાં પરિણામ ભોગવવાં પડશે.

**કથળતું જતું પર્યાવરણ અને આપણને અનુરૂપ વિકાસની તાતી જરૂરિયાત**

ટેકનોલોજી અને આધુનિક ઉદ્યોગો બેધારી તલવાર છે. પશ્ચિમના દેશોમાં અદ્યતન, આધુનિક અને અટપટી જે ટેકનોલોજી વિકસી છે તેની સમજપૂર્વક તુલના કર્યા વગર સીધેસીધી આપણી ધરતીમાં રોપવાની કોશિષો માઠાં પરિણામ નિપજાવી શકે છે. ગુજરાત કે ભારતનાં ગામડાંઓ એક જમાનામાં સાચા અર્થમાં સ્વાવલંબી હતાં. ગામડાંઓમાં કુટુંબ ભાવનાથી જીવાતું રોજબરોજનું જીવન, તેઓ જે કરતા હતા તે પ્રવૃત્તિઓ અને તેમનું કલા-કૌશલ્ય એ આપણી સંસ્કૃતિ છે. સંસ્કૃતિ એ કંઈ માત્ર ધર્મ, નૃત્ય, સંગીત એટલું જ નથી પરંતુ સદીઓથી આપણે ત્યાં જીવન જીવવાની એક પદ્ધતિ છે. નદી-નાળાં, વૃક્ષ-વનરાજિ, જળચર, પશુ-પંખીની સાથે કુદરતના ક્રમ પ્રમાણે અને કુદરતની સાથે સુસંગત એવી પદ્ધતિઓથી વિમુખ થતો વિકાસ વિનાશ નોતરે છે. ટેકનોલોજી અને ઉદ્યોગોની પસંદગી એવી રીતે થવી જોઈએ કે આ ઉદ્યોગો કુદરતની સંપત્તિમાં આડખીલી ન બને. આ દેશની પરિસ્થિતિને અનુકૂળ ઉત્પાદન કરે અને તે સાથે જ દેશવાસીઓને પૂરેપૂરી રોજગારી આપે તેવી ટેકનોલોજીનો વિકાસ થવો જોઈએ.

આર્થિક રીતે ભારત ગરીબ છે તે સાચું પરંતુ માનવતા, સંવેદના, પરંપરા અને સંસ્કૃતિમાં ખૂબ ધનિક છે. એક દુઃખદ પરિસ્થિતિ એવી નિર્માણ થઈ છે કે સદીઓથી ગૌરવભેર ગુજરાતી કે ભારતીય જે કલા-હુન્નર અને કૃષિમાં જીવન જીવતો હતો તેને આજે શહેરોમાં કારકુન બનવાનું વધુ અગત્યનું લાગે છે. જો ઝીણવટથી અભ્યાસ કરીશું તો આપણને જણાશે કે મોટા ભાગના ઉદ્યોગો જે કાચો માલસામાન વાપરે છે તે વાસ્તવમાં કુદરતની સંપત્તિ સમી વનરાજિ અને કૃષિપેદાશનો જ ઉપયોગ કરે છે.

પ્રગતિ આવશ્યક છે. પરંતુ ઔદ્યોગિક કે કૃષિ અથવા બીજી કોઈ પણ પ્રગતિ એવી ન હોવી જોઈએ કે જે માનવ અને પ્રાણી જીવનના અસ્તિત્વને જોખમમાં મૂકે. બાળપણમાં શિક્ષણ દ્વારા અને સંસ્કારોના સિંચન દ્વારા પર્યાવરણ અંગે પ્રજા તરીકે આપણામાં સભાનતા નહિ જાગવાને કારણે વિકાસની સાથે સાથે આપણે નિવારી શક્યા હોત એવા પ્રદૂષણનાં માઠાં પરિણામો પણ ભોગવી રહ્યા છીએ. સતત માથું, પેટ, સાંધા દુખવા, ઝીણો તાવ આવવો, આંખો બળવી કે શરીરે ખંજવાળ આવવી, ચીડિયાપણું કે અવારનવાર થતી શ્વાસની તકલીફો, વારંવાર કેમ થયા કરે છે તે નાગરિકો સમજી શકતા નથી. આ તકલીફોનું કારણ હવા, પાણી અને શાંતિને જોખમમાં મૂકતું પ્રદૂષણ છે. ઉદ્યોગો અને શહેરોની તમામ માનવ વસતિ આજે ઘન કે પ્રવાહી કચરાનો નિકાલ વગર વિચારે નદી, નાળા કે દરિયામાં કરે છે. શહેરોમાં રોજે રોજ ટનબંધ ઢગલા થતો કચરો આરોગ્ય માટે અત્યંત જોખમકારક છે. વાતાવરણમાં પ્રાણવાયુના પ્રમાણમાં અંગારવાયુનું પ્રમાણ ઉદ્યોગો અને વાહનોના ધુમાડાને કારણે વધી રહ્યું છે. વૃક્ષ અને વનરાજિ નવા ઉછેરવાની આપણે દરકાર કરી નથી અને જે વૃક્ષો છે તે પણ નષ્ટ કરતા જઈએ છીએ.

કુદરતથી વિમુખ થઈ વિકાસના નામે જે કોઈ પણ પ્રવૃત્તિ થાય છે તે માનવના અસ્તિત્વને જ જોખમમાં મૂકે છે. આ માટે ભોપાલમાં સર્જાયેલી હોનારત અને તાજેતરમાં મુંબઈમાં ચેમ્બુર ખાતે થયેલી હોનારતના દાખલા આપણે માટે બસ થઈ પડવા જોઈએ.

એક સદંતર ખોટી માન્યતા એવી પ્રવર્તે છે કે શુદ્ધ હવા, પાણી અને હરિયાળી માટેની બૂમાબૂમ પૈસાપાત્ર લોકો પોતાના સુખ સગવડ માટે જ કરે છે. વાસ્તવમાં પ્રદૂષણ જો સૌથી વધારે ભોગ લેતું હોય તો તે ગરીબોનો જ છે. ભોપાલમાં ઝૂંપડપટ્ટીમાં વસતા કે નીચલા મધ્યમ વર્ગના હજારો ગરીબો જ દુઃખનો ભોગ બન્યા છે. સેંકડો મૃત્યુ પામ્યા છે અને હજારો હજી પણ ગંભીર માંદગીથી પીડાય છે. માન્યતાથી વિપરીત પૈસાપાત્ર વર્ગ આ પ્રદૂષણમાંથી છટકવા શહેરથી ખૂબ દૂર કે હવા ખાવાના સ્થળોએ જઈ શકે તેમ છે. જ્યારે ગરીબોએ તો ઝેરી ધુમાડા, દૂષિત પાણી કે ઘોંઘાટ અને ગંદકી વચ્ચે મજબૂરીથી જીવન જીવવું પડે છે.

વડોદરા, અમદાવાદ કે સુરત, ગુજરાતમાં કોઈ પણ શહેરનો દાખલો લઈએ તો હવા, પાણી અને ઘોંઘાટનું પ્રદૂષણ વધતું જ જાય છે. આ શહેરોમાં રોજનો સેંકડો ટન કચરો નિકાલ કરવાને કોઈ વૈજ્ઞાનિક અને આરોગ્યપ્રદ જોગવાઈ નથી. દિન-પ્રતિદિન કચરાના આ ઢગલા વધતા જાય છે જે આરોગ્ય માટે અત્યંત હાનિકારક છે. આ શહેરોમાં કે તેમની નજીક આવેલાં નદી-નાળાં, માનવ-વસતિના અને ઉદ્યોગોના દૂષિત પાણીનો અને કચરાનો નિકાલ કરવાની ગટર જેવા થઈ પડયાં છે. જેતપુર નજીક ભાદર, અમદાવાદમાં સાબરમતી, વડોદરામાં વિશ્વામિત્રી, સુરતમાં તાપીની ખાડી કે વાપી પાસે પારનેરા કે દમણગંગાનાં પાણી આજે પીવાલાયક તો રહ્યા નથી જ, પરંતુ તેમાંની જળચર સૃષ્ટિ પણ નાશ પામતી જાય છે. અવારનવાર શહેરોમાં કે આસપાસના વિસ્તારોમાં ફાટી નીકળતા કોલેરા, કમળો, મેલેરિયા, ફાઈલેરિયા જેવા રોગો આ પ્રદૂષણનું પરિણામ છે. વાર-તહેવારે કોઈ પણ પ્રસંગે લાઉડ સ્પીકરથી થતો ઘોંઘાટ પણ આરોગ્ય પર માઠી અસર જન્માવે છે.

આજથી આ સમસ્યાને ભીષણ ગણીને યુદ્ધના ધોરણે ગુજરાતમાં પગલાં લેવાની જરૂર છે. ખાસ કરીને ઉદ્યોગોએ અને રાજ્યના વહીવટકર્તાઓએ આ બાબતમાં ખૂબ સભાનતા કેળવવી જોઈએ. સમાજના નબળા વર્ગો તરફ એમની જે ફરજ અને જવાબદારી છે તેનું તેમણે કડકપણે પાલન કરવું જોઈએ.

સૌથી મોટું દૂષણ પ્રદૂષણથી થતી હાનિ અંગે પ્રજામાં જે અજ્ઞાનતા છે તે છે. લોકશિક્ષણની ઘનિષ્ઠ પ્રચાર ઝુંબેશ અને બાળકના અભ્યાસક્રમમાં પ્રદૂષણ અંગે સભાનતા સામેલ કરી આ અજ્ઞાન નિર્મૂળ કરવાના પ્રયાસો કરવા જોઈએ. પ્રદૂષણ ડામવા માટે પ્રબળ અને જાગૃત લોકમતથી વિશેષ અસરકારક કોઈ સાધન નથી.

**ગુજરાતમાં પરંપરાગત ઊર્જાની સમસ્યા અને વૈકલ્પિક સ્રોતો**

કોલસામાં, કાદવ, કાંકરા, રાખ અને મોટા મોટા પથ્થરો આવતા રહેવાને કારણે તાજેતરમાં ગુજરાત વિદ્યુત બોર્ડે તેનું બસો મેગાવોટનું એક એકમ નિરુપાય બંધ કરવું પડયું હતું. પરિણામે એ પ્લાન્ટમાંથી છસો ચાલીસ મેગાવોટને બદલે માંડ ત્રણસો ચાલીસ મેગાવોટ વીજળી ઉત્પન્ન થતી. ગુજરાતમાં કોલસાનાં ક્ષેત્રો નથી. મહેસાણામાં જે ક્ષેત્રો મળ્યાં છે એ એવાં છે કે કોલસો સસ્તો અને સહેલાઈથી મળી ન શકે. ગુજરાતે કોલસામાંથી વીજળી પેદા કરવા માટે થર્મલમથકો સિવાય અન્ય વિકલ્પ નથી.

ગુજરાતને હાલ વર્ષે દિવસે એક કરોડ ટન કોલસાની જરૂર પડે છે. અત્યારે વીજઉત્પાદનની ક્ષમતા ૩૩૮૩ મેગાવૉટ છે. તે ૧૯૯૦માં ૭૧૦૬ મેગાવૉટ થશે. એટલે કે ત્યારે દર વર્ષે ગુજરાતને ૧.૮ કરોડ ટન કોલસો જોઈશે. ઉપરાંત વધતા જતા ઔદ્યોગીકરણને કારણે ઉદ્યોગોને વિદ્યુત બોર્ડ સિવાય

વધારાનો કોલસો જોઈશે તે જુદો. અંદાજ એવો છે કે ૧૯૯૦માં બધું મળીને ગુજરાતને ૩.૧ કરોડ ટન કોલસો જોઈશે. સન ૨૦૦૦માં પાંચ કરોડ ટન અને ૨૦૦૫માં ગુજરાતને સાડા ૭ કરોડ ટન કોલસો જોઈશે.

રેલ્વે મંત્રાલયના આંકડાઓ, તેની હાલની ક્ષમતા અને ભાવિ યોજનાઓ તપાસતાં એવું નિશ્ચિત જણાય છે કે ગુજરાત આ દિશામાં અત્યારથી જ પ્રયત્ન નહિ કરે તો વિકાસની આ કૂચ એકાએક થંભી જશે અને વણ-નોતરી વિરાટ સમસ્યાઓ ખડી કરશે.

'ખાતા ખાતા તો રાજાના પણ ભંડારો ખૂટી જાય' એ કહેવત ઊર્જાને પણ લાગુ પડે છે. પૃથ્વીના પેટાળમાં રહેલા ઊર્જાના ભંડારનું પ્રમાણ દિન-પ્રતિદિન વધતા જતા વપરાશને કારણે આપણને સૌને ચિંતા ઉપજાવે એવા આંક પર આવી પહોંચ્યું છે. કોલસો, ખનિજ તેલ, કુદરતી વાયુ લાખો વર્ષની પૃથ્વીના પેટાળમાં થયેલી ઉથલપાથલને પરિણામે કુદરતે માનવજાતને આપેલી ઊર્જાની મહામૂલી મૂડી છે. આપણે ભવિષ્યમાં એટલે કે આવનારી હવે પછીની અનેક પેઢીઓને ઊર્જાની જે જરૂર પડશે એનો વિચાર કરીશું તો જણાશે કે કુદરતે આપેલી મર્યાદિત ઊર્જામૂડી ખર્ચી નાંખવાનું આપણને પાલવશે નહિ. લાખો વર્ષ પછી ખનિજ તેલ, કોલસો, અને કુદરતી ગેસ રૂપે ઊર્જાની જે મૂડી મળી છે તે જાણે કે ભાવિ પેઢીને જરૂર જ નહિ પડે એમ માનીને બે-ત્રણ દાયકામાં ખર્ચી કાઢી શકાય નહિ. બાપદાદાની અમૂલ્ય સંપત્તિ કોઈ એક જ પેઢી વેડફી મારીને ભાવિ સંતાનોને દેવાદાર બનાવી મૂકે એના જેવી જ કંઈક આ વાત છે. કોઈ પણ ધંધા કે વ્યાપારમાં મૂળ મૂડીને આપણે સલામત રાખીએ છીએ. આવક વધારી વધારીને મૂડીને અકબંધ રાખી ખર્ચા કાઢીએ છીએ. કોલસો, ખનિજ તેલ અને કુદરતી ગેસના ઉત્પાદન અને સરેરાશના આંકડા હકીકતમાં તો મૂડી વાપરી નાંખ્યાના આંકડા છે. એટલે, અન્ય આવક થયા કરે અને તેમાંથી જ ઊર્જા મળતી રહે તેવા વિકલ્પો તરફ આપણું ધ્યાન દોરવાની વેળા આવી પહોંચી છે. બલ્કે મોડું થઈ ગયું છે.

પણ આનો ઉકેલ શું? કોઈ વિકલ્પ છે ખરો? જવાબ છે—હા ઊર્જા એટલે કોલસો, ખનિજ તેલ અને કુદરતી ગેસ કે તેમાંથી પેદા થતી વીજળી એવી આપણી જે માન્યતા છે તે બદલવી પડશે.

ગુજરાતે અનેક ક્ષેત્રોમાં પ્રગતિ કરી છે અને તેમાંનું એક આગવું પગલું તે બિનપરંપરાગત ઊર્જાના સ્રોતને પ્રચલિત કરવાનું અને વિકસાવવાનું. ગુજરાત એનર્જી ડેવલપમેન્ટ એજન્સી (ગુજરાત ઊર્જા વિકાસ નિગમ) ની સ્થાપનાનું ગુજરાતનું પગલું સમગ્ર રાષ્ટ્ર માટે દાખલારૂપ બન્યું છે. સૌર ઊર્જાનાં સાધનો, બાયોગેસ, સૌર વન વગેરેની તાતી જરૂરિયાત સમજીને તેના વ્યાપક વપરાશ તથા વિકાસ પ્રત્યે ગુજરાતે પાયાનું કાર્ય શરૂ કર્યું છે. હજુ ઘણું બધું કરવાનું છે. પણ શરૂઆત થઈ છે.

ગુજરાત ઊર્જા વિકાસ નિગમ (જીડા) દ્વારા ભારતમાં સૌ પ્રથમ બિનપરંપરાગત ઊર્જાના સ્રોતો પર આધારિત વડોદરા જિલ્લાના ખાંડિયા ગામે કરવામાં આવેલ 'સૌર ગ્રામ'ની સ્થાપના એક સીમાચિહ્ન સમી બની છે. સૌર ઊર્જાનાં સાધનો દ્વારા ઘરો તથા સિંચાઈ માટે વીજળી, રાંધવા માટે કોમ્યુનિટી બાયોગેસ પ્લાન્ટ, બિનવપરાશી ઉજ્જડ જમીનમાં ઊર્જાવન, કોમ્યુનિટી ટેલિવિઝન અને રેડિયો, પ્રાથમિક આરોગ્ય કેન્દ્ર માટે સૌરઊર્જાથી ચાલતું રેફ્રીજરેટર, ગરમ પાણી માટે સોલર હોટ વૉટર સીસ્ટમ—આમ ખાંડિયા ગામની ઊર્જા સહકારી મંડળી દ્વારા સંચાલિત આ સૌર ગામે સમગ્ર રાષ્ટ્રનું ધ્યાન કેન્દ્રિત કર્યું છે.

પરંપરાગત વીજળી દૂરનાં ગામોમાં લઈ જવાય છે ત્યારે તેનો ઉપયોગ સાધનપાત્ર થોડાક ગ્રામ્યજનો જ કરી શકે છે. આથી વિપરીત, સૂરજગ્રામ ખાંડિયામાં ગરીબ કે તવંગરના ભેદભાવ વગર દરેકે દરેક ઘરમાં ગેસથી ચાલતો ચૂલો અને ઘર દીઠ વીજળીના બે બે

દીવા આપવામાં આવ્યા છે. ગ્રામજનો ઊર્જાનું ઉત્પાદન અને વિતરણ ગરીબોને પોષાય તેવી રીતે સહકારી મંડળી દ્વારા કરે છે.

ભારત સરકારના બિનપરંપરાગત ઊર્જાના સ્રોત વિભાગે (ડીપાર્ટમેન્ટ ઑફ નૉન-કન્વેશન એનર્જી સોર્સીસ) ગુજરાતમાં ખાંડિયા જેવાં અન્ય ચાર ગામડાંઓ કે જ્યાં વીજળી લઈ જવી અત્યંત ખર્ચાળ અને મુશ્કેલ છે તેઓને માટે પણ બિનપરંપરાગત ઊર્જાના સ્રોતો દ્વારા સ્વાવલંબનની યોજના મંજૂર કરી છે. ગુજરાત ઊર્જા વિકાસ નિગમે જ આના અમલીકરણનું કાર્ય કરવાનું છે. જોકે બિનપરંપરાગત ઊર્જાના સ્રોતોના વિકાસ માટે આપણે ઘણી લાંબી મજલ કાપવાની છે. પણ એ બાબતનો આપણે સૌને સંતોષ હોવો જોઈએ કે આ ક્ષેત્રે પણ શરૂઆત થઈ જ ચૂકી છે. હવે જરૂર છે આ બિનપરંપરાગત ઊર્જાના સ્રોતોને અપનાવવાની, વિકસાવવાની અને તેના બહોળા પ્રચારની.

એક વાત એ પણ સ્પષ્ટ છે કે ઊર્જાના બચાવ પ્રત્યે આપણે અત્યાર સુધી આપણું ધ્યાન કેન્દ્રિત કર્યું નથી. ઊર્જાનો બચાવ એટલે એટલી ઊર્જાની વધુ પ્રાપ્તિ. ગુજરાતે ઊર્જાના બચાવના ક્ષેત્રે શરૂઆત કરી છે પણ હજુ ખૂબ ધ્યાન કેન્દ્રિત કરવાની જરૂર છે. નળોમાંથી ટપકતાં પાણી, વીજળીનો, કોલસાનો અને ઑઈલનો ઉદ્યોગોમાં અને કૃષિ ક્ષેત્રે અને ઘરોમાં બિનજરૂરી વપરાશ, વ્યય—આ સર્વે મહામૂલી ઊર્જાને વેડફે છે. મારું એવું દૃઢ માનવું છે કે ઊર્જા બચાવના કાર્યને સમાજના તમામ સ્તર સુધી લઈ જવા આપણે કમર કસવી જ પડશે.

### ગુજરાતમાં વર્ગવિગ્રહનાં બીજ

ગુજરાતની પ્રજામાં વર્ગ-વર્ગ વચ્ચે ભેદ ઊભા કરી વર્ગવિગ્રહના તાજેતરમાં જે બી રોપાયાં છે તે મારા મતે અત્યંત ગંભીર સળગતી સમસ્યા છે. ગુજરાતમાં જનસામાન્યસમૂહ બહુધા એકરાગથી સંપીને 'ગુજરાતી' તરીકે આગળ વધવામાં માનતો હતો. પરંતુ ઊભા કરાયેલા વર્ગવિગ્રહે ગુજરાતના વિકાસ પર કુઠારાઘાત કર્યો છે. મનમાં ઊંડે-ઊંડે આમ પણ ગુજરાતીઓમાં દક્ષિણ ગુજરાત, ઉત્તર ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ એવાં સંકુચિત અને વિભાગીય વલણો અવારનવાર ઊભરાતાં રહ્યાં છે. તેમાં સવર્ણો અને પછાત એ નામે એકમેકની સામે શરૂ થયેલી દુશ્મનાવટે દૂર ગામડાંઓમાં અને સરકારી વહીવટીતંત્રના નાના-મોટા એક-એક ખાતામાં વૈમનસ્ય અને ખાઈ ઊભાં કર્યાં છે. ગુજરાત અને ભારતના ઇતિહાસમાં કુસંપે નોતરેલી પાયમાલીનાં અનેક ઉદાહરણો છે. દેશની એકતા અને સરહદો એકલા સૈન્યથી નથી સચવાતી. પ્રજા-પ્રજા વચ્ચે એક-રાગ અને સંપથી સચવાય છે.

આ બાબતમાં મહાત્મા ગાંધીજી આપણને જે રાહ ચીંધી ગયા છે તે ભુલાઈ રહ્યો છે. સમાજની આ સળગતી સમસ્યા માટે તેઓ હમેશાં 'વલણ'ને અગત્યનું માનતા હતા, નહિ કે માણસને હંમેશ માટે પંગુ રાખી તેને ઘોડી આપવામાં. સમાજના આ પછાત વર્ગો વધારે ને વધારે માન અને આદર પામે અને સમાનતા અનુભવે તે માટે ગાંધીજી પોતે નિયમિત હરિજનવાસમાં રહેતા હતા. જે વસતિમાં તેઓ રહેતા ત્યાં આપોઆપ જ મહાનુભાવો અને નેતાઓને મહાત્માને મળવા જવું પડતું, પરિણામે હરિજનોમાં પણ ગૌરવ અને સ્વચ્છતાની ભાવના ઊભરાતી. ગાંધીજી હમેશાં ગામડાંઓના આ વર્ગોમાં નિરક્ષરતા, ગંદકી, વહેમ વગેરે દૂર થાય અને તેઓ પોતે પોતાની મેળે જ સ્વાવલંબી બને તે માટે ભાર મૂકતા હતા. આવા રચનાત્મક કાર્યક્રમના અભાવે ખેરાત કે દાનમાં અપાતી હોય તેવી સરકારી મદદ આજે રાજકારણમાં અને સમાજમાં અગત્યની બની ગઈ છે.

સમાજના તમામ પ્રબુદ્ધ વર્ગ, શિક્ષણકારો, યુવાનો અને રાજકારણીઓ—એ વર્ગ-વર્ગ વચ્ચે ભાઈચારો અને આદર કેળવવા સત્વરે અને તાત્કાલિક સઘન પ્રયત્નો કરવા પડશે. આમ નહિ થાય અને

ટૂંકી દૃષ્ટિથી તાત્કાલિક લાભ માટે આટાપાટા ખેલવાનું ચાલુ રહેશે તો આપણે ગમે તેટલો વિકાસ સાધીશું તોપણ તે વિફળ જ જશે. એકવીસમી સદીમાં જવાને બદલે આપણે મધ્યયુગના કોઈ પછાત યુગમાં ધકેલાઈ જઈશું. વેરઝેરની આ શરૂઆતને પ્રેમ, ઉદારતા, સૌજન્ય અને ચર્ચા-વિચારણાથી અત્યારે જ—ઊગતાં જ ડામી દેવાની જરૂર છે રાષ્ટ્રભરમાં ગુજરાત અને ગુજરાતીઓનું જે આદરભર્યું સ્થાન છે. તે જાળવી રાખવા માટે એકેએક નાગરિકે સભાન પ્રયત્ન કરવો પડશે, નહિ તો 'જય જય ગરવી ગુજરાત' આંતરકલહ અને વર્ગ વિગ્રહમાં સપડાઈ વિકાસને બદલે પડતીના આરે આવી ઊભી રહેશે.

સમાજના જે લોકો ઉચ્ચતર શિક્ષણનો લાભ મેળવવાને ભાગ્યશાળી થયા છે તેમણે શિક્ષણથી મળેલી કુશળતાનો ઉપયોગ વૈમનસ્ય વધારવામાં નહિ પરંતુ આત્મસંયમ અને સહાનુભૂતિપૂર્વકના પ્રેમથી ભાઈચારો વધારવામાં કરવો પડશે. ઊભી કરાયેલી આ સમસ્યાનું નિરાકરણ તો જ શક્ય બનશે.

  

# પચીસ વર્ષની પ્રગતિનું સરવૈયું—બે ભિન્ન દૃષ્ટિબિંદુએથી

ધનવન્ત ઓઝા

૧૯૮૫ના મેની પહેલી તારીખે ગુજરાત રાજ્યે પચીસ વર્ષ પૂરાં કર્યાં. એ પ્રસંગે પરિસ્થિતિનું સરવૈયું કાઢવાનો વિચાર કરીએ છીએ ત્યારે કઈ દૃષ્ટિએ આપણે અવલોકન કરીએ છીએ તેના ઉપર એ સરવૈયાના સ્વરૂપનો આધાર રહે છે. ગુજરાત રાજ્યની સ્થાપનાના આંદોલનના સૂત્રધાર શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકે એમની ૧૯૫૨માં ષષ્ટિપૂર્તિ ઉજવાઈ ત્યારે એક નિર્ણાયક માપદંડ આપ્યો હતો. ઘટનાઓ અને પરિસ્થિતિનું અવલોકન કરવાનાં બે દૃષ્ટિબિંદુઓ છે એમ એમણે કહ્યું હતું. એક દૃષ્ટિબિંદુ મહેલની અટારી ઉપર ઊભા રહીને અવલોકન કરનારનું છે. અને બીજું દૃષ્ટિબિંદુ ઝૂપડાં પાસે ઊભા રહીને અવલોકન કરનારનું છે. આપણે આ બંને દૃષ્ટિબિંદુએ ઊભા રહીને અવલોકન કરવાનો પ્રયત્ન કરીએ.

મહેલની અટારી ઉપર ઊભા રહીને અવલોકન કરનારને ગુજરાતે આ પચીસ વર્ષમાં અસામાન્ય પ્રગતિ કરી છે એમ દેખાશે. ઉદ્યોગો વધ્યા છે. ગુજરાત ઔદ્યોગીકરણમાં આપણા દેશમાં બીજા ક્રમાંકે આવી ગયું છે. આપણી વસતિના પ્રમાણમાં જોઈએ તો ભારતમાં જે અબજપતિ માંધાતાઓ છે તેમાં ગુજરાતીઓનું પ્રમાણ વિશેષ છે. ખેતીના ક્ષેત્રે પણ યાંત્રિક ખેતીનું પ્રમાણ વેગથી વધી રહ્યું છે. અનેક શ્રીમંત ખેડૂતો મૂડીવાદી ખેતી કરતા થઈ ગયા છે. શહેરીકરણનો વેગ તો ગુજરાતમાં દેશના અન્ય કોઈ પણ રાજ્ય કરતાં વિશેષ છે. વસતિગણતરીના આયોજકોએ શહેરોની જે વ્યાખ્યા બાંધી છે એ સ્વીકારીએ તો ગુજરાતની બહુમતી જનતા શહેરોમાં વસતી થઈ ગઈ છે. શિક્ષણનો વ્યાપ વધ્યો છે. ૧૯૬૦માં જેટલી યુનિવર્સિટીઓ હતી એના કરતાં લગભગ બેવડી યુનિવર્સિટીઓ આજે ગુજરાતમાં છે. કૉલેજોનું પ્રમાણ પણ ઘણું વધ્યું છે. આવી બધી જ દૃષ્ટિએ બધાં ક્ષેત્રોમાં ગુજરાતે હરણફાળે પ્રગતિ કરી છે.

પણ ઝૂંપડાં પાસે ઊભા રહીને અવલોકન કરનારને આનાથી વિરોધી એવું ચિત્ર નજરે પડે છે. ઉદ્યોગો વધ્યા એથી બેકારી ઘટી છે? અબજપતિ માંધાતાઓની સંખ્યા વિશેષ છે તેથી ગરીબીનું પ્રમાણ ઘટ્યું છે? શિક્ષણનો વ્યાપ વધ્યો પણ તે વસતીમાં જે વધારો થયો છે તેના પ્રમાણમાં વધ્યો છે? શિક્ષણની ગુણવત્તા કેટલા પ્રમાણમાં ઘટી છે તેને વિષે કોઈએ વ્યાપક સંશોધન કર્યું છે? શહેરીકરણ વધ્યું છે ત્યારે એ શહેરોમાં વસવાટની સ્વાસ્થ્યની, શિક્ષણની અને એવી બીજી સુવિધાઓ પૂરી પાડવાનું શક્ય બન્યું છે? ખેતી યાંત્રિક તેમ જ મૂડીવાદી બની તેથી ખેતમજૂરો, નાના અને મધ્યમ ખેડૂતો અને ગામડાંમાં વસતી જનતાની હાલતમાં કંઈ સુધારો થયો છે? આ અને આવા બધા પ્રશ્નોના ઉત્તર મેળવીએ તો ગુજરાતમાં જે પરિવર્તન આવ્યું છે તેને પરિણામે દશ ટકાથી ઓછા ગુજરાતીઓને લાભ થયો છે અને બાકીના નેવું ટકાને લાભ તો નથી જ થયો પણ ક્રમે ક્રમે એ લોકો વધુ ને વધુ કંગાળ બની રહ્યા છે.

ભ્રષ્ટાચાર, બેકારી. ગરીબી, પછાતવર્ગો ઉપરના અત્યાચારો, શિક્ષણક્ષેત્રની સુધારણા વગેરે સમસ્યાઓ

આ પચીસ વર્ષમાં વધુ ઘેરી બનતી ગઈ છે. એને અંગે નવનિર્માણ, અનામત, અત્યાચારનો વિરોધ વગેરે આંદોલનો ચાલ્યાં છે. પરિણામે જનતામાં જાગૃતિ વધવા લાગી ત્યારે શાસક વર્ગે કોમવાદ, જ્ઞાતિવાદ વગેરેનો ઉપયોગ કરીને શોષિત વર્ગોમાં ભાગલા પડાવવાનો પ્રયાસ કર્યો. આરંભમાં એમને સફળતા પણ મળી છે. પણ એમનાં આવાં ષડ્યંત્રોનું સ્વરૂપ જનતા સમજવા લાગી છે એમાં કોઈ સંદેહ નથી. આવતા સમયમાં હવે આવી કુનીતિઓ અસરકારક ન જ રહે એ માટે એ શોષિત વર્ગોનું સાચું પ્રતિબિંબ પાડનાર ડાબેરી પરિબળોએ જાગૃત અને સક્રિય બનવું જ જોઈએ.

આગળ કહ્યું તેમ જે પ્રગતિ થઈ છે તે તો દશ ટકા લોકો માટે જ થઈ છે. એને જાળવવાની ચિંતા આપણે ન કરીએ. નેવુ ટકાનાં હિત સચવાય અને તેઓ પ્રગતિ કરે એ માટે સમગ્ર આર્થિક, સામાજિક અને રાજકીય વ્યવસ્થામાં બુનિયાદી પરિવર્તન લાવવાનો પુરુષાર્થ ડાબેરી પરિબળોએ કરવાનો છે. એ પરિબળો ગુજરાતમાં થોડાં છે. પણ સમગ્ર રાષ્ટ્રીય દષ્ટિએ જોઈએ તો એ પરિબળો વધી રહ્યાં છે. એનો પ્રભાવ પડે એ માટે ડાબેરી પક્ષોએ અન્યત્ર રહેલાં ડાબેરી પરિબળોને એકત્ર કરીને અસરકારક સંગઠન ઊભું કરવાના કામમાં લાગી જવું જોઈએ.

ભ્રષ્ટાચાર, ગરીબી અને એવી બીજી કોઈ સમસ્યાનો ઉકેલ એક જ માર્ગે આવી શકશે અને એ માર્ગ બુનિયાદી ક્રાંતિને સફળ બનાવવાનો માર્ગ છે. અંતે તો આવી બુનિયાદી ક્રાંતિ પ્રાદેશિક કક્ષાએ સંપૂર્ણ સફળતા મેળવી શકે જ નહિ. પણ જેમ જેમ એકેક પ્રદેશનાં ક્રાંતિકારી પરિબળો વધુ અસરકારક બનતાં જશે તેમ તેમ રાષ્ટ્રીય કક્ષાએ આવી બુનિયાદી ક્રાંતિને સફળતા મળશે જ. પચીસ વર્ષ પહેલાં પ્રદેશ, દેશ અને દુનિયામાં જે પરિસ્થિતિ હતી તેના કરતાં આજની પરિસ્થિતિ ઘણી વધુ ક્રાંતિકારી છે. સામ્રાજ્યવાદ અને મૂડીવાદની કટોકટી ચરમકક્ષાએ પહોંચી ગઈ છે. શોષિતોના રોષનો જ્વાળામુખી હવે ફાટ્યા વિના રહેશે નહિ—ઇતિહાસની દષ્ટિએ એ દિવસ હવે ઝાઝો દૂર નથી.

  

# ગુજરાત રાજ્યનાં છેલ્લાં ૨૫ વર્ષ

**દિનકર મહેતા**

૧૯૬૦ના પહેલી મેના દિને, દ્વિભાષી મુંબઈ રાજ્યના ભાગલા પાડી ભાષાવાર રાજ્યો બનાવવામાં આવ્યાં, તેમાં ગુજરાતી ભાષામાંથી બનેલું ગુજરાત રાજ્ય પણ એક છે. એ દિવસે સ્વ. રવિશંકર મહારાજના હાથે રાજ્યની સ્થાપનાની વિધિ કરવામાં આવી. સ્થાપના કરનારાઓને ખ્યાલ ન હોય કે એ દિવસ દુનિયાભરના કામદારો 'મે દિન' તરીકે ઊજવે છે.

ગુજરાતી ભાષા બોલનારાઓ એટલે ગુજરાતીઓ માટેનું જુદું રાજ્ય જે ૧૯૬૦માં થયું એ જ ગુજરાત માટે સૌથી મોટું પરિવર્તન હતું. આ બન્યું ત્યાર પહેલાં સૌરાષ્ટ્ર, કચ્છ સિવાયનું કહેવાતું બ્રિટિશ ગુજરાત મુંબઈ ઈલાકાનો ભાગ હતું. ત્યાર પછી કમિશનરની ભલામણ અનુસાર મહારાષ્ટ્ર અને ગુજરાતનું દ્વિભાષી રાજ્ય સ્થપાયું. લોકસભામાં ઓચિંતી જ તેની રચના સ્વ. અશોક મહેતાના રજૂ થયેલા પ્રસ્તાવથી કરવામાં આવી. પ્રજા સમાજવાદી પક્ષ ભાષાવાર રાજ્ય રચવામાં માનતો ન હતો. છતાં ૧૯૫૬માં શરૂ થયેલી મહાગુજરાત માટેની લડતમાં તે પક્ષના અમદાવાદ ઘટકને લડતમાં ભાગ લેવું ડાહપણભર્યું લાગ્યું હતું. તેમણે લડતમાંથી સામ્યવાદી પક્ષને બાકાત રાખવાનો પ્રયાસ કર્યો હતો પણ લોકો એ હકીકત જાણતા હતા કે, લોકસભામાં એકલા સામ્યવાદી પક્ષે જ દ્વિભાષીના ઠરાવનો વિરોધ કરી ભાષાવાર ગુજરાત તથા મહારાષ્ટ્ર રાજ્યોની માંગણી કરી હતી. તે વધુ મતે ઉડાડી મૂકવામાં આવી હતી.

છેલ્લાં ૨૫ વર્ષમાં ગુજરાતમાંથી હજી નિરક્ષરતા નાબૂદ થઈ નથી અને ફક્ત ૩૮.૨૬ ટકા લોકોને જ પોતાની સહી કરતાં આવડે છે. આદિવાસીઓમાં, હરિજનોમાં અને સ્ત્રીઓમાં તો ટકાવારી આથી પણ ઓછી છે. ગાંધીજીએ જ્યાં પહેલવહેલો અહિંસાનો પ્રચાર અને પ્રયોગો કર્યા હતા તે ગુજરાતમાં આખા દેશમાં અન્ય કોઈ પણ રાજ્ય કરતાં સૌથી વધુ હિંસા થઈ છે અને હજારો લોકો માર્યા ગયા છે. તેમને જીવતા સળગાવી દેવામાં આવ્યા છે. ૧૯૬૯માં હિન્દુ-મુસ્લિમ કોમવાદી રમખાણો આખા દેશમાં આપણા રાજ્યમાં સૌથી મોટાં હતાં. કેન્દ્ર સરકારે ન્યાયમૂર્તિ શ્રી જગમોહન તપાસ પંચ નીમવું પડ્યું હતું. ૧૯૭૪ની નવનિર્માણ લડત પણ ગુજરાતમાં જ આટલા મોટા પાયા પર થઈ હતી જેમાં ૧૫૦થી વધુ લોકો પોલીસના ગોળીબારથી માર્યા ગયા હતા. વિધાન સભાના ૯૫ સભ્યોએ રાજીનામાં આપ્યાં હતાં. રેલ્વેના પાટા ઊખેડાયા હતા. અને સ્વ. ઈન્દિરાજીએ ગુજરાત વિધાનસભાનું વિસર્જન કરવું પડ્યું હતું. સ્વ. જયપ્રકાશ નારાયણે આ લડતમાંથી પ્રેરણા લઈ બિહારમાં પણ એવું આંદોલન ઉપાડ્યું હતું. ગુજરાતમાં સૌથી વધુ વખત વિધાનસભાનું વિસર્જન કરી રાષ્ટ્રપતિ શાસન સ્થપાયું છે. હાલમાં પણ થોડાક દિવસ પર રાજ્યના મુખ્ય મંત્રી શ્રી માધવસિંહે રાજીનામું આપવું પડ્યું છે. અનામત વિરોધી આંદોલન પણ ગુજરાતમાં મહિનાઓ સુધી ચાલ્યું છે. તેમાં ઉગ્ર કાર્યક્રમો યોજાયા છે. બોમ્બ અને બંદૂકનો ઉપયોગ થયો છે. બંદૂક બનાવવાનાં કારખાનાં પણ ઠેકઠેકાણે સ્થપાયાં છે. આ એક નવું તત્ત્વ છે. આમાં પણ અનેકના જાનની ખુવારી થઈ છે. મિલકતો બાળી મૂકવામાં આવી છે. અમદાવાદ વડોદરા વગેરેમાં લશ્કર પણ ઉતારવામાં આવ્યું હતું. લાંબા

સમયના કરફ્યુ રાખવામાં આવ્યા હતા. અને હજી પણ ઠેકઠેકાણે બંદૂકધારી પોલીસના પહેરા ગોઠવાયેલા છે. 'હાંસલ કર્યું'' એમ કહેવું હોય તો આવું બધું હાંસલ કર્યું છે.

ઘણા સવાલો ઉકેલવા માટે પડ્યા છે. બેકારી, મોંઘવારી ભથ્થું, કાળાંબજાર. મોટા શહેરમાં ઉદ્યોગનું કેન્દ્રીકરણ, ગામડાના ભૂખમરાના કારણે લાખો લોકોનું શહેરો તરફ સ્થળાંતર વગેરે. આવા સ્થળાંતરથી શહેરોમાં બેકારો અને ભિખારીઓની સંખ્યા વધતી જ જાય છે. અને ચોરી, સટ્ટાખોરી, લૂંટફાટ, ગેરકાયદેસર દારૂ ગાળવાની ભઠ્ઠીઓ આ બધું ધમધોકાર ચાલુ છે. સમૃદ્ધ કહેવાતા ગુજરાતમાં આવી સ્થિતિ છે. ક્યા મુખ્ય સવાલો ઉકેલી શકાયા એ કહેવું મુશ્કેલ છે. આદિવાસીઓ અને ખાસ કરીને હરિજનો પરના અત્યાચારો ઘટવાને બદલે વધતા જાય છે. અને કોમવાદ તેમ જ ન્યાતવાદનો ઉપયોગ રાજકીય પ્રવૃત્તિમાં વધતો જાય છે.

આમાંની કેટલીક બાબતો દેશવ્યાપી છે. પશ્ચિમ બંગાળ, ત્રિપુરા અને કેટલેક અંશે કેરલને બાદ કરતાં આર્થિક રીતે પ્રગતિ કરી છે. પણ તે વ્યાપક નહિ પરંતુ અમુક નાનકડા ધનિક વર્ગ પૂરતી જ. ગરીબીની રેખા નીચે ગુજરાતમાં પણ પચાસ ટકા લોકો સબડે છે. અમદાવાદ જેવા શહેરમાં ફક્ત ૧૭ ટકા લોકોનાં જ પોતાનાં મકાનો છે. બાકીના લોકો મોટાં ભાડાં ભરીને રહે છે. કેટલીક મોટી ડેરીઓ સ્થપાઈ છે પણ તેથી ગામડામાં લોકોને દૂધ મળતું બંધ થયું છે. બધું દૂધ મોટાં શહેરોમાં પહોંચે છે.

આર્થિક પ્રગતિ જાળવી રાખવી, આર્થિક અસમાનતા દૂર કરી, દેવાદારી નાબૂદ કરી લોકોનું આર્થિક તેમ જ સાંસ્કૃતિક જીવન ધોરણ ઊંચું આણવું, મૂડીવાદી સમાજવ્યવસ્થામાં જે ટકાવી રાખવા કોંગ્રેસ સરકાર સતત પ્રયત્નશીલ છે, આ શક્ય બને એમ નથી. એટલે એ સમાજરચના દૂર કરી સમાજવાદી સમાજરચના કરવા સિવાય બીજો કોઈ માર્ગ દેખાતો નથી. અણઉકેલ્યા સવાલો ઓછા નથી. કેળવણી, બેકારીનાબૂદી, ઔદ્યોગીકરણ વગેરે માટેના પ્રચલિત પ્રયાસોથી જ થોડીક પણ પ્રગતિ થઈ શકે પરંતુ આવી પ્રગતિ પણ વધતા જતા વિખવાદોને કારણે રૂંધાય છે. તેનું નિવારણ આજના સરકારી તથા ઉદ્યોગપતિઓના પ્રયાસો કરી શકે તેમ નથી. રાજરોગ સાકરના પાણીથી મટાડી ના શકાય તે વાત જાણીતી છે. જેવો ગંભીર રોગ તેવો જલદ ઉપાય અનિવાર્ય રીતે યોજવો પડે નહિ તો રોગ વધતો જ જાય.

આવા કપરા સંજોગોમાં આપણે આશાવાદ છોડી ન શકીએ. જલદ ક્રાંતિકારી ઉપાયો યોજવા એ આપણા હાથની વાત છે. આજની પેઢી એમ ન કરી શકશે તો ભવિષ્યની પેઢી જરૂર કરશે.

  

# ખેતવિકાસ અને ખેતસંબંધો

પ્રદીપકુમાર બોઝ

ગુજરાતમાં ઝડપી ઔદ્યોગીકરણ થયું હોવા છતાં કૃષિક્ષેત્ર અગત્યનું સ્થાન ધરાવે છે. રાજ્યની લગભગ ૭૨ ટકા વસ્તી ગ્રામ્ય વિસ્તારમાં રહે છે અને કુલ શ્રમિક દળના ૩૭.૭ ટકા ખેડૂતો છે અને બીજા ૨૮.૮ ટકા ખેતમજૂરો છે. બીજા ઘણાં રાજ્યોની જેમ ગુજરાતમાં પણ, સ્વતંત્રતા પછીના તરતના ભૂમિ-સુધારણા (land reform) પગલાંને લીધે, જમીન ન ખેડતા, ગેરહાજર અને મહદંશે ઉચ્ચવર્ણના જમીનદારો (જેઓ કેટલાયે દસકાથી ધંધા તેમજ નોકરીમાં જોડાઈ રહ્યા હતા) પાસેથી મુખ્યત્વે મધ્યમ વર્ણના સાહસિક અને પૈસાપાત્ર ખેડૂતો પાસે જમીનનું હસ્તાંતરણ (transfer) થવાની ચાલુ રહેલી પ્રક્રિયાને વેગ મળ્યો છે અને કેટલાક કિસ્સામાં તે વખતના જમીનદારોને, ભાડૂતી ખેતમજૂરોનો ઉપયોગ કરીને પોતાનું મોટા ખેડૂતોમાં પરિવર્તન કરવાનું વધુ ફાયદાકારક જણાયું હતું. આ પૈસાપાત્ર ખેડૂતો માટે સરકારે, ખેતપેદાશો માટે ટેકાના ભાવો (ખાસ કરીને સાઠના દાયકાની અધવચથી) અને રાહતના દરે ઉત્પાદનનાં સાધનો (inputs) (પાણી, વીજળી, રાસાયણિક ખાતર, ડીઝલ, ટ્રેક્ટરો વગેરે)નો સમુચિત પુરવઠો અને સંસ્થાકીય ધિરાણ પૂરા પાડયાં છે. કૃષિક્ષેત્ર, બંધારણની દૃષ્ટિએ રાજ્ય સરકારોના ક્ષેત્રમાં છે. પરંતુ પૈસાપાત્ર ખેડૂતોની તાકાત, કેન્દ્ર સરકાર કરતાં રાજ્ય સરકારો પર વધુ પ્રત્યક્ષ બાધક (constraint) હોવાને કારણે કૃષિક્ષેત્રની આવક અને મિલ્કત (assets) પર ભાગ્યે જ નોંધપાત્ર કરવેરા નંખાયા છે.

ગુજરાતમાં ૧૯૪૬, ૧૯૪૮, અને ૧૯૫૬માં દાખલ કરવામાં આવેલા જમીનસુધારણા પગલાં, ગણોતિયાઓમાં જમીનની ફેરવહેંચણી કરવામાં કેટલીક રીતે અસરકારક હતાં, પરંતુ બાકીનાં તમામ રાજ્યોની જેમ, જમીનસુધારણા કાયદાઓમાં કેટલાંક છિદ્રો (loopholes) હતાં, જેને કારણે પ્રભુત્વ ધરાવનાર વર્ગો કાયદામાંથી છટકી શકયા અને કેટલેક અંશે ગણોતિયાઓને હાંકી કાઢી શકયા. જમીનધારણમાં હાલની અસમાનતા કોઠા-૧માં દર્શાવી છે જે બતાવે છે કે ગુજરાતમાં કુલ વિસ્તારના ૧૨ ટકા કરતાં પણ ઓછો વિસ્તાર સીમાંત ખેડૂતો (૨ હેક્ટર કરતાં ઓછી જમીન ધરાવનાર) ખેડે છે, જ્યારે કુલ જમીનનાં ખાતાંઓમાં (land holdings) તેમનું પ્રમાણ ૪૪.૭ ટકા છે. બીજી બાજુએ ૨૯ ટકા કરતાં પણ વધારે વિસ્તાર મોટા ખેડૂતો (૧૦ હેક્ટર કરતાં વધારે જમીન ધરાવનાર) ખેડે છે. જેમનું કુલ જમીનનાં ખાતાંઓમાં પ્રમાણ ફક્ત ૩ ટકા જેટલું જ છે.

**કોઠો–૧ : ખેડાણ હેઠળના જમીનનાં ખાતાંઓની સંખ્યા અને વિસ્તારનું કદ પ્રમાણે ટકાવારી વિતરણ : ૧૯૭૬–૭૭**

| કદનો વર્ગ | સંખ્યા | વિસ્તાર |
|---|---|---|
| ૧ હેક્ટરથી નીચી | ૨૪.૮ | ૩.૩ |
| ૧–૨ હેક્ટર | ૧૯.૯ | ૭.૯ |
| ૩–૪ હેક્ટર | ૨૪.૦ | ૧૮.૬ |
| ૪–૧૦ હેક્ટર | ૨૪.૭ | ૪૧.૭ |
| ૧૦ થી વધારે | ૭.૨ | ૨૦.૧ |

પ્રાપ્તિસ્થાન : બેઝીક સ્ટેટીસ્ટીક્સ રીલેટીંગ ટુ ધ ઈન્ડિયન ઈકોનોમી, સ્ટેટ્સ બોમ્બે, CMIE, ૧૯૮૩

**પાકની તરાહ**

જમીન વપરાશની સામાન્ય તરાહ દર્શાવે છે કે કુલ નોંધાયેલા વિસ્તારની ટકાવારી તરીકે પાક હેઠળનો ચોખ્ખો વિસ્તાર (net cropped area) ૫૦ ટકા કરતાં સહેજ વધુ છે, અને ૧૯૬૦–૬૧થી ૧૯૭૮–૭૯ સુધીમાં આ ટકાવારી તેટલી જ રહી છે. તેથી ખેડાણ હેઠળની જમીનનો વિસ્તાર વધારવાની તકો મર્યાદિત છે. આ, પડતર જમીનના વિસ્તાર પરથી પણ જોઈ શકાય છે કે જે છેલ્લાં ૩૦ વર્ષમાં તેનો તે જ રહ્યો છે. ૧૦.૧૭ લાખ હેક્ટર થયો. બે મુખ્ય બિન-ખાદ્ય પાકો—મગફળી અને કપાસ—હેઠળનો વિસ્તાર આ જ સમયગાળા દરમિયાન અનુક્રમે ૮.૫૪લાખ હેક્ટરથી વધી-ને ૧૭.૯૯ લાખ હેક્ટર અને ૧૩.૭૨ લાખ હેક્ટરથી વધીને ૧૭.૩૭ લાખ હેક્ટર થયો. ખાદ્ય પાકોમાં ઘઉં હેઠળનો સરેરાશ વિસ્તાર એ જ સમયગાળા દરમિયાન ૩.૮૨ લાખ હેક્ટરથી ૬.૨૫ લાખ હેક્ટર જેટલો વધ્યો. બીજા શબ્દોમાં કહીએ તો પાકની તરાહ વધુ ઉત્પાદન આપતા કપાસ અને ઘઉં જેવા પાકોની તરફેણમાં

કોઠો–૨ : ગુજરાતમાં જમીન વપરાશની તરાહ

| વર્ષ | નોંધાયેલો વિસ્તાર (લાખ હેક્ટર) | જંગલો | વાવેતર હેઠળનો ચોખ્ખો વિસ્તાર | પડતર જમીન | ખેડાણ માટે અપ્રાપ્ય જમીન | અન્ય ન ખેડી શકાય તેવી જમીન |
|---|---|---|---|---|---|---|
| ૧૯૬૦–૬૧ | ૧૭૯.૧ | ૫.૧ | ૫૨.૫ | ૪.૩ | ૨૭.૮ | ૧૦.૩ |
| ૧૯૭૮–૭૯ | ૧૮૮.૧ | ૧૦.૫ | ૫૦.૭ | ૪.૮ | ૧૮.૮ | ૧૫.૨ |

પ્રાપ્તિસ્થાન : બેઝીક સ્ટેટીસ્ટીક્સ રીલેટીન્ગ ટુ ઇન્ડિયન ઈકોનોમી,સ્ટેટસ. બોમ્બે, CMIE, ૧૯૮૩.

કોઠા-૨માં સ્પષ્ટ થાય છે તે મુજબ, નોંધાયેલો વિસ્તાર વધ્યો હોવા છતાં વાવેતર હેઠળનો ચોખ્ખો વિસ્તાર ઘટચો છે. તે જ પ્રમાણે, ખેડૂત દીઠ વાવેતર હેઠળનો ચોખ્ખો વિસ્તાર ૧૯૭૧–૭૨માં ૨.૯ હેક્ટર હતો જે ૧૯૮૧–૮૨માં ઘટીને ૨.૩ હેક્ટર થયો છે.

પાકની તરાહનાં વલણો દર્શાવે છે કે રોકડિયા પાકો પર વધારે ભાર મુકાઈ રહ્યો છે. ૧૯૬૧–૬૨થી ૧૯૭૭–૭૮માં કુલ ખેડાણ હેઠળના વિસ્તારમાં, ધાન્ય-પાકો હેઠળનો વિસ્તાર ૪૮.૩ લાખ હેક્ટરથી ઘટીને ૪૪.૮ લાખ હેક્ટર થયો છે, જ્યારે બિન-ખાદ્ય પાકો હેઠળનો વિસ્તાર ૫૩ લાખ હેક્ટરથી વધીને ૫૯.૧ લાખ હેક્ટર થયો છે. ગુજરાતમાં બે અગત્યના ખાદ્ય પાકો બાજરી અને જુવાર છે. બાજરી હેઠળનો સરે-રાશ વિસ્તાર જે ૧૯૫૧–૫૬માં લગભગ ૨૦.૯૫ લાખ હેક્ટર હતો તે ૧૯૭૪–૭૯માં ઘટીને ૧૫.૪૮ લાખ હેક્ટર થયો, જ્યારે તે જ સમયગાળા દરમિયાન જુવાર હેઠળનો વિસ્તાર ૧૫.૫૮ લાખ હેક્ટરથી ઘટીને બદલાઈ છે. ગુજરાત મગફળી ઉગાડનારું એક મુખ્ય રાજ્ય છે અને દેશના કુલ ઉત્પાદનમાં તેનો ફાળો ૩.૫ ટકા જેટલો હોવા છતાં, મગફળીના ઉત્પાદનમાં થયેલો વધારો મુખ્યત્વે જમીનના વિસ્તારમાં થયેલા વધારાને કારણે છે, કોઈ ટેકનોલોજીકલ શોધને કારણે નહિ. ઘઉં અને કપાસ માટેનો ચક્રવૃદ્ધિ વૃદ્ધિદર અનુક્રમે ૬.૪૬ ટકા અને ૪.૦૩ ટકા હતો, જ્યારે જુવાર માટેનો વૃદ્ધિ દર આટલો ઊંચો નથી. તેનો વૃદ્ધિ દર ફક્ત ૧.૭૯ ટકા જ હતો. બીજી બાજુએ બાજરીમાં સારો એવો વધારો નોંધાયો અને તેનો ચક્રવૃદ્ધિ વૃદ્ધિ દર ૪.૮ ટકા જેટલો થયો. બીજા પાકો જેમનો દેખાવ સારો હતો તેમાં શેરડી (૭.૧ ટકા), મરચાં (૫.૦૦ ટકા), બટાકા (૧૦.૨ ટકા), અને તમાકુ (૫.૪ ટકા) છે. (જુઓ પાઠક અને પટેલ, ૧૯૮૩)

શેરડીના પાકના ઉત્પાદનનો વધારો તેના વિસ્તાર-ના વધારાને કારણે જ છે જ્યારે બટાકા અને તમાકુના પાક માટે ઉત્પાદનનો વધારો, વિસ્તાર અને ઉત્પાદ-કતા બંનેમાં વધારાને કારણે છે.

દર્શાવે છે. ઉ. ત. ગુજરાતમાં ૧૯૬૨–૬૩માં ૪૮.૩ GWH જેટલો વીજળીનો વપરાશ થયો હતો. જ્યારે ૧૯૭૯–૮૦માં તે ૧૨૪૬.૭ GWH જેટલો હતો. વળી, ટ્રેક્ટરોની સંખ્યા ૧૯૬૬–૬૭માં ૩૨૦૦થી વધીને ૧૯૮૧માં ૨,૭૫,૦૦૦ જેટલી નોંધાઈ છે.

ગુજરાતમાં કૃષિક્ષેત્રે ઉત્પાદક મૂડીરોકાણ વધતું હોવા છતાં પંજાબની જેમ કૃષિક્ષેત્રે પ્રભાવકારક આધુનિકીકરણ થયું નથી તે નોંધવું જોઈએ. ઉ. ત. પંજાબમાં ૧૯૮૨–૮૩માં વાવેતર હેઠળની જમીનના હેક્ટર દીઠ રાસાયણિક ખાતરનો વપરાશ ૧૨૭.૮ કિલો હતો અને પંજાબમાં ખેડાણ હેઠળની હજાર હેક્ટર જેટલી જમીન દીઠ ટ્રેક્ટરની સંખ્યા ૨૧.૭૫ હતી, જ્યારે ગુજરાતમાં તે સંખ્યા ફક્ત ૨.૬૬ હતી. ઑલ ઇન્ડિયા ડેટ ઍન્ડ ઇન્વેસ્ટમેન્ટ સર્વેના, રિઝર્વ બેન્ક ઑફ ઇન્ડિયા દ્વારા ભેગા કરાયેલા ગ્રામ્ય મિલકતની વહેંચણીના આંકડા પરથી આ અસમાનતા વધુ સારી રીતે દર્શાવી શકાય છે. આ મોજણી પ્રમાણે ગુજરાતમાં ૧૯૭૧માં ૨૭.૭ ટકા જેટલાં ગ્રામ્ય કુટુંબો રૂ. ૨૦ હજારથી વધુ મિલકત ધરાવતા હતા જ્યારે પંજાબમાં સંબંધિત પ્રમાણ ૭૩ ટકા જેટલું છે.

**ગ્રામ્ય ધિરાણ અને દેવું**

ઑલ ઇન્ડિયા ડેટ ઍન્ડ ઇન્વેસ્ટમેન્ટની મોજણી પ્રમાણે ગુજરાતના ખેડૂતોના લગભગ ૫૩ ટકા દેવાદાર છે, જેમાંના ૩૦ ટકાનું દેવું રૂ. ૧૦૦૦ અથવા તેથી વધુ છે. ખેતમજૂરોના ૪૦ ટકા દેવાદાર છે. ખેડૂતોમાં દેવાંનાં સાધનો દર્શાવે છે કે તેમાંના ૨૨ ટકાએ સહકારી મંડળી અથવા સહકારી બેંકોમાંથી, ૧૬ ટકાએ વેપારીઓ પાસેથી, ૩ ટકાએ શરાફ પાસેથી અને ૨ ટકાએ જમીનદારો પાસેથી ધિરાણ મેળવ્યું હતું. જ્યારે ખેતમજૂરોમાં ૯ ટકાએ જમીનદારો પાસેથી, ૯ ટકાએ વેપારીઓ પાસેથી, ૩ ટકાએ શરાફ પાસેથી અને ૧ ટકાએ સહકારી મંડળી કે સહકારી બેન્ક પાસેથી ધિરાણ મેળવ્યું હતું. આ દર્શાવે છે કે ગુજરાતના કૃષિક્ષેત્રમાં ખાનગી ધિરાણ હજુપણ એક નોંધપાત્ર લક્ષણ છે. દેવાના હેતુઓ તપાસીએ તો જણાય છે કે રૂ. ૧૦૦૦થી રૂ. ૨૫૦૦ જેટલી મિલકત ધરાવતા ખેડૂતોમાં ૪૦ ટકાએ ઘરખર્ચ માટે અને ૮ ટકાએ ખેતી માટે ધિરાણ મેળવ્યું. જ્યારે જેમની મિલકત રૂ. ૨૫,૦૦૦ કરતાં વધુ છે તેવા ખેડૂતોના ૨૧.૭૦ ટકાએ ઘરખર્ચ માટે અને ૫૮ ટકાએ ખેતી માટે ધિરાણ મેળવ્યું. એકંદરે, ખેડૂતોના ૫૩ ટકા જેઓ દેવાદાર છે, તેમાંના ૨૮ ટકાએ ધિરાણની રકમનો ઉપયોગ ઘરખર્ચ માટે કર્યો અને ૩૩ ટકાએ ખેતી માટે કર્યો. ખેતમજૂરીમાં ૪૦ ટકામાંથી ૩૭ ટકાએ ઘરખર્ચ માટે ધિરાણ મેળવ્યું.

આપણે જોયું તે પ્રમાણે સિંચાઈ માટેનાં પમ્પ અને ટ્રેક્ટરો માટે મૂડીરોકાણ વધ્યું છે. જે ખેડૂતોને પરવડી શકે છે (અથવા તો જેઓ પૂરતું ધિરાણ મેળવી શકે છે) તેમની પાસે પમ્પસેટ વધવાથી પાણીનો પુરવઠો—જે ખેતી માટે અગત્યનો છે—તેના પર તેનો વ્યક્તિગત અંકુશ પણ વધ્યો છે. છતાં પણ આ અંદાજો દર્શાવે છે કે ગુજરાતના ભૂતળના પાણીની ક્ષમતા વણવપરાયલી છે. ગુજરાતની ખેતીના વિકાસની તકો સિંચાઈ, પાણીનિકાલ વ્યવસ્થા અને પૂરનિયંત્રણ, જમીનનું લેવલીંગ અને જમીનનું એકત્રીકરણ, જમીનનું ધોવાણ અને ક્ષારને અટકાવવામાં વિશાળ પાયા પર સંશોધન અને વિસ્તરણના કાર્યના વિકાસમાં, ગ્રામ્ય વિસ્તારોના વીજળીકરણ અને ઉત્પાદન માટેનું ધિરાણ પૂરું પાડવામાં થયેલા જાહેર મૂડીરોકાણ પર રહેશે. કેટલાક વિસ્તારોમાં તાજેતરનાં વર્ષોમાં સિંચાઈ અને જાહેર ધિરાણના ફેલાવાને કારણે ઉત્પાદકતા વધારવાનો માર્ગ ખુલ્લો થયો છે—ઓછામાં ઓછું પૈસાપાત્ર અને મધ્યમ ખેડૂતો માટે—પરંતુ પછાત અને દુકાળ-ઉન્મુખ પ્રદેશોમાં ખેતરદીઠ મૂડીરોકાણ પાત્ર અધિશેષ (investible surplus) ઓછું રહ્યું છે એ પણ નોંધવું જરૂરી છે. આથી, આ પ્રદેશોમાં પૂરક જાહેર મૂડીરોકાણ અને ધિરાણની જરૂરિયાત વધારે તીવ્ર બને છે.

**ખેતમજૂરો**

૧૯૬૧માં ગુજરાતમાં ખેતમજૂરોની સંખ્યા ૧૨.૫ લાખ હતી જે ૧૯૭૧માં વધીને ૧૮.૯ લાખ અને ૧૯૮૧માં ૨૪.૯ લાખ થઈ. ૧૯૬૧માં કુલ કામદારોમાં ખેતમજૂરો ૧૮.૪ ટકા જેટલા હતા. ૧૯૮૧માં આ ટકાવારી વધીને ૨૯.૬ થઈ. એક પ્રદેશથી બીજા પ્રદેશમાં ખેતમજૂરોનાં વેતન બદલાય છે અને મોટાભાગના કિસ્સામાં સરકાર દ્વારા ઠરાવવામાં આવેલા લઘુતમ વેતન દરોથી તેમને ઓછું વેતન અપાય છે. ઉ.ત. સુરત જિલ્લામાં ખેતમજૂરોને દિવસના રૂ. ૫થી ૫–૫૦ સુધીનું વેતન ચૂકવાય છે જ્યારે સરકાર દ્વારા ઠરાવેલ ન્યૂનતમ દર રૂ. ૯ છે. (બ્રેમાન, ૧૯૮૫a) સમયના પસાર થવા સાથે અને કૃષિક્ષેત્રે મૂડીવાદી સંબંધો વિકસવાને કારણે જમીનદાર–ખેતમજૂર સંબંધમાંથી આશ્રયદાતાનું તત્ત્વ અદશ્ય થયું છે. કાયમી મજૂરોનો ગુણોત્તર પણ ઘટ્યો છે. એક અભ્યાસ (શાહ, ૧૯૭૮,-૧૦) પ્રમાણે સુરત જિલ્લામાં કામચલાઉ અને કાયમી મજૂરો વચ્ચેનો ગુણોત્તર ૮૪:૧૬ છે. ખેતીના ઝડપી વિકાસ અને વ્યાપારીકરણને લીધે સમૃદ્ધ ખેડૂતોને અગાઉની પ્રથાની બિનકાર્યક્ષમતા જણાઈ હશે કે જે પ્રથા મજૂરોના પુનઃ ઉત્પાદન માટે જરૂરી ન્યૂનતમ ખર્ચને ધ્યાનમાં લેતી હતી. આ પ્રક્રિયાને કેટલાકે ખેતમજૂરોની 'ગરીબીમાંથી દરિદ્રીકરણ તરફની અધોગતિ' તરીકે વર્ણવી છે. (બ્રેમાન, ૧૯૮૫ b, ૩૫૫)

જમીનવિહોણા ખેતમજૂરોની કથળતી જતી સ્થિતિ સુધારવા માટે સરકાર ખાસ કંઈ કરતી નથી. ઉપરાંત, અમલદારો અને બીજા રાજ્ય કક્ષાના કર્મચારીઓ, ખેતમજૂરો વિષેના પોતાના પૂર્વકલ્પિત ખ્યાલોથી અને ગામના વર્ચસ્વ ધરાવતા વર્ગો સાથેની પોતાની કડીથી પ્રેરાય છે, જેથી ખેતમજૂર વધુ ગરીબી તરફ ધકેલાય છે. ખેતીમાં મૂડીવાદી વિકાસને લીધે, આધુનિક ટેક્નોલોજીના ધીમા ફેલાવાને કારણે સર્જાયેલી શ્રમ–બચત (labour–saving) ઉત્પાદનક્ષમતા હોવા છતાં એકંદરે રોજગારીની તકો વધી છે છતાં પણ કૃષિક્ષેત્રે સુધારણાના લીધે કામચલાઉ શ્રમિકોનો વિશાળ અને સતત પ્રવાહ વ્યાજબી ઠેરવી શકાય નહિ. જોકે ઘણા વિસ્તારોમાં બહારથી સ્થળાંતર કરનાર શ્રમિકોના વિશાળ પ્રવાહની શરૂઆત થઈ ચૂકી છે. આ માટે ચીલાચાલુ ખુલાસા–નવી પાકની તરાહ માટેની વધેલી શ્રમપ્રધાનતા; શ્રમની તંગી અને સ્થાનિક શ્રમિકોનો અસંતોષકારક દેખાવ છે. જ્યારે વધુ ઊંડાણથી તપાસતાં જમીનદાર–શ્રમિકોના નવા પ્રકારના સંબંધો–એટલે કે સ્થાનિક શ્રમિકો કરતાં સ્થળાંતર કરીને આવેલા શ્રમિકો સોંઘા છે; બહારથી સ્થળાંતરિત શ્રમિકોના વિશાળ પુરવઠાને પરિણામે ખર્ચ ઘટે છે અને તેથી સ્થાનિક કામદારોની સોદાબાજીની સ્થિતિ નબળી થઈ છે; અને ખેડૂતો સ્થાનિક શ્રમિકો કરતાં બહારથી સ્થળાંતર કરનાર શ્રમિકો પર ઘણો વધુ અંકુશ ધરાવે છે. આ પ્રકારનાં નવાં તત્ત્વો છતાં થયાં છે

જમીનવિહોણા શ્રમિકોના વધતા જતા દરિદ્રીકરણને લીધે ખેડૂતો અને શ્રમિકો વચ્ચેના સંઘર્ષોની સંખ્યા વધતી જાય છે. એક બાજુ શ્રમિકો હજુ પણ અસંગઠિત છે, જ્યારે બીજી બાજુ ઘણા વિસ્તારોમાં જમીનદારોએ કાયદો પોતાના હાથમાં લીધો છે. ઘણા વિસ્તારોમાં જમીનદારોએ પોતાના રક્ષણ માટે 'સીમરખા' તરીકે ઓળખાતા સ્થાનિક ગુંડાઓને ભાડે રાખ્યા છે એ હકીકત દ્વારા અને બંદૂક જેવાં શસ્ત્રોના પરવાનાની વધતી જતી સંખ્યા દ્વારા આ બીના સૂચવાય છે.

**ગ્રામ્ય મહિલાઓ**

ગુજરાતમાં કૃષિક્ષેત્રે આધુનિકીકરણનું બીજું એક પરિણામ, શ્રમમાં સ્ત્રીઓના ફાળાનો ઘટતો જતો દર છે. ઉ.ત. ૧૯૬૧માં સ્ત્રીઓના ફાળાનો દર ૩૪.૧૫ હતો જે ૧૯૮૧માં ઘટીને ૧૨.૦૬ થયો. ઘટતા જતા ફાળાના દરનાં સૌથી અગત્યનાં કારણો–નવી ટેકનોલોજીનો ઉપયોગ. કે જેમાં કામ ફક્ત થોડા દિવસોમાં જ પૂરું થાય છે, અને એક દિવસમાં કામ લાંબા સમય સુધી ચાલે છે તે, અને નવી ટેકનોલોજીમાં ખાસ કૌશલ્યતા (specialized skills) ની જરૂર હોય છે અને તેને

માટે સ્ત્રીઓને પસંદ કરવામાં આવતી નથી તે છે. આમ પણ ગુજરાતમાં કુલ રોજગારીમાં ગ્રામ્ય સ્ત્રીઓનો હિસ્સો વધુ નહોતો અને ધંધાકીય વૈવિધ્યીકરણ (diversification) પણ ઓછું હતું. છતાં પણ સ્ત્રીઓનો આ ઓછો ફાળો પણ ખેતીના આધુનિકીકરણને કારણે ઘટયો છે. તાજેતરનો એક અહેવાલ જણાવે છે કે ગ્રામ્ય સ્ત્રીઓ મહદંશે બિનકૌશલ્યતાવાળાં કામોમાં રોજગારી ધરાવે છે, અને રોજગારીમાં તેમનો દરજ્જો નીચો છે, તેમને ઓછું વેતન અપાય છે અને ગ્રામ્ય પુરુષો કરતાં તેમનામાં બેકારીનું પ્રમાણ વધુ છે. (હિરવે, ૧૯૮૩)

### વિહંગાવલોકન

ગુજરાતમાં કૃષિક્ષેત્રનો વિકાસ પંજાબ જેટલો ભવ્ય નથી પરંતુ સામાન્ય વિકાસ દર અને ઉત્પાદકતા નોંધપાત્ર છે. કૃષિક્ષેત્રમાં ઉત્પાદક મૂડીરોકાણ પણ વધ્યું છે અને વ્યાપારી મૂડી પણ દાખલ થઈ છે. વ્યાપારી બેન્કો સહકારી મંડળીઓ દ્વારા વધારે સારી ધિરાણ સગવડોને કારણે પરંપરાગત વ્યાપારી/શરાફનો ભાગ ઘટવાની શરૂઆત થઈ છે અને પાકોના ઉત્પાદનમાં બજારે પણ અગત્યનો ભાગ ભજવ્યો છે. બીજા શબ્દોમાં, ગુજરાતના ઘણા વિસ્તારોમાં ખેતીમાં મૂડીવાદી સંબંધો વર્ચસ્વનું સ્થાન પ્રાપ્ત કરવા માંડયા છે. અને પરિણામે જમીનવિહોણા શ્રમિકોનું ધીમું દરિદ્રીકરણ અને કૃષિક્ષેત્રમાં વર્ગોનું ધ્રુવીકરણ થયું છે. આ ધ્રુવીકરણ વર્ગો વચ્ચેના સંખ્યાબંધ નાના-મોટા સંઘર્ષોમાં છતું થયું છે. હાલના કૃષિક્ષેત્રના માળખાની રચના અને સંબંધો કે જે ભેદભાવ, ગુલામી અને અત્યાચાર ચાલુ રાખે છે તેને નીતિ ઘડનારાઓ દ્વારા વખતોવખત લેવાતાં 'આર્થિક અને સામાજિક પગલાં' દ્વારા બદલી શકાય નહિ. આ મહદંશે ઉપરછલ્લા સુધારાનાં પગલાં છે, જે પૂરેપૂરાં લેવાતાં નથી અથવા તો બિલકુલ જ લેવાતાં નથી અત્યાચારયુક્ત સંબંધો દૂર કરવા માળખાકીય ફેરફારો કરવા પડે. આ માટે શોષિત વર્ગોના એકત્રીકરણ અને સંગઠનની જરૂર છે, જેનો હમણાં ગુજરાતમાં અભાવ છે.

(અનુ. : **મેધાવિન દવે**)

### સંદર્ભ ગ્રંથ


Breman, Jan. 'I am the Government Labour Officer : State protection for Rural Proletariat of South Gujarat', Economic and Political Weekly, Vol. 20, No. 24, 1985a.

Breman, Jan. Of Peasants, Migrants and Paupers, Delhi : Oxford, 1985.

Hirway, Indira. 'A Note on Employment Problems of Rural Women in Gujarat' in D. T. Lakdawala (ed.), Gujarat Economy : Problems And Prospects, Ahmedabad, Sardar Patel Institute, 1983

Pathak, Mahesh and H. F. Patel. 'Agriculture Development in Gujarat : Problems in Prospects' in D. T. Lakdawala (ed.), ઉપર મુજબ

Shah, Ghanshyam. 'Agricultural Labourers : Are They Bonded?', Surat : Centre for Social Studies, 1978.


  

# રાજભાષા (ગુજરાતી)નો યુનિવર્સિટી કક્ષાના પાઠ્યક્રમો માટે શિક્ષણ અને પરીક્ષણના માધ્યમ તરીકે ઉપયોગ

જે. બી. સેંડિલ

## ઐતિહાસિક પૂર્વભૂમિકા

૧. (અ) ૧૯૨૦ પછીનાં ઘણાં વર્ષો સુધી ઘણીખરી માધ્યમિક શાળાઓમાં શિક્ષણનું માધ્યમ અંગ્રેજી હતું. એ વખતે માધ્યમિક શાળાઓ બોમ્બે યુનિવર્સિટી સાથે સંકળાયેલી હતી અને યુનિવર્સિટી દ્વારા લેવાતી મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં વિદ્યાર્થીઓ બેસતા હતા અને પાસ થયા પછી કોલેજોમાં ચાર વર્ષના ડિગ્રી પાઠ્યક્રમોમાં પ્રવેશ મેળવતા હતા. આ હોવા છતાં અપવાદ રૂપે બે-ચાર શાળાઓ એવી પણ હતી કે જેમાં શિક્ષણનું માધ્યમ પ્રાદેશિક ભાષા એટલે કે ગુજરાતી હતું. આ વિદ્યાર્થીઓ ગુજરાત વિદ્યાપીઠ (આજે યુનિવર્સિટી સમકક્ષ) જે મહાત્મા ગાંધી દ્વારા ૧૯૨૦માં સ્થાપિત કરવામાં આવી હતી અને જેમાં શિક્ષણનું માધ્યમ ગુજરાતી અને હિન્દી હતાં તે દ્વારા લેવાતી પ્રવેશિકા પરીક્ષામાં બેસતાં અને ગુજરાત વિદ્યાપીઠમાં પ્રવેશ મેળવતાં. આઝાદીની ચળવળ સાથે આ શિક્ષણ-વ્યવસ્થા સંકળાયેલી હતી. એની અપેક્ષા એવી હતી કે પ્રાદેશિક ભાષા દ્વારા શિક્ષણ પામેલ વ્યક્તિઓ જે વિશાળ સમૂહ માત્ર ગુજરાતી ભાષા જ સમજતો હતો અને એમાં વાત કરી શકતો હતો તેની સાથેનો સંપર્ક સાધી શકે અને એક કે બીજી રીતે તેઓને આઝાદી માટેનું આંદોલન સમજાવી તેમાં ભાગ લેવા પ્રેરી શકે.

(બ) પણ કબૂલ કરવું જોઈએ કે ૧૯૫૧માં ગુજરાત યુનિવર્સિટી અસ્તિત્વમાં આવી ત્યાં સુધી કોલેજોમાં બધું અધ્યાપન અને શીખવવાની પ્રક્રિયા ગુજરાત વિદ્યાપીઠ સિવાય અંગ્રેજી માધ્યમ દ્વારા જ થતી હતી. ગુજરાત યુનિવર્સિટીના એક્ટમાં શિક્ષણ અને પરીક્ષણના એક માધ્યમ તરીકે ગુજરાતી ભાષાનો ઉપયોગ કરી, ગુજરાતી ભાષાને વિકસાવવાનો અને એને પ્રોત્સાહન આપવાનો ખાસ આદેશ હતો. આને લીધે ગુજરાતી ભાષાનાં પાઠ્યપુસ્તકો અને વાચનસામગ્રી માટેની માગણી સતત વધતી રહી, તેનું મુખ્ય કારણ એ હતું કે માધ્યમિક શિક્ષણ બોર્ડની પરીક્ષા પાસ કરીને સંલગ્ન કોલેજોમાં વિનયન, વાણિજ્ય વિજ્ઞાન વગેરેની વિદ્યાશાખાઓમાં પ્રવેશ મેળવવા માગતા ઠીક ઠીક સંખ્યામાં વિદ્યાર્થીઓએ આ પરીક્ષા ગુજરાતી માધ્યમ સાથે પાસ કરી હતી અને તેથી કોલેજોમાં પણ તે ચાલુ રાખવાની ઇચ્છા તેઓ ધરાવતા હતા. જે વૈકલ્પિક વિષયો વિદ્યાર્થીઓ વધુ પસંદ કરતા હતા તે માટે પૂર્વ સ્નાતક કક્ષાએ પાઠ્ય પુસ્તકો અને ગાઈડો પ્રકાશિત કરવામાં ખાનગી પ્રકાશકોનો પ્રવેશ થયો.

(ક) શિક્ષણ અને પરીક્ષણના માધ્યમ તરીકે ફક્ત ગુજરાતીને જ સ્થાન મળે એ ઉત્સાહમાં ગુજરાત યુનિવર્સિટીની સેનેટે એક 'સ્ટેટ્યૂટ' પસાર કર્યો કે ગુજરાત યુનિવર્સિટી સાથે સંલગ્ન કોલેજો અને એની સાથે સંકળાયેલાં યુનિવર્સિટી ભવનોમાં માત્ર ગુજરાતી ભાષા જ શિક્ષણ અને પરીક્ષણના માધ્યમ તરીકે રહી શકશે. આની સામે કેટલીક સંસ્થાઓએ ગંભીર વાંધો ઉઠાવ્યો અને સુપ્રીમ કોર્ટમાં આ 'સ્ટેટ્યૂટ' ને પડકાર્યો. સુપ્રીમ કોર્ટે એવો નિર્ણય આપ્યો કે ગુજરાતી અને હિન્દી ઉપરાંત જે વિદ્યાર્થીઓએ અંગ્રેજી ભાષાને

શિક્ષણ અને પરીક્ષણના માધ્યમ તરીકે પસંદ કરવી હોય અને જે કોલેજ આ માધ્યમનો ઉપયોગ કરવા માગતી હોય તેમને એ અંગે સ્વતંત્રતા હોવી જોઈએ. પણ ધીમે ધીમે શિક્ષણ સહિતના વિનયન વિદ્યાશાખા-ના વિષયો માટે વધુ ને વધુ વિદ્યાર્થીઓ ગુજરાતી ભાષાને શિક્ષણ અને પરીક્ષણના માધ્યમ તરીકે સ્વીકા-રતાં થયાં અને કેટલાક વિદ્યાર્થીઓ તો વિજ્ઞાન, વાણિજ્ય અને કાયદાની વિદ્યાશાખામાં પણ આ ભાષાનો ઉપયોગ કરવા લાગ્યા, પરંતુ તબીબી, એન્જિનિયરિંગ અને ફાર્મસી જેવા વ્યવસાયી પાઠ્યક્રમો માટે માત્ર અંગ્રેજી ભાષા જ શિક્ષણ અને પરીક્ષણના માધ્યમ તરીકે ચાલુ રહી.

(ક) સામાજિક વિજ્ઞાનો (સમાજવિજ્ઞાન, મનો-વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર), પ્રાકૃતિક વિજ્ઞાન (ભૌતિક વિજ્ઞાન, રસાયણ વિજ્ઞાન, વનસ્પતિ વિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, ભૂસ્તર વિજ્ઞાન અને એની શાખાઓ), માનવીકી (તત્ત્વજ્ઞાન, ભાષાવિજ્ઞાન વગેરે), શિક્ષણ, કાયદા માટે પૂર્વ સ્નાતકથી સ્નાતક કક્ષાના પાઠ્ય-ક્રમો માટે જરૂરી પારિભાષિક લઘુ શબ્દકોશો તૈયાર કરાવી પ્રકાશિત કરવાની જવાબદારી ગુજરાત યુનિ-વર્સિટીએ ઉપાડી, જે ગુજરાતી ભાષાને શિક્ષણ અને પરીક્ષણના માધ્યમ તરીકે વિકસાવવા માટે ખૂબ જ ઉપયોગી થઈ. આમ ભારતનાં બીજાં રાજ્યોની સર-ખામણીમાં ઉચ્ચ શિક્ષણની વિવિધ શાખાઓ માટે ગુજરાતી ભાષાનો શિક્ષણ તથા પરીક્ષણના માધ્યમ તરીકે ઉપયોગ ઘણો વહેલો શરૂ થઈ શક્યો.

(ખ) મૌલિક પુસ્તકો અને અંગ્રેજી ભાષાના પ્રમાણભૂત ગ્રંથોના ગુજરાતી ભાષામાં અનુવાદ કરાવ-વાના કાર્યને પ્રોત્સાહન આપવા માટે વૈજ્ઞાનિક અને તકનીકી શબ્દાવલિ આયોગ, દિલ્હી તરફથી મંજૂર કરેલા ગ્રંથો પ્રકાશિત કરવા માટે ગુજરાત યુનિવ-ર્સિટીને ૧૦૦ ટકા અને ૫૦ ટકા અનુદાન આપવામાં આવ્યું હતું અને આ યોજના હેઠળ ૧૯૭૨ સુધીમાં નીચે પ્રમાણેના ગ્રંથો યુનિવર્સિટીએ પ્રકાશિત કર્યા હતા.

૧ ભૌતિક વિજ્ઞાન, રસાયણ વિજ્ઞાન અને જીવવિજ્ઞાન-ના વિષયો ઉપર ૧૦ ગ્રંથો. જેમાંના ૬ અંગ્રેજી ભાષાના પ્રમાણભૂત ગ્રંથોના અનુવાદ હતા.

૨ સામાજિક વિજ્ઞાનના ૧૦ ગ્રંથો, જેમાંના ૫ અંગ્રેજી ભાષાના પ્રમાણભૂત ગ્રંથોના અનુવાદ હતા.

૩ માનવીકી ઉપર બે ગ્રંથો, જેમાંનો ૧ અંગ્રેજી ભાષાના પ્રમાણભૂત ગ્રંથનો અનુવાદ હતો.

૪ બંધારણ અને કાયદાના વિષય ઉપર ૧ ગ્રંથ જે અંગ્રેજી પ્રમાણભૂત ગ્રંથનો અનુવાદ હતો.

૫ વાણિજ્ય વિદ્યાશાખાના ૨ ગ્રંથો, જે બંને અંગ્રેજી ભાષાના પ્રમાણભૂત ગ્રંથોના અનુવાદ હતા.

૬ શિક્ષણ વિષય ઉપર એક ગ્રંથ.

વૈજ્ઞાનિક અને તકનીકી શબ્દાવલિ આયોગની આ યોજના હેઠળ ગુજરાત યુનિવર્સિટીએ જે પુસ્તકો પ્રકાશિત કર્યાં એ ઉપરાંત પોતાનાં સાધનો દ્વારા પણ તેણે અમુક સંખ્યામાં પાઠ્ય પુસ્તકો અને વાચન સામગ્રી તૈયાર કરાવવાની વ્યવસ્થા કરી હતી. આવી જ એક વ્યવસ્થા ગુજરાત વિદ્યાપીઠે પણ હાથ પર લીધી હતી.

(ઇ) ૧૯૬૧માં ગુજરાત રાજ્યની સ્થાપના થતાં તબીબી, એન્જિનિયરિંગ અને કૃષિ વિદ્યાશાખાના વિષયો માટે યુનિવર્સિટી કક્ષાનાં પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવવાની એક યોજના ગુજરાત રાજ્યના પ્રથમ મુખ્ય મંત્રી ડૉ. જીવરાજ મહેતાએ અંગ્રેજી ભાષાને બદલે ગુજરાતી ભાષાનો વિશેષ ઉપયોગ થઈ શકે એ માન્યતાને આધારે કરી. તેનો એક મુખ્ય હેતુ આ વિષયોમાં યોગ્ય પાઠ્યપુસ્તકો અને વાચનસામગ્રી મળી શકે તે હતો. એમના આદેશ હેઠળ તબીબી, એન્જિનિયરિંગ અને કૃષિ વિદ્યાશાખાની કોલેજોના પ્રાધ્યાપકોને ગુજરાતી ભાષામાં સંદર્ભ પુસ્તકો લખવા માટેની જવાબદારી સોંપાઈ હતી, પણ ૧૯૭૦ સુધીમાં જૂજ ગ્રંથો પ્રકાશિત થઈ શક્યા હતા, કારણ કે આ

ગ્રંથોની હસ્તપ્રત તૈયાર કરવામાં ધાર્યા કરતાં ઘણો વધારે સમય લાગતો હતો.

માધ્યમના પરિવર્તનની અગત્યતા રાષ્ટ્રીય નેતાઓએ, શિક્ષણશાસ્ત્રીઓએ, એજ્યુકેશન કમિશને, સંસદ સભ્યોની એક કમિટીએ અને કુલપતિઓની એક પરિષદે સ્વીકારી હતી અને વારંવાર આ બાબત ઉપર ભાર મૂક્યો હતો. શિક્ષણની રાષ્ટ્રીય નીતિનું (૧૯૬૮) પણ આ એક ધ્યેય હતું અને સંસદનાં બંને ગૃહોએ એ પ્રમાણે નિર્ણય લીધો હતો.

૨ માધ્યમિક શિક્ષણ ગુજરાતી ભાષા દ્વારા અપાતું જ હતું જેથી ભારત સરકારે ઉચ્ચ વ્યવહારી અને ટેક્નિકલ શિક્ષણમાં પણ રાજભાષાનો ઉપયોગ થઈ શકે એ માટેનો એક વ્યૂહ રચી કાઢ્યો. આ ધ્યેય મૂર્તિમંત કરવા માટે ભારત સરકારના શિક્ષણ ખાતાએ વિવિધ રાજ્યોના શિક્ષણ ખાતાનો સંપર્ક સાધ્યો અને યુનિવર્સિટી કક્ષાના વિવિધ વિષયો માટે વિશાળ સ્તરે પાઠ્યપુસ્તકો અને વાચનસામગ્રી પ્રકાશિત કરવાની વ્યવસ્થા ગોઠવવા આગ્રહપૂર્વક સૂચન કર્યું અને એના માટેના માર્ગદર્શક સિદ્ધાંતોની જાણ કરી. એના પ્રતિભાવ સ્વરૂપે ગુજરાત રાજ્યે ૧૯૬૯માં આ પ્રશ્નની વિચારણા કરવા માટે એક બોર્ડ નીમ્યું અને અંતે ૧૯૭૦માં યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ તરીકે ઓળખાતી એક સ્વાયત્ત સંસ્થા ઊભી કરી જેનું પોતાનું બંધારણ, આર્ટીકલ્સ ઑફ એસોસિએશન હતા, નિયમો અને ધારાધોરણો હતાં અને ૧૯૬૦ના સોસાયટી એક્ટ હેઠળ એ રજિસ્ટર્ડ કરવામાં આવી હતી. એના બંધારણની નિયત કલમો અનુસાર આ બોર્ડ તથા તેની વ્યવસ્થાપક સમિતિના સભ્યોની નિમણૂક રાજ્ય સરકાર કરે છે. કેન્દ્ર સરકારે ચોથી યોજના દરમિયાન રૂ. ૧ કરોડની રકમ આવી દરેક સંસ્થાને આપવાનું સ્વીકાર્યું હતું. પણ બધાં જ આવાં રચાયેલાં બોર્ડો, સંસ્થાઓ ચોથી યોજનામાં બધો ખર્ચ ન કરી શકવાને લીધે પાંચમી અને છઠ્ઠી યોજનામાં પણ આ સીમામાં રહીને અનુદાન આપવાનું ચાલુ રખાયું.

૧૯૭૦-૭૩ના સમય દરમિયાન ગુજરાત યુનિવર્સિટીના સહકાર સાથે આ બોર્ડે ૧૦૦ ગ્રંથોનું પ્રકાશન કર્યું, જેનું આયોજન યુનિવર્સિટીએ પહેલાં કર્યું હતું અને એના ઉત્પાદનનો ૧૦૦ ટકા ખર્ચ બોર્ડે યુનિવર્સિટીને ચૂકવ્યો હતો. આ પુસ્તકોના કોપીરાઈટસ યુનિવર્સિટી પાસે રહ્યા હતા. પણ તેમની વેચાણવ્યવસ્થા આ બોર્ડે ગોઠવી અને વેચાણથી મળતી રકમ એક જુદા અનામત ફંડમાં મૂકવામાં આવી.

યુનિવર્સિટી કક્ષાએ ગુજરાતી ભાષામાં શિક્ષણ વર્ષોથી અમલમાં હોઈ એ ભાષામાં શિક્ષણ આપવા માટે શિક્ષકને પૂર્વાભિમુખ કરવા અંગે કોઈ વ્યવસ્થા ગોઠવવાનું જરૂરી લાગ્યું નહોતું, છતાં ૧૯૭૦માં અમદાવાદમાં એક સેમિનાર યોજવામાં આવ્યો હતો જેમાં વિવિધ વિષયોના અધ્યાપકોએ પુસ્તકોમાં વાપરવા માટેની પરિભાષા અંગેના અભિગમની વિચારણા કરવામાં આવી હતી. આ ચર્ચામાંથી ઉદ્‌ભવેલ નિષ્કર્ષને આધારે દરેક વિષય માટે રાજ્યની દરેક યુનિવર્સિટીમાંથી બે શ્રેયાન પ્રાધ્યાપકોનો એક સેમિનાર ગોઠવવામાં આવ્યો હતો, જેમાં સ્નાતક અને અનુસ્નાતક કક્ષાએ દરેક વિષય માટે કયાં પુસ્તકોની જરૂરિયાત છે તેની અને તે માટેના યોગ્ય લેખકોની પસંદગી કરવા માટેની પેનલોની પણ ભલામણ કરવામાં આવી હતી. આ ભલામણોની વિચારણા બોર્ડની વ્યવસ્થાપક સમિતિએ કરી હતી અને યુનિવર્સિટી ભવનો અને સંલગ્ન કોલેજોના પ્રાધ્યાપકોને વિવિધ વિષયના નિર્ણિત થયેલ પાઠ્યક્રમોના સંદર્ભમાં પુસ્તકો લખવા માટે આમંત્રણો અપાયાં હતાં.

નવાં પુસ્તકોના પ્રકાશન માટે યુનિવર્સિટીઓને વધુ સીધી રીતે સાંકળવા ૧૯૭૬-૭૭માં દરેક વિષય

માટે સલાહકાર સમિતિઓ રચવામાં આવી હતી, જે મુખ્યત્વે દરેક યુનિવર્સિટીમાં એ વિષયની અભ્યાસ સમિતિના અધ્યક્ષોની બનેલી હોય છે અને જરૂર લાગે છે ત્યાં એ સમિતિની સભાઓમાં અમુક શ્રેયાન પ્રાધ્યાપકોને પણ બોલાવવામાં આવે છે.

આ સલાહકાર સમિતિનું મુખ્ય કાર્ય વિવિધ યુનિવર્સિટીઓમાં નિર્ણિત પાઠ્યક્રમોના સંદર્ભમાં બોર્ડે પ્રકાશિત કરેલાં અને બીજાં ઉપલબ્ધ પ્રમાણભૂત પુસ્તકોના સંદર્ભમાં નવાં પુસ્તકો અંગેની ભલામણ કરવાનું હોય છે. આ ભલામણોને આધારે બોર્ડની વ્યવસ્થાપક સમિતિ જુદા જુદા અધ્યાપકોને પુસ્તકો માટે આમંત્રણ આપે છે. દરેક અધ્યાપકે એ પુસ્તકની એક રૂપરેખા તૈયાર કરીને મોકલવાની હોય છે અને એ પછી એ પુસ્તક માટે નિયત થયેલ પરામર્શક એ રૂપરેખા અંગેની ચર્ચાવિચારણા લેખક સાથે કરે છે. તે પછી લેખક સાથે પુસ્તક તૈયાર કરવા માટે કરાર કરવામાં આવે છે.

વૈજ્ઞાનિક અને તકનીકી શબ્દાવલિ આયોગ, દિલ્હી તરફથી મળેલ ૫૦ ટકા અને ૧૦૦ ટકા અનુદાનના આધારે ગુજરાત યુનિવર્સિટીએ પ્રકાશિત કરેલ પુસ્તકોની અસ્કયામતો અને જવાબદારીઓ ૧૯૭૨–૭૩માં આ બોર્ડને સોંપવામાં આવી હતી, અને દરેક પુસ્તકનો બાકી રહેલો જથ્થો વેચાણ માટે બોર્ડને સોંપવામાં આવ્યો હતો અને એ પુસ્તકોના પ્રકાશન અંગે યુનિવર્સિટીએ જે ખર્ચ કર્યો હોય તે તેને મજરે આપવામાં આવ્યો હતો. આ બોર્ડની સ્થાપના પછી તબીબી, એન્જિનિયરિંગ, કૃષિ, ફાર્મસી વગેરેની વિવિધ શાખાઓ માટે જરૂરી પુસ્તકો પ્રકાશિત કરવાની જવાબદારી આ બોર્ડને સોંપવામાં આવી હતી અને આજ સુધીમાં બોર્ડે ૭૫૧ પુસ્તકો પ્રકાશિત કરી વેચાણ માટેની વ્યવસ્થા ગોઠવી છે. આ સંખ્યામાં વૈજ્ઞાનિક અને તકનીકી શબ્દાવલિ આયોગની યોજના હેઠળ ગુજરાત યુનિવર્સિટીએ પ્રકાશિત કરેલાં પુસ્તકો, ગુજરાત યુનિવર્સિટીના સહકાર સાથે આ બોર્ડે ઉત્પાદનનો ૧૦૦ ટકા ખર્ચ આપીને પ્રકાશિત કરેલાં પુસ્તકો, બોર્ડે સીધાં પ્રકાશિત કરેલાં પુસ્તકો (અમુક પુસ્તકોની બીજી અને ત્રીજી આવૃત્તિ સાથે)નો સમાવેશ થાય છે અને અત્યાર સુધીમાં એની પાછળ આશરે રૂ. ૯૨ લાખનો ખર્ચ થયો છે. અત્યાર સુધી પ્રકાશિત થયેલ પુસ્તકોની વિદ્યાશાખાવાર અને વિષયવાર સૂચિ નીચે પ્રમાણે છે:

| | | |
|---|---|---|
| વિનયન વિદ્યાશાખા | | ૨૯૪ |
| અર્થશાસ્ત્ર | ૪૯ | |
| ઇતિહાસ અને સંસ્કૃતિ | ૬૪ | |
| તત્ત્વજ્ઞાન | ૩૯ | |
| રાજ્યશાસ્ત્ર | ૩૪ | |
| સમાજશાસ્ત્ર | ૧૪ | |
| માનસશાસ્ત્ર | ૩૪ | |
| સાહિત્ય, રસાસ્વાદ, નાટ્ય | ૬૦ | |
| | ૨૯૪ | |
| સંદર્ભ ગ્રંથો | | ૧૪ |
| પત્રકારિત્વ | | ૪ |
| વાણિજ્ય વિદ્યાશાખા | | ૩૦ |
| વિજ્ઞાન વિદ્યાશાખા | | ૧૭૯ |
| રસાયણવિજ્ઞાન | ૪૨ | |
| ભૌતિકવિજ્ઞાન | ૨૭ | |
| જીવવિજ્ઞાન | ૪ | |
| વનસ્પતિવિજ્ઞાન | ૧૬ | |
| પ્રાણીવિજ્ઞાન | ૧૬ | |
| ગણિતવિજ્ઞાન | ૩૩ | |
| આંકડાશાસ્ત્ર | ૧૧ | |
| ભૂસ્તરશાસ્ત્ર | ૪ | |
| ભૂગોળ | ૧૭ | |
| સામાન્યવિજ્ઞાન | ૨ | |
| માઈક્રો બાયોલોજી | ૨ | |
| ગૃહવિજ્ઞાન | ૫ | |
| | ૧૭૯ | |

# રાજભાષા (ગુજરાતી)નો યુનિવર્સિટી કક્ષાના પાઠ્યક્રમો માટે શિક્ષણ અને પરીક્ષણના માધ્યમ તરીકેનો ઉપયોગ

| | |
|---|---|
| કૃષિ વિદ્યાશાખા | ૮૬ |
| શિક્ષણ વિદ્યાશાખા | ૩૫ |
| ઈજનેરી વિદ્યાશાખા | ૩૮ |
| તબીબી વિદ્યાશાખા | ૨૧ |
| આયુર્વેદ વિદ્યાશાખા | ૧૭ |
| ફાર્મસી વિદ્યાશાખા | ૯ |
| કાયદા વિદ્યાશાખા | ૨૪ |
| કુલ | ૭૫૧ |

પુસ્તકોના વેચાણ દ્વારા મળેલ રકમ રૂ. ૭૪,૦૫,૩૯૭ (એના ઉપર મળેલ વ્યાજ સાથે)નું અનામત ફંડ અત્યારે બોર્ડ પાસે છે અને કેન્દ્ર સરકાર તરફથી જ્યારે આ પુસ્તકોના પ્રકાશન માટે મળતું અનુદાન બંધ થશે ત્યારે એ અનામત ફંડમાંથી નવાં પુસ્તકોની પ્રકાશન વ્યવસ્થા ગોઠવી શકાશે.

પહેલાં જણાવ્યું છે તેમ ૧૯૫૦થી ૧૯૭૦નાં વર્ષો દરમિયાન ગુજરાત યુનિવર્સિટીએ અને ગુજરાત વિદ્યાપીઠે સમાજ વિજ્ઞાન, નૈસર્ગિક વિજ્ઞાન, જીવવિજ્ઞાન, શિક્ષણ, વાણિજ્ય, કાયદો વગેરે માટેના જરૂરી પારિભાષિક લઘુકોશો વિષયવાર તૈયાર કરીને પ્રકાશિત કર્યા હતા. આ સમગ્રના આધારે અને વૈજ્ઞાનિક અને તકનીકી શબ્દાવલિ આયોગ દ્વારા માનવીકી અને વિજ્ઞાન માટે અંગ્રેજી હિન્દી કોશો જે પ્રકાશિત કરવામાં આવ્યા હતા તેના આધારે બોર્ડે અત્યાર સુધીમાં નીચે પ્રમાણે કોશો પ્રકાશિત કર્યા છે :

૧ ગુજરાતી–અંગ્રેજી કોશ—ત્રીજી પુનર્મુદ્રિત આવૃત્તિ (પ્રકાશન વર્ષ ૧૯૮૪–૮૫)

૨ રાજ્યશાસ્ત્ર માટેનો એક પારિભાષિક કોશ (શબ્દની વ્યાખ્યા અને વિભાવના આપતો) : પ્રકાશન વર્ષ ૧૯૭૪–૭૫

૩ બૃહદ્ ગુજરાતી કોશ ભાગ–૧ : પ્રકાશન વર્ષ ૧૯૭૬–૭૭.

૪ બૃહદ્ ગુજરાતી કોશ ભાગ–૨ : પ્રકાશન વર્ષ ૧૯૮૧–૮૨.

૫ ત્રિભાષી, પ્રાવૈધિક શબ્દસંગ્રહ અંગ્રેજી–ગુજરાતી–હિન્દી : પ્રકાશન વર્ષ ૧૯૭૭–૭૮

૬ માનવવિદ્યાઓ અને સમાજવિદ્યાઓનો પારિભાષિક શબ્દોનો વિનયન કોશ : (અંગ્રેજી–ગુજરાતી) પ્રકાશન વર્ષ ૧૯૭૯–૮૦

૭ મનોવિજ્ઞાન માટેનો એક પારિભાષિક કોશ : (શબ્દોની વ્યાખ્યા અને વિભાવના આપતો) પ્રકાશન વર્ષ ૧૯૮૧–૮૨

૮ શિક્ષણ માટેનો એક પારિભાષિક કોશ (શબ્દની વ્યાખ્યા અને વિભાવના આપતો) : પ્રકાશન વર્ષ ૧૯૮૩–૮૪

૯ તકનીકી વિદ્યાઓ માટેનો તાંત્રિક પારિભાષિક લઘુકોશ : પ્રકાશન વર્ષ ૧૯૮૩–૮૪.

આ શબ્દકોશો ઉપરાંત વિજ્ઞાનના પારિભાષિક શબ્દનો એક વિસ્તૃત કોશ (અંગ્રેજી–ગુજરાતી)ની હસ્તપ્રત તૈયાર છે અને એનું છાપકામ શરૂ થઈ ગયું છે. આ વર્ષના અંત સુધીમાં આ કોશ પણ પ્રકાશિત થઈ જશે એવી અપેક્ષા છે. મને જાણવા મળ્યું છે તેમ કાયદાનો એક પારિભાષિક કોશ પણ બજારમાં ઉપલબ્ધ છે અને આમ દાવો કરી શકાય કે આ બધાં વર્ષો દરમિયાન ગુજરાતી ભાષા સારા પ્રમાણમાં સમૃદ્ધ બની છે અને વિભાવનાઓ, વિચારો અને વિગતોને યોગ્ય રીતે અભિવ્યક્ત કરવા માટે અત્યાર સુધીના પ્રકાશિત થયેલા શબ્દકોશો ખૂબ મદદરૂપ થશે.

વિદ્યાર્થીઓ, શિક્ષકો અને સંસ્થાઓ શક્ય એટલી વધુ સંખ્યામાં આ પ્રકાશનો ખરીદી શકે એ દૃષ્ટિએ પુસ્તકોની વેચાણ કિંમતમાં ઉપદાન આપવામાં આવે છે, એ રીતે કે એની કિંમત નક્કી કરતી વખતે જે વહીવટી ખર્ચ, પગારો અને બીજાં સાધનો માટે થયો હોય તેનો સમાવેશ કરવામાં આવતો નથી, ફક્ત

ઉત્પાદન અને વિતરણ ખર્ચ જ ધ્યાનમાં લેવામાં આવે છે.

આ બોર્ડના કાર્યને પ્રોત્સાહન આપવામાં અને મદદરૂપ થવામાં ગુજરાત રાજ્યે ખૂબ જ સહકાર આપ્યો છે અને ઑફિસ તથા પુસ્તકો રાખવા માટે સરકારી મકાનમાં શરૂઆતથી જ કોઈ પણ ભાડું લીધા વિના યોગ્ય વ્યવસ્થા કરી આપી છે. એટલું જ નહિ, પણ ૧૯૭૬ પછી વહીવટી ખર્ચની પણ બધી જવાબદારી રાજ્ય સરકારે ઉપાડી લીધી છે, એ દષ્ટિએ કે કેન્દ્ર સરકાર તરફથી મળતી રકમ પુસ્તક પ્રકાશન પાછળ જ ખર્ચાય.

આ બોર્ડના કાર્ય ઉપરાંત ૧૯૬૭થી અસ્તિત્વમાં આવેલી સૌરાષ્ટ્ર યુનિવર્સિટીએ અને દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીએ પણ પાઠ્યક્રમોના સંદર્ભમાં અમુક પુસ્તકો પ્રકાશિત કર્યાં છે.

વિનયન વિદ્યાશાખા દ્વારા આવરી લેવાતા વિષયો માટે ઉચ્ચ શિક્ષણના સંદર્ભમાં કેટલાંક સામયિકો પણ સંશોધન અને માહિતી લેખો આપીને ગુજરાતી ભાષાને સમૃદ્ધ બનાવવામાં સરસ ફાળો આપી રહ્યા છે. આમાં દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી સાથે સંકળાયેલા સમાજવિજ્ઞાનોના કેન્દ્ર દ્વારા 'અર્થાત્', સરદાર પટેલ ઇન્સ્ટીટ્યુટ ઑફ ઇકોનોમીક્સ દ્વારા 'માધુકરી', અર્થશાસ્ત્ર અને વાણિજ્યનું સામયિક 'અર્થસંકલન', સંપાદક પ્રો. બી. એમ. પટેલનું 'આર્થિક વિકાસ', અને ગુજરાત વિદ્યાપીઠના સામયિક 'વિદ્યાપીઠ'નો સમાવેશ થાય છે.

અંગ્રેજી માધ્યમને બદલે ગુજરાતી ભાષાનું માધ્યમ ઉચ્ચ શિક્ષણ માટે બધી જરૂરિયાતો પૂરી પાડે એ દષ્ટિએ આ બોર્ડે જે પાઠ્યપુસ્તકો, સંદર્ભગ્રંથો, કોશો વગેરે પ્રકાશિત કર્યાં છે અને બીજી સંસ્થાઓએ પણ એમાં જે ફાળો આપ્યો છે એ છતાં નીચેનું પર્યેષણ ધ્યાન માગી લે છે.

(૧) માધ્યમના પરિવર્તનમાં જરૂરી પાઠ્ય પુસ્તકો અને સંદર્ભગ્રંથોની ઉપલબ્ધતા અસરકારક બની રહેશે એ માન્યતા તબીબી, એન્જિનિયરિંગ અને ફાર્મસીના શિક્ષણમાં ટકી શકી નથી. ગુજરાતી ભાષા દ્વારા ઉપર્યુક્ત વિદ્યાશાખાઓના વિષયોનો અભ્યાસ રાજ્યની એક યુનિવર્સિટી સિવાય બધી યુનિવર્સિટીઓએ મંજૂર રાખેલ હોવા છતાં, ઉપર્યુક્ત વિદ્યાશાખાઓ માટે ૬૮ પાઠ્ય પુસ્તકો અને સંદર્ભગ્રંથો ગુજરાતીમાં પ્રકાશિત કર્યા છતાં, આ વિદ્યાશાખાઓ માટે શિક્ષણ અને પરીક્ષણનું માધ્યમ અત્યારે પણ માત્ર અંગ્રેજી જ છે અને ઉપર્યુક્ત પુસ્તકોના ઉત્પાદન પાછળ થયેલ આશરે રૂ. ૧૨ લાખનો ખર્ચ સાર્થક થયો નથી એ સ્વીકારવું જ પડશે.

(૨) કૃષિ વિજ્ઞાન માટે રાજ્યના કૃષિ વિભાગ સાથેના સહકાર દ્વારા અને પછીથી ગુજરાત કૃષિ યુનિવર્સિટીના સહકારથી બોર્ડે ૮૬ પુસ્તકોનું પ્રકાશન કર્યું, આ પુસ્તકોને સારો આવકાર પણ મળ્યો પરંતુ ત્રણેક વર્ષથી કૃષિ યુનિવર્સિટીએ ફક્ત અંગ્રેજી ભાષાના માધ્યમને જ સ્વીકાર્યું હોવાને લીધે યુનિવર્સિટીના પ્રાધ્યાપકો દ્વારા જ લખાયેલાં આ વિદ્યાશાખાના વિવિધ વિષયો માટે ઉપયોગી પુસ્તકોનું વેચાણ ઘટી ગયું છે.

(૩) છેલ્લાં ત્રણ-ચાર વર્ષોમાં ગુજરાત રાજ્યમાં પણ એક વિપરીત વલણ દેખાવા માંડ્યું છે, કારણ કે વિજ્ઞાન કૉલેજમાં, ખાસ કરીને શહેરી કેન્દ્રોમાં બીજા અને ત્રીજા વર્ષ બી.એસસી.ના વિદ્યાર્થીઓ અંગ્રેજી ભાષાને શિક્ષણ અને પરીક્ષણના માધ્યમ તરીકે વધુ ને વધુ સંખ્યામાં વાપરતા થયા છે. આ વલણ કેટલું ફળદાયી થઈ શકે તે સંશયાત્મક છે, કારણ કે એમાંના કેટલાક વિદ્યાર્થીઓ જે ગુજરાતી માધ્યમમાં ભણીને ઉચ્ચ શિક્ષણની પરીક્ષા પાસ કરે છે તે કેટલું અંગ્રેજી સમજી શકે છે અને અંગ્રેજી ભાષાના કેટલા ગ્રંથોનો ઉપયોગ કરી શકે છે તે પણ વિચારણા માગી લે છે, એટલું જ નહિ પણ અમુક શિક્ષકો પણ આ માધ્યમ

# રાજભાષા (ગુજરાત)નો યુનિવર્સિટી કક્ષાના પાઠ્યક્રમો માટે શિક્ષણ પરીક્ષાના માધ્યમ તરીકેનો ઉપયોગ

દ્વારા શિક્ષણ આપવા માટે કેટલી ક્ષમતા ધરાવે છે એ બાબત પણ સંશયાત્મક છે. હકીકતમાં તો જે જોવા મળે છે તે એ છે કે આવી અંગ્રેજી ગુજરાતીનું એક વિચિત્ર મિશ્રણ સામાન્યતઃ વપરાય છે જે અંગ્રેજી અને ગુજરાતી બંને માધ્યમો માટે નુકસાનકારક છે. અમુક હદ સુધી તબીબી, એન્જિનિયરિંગ અને કૃષિ વિષયોનો અભ્યાસ કરતા કેટલાક વિદ્યાર્થીઓને પણ આ લાગુ પડે છે.

હું માનું છું કે હવે એ સમય આવ્યો છે કે રાજ્યની બધી યુનિવર્સિટીઓએ શિક્ષણના નીચેના હેતુઓ અને ધ્યેયો સ્વીકારવાં જોઈએ અને એ માટે પૂરો આગ્રહ રાખી શકાય એવી વ્યવસ્થા ગોઠવી જોઈએ.

૧ ઉચ્ચ શિક્ષણના બધા સ્તરે રાજભાષાનો શિક્ષણ અને પરીક્ષણમાં ઉપયોગ થાય એટલી એ ભાષામા પ્રવીણતા.

૨ અંગ્રેજી પુસ્તકો વાંચી, સમજી શકાય એ માટેની જરૂરી ક્ષમતા.

૩ ભારતની એક ત્રીજી ભાષા (ગુજરાત રાજ્ય માટે-મુખ્યત્વે હિન્દી)માં જરૂરી ક્ષમતા, દરેક વિદ્યાર્થી યુનિવર્સિટીની પદવી (ડિગ્રી) મેળવે ત્યારે એમાં હોવી જોઈએ—ન હોય તો ડિગ્રી આપી શકાય નહિ.

૪ પરીક્ષણ વ્યવસ્થામાં સમૂળું પરિવર્તન એવું થવું જોઈએ જેમા પ્રમાણભૂત પુસ્તકોનું વાચન અને એના દ્વારા અભ્યાસ એનું મુખ્ય અંગ હોય.

આ ધ્યેય અને લક્ષ ઉપલબ્ધ થાય અને રાજ્ય સરકાર તથા ઉચ્ચ શિક્ષણસંસ્થાઓ આ સ્વીકારે તે બધાના હિતમાં ખૂબ જ આવશ્યક છે.

  

# ગુજરાતમાં નગરીકરણનો પ્રવાહ અને તેની અસરો

રમેશચંદ્ર પટેલ

નગરીકરણની પ્રક્રિયા ભારતમાં નવી નથી. કારણ ભારતમાં ભૂતકાળથી જ અનેક નાનાં મોટાં નગરો અસ્તિત્વ ધરાવતાં હતાં જેમ કે સિંધુખીણની સંસ્કૃતિ દરમિયાન હડપ્પા, મોહેં-જો-દડો, લોથલ વગેરે નગરો અસ્તિત્વ ધરાવતાં હતાં. મધ્યયુગમાં પાટલીપુત્ર, ઉજ્જૈન, વિજયનગર વગેરે રાજધાનીનાં નગરો તરીકે વિકાસ પામ્યાં હતાં. આ સિવાય તક્ષશિલા, નાલંદા, વલ્લભીપુર વગેરે નગરો કેળવણીનાં ધામો તરીકે અને કાશી, ગયા, મથુરા વગેરે નગરો ધાર્મિક યાત્રાનાં ધામો તરીકે વિકાસ પામ્યાં હતાં.

બ્રિટિશરોના સમય દરમિયાન મુંબઈ, મદ્રાસ, કલકત્તા વગેરે બંદરી એવાં કોલોની નગરો તેમ જ દહેરાદૂન, મસૂરી. સિમલા વગેરે હવાખાવાનાં નગરો તરીકે વિકાસ પામ્યાં હતાં. વધુમાં, તેમના સમય દરમિયાન રેલવેનો જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ નવા નવા ઉદ્યોગો સ્થપાવવા લાગ્યા અને તેમાંથી નવાં નવાં ઔદ્યોગિક નગરો વિકાસ પામતાં ગયાં. વળી પહેલેથી જે નગરો હતાં તેમાં ઉદ્યોગો અને વ્યાપાર-વાણિજ્યનો વિકાસ થતાં આવાં નગરોનો ઘણો જ વિકાસ થયો.

છેલ્લા ત્રણ દાયકાથી કલકત્તા, મુંબઈ, અમદાવાદ, બેંગ્લોર, કાનપુર, જમશેદપુર, ટાટાનગર, ભીલાઈ, દુર્ગાપુર વગેરે આધુનિક ઔદ્યોગિક નગરો તરીકે ઝડપથી વિકસી રહ્યાં છે. આ સિવાય કોચીન, કંડલા, વિશાખાપટ્ટમ વગેરે બંદરી નગરો તરીકે અને ગાંધીનગર, ચંદીગઢ, ભુવનેશ્વર વગેરે રાજધાનીનાં નગરો તરીકે વિકસી રહ્યાં છે.

ભારતની જેમ ગુજરાતમાં પણ પ્રાચીન સમયથી જ નગરીકરણની પ્રક્રિયા ચાલ્યા કરે છે. ભૂતકાળમાં લોથલ, દ્વારકા, ભૃગુકચ્છ (ભરૂચ), નાગસારિકા (નવસારી), પ્રભાસપાટણ, અણહિલપાટણ, ખંભાત, વડનગર, વલ્લભીપુર વગેરે નગરો વિકાસ પામ્યાં હતાં. મધ્યયુગમાં સુરત. અમદાવાદ વગેરે નગરો વિકાસ પામ્યાં હતાં. આઝાદી બાદ, ગાંધીનગર, કંડલા, ગાંધીધામ, અતુલ, વાપી, જવાહરનગર વગેરે નગરો વિકસી રહ્યાં છે. અત્રે ગુજરાતના નગરીકરણનું સ્વરૂપ અને તેની અસરો દર્શાવવાનો પ્રયાસ કર્યો છે.

## ગુજરાતમાં નગરીકરણનું સ્વરૂપ

### ૧ નગરીકરણનું પ્રમાણ

૧૯૮૧ની વસ્તી ગણતરી મુજબ રાજ્યના કુલ ૩૪,૦૮૫,૭૯૯ લોકો પૈકી ૧૦,૬૦૧,૬૫૩ લોકો ૨૨૦ નાનાં મોટાં નગરોમાં વસે છે. આમ રાજ્યમાં નગરીકરણ ૩૧.૧૦ ટકા થયું છે જે દેશના નગરીકરણ ૨૩.૭૪ ટકા કરતાં વધુ છે. એટલું જ નહિ પણ નગરીકરણની બાબતમાં ગુજરાતનો દેશમાં ત્રીજો ક્રમ છે. આમ છતાં છેલ્લા ત્રણ દાયકાથી દેશની સરખામણીમાં રાજ્યના નગરીકરણમાં નોંધપાત્ર વૃદ્ધિ જોવા મળતી નથી. ૧૯૫૧માં રાજ્યનું નગરીકરણ ૨૭.૨૭ ટકા હતું તેમાં ત્રણ દાયકા દરમિયાન માત્ર ૩.૮૩ ટકાનો જ ઉમેરો થયો છે જ્યારે દેશના નગરીકરણમાં આ સમયગાળા દરમિયાન ૬.૪૫ ટકાનો ઉમેરો થયો છે.

વળી રાજ્યના બધા ભાગમાં સમાન રીતે નગરીકરણ થયું નથી. કોષ્ટક-૧ ઉપરથી જોઈ શકાય છે કે

કોષ્ટક-૧ : ગુજરાતની નગરીય વસ્તીનું જુદા જુદા વિસ્તારો મુજબ વર્ગીકરણ (૧૯૮૧ની વસ્તી ગણતરી મુજબ)

| ક્રમ | વિસ્તાર | નગરીય વસ્તી | રાજ્યની નગરીય વસ્તીનો ભાગ | વિસ્તારમાં નગરીકરણનું પ્રમાણ | વૃદ્ધિ દર ૧૯૭૧-૮૧ | નગરોની સંખ્યા | નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧ | દક્ષિણ ગુજરાત | ૧૬,૯૬,૪૧૦ | ૧૬.૦૦૧ | ૨૯.૮૭ | ૬૧.૨૪ | ૪૧ | દક્ષિણ ગુજરાતમાં, ભરૂચ, સુરત, વલસાડ અને ડાંગ જિલ્લાનો સમાવેશ થાય છે. |
| ૨ | મધ્ય ગુજરાત | ૪૫,૯૫,૫૧૨ | ૪૩.૩૪ | ૩૯.૦૪ | ૪૧.૬૦ | ૫૬ | મધ્ય ગુજરાતમાં વડોદરા, પંચમહાલ, ખેડા, અમદાવાદ, જિલ્લાનો સમાવેશ થાય છે. |
| ૩ | ઉત્તર ગુજરાત | ૮,૬૬,૭૪૧ | ૮.૧૭ | ૧૪.૪૨ | ૩૬.૧૭ | ૨૮ | ઉત્તર ગુજરાતમાં બનાસકાંઠા, સાબરકાંઠા, મહેસાણા, ગાંધીનગર જિલ્લાનો સમાવેશ થાય છે. |
| ૪ | સૌરાષ્ટ્ર-કચ્છ | ૩૪,૪૨,૯૯૦ | ૩૨.૪૭ | ૩૨.૩૯ | ૩૪.૩૪ | ૯૫ | સૌરાષ્ટ્ર-કચ્છમાં કચ્છ, જામનગર, રાજકોટ, અમરેલી, જૂનાગઢ, ભાવનગર અને સુરેન્દ્રનગર જિલ્લાનો સમાવેશ થાય છે. |
| | સમગ્ર રાજ્ય | ૧,૦૬,૦૧,૬૫૩ | ૧૦૦.૦૦ | ૩૧.૧૦ | ૪૧.૪૨ | ૨૨૦ | |

સ્રોત : Census of India, Series-1 India, Paper-1 of 1982, Final Population totals.

રાજ્યમાં સૌથી વધુ નગરીકરણ મધ્ય ગુજરાતમાં (૩૯.૦૪ ટકા) થયું છે અને ત્યાં રાજ્યની કુલ નગરીય વસ્તીનો સૌથી મોટો હિસ્સો (૪૩.૩૪ ટકા) વસે છે. બીજી બાજુ, સૌથી ઓછું નગરીકરણ ઉત્તર ગુજરાતમાં (૮.૧૭ ટકા) વસે છે. દક્ષિણ ગુજરાત અને સૌરાષ્ટ્ર-કચ્છમાં અનુક્રમે ર૯.૮૭ ટકા અને ૩૨.૩૯ ટકા નગરીકરણ થયું છે અને ત્યાં નગરીય વસ્તીના અનુક્રમે ૧૬.૦૦૧ ટકા અને ૩૨.૪૭ ટકા લોકો વસે છે.

## ૨ નગરીકરણનો વૃદ્ધિ દર

નગરીકરણના વૃદ્ધિ દર વિશે જોઈએ તો ૧૯૬૧-૭૧ દરમિયાન રાજ્યમાં ૪૧ ટકાના દરે નગરીય વસ્તીમાં ઉમેરો થયો હતો. જ્યારે ૧૯૭૧-૮૧ દરમિયાન ૪૧.૪૨ ટકાના દરે નગરીય વસ્તીમાં ઉમેરો થયો છે. આમ છતાં આ વધારો રાજ્યના બધા જ ભાગમાં સપ્રમાણ રીતે થયો નથી. કોષ્ટક-૧ના કોલમ ૬ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ૧૯૭૧-૮૧ દરમિયાન નગરીકરણનો સૌથી વધુ વૃદ્ધિ દર દક્ષિણ ગુજરાતમાં ૬૧.૨૪ ટકાનો રહ્યો છે. જ્યારે સૌથી ઓછો વૃદ્ધિ દર સૌરાષ્ટ્ર-કચ્છમાં ૩૪.૩૪ ટકાનો રહ્યો છે. મધ્ય ગુજરાત અને ઉત્તર ગુજરાતમાં અનુક્રમે ૪૧.૬૦ ટકા અને ૩૬.૧૭ ટકાના દરે નગરીકરણ થયું છે. આમ રાજ્યમાં નગરીકરણનો સૌથી વધુ ઝડપી વિકાસ દક્ષિણ ગુજરાતમાં થઈ રહ્યો છે અને તેથી રાજ્યની કુલ નગરીય વસ્તીના આ વિસ્તારમાનાં હિસ્સામાં પણ વધારો થઈ રહ્યો છે. ૧૯૭૧માં આ વિસ્તારમાં રાજ્યની નગરીય વસ્તીનો ૧૪.૦૩ ટકા હિસ્સો વસતો હતો તેમાં ૧૯૮૧ સુધીમાં ૧.૯૭ ટકા વધારો થયો છે. બીજી બાજુ સૌરાષ્ટ્ર-કચ્છમાં રાજ્યની નગરીય વસ્તીના હિસ્સામાં ૧૯૭૧–૮૧ દરમિયાન ૦.૭૧ ટકાનો ઘટાડો થયો છે. ટૂંકમાં ગુજરાતમાં નગરીકરણની વૃદ્ધિ અસમાન રીતે થઈ રહી છે.

## ૩ વસ્તી અને વિસ્તારમાં નગર–મહાનગરનું સ્થાન

રાજ્યમાં વસ્તી અને વિસ્તારમાં નગર અને મહાનગરના સ્થાન વિશે જોઈએ તો કોષ્ટક–૨ ઉપરથી સ્પષ્ટ થાય છે કે રાજ્યમાં આજે ૧.૫૫ લાખની વસ્તી અને ૮૯૧ ચો. કિ.મી. દીઠ એક નગર જોવા મળે છે. જ્યારે દેશમાં ૨.૧૧ લાખની વસ્તી અને ૧૦૧૩.૦૨ ચો. કિ.મી. દીઠ એક નગર જોવા મળે છે. આવી જ રીતે રાજ્યમાં ૨૬.૨૧ લાખની વસ્તી અને ૧૫૦૭૯ ચો. કિ.મી. દીઠ એક મહાનગર જોવા મળે છે જ્યારે દેશમાં ૩૭.૭૨ લાખની વસ્તી અને ૧૫૨૧૮.૮૧ ચો. કિ.મી. દીઠ એક મહાનગર જોવા મળે છે. આ રીતે દેશની સરખામણીમાં રાજ્યમાં નગરો અને મહાનગરોનું પ્રમાણ વધુ જોવા મળે છે.

### કોષ્ટક–૨ : નગર–મહાનગરનું વસ્તી અને વિસ્તાર મુજબ સ્થાન

| વિસ્તાર | વસ્તી દીઠ એક | | ચોરસ કિલોમીટર દીઠ | |
|---|---|---|---|---|
| | નગર | મહાનગર | નગર | મહાનગર |
| દક્ષિણ ગુજરાત | ૧૩૮૪૭૫ | ૧૮૯૨૪૮૭ | ૫૭૮ | ૭૯૦૧ |
| મધ્ય ગુજરાત | ૨૧૦૧૮૯ | ૩૯૨૩૫૩૪ | ૫૮૧ | ૧૦૮૫૩ |
| ઉત્તર ગુજરાત | ૨૧૪૫૭૪ | | ૧૦૬૩ | |
| સૌરાષ્ટ્ર–કચ્છ | ૧૧૧૮૯૧ | ૧૫૧૮૫૨૩ | ૧૧૫૭ | ૧૫૭૧૩ |
| સમગ્ર રાજ્ય | ૧૫૪૯૩૫ | ૨૬૨૧૯૮૫ | ૮૯૧ | ૧૫૦૭૯ |

આ બાબતની રાજ્યના જુદા જુદા વિસ્તારો મુજબ ચર્ચા કરીએ તો કોષ્ટક–૨ ઉપરથી જોઈ શકાય છે કે વસ્તી અને વિસ્તારની બાબતમાં દક્ષિણ ગુજરાતમાં ૧.૩૮ લાખની વસ્તી અને ૫૭૮ ચો.કિ.મી. દીઠ એક નગર જોવા મળે છે એ જ રીતે ત્યાં ૧૯ લાખની વસ્તી અને ૭૯૦૧ ચો.કિ.મી. દીઠ એક મહાનગર જોવા મળે છે. બીજી બાજુ ઉત્તર ગુજરાતમાં સૌથી ઓછું નગરીકરણ થવાને લીધે ત્યાં સૌથી વધુ ૨.૧૪ લાખની વસ્તી દીઠ અને ૧૦૬૩ ચો.કિ.મી. દીઠ એક નગર જોવા મળે છે.

બાકીના વિસ્તારો પૈકી મધ્ય ગુજરાતમાં ૨ ૧૦ લાખની વસ્તી અને ૫૮૧ ચો.કિ.મી. દીઠ એક નગર અને ૩૯.૨૩ લાખની વસ્તી અને ૧૦૮૫૩ ચો.કિ.મી. દીઠ એક મહાનગર જોવા મળે છે. સૌરાષ્ટ્ર–કચ્છમાં ૧.૧૧ લાખની વસ્તી અને ૧૧૫૭ ચો.કિ.મી. દીઠ એક નગર અને ૧૫.૧૮ લાખની વસ્તી દીઠ અને ૧૫૭૧૩ ચો.કિ.મી. દીઠ એક મહાનગર જોવા મળે છે. ટૂંકમાં રાજ્યના જુદા જુદા વિસ્તારોમાં નગર અને મહાનગરનું પ્રમાણ જુદું જુદું જોવા મળે છે.

**૪ નગરોના પ્રકાર અને વસ્તીનું પ્રમાણ**

રાજ્યમાંનાં જુદાં જુદાં નગરોના પ્રકાર મુજબ વસ્તીના પ્રમાણ વિશે કોષ્ટક–૩ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ૧૯૦૧માં રાજ્યની નગરીય વસ્તીનો ૨૨.૧૭ ટકા ભાગ પ્રથમ વર્ગનાં નગરોમા રહેતો હતો. તે ૧૯૮૧માં વધીને ૫૮.૦૨ થયો છે. ૧૯૧૧ સિવાય પ્રથમ વર્ગનાં નગરોમાં રાજ્યની નગરીય વસ્તીના હિસ્સામાં સતત વધારો થઈ રહેલો જણાય છે. ૧૯૦૧ થી ૧૯૮૧ દરમિયાન તેના આ પ્રમાણમાં ૧૬૧.૭૦ ટકા જેટલો વધારો થયો છે.

બીજા વર્ગના હિસ્સામાં વારંવાર વધઘટ થતી જણાય છે. ૧૯૦૧માં રાજ્યની નગરીય વસ્તીનો ૫.૮૩ ટકા હિસ્સો બીજા વર્ગનાં નગરોમાં વસતો હતો તેમાં ૧૯૧૧, ૧૯૩૧, ૧૯૬૧ અને ૧૯૭૧માં વધારો થતો જણાય છે. જ્યારે તેમાં ૧૯૨૧, ૧૯૪૧, ૧૯૫૧ અને ૧૯૮૧માં ઘટાડો થતો જણાય છે. આમ છતાં ૧૯૧૧ થી ૧૯૮૧ દરમિયાન તેના આ હિસ્સામાં ૧૪૮.૭૧ ટકા જેટલો વધારો થયેલો માલૂમ પડે છે.

ત્રીજા વર્ગના હિસ્સામાં પણ વારંવાર વધઘટ થતી જણાય છે. ૧૯૦૧માં રાજ્યની નગરીય વસ્તીનો ૧૮.૫૫ ટકા જેટલો હિસ્સો ત્રીજા વર્ગનાં નગરોમાં વસતો હતો તે ઘટીને ૧૯૮૧માં ૧૩.૩૩ ટકા જેટલો થયો છે. આ વર્ગના હિસ્સામાં ૧૯૧૧, ૧૯૩૧, ૧૯૪૧ અને ૧૯૫૧માં વધારો થતો જણાય છે. જ્યારે ૧૯૨૧, ૧૯૬૧, ૧૯૭૧ અને ૧૯૮૧માં તેમાં ઘટાડો થતો જણાય છે. આમ ૧૯૦૧થી ૧૯૮૧ સુધીમાં રાજ્યની નગરીય વસ્તીમાં આ ત્રીજા વર્ગનાં નગરોના હિસ્સામાં ૨૮.૧૪ ટકા જેટલો ઘટાડો નોંધાયો છે.

ચોથા વર્ગનાં નગરોના હિસ્સામાં ૧૯૨૧ અને ૧૯૬૧ સિવાય ઘટાડો થતો જોવા મળે છે. ૧૯૦૧માં રાજ્યની નગરીય વસ્તીનો ૨૯.૮૮ ટકા ભાગ ચોથા વર્ગનાં નગરોમાં વસતો હતો તે ૧૯૮૧માં ઘટીને ૧૦.૨૧ ટકા થયો છે. આમ આ ગાળા દરમિયાન આ પ્રકારનાં નગરોના હિસ્સામાં ૬૫.૮૨ ટકા જેટલો ઘટાડો નોંધાયો છે.

પાંચમા વર્ગનાં નગરોના હિસ્સામાં ૧૯૧૧ અને ૧૯૫૧ સિવાય બાકીનાં વર્ષોમાં ઘટાડો થયો હતો. ૧૯૦૧માં રાજ્યની નગરીય વસ્તીનો ૧૭.૧૮ ટકા ભાગ પાંચમા વર્ગનાં નગરોમાં વસતો હતો તે ઘટીને ૧૯૮૧માં ૩.૭૨ ટકા જેટલો થયો છે. આમ આ સમગ્ર ગાળા દરમિયાન તેના હિસ્સામાં ૭૮.૩૪ ટકા જેટલો ઘટાડો થયો છે.

છઠ્ઠા વર્ગનાં નગરોના હિસ્સામાં પણ ૧૯૧૧ સિવાય બાકીના વર્ગોમાં સતત ઘટાડો થઈ રહ્યો છે. ૧૯૦૧માં રાજ્યની નગરીય વસ્તીનો ૬.૩૯ ટકા છઠ્ઠા વર્ગના નગરોમાં વસતો હતો તે ઘટીને ૧૯૮૧માં માત્ર ૦.૨૧ ટકા થયો છે. આ રીતે તેના હિસ્સામાં ૯૬.૭૧ ટકા જેટલો ઘટાડો થયો છે.

કોષ્ટક–૩ : ગુજરાતનાં નગરોના વર્ગો મુજબ વસ્તીનું પ્રમાણ (જુદાં જુદાં વર્ષો મુજબ)

| ક્રમ | નગરનો વર્ગ | રાજ્યની નગરની વસ્તીનું પ્રમાણ | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ | ૧૯૩૧ | ૧૯૪૧ | ૧૯૫૧ | ૧૯૬૧ | ૧૯૭૧ | ૧૯૮૧ |
| ૧ | ૧,૦૦,૦૦૦ કે તેથી વધુ | ૨૨.૧૭ | ૧૯.૦૦ | ૨૦.૭૩ | ૨૪.૧૦ | ૩૩.૮૮ | ૪૧.૩૯ | ૪૩.૬૩ | ૪૫.૧૦ | ૫૮.૦૨ |
| ૨ | ૫૦,૦૦૦થી ૯૯,૯૯૯ | ૫.૮૩ | ૮.૮૯ | ૭.૯૬ | ૮.૫૭ | ૮.૨૬ | ૬.૧૬ | ૧૦.૭૧ | ૧૫.૬૬ | ૧૪.૫૦ |
| ૩ | ૨૦,૦૦૦થી ૪૯,૯૯૯ | ૧૮.૫૫ | ૨૧.૦૭ | ૧૯.૬૬ | ૨૨.૨૦ | ૨૩.૧૬ | ૨૫.૩૮ | ૨૪.૫૬ | ૧૭.૭૨ | ૧૩.૩૩ |
| ૪ | ૧૦,૦૦૦થી ૧૯,૯૯૯ | ૨૯.૮૮ | ૨૪.૪૦ | ૨૬.૯૩ | ૨૪.૩૭ | ૧૯.૨૯ | ૧૨.૧૭ | ૧૨.૮૮ | ૧૪.૦૪ | ૧૦.૨૧ |
| ૫ | ૫૦૦૦થી ૯,૯૯૯ | ૧૭.૧૮ | ૧૯.૭૪ | ૧૮.૮૨ | ૧૭.૭૬ | ૧૩.૧૮ | ૧૩.૩૧ | ૭.૭૩ | ૭.૨૦ | ૩.૭૨ |
| ૬ | ૫૦૦૦ કરતાં ઓછી | ૬.૩૯ | ૬.૯૦ | ૫.૯૦ | ૩.૦૦ | ૨.૨૩ | ૧.૫૯ | ૦.૪૯ | ૦.૨૮ | ૦.૨૧ |
| | કુલ | ૧૦૦.૦૦ | | | | | | | | |

સ્રોત : ૧ ૧૯૦૧થી સુધીનું પ્રમાણ–Census of India ૧૯૭૧ General Report, p. ૧૦૧.

૨ ૧૯૮૧નું પ્રમાણ–Census of India ૧૯૮૧ Final Population Totals.

અર્થાત

### કોષ્ટક-૪ : ગુજરાતની નગરીય વસ્તીનું જુદા જુદા વિભાગો અને નગરોના પ્રકાર મુજબ વર્ગીકરણ ૧૯૮૧

| શહેરનો વર્ગ | દક્ષિણ ગુજરાત વસ્તી | | મધ્ય ગુજરાત વસ્તી | | ઉત્તર ગુજરાત વસ્તી | | સૌરાષ્ટ્ર-કચ્છ વસ્તી | | કુલ વસ્તી | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | સંખ્યા | પ્રમાણ | સંખ્યા | પ્રમાણ | સંખ્યા | પ્રમાણ | સંખ્યા | પ્રમાણ | સંખ્યા | પ્રમાણ |
| ૧ ૧૦૦૦૦૦ કે તેથી વધુ | ૧૧૫૫૫૯૬ (૩) | ૬૮.૫૯ | ૩૪૩૫૬૨૮ (૩) | ૭૪.૭૬ | | | ૧૫૬૦૭૧૨ (૭) | ૪૫.૩૩ | ૬૧૫૧૯૩૬ (૧૩) | ૫૮.૦૨ |
| ૨ ૫૦,૦૦૦ થી ૯૯,૯૯૯ | ૮૨૬૯૭ (૧) | ૪.૮૭ | ૩૨૧૨૧૧ (૪) | ૬.૯૮ | ૩૯૮૫૭૭ (૬) | ૪૫.૯૮ | ૭૩૪૮૪૦ (૧૨) | ૨૧.૩૪ | ૧૫૩૭૩૨૫ (૨૩) | ૧૪.૫૦ |
| ૩ ૨૦,૦૦૦ થી ૪૯,૯૯૯ | ૧૯૪૪૩૯ (૮) | ૧૧.૪૬ | ૪૭૭૦૫૮ (૧૫) | ૧૦.૩૮ | ૨૯૭૪૧૦ (૯) | ૩૪.૩૧ | ૪૪૪૬૧૮ (૧૬) | ૧૨.૯૧ | ૧૪૧૩૫૨૫ (૪૬) | ૧૩.૩૩ |
| ૪ ૧૦,૦૦૦ થી ૧૯,૯૯૯ | ૧૩૫૫૮૭ (૧૦) | ૭.૯૯ | ૨૪૭૧૯૧ (૧૭) | ૫.૩૮ | ૧૪૬૨૧૯ (૯) | ૧૬.૮૭ | ૫૫૩૦૪૨ (૪૦) | ૧૬.૦૬ | ૧૦૮૨૦૩૯ (૭૬) | ૧૦.૨૧ |
| ૫ ૫૦૦૦ થી ૯૯૯૯ | ૧૨૩૧૧૫ (૧૭) | ૬.૨૫ | ૧૦૬૧૫૦ (૧૪) | ૨.૩૧ | ૧૯૮૩૭ (૩) | ૨.૩૦ | ૧૪૫૬૩૫ (૧૯) | ૪.૨૩ | ૩૯૪૭૩૭ (૫૩) | ૩.૭૨ |
| ૬ ૫૦૦૦ કરતાં ઓછી | ૪૯૭૬ (૪) | ૦.૨૯ | ૮૨૭૪ (૩) | ૦.૧૮ | ૪૬૯૮ (૧) | ૦.૫૪ | ૪૧૪૩ (૧) | ૦.૧૨ | ૨૨૦૯૧ (૯) | ૦.૨૧ |
| કુલ | ૧૬૯૬૪૧૦ (૪૧) | ૧૦૦.૦ | ૪૫૯૫૫૧૨ (૫૬) | ૧૦૦.૦ | ૮૬૬૭૪૧ (૨૮) | ૧૦૦.૦ | ૩૪૪૨૯૯૦ (૯૫) | ૧૦૦.૦ | ૧૦૬૦૧૬૫૩ (૨૨૦) | ૧૦૦.૦ |

સ્રોત : ૧ Census of India, 1981. Series-1, Paper-1 of 1982. Final Population Totals.

૨ કૌંસમાં દર્શાવેલ આંકડો નગરોની સંખ્યા દર્શાવે છે.

આમ રાજ્યની નગરીય વસ્તીમાં ૫૦ હજારથી વધુ વસ્તીવાળાં નગરોના હિસ્સામાં વધારો થઈ રહ્યો છે. જ્યારે બાકીનાં વર્ગોનાં નગરોના હિસ્સામાં ઘટાડો થઈ રહ્યો છે અને તે પણ જેમ જેમ નાનાં નગરો તરફ જઈએ તેમ તેમ તેના ઘટાડાના પ્રમાણમાં વધારો થતો જાય છે.

બીજી નોંધનીય ઘટના એ છે કે ૧૯૦૧થી ૧૯૩૧ સુધીના ગાળામાં રાજ્યની નગરીય વસ્તીનો સૌથી મોટો ભાગ ચોથા વર્ગનાં નગરોમાં વસતો હતો. જ્યારે ૧૯૪૧ થી રાજ્યની નગરીય વસ્તીનો સૌથી મોટો ભાગ પ્રથમ વર્ગના નગરોમાં વસે છે. બીજા શબ્દોમાં કહીએ તો ૧૯૩૧ સુધી રાજ્યમાં ચોથા વર્ગનાં નગરોનું પ્રભુત્વ હતું તે દૂર થઈને હવે પ્રથમ વર્ગનાં નગરોનું પ્રભુત્વ વધી રહ્યું છે. આથી જ આજે પણ ૧૯૮૧ની વસ્તી ગણતરી મુજબ કોષ્ટક–૪ ઉપર-થી જોઈ શકાય છે કે નગરીય વસ્તીનો મોટો ભાગ (૫૮.૦૨ ટકા) એક લાખ કે તેથી વધુ વસ્તીવાળાં નગરોમાં વસે છે. એ જ રીતે ૧૪.૫ ટકા લોકો ૫૦ હજારથી ૯૯,૯૯૯ની વસ્તીવાળાં નગરોમાં વસે છે. આ રીતે રાજ્યની નગરીય વસ્તીનો ૭૨.૫૨ ટકા ભાગ ૫૦ હજારથી વધુ વસ્તીવાળાં નગરોમાં વસે છે. મધ્યમ કદનાં નગરો એટલે કે ૨૦ હજારથી ૪૯ ૯૯૯ની વસ્તીવાળાં નગરોમાં રાજ્યની નગરીય વસ્તીનો ૨૩.૫૪ ટકા જેટલો ભાગ વસે છે. જ્યારે નાનાં નગરો એટલે કે ૨૦ હજારથી ઓછી વસ્તીવાળાં નગરોમાં રાજ્યની નગરીય વસ્તીનો માત્ર ૩.૯૩ ટકા ભાગ જ વસે છે. આમ રાજ્યમાં નગરોના કદ મુજબ વસ્તીના પ્રમાણ વચ્ચે સીધો સંબંધ રહેલો જણાય છે આ અર્થમાં જેમ જેમ મોટા કદનાં નગરોથી નાનાં નગરો તરફ જઈએ તેમ તેમ રાજ્યની નગરીય વસ્તીના પ્રમાણમાં ઘટાડો થતો માલૂમ પડે છે.

આ હકીકતને રાજ્યના જુદા જુદા વિભાગો મુજબ તપાસીએ તો ૫૦ હજારથી વધુ વસ્તીવાળાં નગરોમાં દક્ષિણ ગુજરાતની ૭૪.૪૬ ટકા, મધ્ય ગુજરાતની ૮૧.૭૪ ટકા, ઉત્તર ગુજરાતની ૪૫.૯૮ ટકા અને સૌરાષ્ટ્ર–કચ્છની ૬૬.૬૭ ટકા નગરીય વસ્તી વસે છે. મધ્યમ કદનાં નગરોની બાબતમાં જોઈએ તો આવાં નગરોમાં દક્ષિણ ગુજરાતની ૧૯.૪૫ ટકા મધ્ય ગુજરાતની ૧૫.૭૬ ટકા, ઉત્તર ગુજરાતની ૫૧.૧૮ ટકા અને સૌરાષ્ટ્ર–કચ્છની ૨૮.૯૭ ટકા નગરીય વસ્તી વસે છે. નાનાં નગરોની બાબતમાં જોઈએ તો આવાં નગરોમાં દક્ષિણ ગુજરાતની ૭.૫૪ ટકા, મધ્ય ગુજરાતની ૨.૪૯ ટકા, ઉત્તર ગુજરાતની ૨.૮૪ ટકા અને સૌરાષ્ટ્ર–કચ્છની ૪.૩૫ ટકા, નગરીય વસ્તી રહે છે. આમ રાજ્યના ઉત્તર ગુજરાત સિવાયના તમામ વિભાગોમાં મોટાભાગના નગરજનો મોટાં નગરોમાં વસે છે. જ્યારે ઉત્તર ગુજરાતના મોટાભાગના નગરજનો મધ્યમ કદનાં નગરોમાં વસતા જોવા મળે છે.

### ૫ મહાનગરો પૂરતો નગરીય વિકાસ

દેશની જેમ રાજ્યમાં પણ નગરીકરણનો વિકાસ માત્ર એક લાખ કે તેથી વધુ વસ્તીવાળાં મહાનગરો પૂરતો જ થયો છે. આજે પણ રાજ્યની કુલ નગરીય વસ્તીનો ૫૮.૦૨ ટકા ભાગ એક લાખ કે વધુ વસ્તી-વાળાં મહાનગરોમાં વસે છે અને આવાં નગરોનો વૃદ્ધિદર ૬૬.૫ ટકા છે. પરિણામે રાજ્યમાં આવાં નગરોની સંખ્યા ૧૯૫૧માં ૭ હતી તે વધીને ૧૯૮૧માં ૧૩ (૧૧ નગરો અને ૨ સંયુક્ત નગરો) થઈ છે. આ નગરો પૈકી દક્ષિણ ગુજરાતમાં ત્રણ મહાનગરોમાં તે વિસ્તારની નગરીય વસ્તીનો ૬૮.૫૯ ટકા ભાગ વસે છે. મધ્ય ગુજરાતમાં પણ ત્રણ મહાનગરો છે જેમાં તે વિસ્તારની નગરીય વસ્તીનો ૭૪.૭૬ ટકા ભાગ વસે છે. સૌરાષ્ટ્ર–કચ્છમાં સાત મહાનગરો છે જેમાં ત્યાંની નગરીય વસ્તીનો ૪૫.૩૩ ટકા ભાગ વસે છે. જ્યારે ઉત્તર ગુજરાતમાં એક પણ મહાનગર નથી.

રાજ્યનાં ૧૩ મહાનગરો પૈકી સુરેન્દ્રનગર–વઢવાણ અને પાટણ–વેરાવળ એ બંને સંયુક્ત રીતે મહાનગરો બન્યાં છે. હકીકતમાં તો તેઓ અલગ અલગ રીતે મહાનગર તરીકે ગણી શકાય તેટલી વસ્તી ધરાવતાં

નથી. આથી ખરેખર ૧૧ નગરો જ મહાનગર તરીકે ગણી શકાય તેટલી વસ્તી ધરાવે છે અને તેના સંદર્ભમાં જ અત્રે ચર્ચા કરીશું.

આ મહાનગરોના વિકાસ તરફ દૃષ્ટિ કરતાં જણાય છે કે આઝાદી પહેલાં સૌથી વધુ વિકાસ (કોષ્ટક–૫) અમદાવાદમાં ૩૭.૬૯ ટકા અને રાજકોટમાં ૩૪.૮૬ ટકા થયો હતો. બીજી બાજુ એ સમયગાળા દરમિયાન સૌથી ઓછો વિકાસ ભરૂચનો ૧૫.૨૮ ટકા અને જૂનાગઢનો ૧૫.૪૧ ટકા થયો હતો.

આઝાદી બાદ. એટલે કે ૧૯૫૧ પછી આ મહાનગરોના વિકાસ તરફ જોઈએ તો કોષ્ટક–૫ ઉપરથી સ્પષ્ટ થાય છે કે માત્ર મહાનગરના (સંલગ્ન વિસ્તારો-વગર) વિકાસની બાબતમાં સૌથી વધુ વિકાસ વડોદરાનો ૫૧.૫૧ ટકા થયો છે અને ત્યાર પછીના ક્રમે રાજકોટ ૪૯.૯૬ ટકા અને સુરત ૪૯.૨૩ ટકા આવે છે. બીજી બાજુ સૌથી ઓછો વિકાસ ભરૂચનો ૨૧.૫૪ ટકા થયો છે.

સંલગ્ન વિસ્તારોની સાથે મહાનગરોના વિકાસની વાત કરીએ તો સૌથી વધુ વિકાસ સુરતનો ૬૧.૪ ટકા થયો છે. ત્યાર પછીના ક્રમે વડોદરા અને રાજકોટ સિવાય જામનગરનો ૪૪.૯૩ ટકા અને નવસારી ૪૩.૨૦ ટકા આવે છે. વધુમાં છેલ્લા દાયકા દરમિયાન આ નગરો પૈકી સૌથી વધુ વિકાસ સુરત, નવસારી અને વડોદરાનો અનુક્રમે ૮૫.૩૭, ૬૧.૩૭ અને ૫૯.૫૯ ટકા જેટલો થયો છે. જ્યારે બાકીનાં મહાનગરોનો ૫૦ ટકા કરતાં ઓછો વિકાસ થયો છે. ટૂંકમાં. આઝાદી બાદ ગુજરાતમાં સુરત, વડોદરા, રાજકોટ. જામનગર. નવસારી અને અમદાવાદ એમ ૭ મહાનગરોનો ઝડપી વિકાસ થઈ રહેલો જણાય છે.

**મહાનગરોના સંલગ્ન નગરીય વિસ્તારો**
**(Urban Agglomeration)**

ઉપર જોઈ ગયા તેમ માત્ર મહાનગરોનો જ વિકાસ થતો નથી પરંતુ તેની આજુબાજુના વિસ્તારો પણ વિકસે છે જેનો સમાવેશ મહાનગરના સંલગ્ન નગરીય વિસ્તાર તરીકે થાય છે. કોષ્ટક–૫ ઉપરથી જોઈ શકાય છે કે રાજ્યનાં ૧૧ મહાનગરો પૈકી રાજકોટ અને નડિયાદ સિવાયનાં તમામ મહાનગરો સંલગ્ન નગરીય વિસ્તારો ધરાવે છે. સંલગ્ન નગરીય વિસ્તારો ધરાવતાં મહાનગરો પૈકી અમદાવાદ ૧૯૩૧થી તેમજ સુરત, જામનગર અને નવસારી ૧૯૬૧થી સંલગ્ન વિસ્તારો ધરાવે છે. પોરબંદર ૧૯૭૧થી અને વડોદરા, ભાવનગર, જૂનાગઢ અને ભરૂચ ૧૯૮૧થી સંલગ્ન વિસ્તારો ધરાવતાં થયાં છે.

સંલગ્ન વિસ્તારોના વિકાસની બાબતમાં કોષ્ટક-૫ ઉપરથી જોઈ શકાય છે કે ૧૯૫૧–૮૧ દરમિયાન સૌથી વધુ સુરતના સંલગ્ન નગરીય વિસ્તારોની વૃદ્ધિ (૩૧૮.૧૩ ટકા) થઈ છે. ત્યાર પછીના ક્રમે અમદાવાદ અને નવસારીના સંલગ્ન નગરીય વિસ્તારોનો વિકાસ થયો છે. વળી એમાં પણ ૧૯૭૧–૮૧ દરમિયાન સુરત અને નવસારીના સંલગ્ન નગરીય વિસ્તારોમાં અનુક્રમે ૫૧૪.૫૦ ટકા અને ૨૧૫.૫૪ ટકાના દરે વિકાસ થયો છે.

સંલગ્ન નગરીય વિસ્તારોની સંખ્યાની બાબતમાં અમદાવાદમાં હાલમાં કુલ ૩૧ સંલગ્ન નગરીય વિસ્તારો છે જેમાં ૧૩ આઉટ–ગ્રોથ વિસ્તારો, નવ ગ્રામ પંચાયતો. ચાર નગર પંચાયતો, ત્રણ ઇન્ડસ્ટ્રીયલ નોટીફાઈડ વિસ્તારો, એક નગરપાલિકા અને એક કોન્ટોન્ટમેન્ટ વિસ્તારનો સમાવેશ થાય છે. આવી જ રીતે સુરતના કુલ આઠ સંલગ્ન નગરીય વિસ્તારો છે જેમાં ૭ ગ્રામ પંચાયતો. એક નગર પંચાયત અને એક આઉટ–ગ્રોથનો સમાવેશ થાય છે. જામનગરના ૭ સંલગ્ન નગરીય વિસ્તારોમાં એક નગરપાલિકા અને એક ગ્રામ પંચાયત તેમજ ચાર આઉટ–ગ્રોથ વિસ્તારો સમાયેલા છે. નવસારીના બંને સંલગ્ન નગરીય વિસ્તારો ગ્રામ પંચાયતનો બનેલા છે. વડોદરા અને પોરબંદરના સંલગ્ન નગરીય વિસ્તારો એક એક ગ્રામ પંચાયતોના બનેલા છે. આ રીતે મહાનગરોની સાથે સંખ્યાબંધ નગરીય વિસ્તારો પણ વિકસે છે.

## કોષ્ટક–૫ : ગુજરાતનાં મહાનગરોની વસ્તી (૧૯૮૧ મુજબ) વૃદ્ધિ દર, સંલગ્ન નગરીય વિસ્તારો વિશે વિગતો દર્શાવતું કોષ્ટક

| નગરો | ૧૯૮૧ મુજબ વસ્તી | વૃદ્ધિ દર (ગ્રોથ રેઈટ) | | | | નગર સિવાયના સંલગ્ન નગરીય વિસ્તારોનો વિકાસ | | સંલગ્ન નગરીય વિસ્તારોની વિગત | | | | | | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ૧૯૭૧ થી ૧૯૮૧ દર-મિયાન | ૧૯૦૧ થી ૧૯૫૧ દર-મિયાન | ૧૯૫૧થી ૧૯૮૧ દરમિયાન માત્ર નગરનો | ૧૯૫૧થી ૧૯૮૧ દરમિયાન UA સાથે | ૧૯૫૧થી ૧૯૮૧ | ૧૯૭૧થી ૧૯૮૧ | નગર-પાલિ-કા | નગર-પંચા-યત | કોન્ટો-ન્ટ-મેન્ટ | ગ્રામ પંચા-યત | Out Growth | INA | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| અમદાવાદ UA | ૨૫૪૮૦૫૭ | ૪૩.૫ | ૩૭.૬૯ | ૩૭.૧૪ | ૪૧.૯ | ૧૨૨.૧૧ | ૧૫૯.૮૨ | ૦૧ | ૦૪ | ૦૧ | ૦૯ | ૧૩ | ૦૩ | ૩૧ |
| સુરત UA | ૯૧૩૮૦૬ | ૮૫.૩૭ | ૧૯.૪૫ | ૪૯.૨૩ | ૬૧.૪ | ૩૧૮.૧૩ | ૫૧૪.૫૦ | | ૦૧ | | ૦૬ | ૦૧ | | ૦૮ |
| વડોદરા UA | ૭૪૪૮૮૧ | ૫૯.૫૯ | ૧૮.૯૫ | ૫૧.૫૧ | ૫૧.૫૧ | | | | | | ૦૧ | | | ૦૧ |
| રાજકોટ MC | ૪૪૫૦૭૬ | ૪૭.૭૫ | ૩૪.૮૬ | ૪૯.૯૬ | | | | | | | | | | |
| જામનગર UA | ૩૧૭૩૬૨ | ૩૯.૩૦ | ૨૧.૦૮ | ૪૧.૨૯ | ૪૪.૯૩ | ૫૭.૦૫ | ૭૯.૪૭ | | ૦૧ | | ૦૧ | ૦૪ | | ૦૬ |
| ભાવનગર UA | ૩૦૮૬૪૨ | ૩૬.૪૦ | ૨૧.૦૦ | ૩૦.૮૫ | ૩૦.૮૫ | | | | | | | ૦૧ | | ૦૧ |
| નડિયાદ M | ૧૪૨૬૮૯ | ૩૧.૪ | ૧૯.૦૨ | ૩૧.૬૫ | | | | | | | | | | |
| પોરબંદર UA | ૧૩૩૩૦૭ | ૨૫.૧ | ૧૯.૮૬ | ૨૫.૧૯ | ૩૧.૫૬ | ૮૪.૦૮ | ૮૪.૦૮ | | | | ૦૧ | | | ૦૧ |
| નવસારી UA | ૧૨૯૨૬૬ | ૬૧.૩૭ | ૨૦.૯૨ | ૩૪.૧૬ | ૪૩.૨૦ | ૧૦૭.૭૭ | ૨૧૫.૫૪ | | | | ૦૨ | | | ૦૨ |
| જૂનાગઢ UA | ૧૨૦૪૧૬ | ૨૫.૨ | ૧૫.૪૧ | ૨૪.૨૫ | ૨૪.૨૫ | | | | | | | ૦૧ | | ૦૧ |
| ભરૂચ UA | ૧૧૨૫૨૪ | ૨૧.૮ | ૧૫.૨૮ | ૨૧.૫૪ | ૨૧.૫૪ | | | | | | | ૦૪ | | ૦૪ |

વધુમાં નોંધનીય બાબત એ છે કે આ સંલગ્ન નગરીય વિસ્તારો સિવાય પણ મહાનગરોની આજુબાજુના સંખ્યાબંધ ગ્રામીણ વિસ્તારોનો નગરીય વિકાસ (રહેઠાણ અથવા ઉદ્યોગો માટે) થવા લાગ્યો છે. એટલું જ નહિ પણ આવા ગ્રામીણ વિસ્તારોના સભ્યો પણ વ્યવસાય અને બજાર માટે નગર ઉપર વધુ ને વધુ આધાર રાખતા થયા છે. આવા ગ્રામીણ વિસ્તારોને પ્રમાણભૂત શહેરી વિસ્તાર તરીકે ગણવામાં આવે છે. જે અનુસાર અમદાવાદને આવા ૩૪ વિસ્તારો છે. સુરતને ૧૨ વડોદરાને ૪૧, જામનગર, ભાવનગર અને રાજકોટને ૯–૯ નવસારીને ૮ તેમ જ પોરબંદરને ૬ આવા વિસ્તારો છે.

ટૂંકમાં, ગુજરાતમાં અમદાવાદ, સુરત, વડોદરા, રાજકોટ, નવસારી અને જામનગર મહાનગરો તરીકે ઝડપથી વિકસી રહ્યાં છે એટલું જ નહિ પણ તેમની આજુબાજુના સંલગ્ન વિસ્તારો પણ ઝડપથી વિકસી રહ્યા છે.

### ૬ નાનાં નગરોનો ઘટાડો

ગુજરાતમાં એક બાજુ મહાનગરોનો વિકાસ થતો જાય છે તો બીજી બાજુ નાનાં નગરોની સંખ્યામાં ઘટાડો થતો જાય છે. ૧૯૫૧માં ૫૦૦૦થી ૯૯૯૯ની વસ્તીવાળાં ૧૨૪ નગરો હતાં તે ઘટીને ૧૯૮૧માં ૫૩ થયાં છે. એ જ રીતે ૧૯૫૧માં ૫૦૦૦થી ઓછી વસ્તીવાળાં ૩૨ નગરો હતાં તે ઘટીને ૧૯૮૧માં માત્ર નવ થયાં છે. આમ થવાનાં બે કારણો છે. એક કારણ એ છે કે નાનાં નગરો જેમ જેમ વિકસતાં જાય છે તેમ તેમ તેમને ઉપલા વર્ગનાં નગરોમાં સમાવવામાં આવે છે અને તેથી પાંચમા અને છઠ્ઠા વર્ગમાંથી તેમને કમી કરવામાં આવે છે. આ સિવાય બીજું કારણ એ છે કે આપણે ઉપર જોઈ ગયા તેમ મહાનગરોની આજુબાજુના નાના નાના નગરીય વિસ્તારો મહાનરેરાના ભાગરૂપ બની જતા હોય છે અને તેમાં પણ કેટલાંક નગરો મહાનગરમાં જ સમાઈ જાય છે જેમ કે ૧૯૭૧માં રાંદેર સુરતમાં અને ગોરવા વડોદરામાં સમાઈ ગયાં છે. આ જ રીતે કોષ્ટક–૫ ઉપરથી જોઈ શકાય છે કે અમદાવાદ, જામનગર, નવસારી, પોરબંદર વગેરેની આજુબાજુનાં નાનાં નાનાં નગરો તેમના ભાગરૂપ બની ગયા છે. પરિણામે નાનાં નાનાં નગરોની સંખ્યા ઘટે છે.

રાજ્યના ૫૦૦૦થી ઓછી વસ્તીવાળાં નવ નગરો પૈકી બે સિવાયનાં નગરો ઈન્ડસ્ટ્રીયલ નોટીફાઈડ એરિયા તરીકે તાજેતરમાં જ વિકસેલા એટલે કે તે ઔદ્યોગીકરણને લીધે વિકસેલા નવા નગરીય વિસ્તારો છે.

### ૭ નગરની હદ બહાર વિકસતા નગરીય વિસ્તારો

નગરીકરણને લીધે નગરીની સત્તાવાર હદ બહાર આજુબાજુના ગ્રામીણ વિસ્તારોમાં પણ નગરીય વિસ્તારો વિકાસ પામતા હોય છે. આવા વિસ્તારોને જે તે નગરના આઉટ–ગ્રોથ વિસ્તારો તરીકે ઓળખવામાં આવે છે અને તેનો નગરના સંલગ્ન વિસ્તારમાં સમાવેશ કરવામાં આવે છે.

રાજ્યમાં જુદાં જુદાં નગરોની હદ બહાર આજુબાજુ વિકસેલા નગરીય વિસ્તારોની કુલ સંખ્યા ૪૭ છે. આમાંથી ૨૫ જેટલા વિસ્તારો પ્રથમ વર્ગનાં નગરોની આજુબાજુ, ૧૭ જેટલા વિસ્તારો બીજા વર્ગનાં નગરોની આજુબાજુ, ચાર જેટલા વિસ્તારો ત્રીજા વર્ગનાં નગરોની આજુબાજુ અને બે વિસ્તારો ચોથા વર્ગનાં નગરોની આજુબાજુ વિકસેલા છે. પાંચમા અને છઠ્ઠા વર્ગનાં નગરોની આજુબાજુ આવા વિસ્તારો વિકસેલા નથી.

પ્રથમ વર્ગનાં નગરો પૈકી અમદાવાદની આજુબાજુ ૧૩ વિસ્તારો, જામનગર અને ભરૂચની આજુબાજુ ચાર ચાર, અને સુરત, ભાવનગર, જૂનાગઢ તેમ જ વઢવાણની આજુબાજુ એક એક આવા વિસ્તારો વિકસેલા છે. બીજા વર્ગનાં નગરો પૈકી ગોંડલ. ધોરાજી, જેતપુર, મહુવા, સાવરકુંડલા, અમરેલી, ભુજ, ગાંધીધામ, મહેસાણા, સિદ્ધપુર, ગોધરા, દાહોદ અને વલસાડની આજુબાજુ આવા વિસ્તારો વિકસેલા છે. ત્રીજા વર્ગનાં નગરો પૈકી માંગરોલ, કડી, પાદરા અને

અંકલેશ્વરની આજુબાજુ આવા વિસ્તારો વિકસેલા છે. ચોથા વર્ગનાં નગરોમાંથી ઈડર અને ડાકોરને આવા વિસ્તારો છે. ટૂંકમાં, મોટેભાગે મોટાં નગરોની આજુબાજુ આવા નગરીય વિસ્તારો વિકાસ પામેલા જણાય છે.

૮ નગરોમાં વસ્તીની ગીચતા

નગરોમાં વસ્તીની ગીચતા બાબત આપણે અત્રે રાજ્યનાં મુખ્ય ૧૧ નગરોના સંદર્ભમાં ચર્ચા કરીશું. આ નગરો પૈકી કેટલાંય નગરોના સંલગ્ન વિસ્તારો સંબંધી ચોક્કસ કિલોમીટરમાં આંકડા ઉપલબ્ધ નથી અને તેથી અત્રે આ નગરોના સત્તાવાર હદ વિસ્તારને ધ્યાનમાં લઈ વસ્તીની ગીચતાની વાત કરીશું.

ઉપરના કોષ્ટક–૬ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ૧૯૭૧ના સેન્સસ મુજબ સૌથી વધુ ગીચતા અમદાવાદમાં દર ચોરસ કિલોમીટર દીઠ ૧૬૨૧૮.૩૬ની હતી.ત્યાર પછીના ક્રમે ભરૂચ આવે છે. જ્યારે ૧૯૭૧ના સેન્સસ મુજબ સૌથી ઓછી ગીચતા ભાવનગરમાં દર ચોરસ કિલોમીટર દીઠ ૨૫૦૬.૩૭ની હતી. ૧૯૮૧ના સેન્સસ મુજબ જોઈએ તો સૌથી વધુ ગીચતા અમદાવાદમાં દર ચોરસ કિલોમીટર દીઠ ૨૦૯૮૫.૫૫ની જોવા મળે છે. ત્યાર પછીના ક્રમે સુરત આવે છે. જ્યારે સૌથી ઓછી ગીચતા ભાવનગરમાં દર ચોરસ કિલોમીટર દીઠ ૩૪૦૬.૩૯ની જોવા મળે છે. વધુમાં ઉપરોક્ત ૧૧ નગરો પૈકી અમદાવાદ, સુરત, જામનગર નવસારી અને ભરૂચમાં દર ચોરસ કિલોમીટર દીઠ દશ હજાર કરતાં વધુ વસ્તીની ગીચતા જોવા મળે છે. એટલે કે આ નગરો સૌથી વધુ ગીચ વસ્તીવાળાં છે. બીજી બાજુ ભાવનગર અને નડિયાદ ઓછી ગીચ વસ્તીવાળાં નગરો છે.

કોષ્ટક–૬ : ગુજરાતનાં મહાનગરોની વસ્તીની ગીચતા દર્શાવતું કોષ્ટક

| ક્રમ | નગરો | નગરનો વિસ્તાર ચો. કિ. | નગરમાં વસ્તીની ગીચતા દર ચો. કિ દીઠ ૧૯૭૧ | ૧૯૮૧ | વસ્તીની ગીચતાનો વૃદ્ધિ દર (ટકા) ૧૯૭૧–૮૧ | નગરની વસ્તીનો વૃદ્ધિ દર (ટકા) ૧૯૭૧–૮૧ |
|---|---|---|---|---|---|---|
| ૧ | અમદાવાદ | ૯૮.૧૫ | ૧૬૨૧૮.૩૬ | ૨૦૯૮૫.૫૫ | ૨૯.૩૯ | ૨૯.૩૯ |
| ૨ | સુરત | ૫૫.૬૮ | ૮૪૭૦.૮૩ | ૧૩૯૪૭.૨૫ | ૬૪.૬૫ | ૬૪.૬૫ |
| ૩ | વડોદરા | ૧૦૮.૨૬ | ૪૩૧૮.૧૯ | ૬૭૮૮.૩૪ | ૫૭.૧૧ | ૫૭.૧૧ |
| ૪ | રાજકોટ | ૬૯.૦૦ | ૪૩૫૬.૭૦ | ૬૪૫૦.૩૮ | ૪૮.૦૫ | ૪૮.૦૫ |
| ૫ | જામનગર | ૨૫.૯૦ | ૮૨૯૪.૦૫ | ૧૦૭૧૮.૭૩ | ૨૯.૨૩ | ૨૯.૨૩ |
| ૬ | ભાવનગર | ૯૦.૧૬ | ૨૫૦૬.૩૭ | ૩૪૦૬.૩૯ | ૩૫.૯૦ | ૩૫.૯૦ |
| ૭ | નડિયાદ | ૨૮.૪૮ | ૩૮૦૧.૫૮ | ૫૦૧૦.૧૪ | ૩૧.૭૯ | ૩૧.૭૯ |
| ૮ | પોરબંદર | ૧૨.૩૦ | ૭૮૭૬.૫૦ | ૯૩૬૪.૩૯ | ૧૮.૮૯ | ૧૮.૮૯ |
| ૯ | નવસારી | ૮.૫૨ | ૮૫૬૫.૬૧ | ૧૨૫૩૪.૩૯ | ૪૬.૩૩ | ૪૬.૩૩ |
| ૧૦ | જૂનાગઢ | ૧૩.૪૭ | ૭૧૧૯.૫૨ | ૮૮૦૮.૧૭ | ૨૩.૭૧ | ૨૩.૭૧ |
| ૧૧ | ભરૂચ | ૮.૦૨ | ૧૧૫૦૨.૬૨ | ૧૩૭૨૪.૪૪ | ૧૯.૩૧ | ૧૯.૩૧ |

રાજ્યનાં મહાનગરોની વસ્તીની ગીચતાનો વૃદ્ધિ દર જોઈએ તો કોષ્ટક–૬ના કોલમ–૭ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ૧૯૭૧–૮૧ દરમિયાન સૌથી વધુ ૬૪.૬૫ ટકાના દરે સુરતની ગીચતા વધી છે. ત્યાર પછીના ક્રમે વડોદરામાં ૫૭.૧૧ ટકાના દરે, રાજકોટમાં ૪૮.૦૫ ટકાના દરે અને નવસારીમાં ૪૬.૩૩ ટકાના દરે

વસ્તીની ગીચતા વધી છે. બીજી બાજુ પોરબંદરમાં સૌથી ઓછી (૧૮.૮૯ ટકા) દરે વસ્તીની ગીચતા વધી છે. આમ સુરત, વડોદરા, રાજકોટ અને નવસારીમાં વસ્તીની ગીચતામાં ઝડપી વધારો થતો જોવા મળે છે.

વસ્તીની ગીચતાના વૃદ્ધિ દર બાબત નોંધનીય બીના એ છે કે ગીચતાનો વૃદ્ધિ દર અને વસ્તીનો વૃદ્ધિ દર સમાન રહ્યો છે. એટલે કે નગરમાં જેટલા ટકા વસ્તી વધે તેટલા જ ટકાના દરે વસ્તીની ગીચતા વધે છે.

**નગરીકરણની અસરો**

**૧ વ્યાવસાયિક પરિવર્તન**

બ્રિયાન બેરી અને લીયોનાર્ડ રીઝીમેને નગરીકરણને વ્યાવસાયિક પરિવર્તનની પ્રક્રિયા તરીકે ઓળખાવ્યું છે. તેમના જણાવ્યા મુજબ નગરીકરણને લઈને સમાજમાં કૃષિવ્યવસાયો સાથે સંકળાયેલા કામદારો બિનકૃષિવ્યવસાયો તરફ વળે છે અને આ રીતે બિનકૃષિવ્યવસાયોમાં રોકાયેલાઓનું પ્રમાણ વધતું જાય છે. આમ, નગરીકરણની અસરો હેઠળ સમાજમાં કામદારો કૃષિ વ્યવસાય છોડીને ઉદ્યોગો, ગૃહઉદ્યોગો, વ્યાપાર-વાણિજ્ય, વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહાર તેમ જ સેવાઓના વ્યવસાયો તરફ વળે છે. આ બાબતની ગુજરાતના સંદર્ભમાં ચર્ચા કરીએ તો કોષ્ટક-૭ ઉપરથી જણાય છે કે ગુજરાતમાં ૧૯૬૧માં કુલ કામ કરનારાઓ પૈકી ૩૧.૯૦ ટકા લોકો બિનકૃષિવ્યવસાયોમાં રોકાયેલા હતા. એટલે કે દર દસ કામદારો પૈકી માત્ર ત્રણ જણા જ બિનકૃષિવ્યવસાયો કરતા હતા. ૧૯૭૧માં આ પ્રમાણ વધીને ૩૪.૪૦ ટકા થયું હતું, એટલે કે ૧૯૬૧–૭૧ દરમિયાન બિનકૃષિવ્યવસાયો કરનારાઓના પ્રમાણમાં માત્ર ૨.૫ ટકાનો વધારો થયો હતો. ૧૯૮૧માં બિનકૃષિ વ્યવસાયોમાં રોકાયેલાઓનું પ્રમાણ ૩૯.૮૩ ટકા થયું છે એટલે કે ૧૯૭૧–૮૧ દરમિયાન ૫.૪૩ ટકાનો વધારો થયો છે. આ રીતે નગરીકરણને લઈને સમુદાયના બિનકૃષિવ્યવસાયોમાં કામ કરનારાઓનું પ્રમાણ વધતું જાય છે.

હવે નગરના કામ કરનારાઓની વાત કરીએ તો ૧૯૬૧માં નગરોના કુલ કામ કરનારાઓ પૈકી ૧૦.૨૧ ટકા લોકો કૃષિવ્યવસાયમાં રોકાયેલા હતા તે ઘટીને ૧૯૭૧માં ૯.૯૬ ટકા થયા અને ૧૯૮૧માં ૮.૫૧ ટકા થયા છે. આમ નગરીકરણને લઈને નગરોના કામ કરનારાઓમાં કૃષિ વ્યવસાય કરનારાઓનું પ્રમાણ ધીમે ધીમે ઘટી રહ્યું છે અને તેથી આજે નગરમાં કામ કરનારાઓના દર દસ પૈકી નવ જણા બિનકૃષિવ્યવસાયોમાં રોકાયેલા છે. વધુમાં આજે નગરીય કુલ કામદારો પૈકી ૨.૭૫ ટકા કામદારો ઉદ્યોગોમાં અને ૮૮.૭૩ ટકા કામદારો સેવાઓના ક્ષેત્રે રોકાયેલા જોવા મળે છે.

કોષ્ટક–૭ : ગુજરાતમાં કામદારોનું વર્ગીકરણ દર્શાવતું કોષ્ટક

| | વ્યવસાયો | | | |
|---|---|---|---|---|
| | કૃષિવ્યવસાયો | | | બિનકૃષિવ્યવસાયો |
| | ખેડૂતો | ખેતમજૂરો | કુલ | |
| ૧૯૬૧ : રાજ્યના કુલ કામદારો | ૫૩.૩૩ | ૧૪.૭૭ | ૬૮.૧૦ | ૩૧.૯૦ |
| નગરના કામદારો | ૮.૧૦ | ૨.૧૧ | ૧૦.૨૧ | ૮૯.૭૯ |
| ૧૯૭૧ : રાજ્યના કુલ કામદારો | ૪૩.૧૨ | ૨૨.૪૮ | ૬૫.૬૦ | ૩૪.૪૦ |
| નગરના કામદારો | ૫.૪૧ | ૪.૫૫ | ૯.૯૬ | ૯૦.૦૪ |
| ૧૯૮૧ : રાજ્યના કુલ કામદારો | ૩૭.૪૬ | ૨૨.૭૧ | ૬૦.૧૭ | ૩૯.૮૩ |
| નગરના કામદારો | ૩.૯૯ | ૪.૫૨ | ૮.૫૧ | ૯૧.૪૮ |

વ્યાવસાયિક પરિવર્તન હેઠળ રાજ્યના ઔદ્યોગિક કામદારોની સંખ્યા વધતી જાય છે. ૧૯૬૦–૬૧માં રાજ્યમાં કુલ ૩૪૨૭૦૫ ઔદ્યોગિક કામદારો હતા. તે વધીને ૧૯૭૦-૭૧માં ૪૩૭૫૫૪ થયા હતા એટલે કે ૨૭.૬૭ ટકાનો ઉમેરો થયો હતો. ૧૯૮૦–૮૧માં ઔદ્યોગિક કામદારોની સંખ્યા વધીને ૭૪૨૮૨૪ થઈ છે એટલે કે ૧૯૭૦–૭૧થી ૧૯૮૦–૮૧ દરમિયાન ૬૯.૭૬ ટકાનો ઉમેરો થયો છે. બીજી બાજુ રાજ્યના કામદારોની કુલ સંખ્યામાં ઔદ્યોગિક કામદારોના પ્રમાણની બાબતમાં જોઈએ તો ૧૯૬૦–૬૧માં આ પ્રમાણ ૪.૦૪ ટકા હતું તે વધીને ૧૯૮૦–૮૧માં ૬.૭૬ ટકા થયું છે. આ રીતે છેલ્લા બે દાયકા દરમિયાન ઔદ્યોગિક કામદારોની સંખ્યામાં વધારો થયેલો જણાય છે. પરંતુ રાજ્યના કુલ કામદારોમાં ઔદ્યોગિક કામદારોના પ્રમાણમાં ૨.૭૨ ટકા જેટલો નજીવો વધારો થયો છે. આમ હજુ સુધી રાજ્યમાં નગરીકરણ હેઠળ ઔદ્યોગિક ક્ષેત્ર તરફ નોંધપાત્ર પ્રમાણમાં વ્યાવસાયિક પરિવર્તન થયું નથી.

**નગરીકરણ અને કામદારો**

રાજ્યમાં ૧૯૬૧માં કુલ ૮૪૭૪૫૮૮ કામદારો હતા. એમાંથી ૧૫,૮૮,૪૯૬ કામદારો નગરીય કામદારો હતા. એટલે કે રાજ્યના કુલ કામદારોમાં ૧૮.૭૭ ટકા કામદારો નગરીય હતા. આમાં વધારો થઈ ૧૯૭૧માં રાજ્યમાં કુલ ૧,૦૯,૮૪,૦૪૨ કામદારો હતા. ૧૯૮૧માં નગરીય કામદારોની સંખ્યા ૩૦,૫૦,૯૭૯ થઈ છે. એટલે કે રાજ્યમાં નગરીય કામદારોનું પ્રમાણ વધીને ૨૭.૭૮ ટકા થયું છે. આમ ૧૯૬૧–૮૧ દરમિયાન રાજ્યના કામદારોની કુલ સંખ્યામાં ૨૯.૬૧ ટકાનો વધારો થયો છે અને તેની સરખામણીમાં નગરીય કામદારોની સંખ્યામાં ૯૨.૦૭ ટકાનો ઉમેરો થયો છે. બીજી રીતે જોઈએ તો આ ગાળા દરમિયાન રાજ્યના કામદારોમાં દર વર્ષે ૧.૪૮ ટકાના દરે ઉમેરો થયો છે. જ્યારે નગરીય કામદારોમાં દર વર્ષે ૪.૬૦ ટકાના દરે ઉમેરો થયો છે. આ રીતે નગરીકરણ હેઠળ નગરના કામદારોમાં રાજ્યની સરખામણીમાં ઝડપી ઉમેરો થતો જોવા મળે છે.

વધુમાં રાજ્યમાં નગરીકરણ હેઠળ સ્ત્રી કામદારો વિશે જોઈએ તો ૧૯૬૧માં નગરીય સ્ત્રી કમાદારોની સંખ્યા ૨,૩૨,૨૮૮ હતી તે વધીને ૧૯૮૧માં ૨,૭૬,૪૬૯ થઈ છે. આમ આ ૨૦ વર્ષના ગાળા દરમિયાન નગરનાં સ્ત્રી કામદારોની સંખ્યામાં ૧૯ ટકાનો ઉમેરો થયો છે. બીજી બાજુ નગરના કામદારોની કુલ સંખ્યામાં સ્ત્રી કામદારોનું પ્રમાણ ૧૯૬૧માં ૧૪.૬૨ ટકા હતું તે ઘટીને ૧૯૮૧માં ૯.૦૬ ટકા થયું છે. આ રીતે છેલ્લા બે દાયકા દરમિયાન નગરની સ્ત્રી કામદારોની સંખ્યામાં વધારો થયેલો માલૂમ પડે છે. પરંતુ નગરના કુલ કામદારોમાં તેમના પ્રમાણમાં ૫.૫૬ ટકાનો ઘટાડો થયો છે. આમ નગરીકરણ હેઠળ નગરીય કામદારોમાં સ્ત્રી કામદારોનું પ્રમાણ ઘટી રહ્યું છે. આ ઉપરથી એવી પણ ધારણા બાંધી શકાય કે નગરીકરણ હેઠળ નગરના લોકોની આર્થિક સ્થિતિમાં એટલો સુધારો થાય છે કે જેથી આર્થિક પ્રવૃત્તિ કરવાની જવાબદારીમાંથી સ્ત્રીઓ ધીમે ધીમે મુક્ત થાય છે.

**૨ સ્થળાંતર**

નગરીકરણને લઈને સ્થળાંતરની પ્રક્રિયા ઉદ્ભવે છે. ગુજરાતમાં સ્થળાંતરની વાત કરીએ તો સંખ્યાબંધ ગ્રામજનો વ્યવસાય–ધંધા સારુ સ્થળાંતર કરીને રાજ્યનાં જુદાં જુદાં નગરોમાં વસ્યા છે. દા.ત. સુરતમાં હીરા ઉદ્યોગમાં મજૂરી કરવા સારુ સૌરાષ્ટ્ર અને ઉત્તર ગુજરાતનાં સંખ્યાબંધ ગામડાંઓના હજારો ગ્રામજનો સુરતમાં આવ્યા છે. સુરતના એકલા વરાછા વિસ્તારમાં જ ત્રણ ચાર લાખ જેટલા આવા સ્થળાંતરીઓ વસ્યા છે અને તેથી તો એ વિસ્તાર 'મીની સૌરાષ્ટ્ર' તરીકે ઓળખાય છે. આવી જ રીતે નવસારીમાં પણ હીરા ઉદ્યોગોમાં મજૂરી કરવા સૌરાષ્ટ્ર અને ઉત્તર ગુજરાતના હજારો ગ્રામજનો આવ્યા છે. હીરા ઉદ્યોગ સિવાય સુરતમાં કાપડ

ઉદ્યોગ સંબંધી ધંધા વ્યવસાય કરવા ઉત્તર ભારત તેમ જ ઓરિસ્સામાંથી હજારો સ્થળાંતરીઓ આવ્યા છે. આમાંથી ૮૦,૦૦૦ જેટલા તો તેલુગુભાષી સ્થળાંતરીઓ હોવાનું કહેવાય છે. આવી જ રીતે અમદાવાદ, વડોદરા વગેરે મહાનગરોમાં પણ હજારો સ્થળાંતરીઓ આવેલા જોવા મળે છે.

ગુજરાતમાં ખાસ કરીને દક્ષિણ ગુજરાતનાં ગામોમાંથી સ્થળાંતર કરનારાઓ પૈકી નોંધનીય બાબત એ છે કે આમાંથી ઘણાંખરા પાસે પોતાના ગામમાં ખેતીવાડી પણ હોય છે અને તેથી તેઓ રજાના દિવસોમાં ગામ જઈ ખેતીવાડી સંબંધી કામકાજ મજૂરો પાસે કરાવતા હોય છે. આમ આ લોકો નગરીય અને ગ્રામીણ એમ બંને પ્રકારના વ્યવસાયો દ્વારા કમાણી કરતા જોવા મળે છે.

**રોજ આવજાવ કરનારાઓ**

નગરીકરણ હેઠળ સ્થળાંતરની જેમ નગરમાં રોજ આવજાવ કરનારાઓનું પ્રમાણ પણ વધતું જ જાય છે. આજે ગુજરાતનાં ઘણાખરાં ગામડાંઓમાંથી કોઈ ને કોઈ નગરોમાં રોજ આવજાવ કરનારા જોવા મળે છે. સંખ્યાબંધ ગ્રામજનો દૂધ, શાકભાજી વગેરેના વેચાણ સારુ તેમ જ શિક્ષણ અને અન્ય વ્યવસાયો સારુ નજીકનાં કે દૂરનાં નગરોમાં રોજ આવજાવ કરતા હોય છે. આનું પ્રમાણ આપણને નગરો અને ગામડાંઓ સાથે સીધી રીતે સંકળાયેલાં સંખ્યાબંધ બસ રૂટો તેમ જ શટલ ટ્રેનોની સંખ્યા ઉપરથી જોવા મળે છે. ગુજરાતના તમામ બસ ડેપો ઉપર સવાર કે સાંજે લટાર મારતાં રોજ આવજાવ કરનારાઓની સંખ્યાનો ખ્યાલ આવે છે. હકીકતમાં, ગુજરાતમાં બસ સેવા દ્વારા ઘણાંખરાં ગામડાંઓને નગરો સાથે સાંકળવામાં આવ્યાં હોઈ સંખ્યાબંધ ગ્રામજનો આ રીતે નગરો સાથે સીધા સંપર્કમાં આવવા લાગ્યા છે.

આવી જ રીતે ટ્રેનો દ્વારા પણ સંખ્યાબંધ લોકો દૂર દૂરનાં નગરો સુધી રોજ આવજાવ કરવા લાગ્યા છે. દા. ત. ગુજરાત ક્વીન દ્વારા વલસાડથી લઈ અમદાવાદ સુધી સંખ્યાબંધ લોકો નાનાં મોટાં નગરોમાં રોજ આવજાવ કરે છે. એ જ રીતે ફલાઈંગ રાણી દ્વારા સુરતથી મુંબઈ સુધી સંખ્યાબંધ લોકો નાનાં મોટાં નગરોમાં આવજાવ કરતા હોય છે. ટૂંકમાં, વાહનવ્યવહારનાં સાધનો વડે લોકો નગરોમાં રોજ આવજાવ કરવા લાગ્યા છે. આ રીતે કેટલાય લોકો પોતાના મૂળ ગામમાં રહેવા છતાં, નગરીય ધંધા-વ્યવસાયનો, સેવાઓનો તેમ જ ચીજવસ્તુઓનો લાભ લઈ શકે છે. -

**૩ નગરીકરણ અને રહેઠાણો**

નગરીકરણને લઈને નગરોની વસ્તીમાં ઝડપી વધારો થતો હોઈ નગરોમાં રહેઠાણોની સંખ્યા વધતી જાય છે. ગુજરાતનાં અમદાવાદ, વડોદરા, સુરત, નવસારી, વગેરે મહાનગરોમાં જગ્યાના અભાવને લઈને સંખ્યાબંધ બહુમાળી મકાનો બંધાવા લાગ્યાં છે. આમ છતાં, નગરમાં વધતી વસ્તીની ઝડપ કરતાં રહેઠાણોના બાંધકામની ઝડપ ઘણી જ ઓછી છે. પરિણામે રહેઠાણોની સમસ્યા સર્જાય છે. જે હયાત રહેઠાણો છે તેની કિંમત તેમ જ ભાડાના દરમાં ધરખમ વધારો થયો છે. આને લઈને આટલી કિંમત કે ભાડું ન ચૂકવી શકનારાઓએ ઝૂંપડપટ્ટીમાં રહેવું પડે છે. આ રીતે મહાનગરોમાં ઝડપથી ઝૂંપડપટ્ટી અને ગંદા વસવાટો વધવા લાગે છે. ૧૯૭૨માં વડોદરાની ઓપરેશન રીસર્ચ ગ્રુપ દ્વારા રાજ્યનાં સાત નગરોના આવા વિસ્તારો વિશે અભ્યાસ કરવામાં આવ્યો હતો. એ અભ્યાસ મુજબ ગંદા વસવાટો અને તેમાં રહેતી વસ્તી નીચેના કોષ્ટક–૮માં દર્શાવવામાં આવી છે.

આ સિવાય ૧૯૭૬માં અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશનના અભ્યાસ મુજબ ત્યાં ૮૧ હજાર ઝૂંપડપટ્ટી અને ગંદા વસવાટોમાં ૪.૧૫ લાખ લોકો વસતા હતા. સુરતમાં ૧૯૫૯માં ૩૦ હજાર લોકો ગંદા વસવાટમાં રહેતા હતા, તે વધીને ૧૯૬૧માં ૪૦ હજાર થવા જાય છે. ટૂંકમાં, નગરીકરણને લઈને મહાનગરોમાં ઝૂંપડપટ્ટીઓ અને ગંદા વસવાટોની સંખ્યા ઝડપથી વધી રહી છે.

કોષ્ટક–૮ : ગંદા વસવાટો અને તેની વસ્તી

| નગર | ગંદા વસવાટની સંખ્યા | વસ્તી |
|---|---|---|
| અમદાવાદ | ૫૮૧૭૮ | ૨,૭૨,૩૮૬ |
| સુરત | ૧૭૪૪૦ | ૯૨,૫૮૭ |
| વડોદરા | ૧૧૧૩૦ | ૪૯,૯૦૫ |
| રાજકોટ | ૪૯૨૭ | ૨૦,૫૭૮ |
| જામનગર | ૧૦૫૨૩ | ૪૪,૬૪૪ |
| ભાવનગર | ૫૨૬૨ | ૨૩,૪૬૯ |
| નડિયાદ | ૩૨૭૦ | ૧૪,૪૬૦ |
| કુલ | ૧૧૦૭૩૦ | ૫,૧૮,૦૨૯ |

**નિષ્કર્ષ**

સમગ્ર ચર્ચા ઉપરથી ગુજરાતના નગરીકરણ વિશે નીચે મુજબનાં તારણો તારવી શકાય છે.

**નગરીકરણનું સ્વરૂપ**

૧ ગુજરાતમાં આજે ૩૧.૧૦ ટકા જેટલું નગરીકરણ થયું છે. જે દેશના નગરીકરણ (૨૩.૭૪ ટકા) કરતાં વધુ છે.

૨ રાજ્યમાં નગરીકરણ અસમાન થયું છે. મધ્ય ગુજરાતમાં સૌથી વધુ અને ઉત્તર ગુજરાતમાં સૌથી ઓછું નગરીકરણ થયું છે.

૩ રાજ્યમાં સરેરાશ ૧.૫૫ લાખની વસ્તી દીઠ એક નગર અને સરેરાશ ૨૬.૨૧ લાખની વસ્તી દીઠ એક મહાનગર જોવા મળે છે.

૪ રાજ્યમાં નગરીકરણનો સૌથી વધુ વૃદ્ધિ દર દક્ષિણ ગુજરાતમાં જોવા મળે છે જ્યારે સૌરાષ્ટ્ર-કચ્છમાં સૌથી ઓછો વૃદ્ધિ દર જોવા મળે છે.

૫ ૧૯૩૧ સુધી રાજ્યની નગરીય વસ્તીનો મોટો ભાગ ચોથા વર્ગનાં નગરોમાં વસતો હતો. ૧૯૪૧થી નગરીય વસ્તીનો મોટો ભાગ પ્રથમ વર્ગનાં નગરોમાં વસવા લાગ્યો છે. આને લઈને રાજ્યમાં મહાનગરોની સંખ્યા વધતી જાય છે. અને નાનાં તેમજ મધ્યમ વર્ગનાં નગરોની સંખ્યા ઘટતી જાય છે.

૬ રાજ્યનાં મહાનગરો પૈકી સુરત, વડોદરા, રાજકોટ, જામનગર, નવસારી અને અમદાવાદનો ઝડપથી વિકાસ થઈ રહ્યો છે. વળી, મહાનગરોની સાથે સાથે તેની આજુબાજુના સંલગ્ન નગરીય વિસ્તારો પણ ઝડપથી વિકસી રહ્યા છે અને તેમાં પણ સુરત, અમદાવાદ અને નવસારીના સંલગ્ન નગરીય વિસ્તારોનો અત્યંત ઝડપથી વિકાસ થઈ રહ્યો છે.

૭ રાજ્યનાં મુખ્ય નગરો પૈકી અમદાવાદમાં વસ્તીની સૌથી વધુ ગીચતા જોવા મળે છે જ્યારે ભાવનગરમાં વસ્તીની સૌથી ઓછી ગીચતા જોવા મળે છે. વધુમાં નગરોની વસ્તીનો વૃદ્ધિ દર અને વસ્તીની ગીચતાનો વૃદ્ધિ દર સમાન રહેતો જણાય છે.

**નગરીકરણની અસરો**

૮ નગરીકરણને લઈને રાજ્યના કામદારોમાં બિન-કૃષિવ્યવસાય કરનારાઓનું પ્રમાણ વધતું જ જાય છે. આજે રાજ્યના દર દશ કામદારો પૈકી ચાર જણા બિનકૃષિ વ્યવસાય કરનારા હોય છે. આ જ રીતે રાજ્યમાં ઔદ્યોગિક કામદારોની સંખ્યા વધતી જાય છે. તેમ છતાં કુલ કામદારોની સરખામણીમાં ઔદ્યોગિક કામદારોના પ્રમાણમાં નોંધપાત્ર વધારો થયો નથી. બીજી બાજુ નગરીકરણને લઈને રાજ્યના કુલ કામદારોની સરખામણીમાં નગરના કામદારોના પ્રમાણમાં ઝડપથી વધારો થઈ રહ્યો છે. વધુમાં, નગરનાં સ્ત્રી કામદારોની સંખ્યામાં વધારો થાય છે. પરંતુ નગરના કુલ કામદારોની સરખામણીમાં સ્ત્રી કામદારોનું પ્રમાણ ઘટી રહ્યું છે.

૯ નગરીકરણને લઈને રાજ્યમાં સ્થળાંતરની પ્રક્રિયાને વેગ મળ્યો છે. એટલું જ નહિ પણ રોજ આવ-જાવ કરનારાઓના પ્રમાણમાં પણ વધારો થયો છે.

૧૦ રાજ્યનાં મોટાં નગરોમાં વસ્તીના ભારણને લઈને રહેઠાણની સમસ્યા ઉદ્ભવી છે અને તેમાંથી નગરોમાં સંખ્યાબંધ ગંદા વસવાટો અને ઝૂંપડપટ્ટી વિકસી રહ્યાં છે.

## ગુજરાતનાં મુખ્ય નગરોની વસ્તી

| નગર | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ | ૧૯૩૧ | ૧૯૪૧ | ૧૯૫૧ | ૧૯૬૧ | ૧૯૭૦ | ૧૯૮૧ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અમદાવાદ | ૧૮૫૮૮૯ | ૨૧૬૭૭૭ | ૨૭૪૦૦૭ | ૩૧૦૦૦૦ (૩૧૩૭૮૯) | ૫૯૧૨૬૭ (૫૯૫૨૧૦) | ૮૩૭૧૬૩ (૮૭૭૩૨૯) | ૧૧૪૯૯૧૮ (૧૨૦૬૦૦૧) | ૧૫૯૧૮૩૨ (૧૭૪૧૫૨૨) | ૨૦૫૯૭૨૫ (૨૫૪૮૦૫૭) |
| સુરત | ૧૧૯૩૦૬ | ૧૧૪૮૬૮ | ૧૧૭૪૩૪ | ૯૮૯૩૬ | ૧૭૧૪૪૩ | ૨૨૩૧૮૨ | ૨૮૮૦૨૬ (૨૯૮૯૮૫) | ૪૭૧૬૫૬ (૪૯૩૦૦૧) | ૭૭૬૫૮૩ (૯૧૩૮૦૬) |
| વડોદરા | ૧૦૩૭૯૦ | ૯૯૩૪૫ | ૯૪૭૧૨ | ૧૧૨૮૬૦ | ૧૫૩૩૦૧ | ૨૧૧૪૦૭ | ૨૯૮૩૯૮ | ૪૬૭૪૮૭ | ૭૩૪૪૭૩ (૭૪૪૮૮૧) |
| રાજકોટ | ૩૬૧૫૧ | ૩૪૧૯૪ | ૪૫૮૪૫ | ૫૯૧૧૨ | ૬૬૩૫૩ | ૧૩૨૦૬૯ | ૧૯૪૧૪૫ | ૩૦૦૬૧૨ | ૪૪૫૦૭૬ |
| જામનગર | ૫૩૮૪૪ | ૪૪૮૮૭ | ૪૨૪૯૫ | ૫૫૦૫૬ | ૭૧૫૮૮ | ૧૦૪૪૧૯ | ૧૪૮૫૭૨ (૧૫૮૦૯૬) | ૨૧૪૮૧૬ (૨૨૭૬૪૦) | ૨૭૭૬૧૫ (૩૧૭૩૬૨) |
| ભાવનગર | ૫૬૪૪૨ | ૬૦૬૯૪ | ૫૯૩૯૨ | ૭૫૫૯૪ | ૧૦૨૮૫૧ | ૧૩૭૯૫૧ | ૧૭૬૪૭૩ | ૨૨૫૯૭૪ | ૩૦૮૬૪૨ (૩૦૮૬૪૨) |
| નડિયાદ | ૩૧૪૩૫ | ૨૭૧૪૫ | ૩૧૯૩૯ | ૩૪૫૮૪ | ૪૬૫૧૦ | ૬૨૬૪૫ | ૭૮૯૫૨ | ૧૦૮૨૬૯ | ૧૪૨૬૮૯ |
| પોરબંદર | ૨૪૬૨૦ | ૨૪૮૨૧ | ૨૮૦૯૯ | ૩૩૩૮૩ | ૪૮૪૯૩ | ૫૮૮૨૪ | ૭૫૦૮૧ | ૯૬૬૮૧ (૧૦૬૭૨૭) | ૧૧૫૧૮૨ (૧૩૩૩૦૭) |
| નવસારી | ૨૧૪૫૧ | ૧૭૯૮૨ | ૧૯૪૩૭ | ૨૪૩૯૭ | ૩૫૪૪૫ | ૪૪૬૬૩ | ૫૩૬૦૦ (૬૩૧૯૦) | ૭૨૯૭૯ (૮૦૧૦૧) | ૧૦૬૭૯૩ (૧૨૯૨૬૬) |
| જૂનાગઢ | ૩૪૨૫૧ | ૩૫૪૧૩ | ૩૩૨૨૧ | ૩૯૮૯૦ | ૫૮૧૧૧ | ૬૨૭૩૦ | ૭૪૨૯૮ | ૯૫૯૦૦ | ૧૧૮૬૪૬ (૧૨૦૪૧૬) |
| ભરૂચ | ૪૨૮૯૬ | ૪૩૪૦૩ | ૪૨૬૪૮ | ૩૪૨૭૬ | ૫૫૮૧૦ | ૬૨૭૨૯ | ૭૩૬૩૯ | ૯૨૨૫૧ | ૧૧૦૦૭૦ (૧૧૨૫૨૪) |

નોંધ : કૌંસમાં ( )માં દર્શાવેલ સંખ્યા નગરના સંલગ્ન નગરીય વિસ્તાર સાથેની વસ્તી દર્શાવે છે.

# ગુજરાતમાં અસ્પૃશ્યતા

કલ્પના શાહ

ગુજરાતી ભાષામાં મૌલિક સમાજશાસ્ત્રીય સાહિત્ય જૂજ છે. અત્યાર સુધી સામાન્ય વલણ પાઠયપુસ્તકો લખવા તરફ કે સારા મૌલિક અંગ્રેજી લેખો કે પુસ્તકોના ભાષાંતર કરવા તરફનું રહ્યું છે. આથી આ ક્ષેત્રે મૌલિક ફાળાની ખોટ વર્તાય છે. જો કે છેલ્લાં થોડાં વર્ષોથી ગુજરાતી ભાષામાં જ મૌલિક રીતે લખવાના પ્રયત્નો શરૂ થયા છે, જે આવકારપાત્ર છે. આ તબક્કે અસ્પૃશ્યો પરનું ડૉ. ઊર્મિલાબહેન પટેલનું પુસ્તક એક મહત્ત્વનું પ્રદાન બની રહે છે.

અસ્પૃશ્યતા આપણને કોરી ખાય છે. આ પ્રશ્ન નવો–સવો નથી. તેનો લાંબો ઈતિહાસ છે. ડૉ. ઊર્મિલાબહેને એમના પુસ્તક 'ગુજરાતના વિકસતા સમુદાયો'માં અસ્પૃશ્યતાના ઈતિહાસમાં પહોંચી એનાં મૂળ–જડોની છણાવટ સાથે પ્રશ્નનાં અનેક પાસાંને આવરી લેવાનો સફળતાપૂર્વક પ્રયત્ન કર્યો છે. આ અસ્પૃશ્યો કોણ છે અને ક્યાંથી આવ્યા છે ત્યારથી માંડી એમની ઉત્પત્તિ વિષે ધાર્મિક તેમ જ સામાજિક ભિન્ન ભિન્ન પ્રવર્તતી માન્યતાઓ; અસ્પૃશ્યતા શું છે અને તેનું સ્વરૂપ કેવું છે અને અસ્પૃશ્યોની ત્યાર-ની સ્થિતિ અને આજની સ્થિતિ સુધી છેક વિગત-વાર માહિતી આ પુસ્તક દ્વારા મળે છે. અસ્પૃશ્ય સમુદાયોના સામાજિક જીવનનો આબેહૂબ ચિતાર મળે છે. બધા જ અસ્પૃશ્યો એક સમરૂપ જૂથ નથી પરંતુ સામાજિક અને આર્થિક રીતે વિભાજિત થયેલ છે. તેઓ પણ સવર્ણોની જેમ જ્ઞાતિના વાડામાં વહેંચાયેલા છે. અસ્પૃશ્યોમાં પણ પાછા અસ્પૃશ્યો છે. તેમના સામાજિક આંતર–સંબંધનો વિગતવાર અભ્યાસ આ પુસ્તક દ્વારા રજૂ થયો છે.

અસ્પૃશ્ય સમુદાયોનો શિક્ષણ ક્ષેત્રે પ્રવેશ, તેમના-માં શિક્ષણનો ધીમો પણ સ્થિર ફેલાવો, શિક્ષણને પરિણામે અસ્પૃશ્યોમાં આવેલાં પરિવર્તનો અને પરિવર્તનના પરિણામરૂપ અન્ય સવર્ણ જ્ઞાતિ સાથે થતા સંઘર્ષો પુસ્તકમાં વણી લેવાયા છે. શિક્ષણને પરિણામે જેમ આમસમાજમાં બન્યું તેમ તેમનામાં પણ અતિ નાનકડો એક 'ઍલીટ' અસ્પૃશ્યોનો વર્ગ ઊભો થયો છે. આ વર્ગ માટે સામાજિક અને આર્થિક ગતિશીલતાના દરવાજા ખૂલી ગયા છે. શિક્ષણ પામવાને લીધે તેઓ સરખામણીમાં 'સારું જીવન' જીવવાને પાત્ર બન્યા છે. શિક્ષણનું પરિવર્તન-ના માધ્યમ તરીકેનું મહત્ત્વ અહીં ફલિત થાય છે. ઉપરાંત પુસ્તકમાં શિક્ષણ ક્ષેત્રે અનામત બેઠક પ્રથાના પ્રશ્નને પણ વિસ્તૃત રીતે ચર્ચવામાં આવ્યો છે. આ પ્રથાને લીધે કેટલા અસ્પૃશ્યો તેનો લાભ લઈ આગળ આવી શક્યા તેના વિગતવાર રસપ્રદ આંકડા આંખ ઉઘાડનારા છે. અનામત પ્રથામાંથી ઉદ્‌ભવેલા પ્રશ્નોની બન્ને બાજુની લેખિકાએ વિગતવાર માહિતી પૂરી પાડેલી હોઈ એ પ્રશ્ન પરત્વે વાંચનારને પકડ આવે છે.

પુસ્તકમાં અસ્પૃશ્ય સમુદાયના રાજકીય જીવનને

...

* ઊર્મિલા પટેલ, 'ગુજરાતના વિકસતા સમુદાયો : આઝાદી પછીના સમય દરમિયાન અસ્પૃશ્યોની સ્થિતિમાં ફેરફાર' અમદાવાદ, મંગલપ્રભાત, ૧૯૮૩, પાન ૫૫૮, રૂ. ૧૧૫

પણ ઝીણવટભરી રીતે આલેખવામાં આવ્યું છે. આ સમાજમાં આવી રહેલી રાજકીય જાગૃતિ અને તેને કારણે તેમણે આદરેલા સ્વરક્ષણ કાજે પ્રતિકારનાં વલણો, પ્રતિકારના સ્વરૂપે અસ્તિત્વમાં આવેલાં અસ્પૃશ્યોનાં રાજકીય તેમ જ અન્ય સંગઠનો, આ સંગઠનોની અસ્પૃશ્ય જ્ઞાતિની નેતાગીરીના સંદર્ભમાં છણાવટ, એમને સહેવી પડતી મુશ્કેલીઓ, એમનામાં રહેલા અભાવ અને ઊણપો, ખાસ કરીને અસ્પૃશ્યોનાં ભિન્ન ભિન્ન જૂથો અસ્પૃશ્યતાના પ્રશ્ન પર એકરૂપ થઈ સંગઠિત થવાને બદલે મુખ્ય રાજકીય વિચારસરણીમાં વહેંચાઈ ગયા હોઈ રાજકીય પક્ષો અસ્પૃશ્યોના જૂથોનો મતના રાજકારણમાં કેવો ઉપયોગ કરે છે તે પણ પુસ્તકમાં દર્શાવાયું છે. તેમની નેતાગીરીને વટાવી ખાતા રાજકીય પક્ષો અને પરિણામે અસ્પૃશ્યતાના પ્રશ્નો પર સંગઠિત થવાને બદલે રાજકીય રીતે વિભાજિત અસ્પૃશ્યોમાં શક્તિશાળી નેતૃત્વનો અભાવ અને સવર્ણ નેતાગીરી સાથે તેમની બાંધછોડ કરવાની નીતિ સામે લેખિકાએ આંગળી ચીંધી છે.

સામાજિક અને રાજકીય રીતે ભિન્ન અસ્પૃશ્યો તેમના આર્થિક જીવનમાં પણ ભિન્ન છે. અસ્પૃશ્યોનું પરંપરાગત આર્થિક જીવન હિંદુ ધર્મની વર્ણવ્યવસ્થાના આધારે મુકરર થયેલા જુદા જુદા ચોક્કસ વ્યવસાયો પર અવલંબિત અને મર્યાદિત હોવા ઉપરાંત સવર્ણો પર પરાવલંબી રહ્યું હતું. અસ્પૃશ્યોને ધંધાકીય પસંદગીનો અવકાશ ન હતો. આઝાદ ભારતમાં બંધારણીય અનેક જોગવાઈઓ અને કાયદાકીય રક્ષણને પગલે અસ્પૃશ્યોની આર્થિક ક્ષેત્રે ગતિશીલતા શરૂ થવા પામી છે. અસ્પૃશ્યોની કેટલીક ઉપલી જ્ઞાતિઓ શિક્ષણ પામી નવા વ્યવસાયો અપનાવી શકી છે. આમ શિક્ષણ દ્વારા વ્યાવસાયિક પરિવર્તનની શક્યતા ઊભી થઈ શકી છે. વ્યાવસાયિક પરિવર્તને તેમને આર્થિક સલામતી અને ઊંચું જીવનધોરણ આપ્યાં. તે દ્વારા સવર્ણ સમાજ સાથે હળવામળવાની અને સાથે જીવવાની તકો ઊભી થઈ શકી. આ દર્શાવી લેખિકાએ સાંપ્રદાયિક વાતાવરણ સર્જવા માટે શિક્ષણ અને આર્થિક ક્ષેત્રે પ્રગતિ કેવો મહત્ત્વનો ફાળો આપે છે તે સચોટ રીતે દર્શાવ્યું છે. જોકે હજુ પણ અસ્પૃશ્યોનો કહેવાતો શૈક્ષણિક અને આર્થિક વિકાસ કેટલો ધીમો અને મર્યાદિત છે તેનો ખ્યાલ પુસ્તકમાં આપેલ આંકડા પરથી આવે છે.

આ પ્રમાણે, પ્રસ્તુત પુસ્તક અસ્પૃશ્યો સામાજિક, આર્થિક, રાજકીય અને શૈક્ષણિક પરંપરાગત સ્થિતિમાંથી ચલિત થઈ પરિવર્તનની પ્રક્રિયાના માર્ગ પર આવી ઊભા છે તેની ઝીણવટભરી, આંકડાસભર અને અનેકવિધ મંતવ્યો દ્વારા સાચી પરિસ્થિતિનો ખ્યાલ આપે છે. અહીં લેખિકાના અસ્પૃશ્યોને બદલે 'વિકસતા સમુદાયો'નો ખ્યાલ આપવાનો યત્ન વ્યાજબી લાગે છે. દેશના અસ્પૃશ્ય સમુદાયો હજુ વિકસિત નથી. વિકાસની પ્રક્રિયામાં હજુ તો તેમણે પા પા પગલી જ માંડી છે. પુસ્તકમાં રજૂ કરાયેલ વિવિધ વિગતવાર આંકડા દર્શાવે છે કે અસ્પૃશ્યતાની જડો હજુ ઘણી ઊંડી છે. જે છૂતાછૂત દૂર થયેલી લાગે છે તે તો માત્ર ઘામાં રૂઝાયેલા ઘસરકા જેવી છે. પુસ્તકની શરૂઆતના પ્રથમ પ્રકરણમાં જ ખ્યાલ આવે છે કે પ્રસ્તુત મોજણીના ૮૨ ટકા અસ્પૃશ્યો અસ્પૃશ્યતાનો પ્રસંગોપાત્ત અનુભવ કરે છે. લેખિકા પોતાના પુસ્તકમાં સવર્ણોનાં વલણોમાં થયેલા ફેરફારો જરૂર નોંધે છે પરંતુ સાથે કબૂલે છે 'જેટલા પ્રમાણમાં ફેરફાર આ આંકડાઓ પરથી ફલિત થાય છે તેટલા પ્રમાણમાં અસ્પૃશ્યતા દૂર થઈ નથી.'

અસ્પૃશ્યતા જાહેરજીવનમાં દેખાતી ઓછી થઈ છે છતાં હજુ આજે પણ આ લોકોના વસવાટો અલગ છે. એક બાજુ સવર્ણો પોતાના વિસ્તારમાં આ લોકોને રહેવા દેવા માગતા નથી. બીજી બાજુ પુસ્તકની મોજણી અનુસાર ૨૬૫માંથી ૨૪૫ વ્યક્તિઓ પોતાના વિસ્તારમાં રહેવા ઇચ્છે છે. પોતાના જ વિસ્તારમાં રહેવાના વલણ પાછળનું એક કારણ એ પણ છે કે 'સવર્ણોના વિસ્તારમાં બધાથી અળગા પડી જવાય. સવર્ણો તેમની સાથે વ્યવહાર રાખે નહિ અને વધુમાં

અપમાનિત થવું પડે." શહેરોમાં કદાચ તેમની પાણી-ની તકલીફો ઓછી થઈ હશે પરંતુ ગ્રામ્ય વિસ્તારમાં ચિત્ર હજુ ધૂંધળું જણાય છે. પાણી ભરવામાંથી ઉત્પન્ન થતાં સવર્ણો–અસ્પૃશ્યોના ઝઘડા, અલગ સ્ટેન્ટ–પોસ્ટ, પાણી ભરવાના અલગ અલગ સમય વગેરે પ્રતીતિ કરાવે છે કે હજુ છૂતાછૂત ગઈ નથી.

શૈક્ષણિક સંસ્થાઓના બાહ્ય જીવનમાં અસ્પૃશ્યતા નથી જળવાતી છતાં જ્યારે પારસ્પરિક સામાજિક આંતરસંબંધો કેળવવાની વાત આવે છે ત્યારે સવર્ણો અને અસ્પૃશ્યો વચ્ચે ગાઢ સામાજિક સંબંધો જવલ્લે જ જોવા મળે છે. જે થોડા ઘણા દાખલા સાંપડે છે તે શહેરો પૂરતા મર્યાદિત છે. આ પ્રકારનું એકબીજા વચ્ચે અંતર રાખવાનું વલણ બન્ને પક્ષનું રહ્યું છે પ્રસ્તુત પુસ્તકની મોજણીમાં લગભગ ૮૫ ટકા વ્યક્તિ-ઓ જણાવે છે કે તેઓ પછાત વર્ગનાં છાત્રાલયોમાં રહેવાનું પસંદ કરે છે. સામાજિક આંતરવ્યવહારના પ્રશ્નોના જવાબો વખતે ઉત્તરદાતાઓએ પ્રદર્શિત કરેલા ખંચકાટ અને ડર પણ સૂચવે છે કે અસ્પૃશ્યો હજુ પણ દબાયેલા–ગભરાયેલા છે.

શિક્ષણ અને આર્થિક ક્ષેત્રે અનામત પ્રથાથી તેમને લાભો જરૂર થયા છે. તેમની ગતિશીલતાની માત્રામાં પણ ફેર નોંધાયો છે. પરંતુ પ્રસ્તુત પુસ્તકના આંકડા ચોંકાવનારા છે. આ સમુદાયોને મળતા લાભો અને પરિણામે તેમનામાં આવેલ પરિવર્તન સામે બાહ્ય સમાજ જે રોષ અને બળાપો કાઢે છે; ઉપરાંત અસ્પૃશ્ય સમુદાયો ઘણું બધું ખાટી ગયાની વાત કરે છે ત્યારે અહીં રજૂ થયેલ આંકડા કંઈક જુદું અને સાચું ચિત્ર રજૂ કરી વિચારતા કરી મૂકે છે. પ્રસ્તુત પુસ્તકની મોજણીમાં ૬૯ ગામોમાંથી ૩૭ ગામોમાં વ્યવસાયોનું વૈવિધ્ય ઓછાવત્તા પ્રમાણમાં સ્વીકારાયું છે. ૩૨ ગામમાં કોઈ પરિવર્તન નથી. પુસ્તકના પાન ૩૩૮થી ૩૪૯ સુધી દર્શાવાયેલી માહિતી સ્પષ્ટ રજૂ કરે છે કે ચોથા વર્ગમાં અને સફાઈ કામદારો તરીકે જ તેમની સંખ્યા વધારે છે જ્યારે પહેલા અને બીજા વર્ગના અધિકારીઓમાં જિલ્લા પંચાયતો, નગર-પાલિકાઓ, જાહેર નિગમો તેમ જ સરકારી નોકરીઓમાં અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ જળવાયું નથી. ૧૯૭૭માં મ. સ. યુનિવર્સિટીમાં ૮૫૦ અધ્યાપકોમાં ફક્ત ૩ અધ્યાપકો અનુસૂચિત જાતિના હતા જ્યારે બિન-શૈક્ષણિક કર્મચારીઓની કુલ ૧,૪૪૮ની સંખ્યામાં ફક્ત ૬૮ કર્મચારીઓ આ હતા. આમાં પણ મોટે ભાગે પટાવાળાઓનો સમાવેશ થતો હોય છે. એ સાચું છે કે અસ્પૃશ્યોના વ્યવસાયમાં પરિવર્તન એ અસ્પૃશ્યતાનિવારણ માટેનું એક અસરકારક સાધન છે.

અસ્પૃશ્યતાનું ગુહ્ય સ્વરૂપ હજુ આજે પણ અક-બંધ છે. શિક્ષણસંસ્થાઓમાં અને કચેરીઓમાં આ સ્વરૂપ જોવા અને અનુભવવા મળે છે. પુસ્તકની મોજણી દરમિયાન કેટલાક અનુભવો ઉત્તરદાતાઓએ જણાવ્યા હતા : 'કેટલીક ઓફિસોમાં જ્યારે તેઓ પોતાનું સ્થાન સ્વીકારે ત્યારે સાથી સવર્ણ કર્મચારી-ઓનું વલણ તેમને આવકાર આપતું અને સારું હોતું નથી. તેઓ એક અણગમતા મહેમાનની જેમ તેમની અવગણના કરે છે.' '...ગામમાં તેની સાથે કોઈ સામાજિક વ્યવહાર રાખતું નથી.' 'ઘણીવાર પોતે ઉચ્ચ કક્ષાના અમલદાર હોય અને હાથ નીચેના કર્મ-ચારીઓ સવર્ણ હોય ત્યારે તેઓ સાહેબનું અપમાન ન કરે, પણ તેમની દષ્ટિમાં અને અંદરોઅંદર થતી ઘૂસપૂસમાં તેમના માટે અવગણના અને હીનતાનો ભાવ તરી આવે છે કેટલીકવાર તો પટાવાળો પણ સાહેબને પાણી આપવાની ના પાડે છે અથવા સાહેબને પાણી ન આપવું પડે તેવી અને સાહેબ જાતે લેતા થાય તેવી પરિસ્થિતિ સર્જે છે.'

બંધારણમાં અસ્પૃશ્યતા પાળવી ગુનો છે અને ગુનો કરનાર સજાને પાત્ર છે; પરંતુ અહીં લેખિકા જણાવે છે કે અસ્પૃશ્યતાનું આચરણ કરનાર લોકો કાયદાનો ભંગ કરતા હોવા છતાં, પોલીસતંત્રની તેમના પર મહેર હોય તેવું ઘણીવાર જોવા મળે છે. કારણ કે પોલીસો પોતે સવર્ણોમાંથી આવે છે અને

તેઓ પોતે પણ અસ્પૃશ્યતામાં અંગત રીતે માનતા હોય છે. મોટેભાગે કાયદાનો ભંગ કરનાર વગ વાપરી છૂટી જાય છે. વળી સવર્ણો વિરુદ્ધ કોઈ પુરાવા આપવા તૈયાર નથી. અહીં કાયદાઓ દ્વારા અસ્પૃશ્યતા જેવો પ્રશ્ન કેટલી માત્રામાં દૂર થઈ શકે તે વિચાર માગી છે.

અસ્પૃશ્યો પરત્વેની અવગણના અને સૂગની લાગણી લેખિકાએ સામાન્ય અને અનામત બેઠકોમાં મતદાનની સરાસરી દ્વારા દર્શાવી છે. તેઓ ટાંકે છે. '...વ્યવહારમાં જોઈએ તો. અનામત મતવિસ્તારમાં ઊભેલા ઉમેદવાર માટે સવર્ણ કાર્યકરોનો રસ ઓછો થઈ જાય છે તે હકીકત છે. ...પક્ષના સવર્ણ કાર્યકરોમાં તેના ચૂંટણી પ્રચારમાં અંતરનો ઉમળકો કે રસ ઓછો દેખાય છે. એવી જ નિષ્ફળતા સવર્ણ મતદારોમાં પણ જોવા મળે છે. અન્ય મતવિસ્તારોના પ્રમાણમાં અનામત બેઠક-વાળા મતવિસ્તારમાં મતદાન પ્રમાણમાં ઓછું થાય છે.' પુસ્તકમાં બેજવાબદાર અધિકારીઓની બદલીના કિસ્સા, પોલીસ હરિજન સેલની રચના વગેરે પરથી ખ્યાલ આવે છે કે અસ્પૃશ્યતા હજુ આપણાથી દૂર ગઈ નથી અને એને કાઢવા અથાગ પ્રયત્નોની જરૂર છે. વળી જે પ્રયત્નો થયા છે તેને આધારે આ સમુદાયો વિકાસની કેડી સુધી પહોંચી શકવાને શક્તિમાન થતા જાય છે પરિણામે તેમને સવર્ણોની ઈર્ષા, દ્વેષ અને રોષના વારંવાર ભોગ બનવું પડે છે. ગુજરાતમાં છેલ્લાં વર્ષોમાં વધેલા હરિજનો પરના અત્યાચારના નોંધાયેલા કિસ્સાઓ અને ૧૯૮૧ તેમજ ૧૯૮૫ના અનામત વિરોધી આંદોલનો આની સાક્ષી પૂરે છે. બીજી બાજુ આ સમુદાયોને પણ ખ્યાલ આવી ગયો છે કે હજુ તેમણે ઘણો લાંબો પંથ કાપવાનો છે. આ આંદોલનનો પ્રતિભાવ એ પડ્યો છે કે હવે આ ભિન્નભિન્ન સમુદાયોને સંગઠિત થવાની જરૂર લાગી છે. પોતાના સમાન હિતના રક્ષણ કાજે અન્ય પછાત જ્ઞાતિઓ પણ તેઓથી અળગી થાય છે તેની પ્રતીતિ આ સમુ-દાયોને ગુજરાતના છેલ્લાં આંદોલનો વખતે થઈ છે. અન્ય પછાત જ્ઞાતિઓ આર્થિક તેમજ સાંસ્કૃતિક બન્ને રીતે પછાત છે. સામાજિક રીતે રૂઢિચુસ્ત હોવાને કારણે તેમનામાં વૈચારિક પરિવર્તનનો અભાવ વર્તાય છે. જૂની માન્યતાઓને તેઓ જડતાથી વળગી રહે છે તેમજ ધાર્મિક રીતે અંધશ્રદ્ધાળુ છે. આ ઉપરાંત બંધારણીય લાભો દ્વારા અસ્પૃશ્ય સમુદાયોની પ્રગતિ તેઓ સાંખી શકતા નથી. આ સમુદાયો પોતાના સમુદાયો કરતાં વિકાસની પ્રક્રિયામાં આગળ જણાય તેથી ઈર્ષા અને રોષ બન્ને વ્યક્ત કરતા તેઓ અચ-કાતા નથી. આથી આજે પણ આ પછાત જ્ઞાતિઓ ખૂબ દૃઢતાથી અસ્પૃશ્યતાના આગ્રહો સેવે છે. આનો વળતો પ્રતિભાવ અસ્પૃશ્ય સમુદાયે બતાવ્યો છે. જ્યાં જ્યાં જરૂર પડી છે ત્યાં ત્યાં તેઓ હવે એક થઈ આગળ આવવાનો પ્રયત્ન કરતા દેખાય છે. ગુજરાતના છેલ્લા આંદોલન વખતે આ સમુદાયોના સંગઠિત થવાના પ્રયત્નો આશાનું કિરણ જન્માવે છે.

  

# ગ્રામ્ય ગરીબો

અરવિંદ એન. દાસ

૧૯૭૪માં જાન બ્રેમને, દક્ષિણ ગુજરાતમાં પલટાઈ રહેલા ખેતસંબંધોને તાદૃશ રીતે ગૂંથી લેતું પુસ્તક, 'પેટ્રોનેઈજ એન્ડ એક્ષ્પ્લોઈટેશન' પ્રસિદ્ધ કર્યું હતું. ત્યારથી આજ સુધીમાં તેમણે પશ્ચિમ ભારતના સમાજ અને અર્થતંત્રનાં વિવિધ પાસાંઓ પર વેધક પ્રકાશ ફેંકતા લેખો પ્રસિદ્ધ કર્યા છે. હવે, એમના પ્રથમ પુસ્તક પ્રસિદ્ધ થયાના એક દાયકાથી પણ વધુ સમય પછી, તેમણે એક વિશદ, અભ્યાસપૂર્ણ અને એત પરિસ્થિતિ બાબતમાં સર્વજ્ઞાનસંગ્રહી કહી શકાય એવું પુસ્તક લખ્યું છે. ક્ષેત્રીય અભ્યાસ માટે દક્ષિણ ગુજરાતની અનેક વાર મુલાકાત લીધા બાદ આ પુસ્તક રચાયું છે. પુસ્તકની મુખ્ય આધારશિલા છે; સામાજિક–માનવવંશાસ્ત્રીય વ્યક્તિગત નિરીક્ષણ, નિર્દેશિત લોકો સાથેનો તેમનો સંવાદ અને સીધા કે આડકતરા ઉલ્લેખોવાળું પ્રાપ્ય સાહિત્ય પરનું તેમનું સર્વેક્ષણ. આ પુસ્તક પશ્ચિમ ભારતમાં, ખાસ કરીને દક્ષિણ ગુજરાતમાં અને સવિશેષ બારડોલી વિભાગમાં પ્રવર્તમાન અને પલટાઈ રહેલા ખેતસંબંધોની સ્થિતિનાં વિવિધ પાસાંઓને આવરી લે છે. એમના આ વિષયના અગાઉનાં લખાણોની જેમ આ પુસ્તક પણ એટલું પ્રમાણભૂત છે કે આ વિસ્તારના કોઈપણ ભાવિ સંશોધનની શરૂઆત આ પુસ્તકના ઉલ્લેખ વિના અધૂરી જ રહેશે.

...

* જાન બ્રેમન, ઓફ પીઝન્ટસ માઈગ્રન્ટસ, એન્ડ પોપર્સ : રૂરલ લેબર સરકયુલેશન એન્ડ કેપીટાલીસ્ટ પ્રોડક્શન ઈન વેસ્ટ ઈન્ડિયા, ઓક્ષફર્ડ યુનિવર્સિટી પ્રેસ, ૧૯૮૫, પાન XXVII + ૪૭૨, રૂ. ૧૯૫.

પુસ્તક ચાર વિભાગોમાં વિભાજિત છે. (૧) પ્રાદેશિક ગ્રામીણ મૂડીવાદની ઐતિહાસિક વિકાસ પ્રક્રિયા (૨) પ્રભાવક જમીનદારો, જમીનવિહોણા ખેતમજૂરો અને સીમાંત ખેડૂતો વચ્ચેના વિવિધ સામાજિક સંબંધો (૩) સામાજિક, આર્થિક અને ભૌતિક સ્થળાંતરની પ્રથા અને પ્રક્રિયા, જેમાં મુખ્ય ભાર છે, સ્થળાંતર, નોકરી અને મજૂરસંબંધો, (૪) સૈદ્ધાંતિક અને પૃથક્કરણાત્મક પરિપ્રેક્ષ્યમાં સર્વાંગી ગ્રામીણ પરિવર્તનની ગતિશીલતાનો ચિતાર, જેમાં 'વર્ગ' અને 'જ્ઞાતિ'ના પ્રશ્ન પર ચર્ચા, વિભાગીકરણ અને સંઘર્ષ, ગ્રામીણ મજૂરો બાબતે રાજ્યનો વર્તાવ અને સંભવિત અસંતોષ કે ઉથલપાથલને કાબૂમાં લેવા થનાર પ્રયાસોની તપાસ વગેરે મુદ્દાઓ સમાવિષ્ટ કરવામાં આવ્યા છે. આ વિદ્વત્તાપૂર્ણ પ્રયાસ ગ્રામીણ પરિવર્તનની પશ્ચાદ્‌ભૂમિકામાં એક તરફ વાતાવરણજન્ય અને ટેકનોલોજીકલ જેવાં વસ્તુલક્ષી કારણો અને બીજી તરફ ગ્રામીણ શ્રીમંતો અને દરિદ્રોમાં વિકસી રહેલ વ્યક્તિલક્ષી સભાનતાના સંદર્ભમાં કરવામાં આવેલ છે. જે પરિવર્તનની એમને ચિંતા છે તે પરિમાણાત્મક અને ગુણાત્મક બન્ને પ્રકારનાં છે. વધારામાં મહત્ત્વનું એ છે કે દક્ષિણ ગુજરાતના એક પ્રદેશનો એમણે વિગતવાર ઊંડો અભ્યાસ કર્યો છે પણ તેથી તેમની દૃષ્ટિ મર્યાદિત કે ઝાંખી બનતી નથી. તેઓ કહે છે :

'ચીલાચાલુ સંશોધનપદ્ધતિઓને બાજુ પર રાખી કરેલ ક્ષેત્રીય કાર્યના પરિણામને હું સ્વીકાર્ય ગણું છું. એક કેસ સ્ટડી તરીકે રજૂ કરેલ હોવા છતાં, મારું સૂચન એ છે કે નિર્દિષ્ટ પરિસ્થિતિ એક ચોક્કસ

ગ્રામીણ વિકાસના પ્રવાહ કે વલણને પ્રતિબિંબિત કરે છે; જે ભારતના અન્ય ઘણા ભાગોમાં પણ જોવા મળી શકે.' (પાનું XVI)

દક્ષિણ ગુજરાતના પોતાના અભ્યાસના નિચોડરૂપે બ્રેમન એવા મંતવ્ય પર આવ્યા છે કે પચાસીના અંતમાં નહેરનાં પાણી વહેવાં શરૂ થયાં અને ગામડાંમાં વીજળીનું આગમન થયું એ ઘટના જૂની અને નવી ખેતસ્થિતિને અલગ પાડે છે. નવી પાયાની સગવડો અને ટેકનોલોજીકલ-ફેરફારોને પરિણામે શેરડી જેવા બજારુ પાક પર સૌનું ધ્યાન કેન્દ્રિત થયું, અનાજ રોપણીની જમીનમાં ઉત્તરોત્તર ઘટાડો થતો ગયો અને વિશાળ જમીન પર મૂડીલક્ષી ખેતી થવા લાગી. સાથોસાથ, ભૌતિક અને સંગઠિત સગવડોમાં ખૂબ વધારો થતો રહ્યો અને વ્યાપક પ્રમાણમાં આર્થિક પ્રવૃત્તિ વિકસી. ખેતીમાંથી મેળવેલ અતિરિક્ત મૂડીને બીજા અનેક ક્ષેત્રોમાં રોકવામાં આવતાં માત્ર ખેતી પર જ આધાર રાખવો પડે એવી સ્થિતિ નિર્મૂળ થવા લાગી.

આ આર્થિક પરિવર્તનનો પડઘો સામાજિક સંસ્થાઓ પર પણ પડ્યો. અગાઉની જમીનદારી પ્રથાના પરિણામરૂપે, પચાસીના અંત સુધીમાં તો પ્રભાવક અનાવિલ બ્રાહ્મણોએ સમૃદ્ધ ખેત અર્થતંત્રને જન્મ આપ્યો હતો અને પાટીદારોનો સમાજ સાકાર બની ચૂક્યો હતો. અગાઉની પ્રથામાં હળપતિઓનું એક આશ્રિત-હાળી-ગુલામમજૂર તરીકે શોષણ થતું, પરંતુ નવા સંબંધોમાં આશ્રિત તરીકેના લાભો ગુમાવ્યા અને માત્ર નગ્ન શોષણ રહ્યું, પરિણામે તેઓની સ્થિતિ વધુ કથળી. પચાસીના દાયકામાં ગણોતસુધારાઓનો અમલ થયો અને સિંચાઈ સગવડો શરૂ થતાં પરિસ્થિતિમાં ભારેખમ ફેરફારો નોંધાયા. એક તરફ ખેતીમાંથી આવક વધવા લાગી અને બીજી તરફ કુટુંબમાંથી અમેરિકા જેવા વિકસિત દેશોમાં જઈ ઠરીઠામ થયેલ સગાંઓ ત્યાંથી બચત મોકલવા લાગ્યા, પરિણામે સમૃદ્ધિમાં ઉત્તરોત્તર વધારો નોંધાતો ગયો. સમય જતાં, પાટીદારો સીધા ખેતીકામમાંથી અલગ થતા ગયા અને દેખરેખ ને નિરીક્ષણનું 'પ્રતિષ્ઠિત' ગણાતું કામ કરવા લાગ્યા. સાથોસાથ તેઓ ખેતીબહારના વ્યવસાયોમાં મૂડીરોકાણ કરવા લાગ્યા અને શહેરી વિસ્તારોમાં પણ પગપેસારો શરૂ કર્યો. સિંચાઈ અને વીજળીની સવલતોની અસર એ પણ પડી કે ઘનિષ્ઠ ખેતીકામ શરૂ થયું, એકથી વધુ પાક થવા લાગ્યો, ચીજવસ્તુઓ, એની પ્રક્રિયા અને ઉત્પાદનનો વ્યાપ પણ વધ્યો. બીજા શબ્દોમાં કહીએ તો, ખેતમજૂરોના શ્રમમાંથી શક્ય એટલું વધુ, પૂર્ણ અને સાપેક્ષ અતિરિક્ત મૂલ્ય નિચોવી લેવામાં કોઈ શરમ રહી નહિ.

શોષણખોરી વધી અને દુકાળમાં અધિક માસની ગરજ સારતા ખાનદેશીઓ દર વર્ષે મજૂરીએ આવવા લાગ્યા. શ્રમ બજારમાં શ્રમિકોનો ભરાવો વધી ગયો. મૂડીલક્ષી ખેતસ્થિતિમાં સ્થળાંતરિત શ્રમ સ્થળાંતરનું ચક્ર પૂરું કરી આપે છે. બ્રેમને, આ અખંડ વ્યવસ્થાનાં વિવિધ ઘટકોથી સર્જાયેલ સમાનતા અને જીવનપરિસ્થિતિનું આબેહૂબ વર્ણન કર્યું છે. ખેતસમૃદ્ધિથી સ્થાનિક જમીનદારો ભારે દમામ અને રૂઆબ જમાવવા લાગ્યા, બિન-ખેતી આવક વધતાં અને સામાજિક રાજકીય સત્તાનો સ્વાદ ચાખતાં ઘમંડ વધતો ગયો. હળપતિઓ વધુ ને વધુ પરાધીન બનતા ગયા અને તેમને વૈચારિક પરાધીનતામાં રાખવા માટે સદા સક્રિય એવા ગાંધીવાદીઓ હાજરાહજૂર તૈયાર જ હતા. તેઓનો ફાળો અલ્પ નથી. વિભાજિત પણ સમૃદ્ધ ગામોની કોર પર મધ્યમ આદિવાસીઓ છે જેમને થોડા ઘણા લાભો મળે છે પરંતુ એનીયે આગળ ભટકતી જાતિઓનાં ઝૂંડ છે જેમને બે ટંક ખાવાનું મેળવવા દર મોસમે, પોતાના નૈસર્ગિક વાતાવરણથી દૂર સ્થળાંતર કરવાની ફરજ પડે છે.

સંઘર્ષની તરાહ તો ઘણી જાણીતી છે પરંતુ સંઘર્ષ મુખ્યત્વે જમીનદારો અને જમીન-વિહોણા વચ્ચે; મૂડીવાદી શેઠિયા અને અર્ધ ગુલામ મજૂરો વચ્ચે; જ્ઞાતિ વિભાવનામાં છુપાયેલા વર્ગીય સ્વરૂપો વચ્ચે, સ્થાનિક અને બહારનાઓ વચ્ચે, સ્થાપિતો અને વિસ્થાપિતો

વચ્ચે કેન્દ્રિત છે. ટૂંકમાં ચિત્ર ઘણું બિહામણું છે. સાહિત્યમાં વર્ણવાતું ગામડાનું રસિક કાવ્યાત્મક જીવન તો નથી જ પરંતુ અનેક પ્રકારના સંઘર્ષહિતોથી ગ્રામ્યજીવન ખદબદે છે. આ વિસ્તાર કંઈ એકલદોકલ નથી કે પર્યાપ્ત પણ નથી. આગળ પાછળની કડીઓ ઘણી છે અને સૌથી વધુ અને કદરૂપું પાસું એ છે કે એક વિશાળ આર્થિક સૂંઢ મજૂરોનો શ્રમ અને પરસેવો પોતાની પકડમાં ખેંચી લેવા માંગે છે. વળી વિસ્તાર સ્થગિત થયો નથી કે 'ગરીબ' રહ્યો નથી. બ્રેમનનો અભ્યાસ ગામડાના અસ્તિત્વ બાબતની ઘણી કાલ્પનિક માન્યતાઓને નિર્મૂળ કરે છે. આ પ્રદેશમાં 'વિકાસ' થયો છે અને 'સમૃદ્ધિ' વધી પણ છે પરંતુ સ્થાનિક અને સ્થળાંતરિત મજૂરોએ એની બહુ ભારે કિંમત ચૂકવવી પડી છે. આ આધુનિકીકરણ માટે શ્રમજીવીઓએ તેમનો પરસેવો અને લોહી રેડવા પડયાં છે.

લગભગ પાંચસો પાનાંમાં વિસ્તરેલ, આંકડા, માહિતી, પૃથક્કરણ અને ભૌતિક, તેમ જ સાંસ્કૃતિક સભાનતા બાબતે વેધક પ્રકાશ ફેંકતા આ પુસ્તકનો સારાંશ આપવો અતિ કઠિન અને બિનજરૂરી છે. સમગ્ર પુસ્તકના વાચનથી જ અને વધુમાં કહું તો એનાં નિર્દિષ્ટ આનુષંગિક પુસ્તકોના વાંચનથી જ દક્ષિણ ગુજરાતના મૂડીલક્ષી ગતીવિકાસની અપાર જટિલતાનો સ્પષ્ટ ખ્યાલ આવી શકે. માત્ર એટલો ઉલ્લેખ પૂરતો થઈ પડશે કે આ તરાહ ખોળવા માટે ઉપયોગમાં લેવાએલ પૃથકરણાત્મક સાધનો પણ જટિલ છે અને પ્રણાલિગત સમાજશાસ્ત્રના સામાન્યીકરણોથી પર છે. દાખલા તરીકે લેખક 'આદિ-જ્ઞાતિ' (tribal caste) શબ્દ પ્રયોગ કરે છે, જેનો ઉપયોગ સામાન્ય રીતે સમાજશાસ્ત્રીઓ કરતા નથી પણ અહીં આ શબ્દનો ઉપયોગ કરવામાં આદિજાતિ અને જ્ઞાતિ વચ્ચેના સંબંધો બતાવવાનો ખ્યાલ છે. આ શાબ્દિક ઉપયોગ સૌ પ્રથમ ડી. ડી. કોસામ્બી અને અન્યોએ કર્યો હતો. આમ છતાં એ દર્શાવે છે કે સમકાલીન સામાજિક વાસ્તવિકતાના અભ્યાસમાં પણ 'ટોળી' (tribe) અને 'જ્ઞાતિ' ને પણ સ્પષ્ટ પ્રકાર તરીકે વાપરી શકાય નહિ. તેવી જ રીતે 'જ્ઞાતિ' અને 'વર્ગ'ની ચર્ચા (પા. ૩૬૧–૪૦૧) દર્શાવે છે કે આ બંને ખ્યાલો કંઈ બે ભિન્ન વૈચારિક ખોખાં નથી કે જેમાં, આપણી શૈક્ષણિક અનુકૂળતા ખાતર, ગતિશીલ સામાજિક સ્થિતિને વર્ગીકૃત કરી એકબીજાથી છૂટી પાડી મૂકી દઈએ. સામાજિક વાસ્તવિકતા વિવિધ સ્વરૂપે સપાટી પર દશ્યમાન થાય છે અને આ સ્વરૂપો શૈક્ષણિક વર્ગીકરણથી કે રાજકીય સલાહ–સૂચનથી અંકિત થઈ શકે નહિ પરંતુ એ તો લોકોની જરૂરિયાતમાંથી આકાર લેશે. અલબત, અત્રે એ કહેવાનો આશય નથી કે શૈક્ષણિક વિશ્લેષકો વિશાળ સામાજિક તરાહ પિછાની શકતા નથી. ખુદ બ્રેમન પોતે જ ખૂબ સ્પષ્ટપણે પરિવર્તનની તરાહ પામી શકયા છે. દાખલા તરીકે, એ વાતમાં કોઈ શંકા નથી કે દક્ષિણ ગુજરાતના ઉત્પાદનનું મુખ્ય લક્ષણ ખેતવિષયક અને સંબંધિત બિન-ગ્રામીણ મૂડીવાદ પ્રકારનું છે 'સામંતવાદ' 'અર્ધ-સામંતવાદ'. 'આશ્રિત ગુલામી' વગેરે લાગુ પડતા નથી. પરંતુ આ સફેદ અને કાળા ચિત્રમાં કયાંક ઝાંખપ પણ છે. જ્યારે ઉત્પાદન સંબંધોને વર્ગીકૃત કરવાની વાત આવે છે ત્યારે જોવા મળે છે કે અર્ધ-ગુલામ મજૂરનો ઉપયોગ આ વિસ્તારના આક્રમક મૂડીવાદની જરૂરિયાતોને પોષવા માટે થઈ રહ્યો છે. (આ પણ સાવ નવું નથી. અમેરિકાનાં દક્ષિણનાં રાજ્યોનો મૂડીવાદ પણ 'મુક્ત' શ્રમજીવીઓથી નહિ પરંતુ ગુલામ મજૂરોથી વિકસ્યો હતો તે આપણે જાણીએ છીએ!) ઉત્પાદન સંબંધો નવસર્જિત શ્રમની જરૂરિયાતોના રંગે રંગાએલા હોય છે. શ્રમિકોની વધઘટ થતાં ઉત્પાદન સંબંધોમાં ફેરફાર થતા જાય છે. વળી સ્ત્રી અને બાળકોનો શ્રમ (જેનું વળતર ચૂકવવામાં આવતું નથી) ઉમેરાતાં પગારે કામ કરતા શ્રમજીવીઓ પાસેથી પડાવી લેવામાં આવતા અતિરિક્ત મૂલ્યનું પ્રમાણ સ્પષ્ટપણે જાણી શકાતું નથી અને 'સભાનતા' અને 'વિચારધારા' પણ 'અભૌતિક' નથી. ચોક્કસ ઐતિહાસિક સ્થિતિ જે તેમના તરફ આવે

છે તે સામાજિક સંગઠનો માટે મહત્ત્વપૂર્ણ પરિબળો બની રહે છે. દક્ષિણ ગુજરાતના આ વિસ્તારમાં આદિવાસી જ્ઞાતિજૂથોને હિન્દુ ધર્મમાં દાખલ કરવાનો જે જુવાળ આવ્યો એનાથી એક સામાજિક અસર ઊભી થઈ જેની ચોક્કસ આર્થિક અને રાજકીય મહત્તા પણ હતી.

ગાંધીવાદીઓએ પણ એમાં એમનો 'નમ્ર' ફાળો આપ્યો હતો. છેલ્લે, સામાજિક સંબંધોના સંદર્ભમાં રાજ્ય પણ કંઈ નિષ્ક્રિય રહ્યું નથી ચોક્કસ તરાહને રાજ્ય જાણીજોઈને અને સક્રિય ટેકો પૂરો પાડે છે. અમુક જૂથોને પીઠબળ પૂરું પાડે છે; બીજાં અમુક જૂથોને શાંત પાડે છે. વળી જરૂર પડે તો શારીરિક તાકાતથી અથવા વૈચારિક ભ્રમણાઓથી છેવટે રાજ્ય એક એવી સ્થિતિ નિર્માણ કરે છે જેમાં શોષિત અને કચડાએલ વર્ગને અથવા તેઓની ઉથલપાથલોને કાબૂમાં રાખી શકાય.

દક્ષિણ ગુજરાતની પ્રવર્તમાન જટિલ સ્થિતિ તરફ દોરી જતાં વિવિધ ઐતિહાસિક તંતુઓનું પૃથક્કરણ કર્યા પછી એની ગૂંચ, એના વળાંકો. એની સંદિગ્ધતા અને ગૂંચવાડા સહિતની લાંબી યાત્રાને અંત ખુદ બ્રેમન પણ વિચાર કરતા રહી જાય છે કે ભવિષ્યમાં બધું 'કાબૂ'માં રહેશે કે પછી 'ઊહાપોહ' જાગશે. એમને લાગે છે કે આ વિસ્તારમાં ઝડપથી વધી રહેલ મૂડીવાદી વિકાસથી શ્રમજીવીકરણ અને દારિદ્રીકરણ કે નિરાધારપણાની પ્રક્રિયાનો અંત હજી નજરે પડતો નથી. હજી દેશના આંતરિક ભાગોમાંથી શ્રમિકો મેળવવા નવાં નવાં ક્ષેત્રો ઊઘડી રહ્યાં છે. આમ છતાં, કામદારોની સ્થિતિને 'ગરીબાઈની સંસ્કૃતિ' તરીકે વર્ણવીશું તો તે પ્રવર્તમાન સામાજિક સ્થિતિનું એકાંગી દર્શન જ ગણાશે. તેઓમાં પણ લડાયક માનસ પ્રગટી રહ્યું છે. વ્યક્તિગત રીતે કે સામૂહિક રીતે, સ્થાનિક કે અલ્પજીવી ઊહાપોહના પ્રસંગો અવરનવર બનવા લાગ્યા છે. જુદા જુદા સ્વરૂપે એ પ્રગટ થાય છે.

કદાચ બહારથી ટેકો, વધુ આંતરિક સંગઠન સર્જાય તો આ એકલદોકલ. સ્વયંભૂ પ્રતિકારના બનાવો ચોક્કસ, સ્વયંસંચાલિત સંગઠનને માર્ગે જઈ શકે. બ્રેમન કહે છે. 'નજીકના ભવિષ્યમાં આગાહી કરવામાં આશાવાદને કોઈ કારણ નથી, એ વાત હું એ સભાનતાથી કરું છું કે જમીનવિહોણાઓમાં કંગાલિયતભર્યું જીવન જીવતા માણસો માટે તો પરિસ્થિતિ છે તેનાથી ભાગ્યે જ વધુ ખરાબ બની શકશે.'

બીજું કશું તો નહિ પરંતુ ઓછામાં ઓછા આ સત્ય ખાતર પણ દક્ષિણ ગુજરાતમાં જે કોઈને રસ છે તે સૌએ અને ભારતમાં પલટાઈ રહેલા ખેતસંબંધો સમજવામાં જે કોઈને રસ છે તે સૌએ આ પુસ્તક અવશ્યપણે વાંચી જવું જોઈએ.

  

# મહત્ત્વની તવારીખો

એમ. આર. મેક

**૧૯૬૦**

— ૧ મે. ગુજરાત રાજ્યની સ્થાપના.

— ૧ મે. મુખ્ય પ્રધાન ડૉ. જીવરાજ મહેતાનો અને તેમના મંત્રીમંડળનો સોગંદવિધિ. રાજ્યપાલ તરીકે નવાબ મહેંદી નવાઝ જંગનો પણ સોગંદવિધિ.

— ૧૪ મે. અંકલેશ્વર નજીક હજાત ખાતે પ્રાપ્ત થયેલું નવું તેલક્ષેત્ર.

— ૨૭ મે. ગુજરાતી ભાષામાં ઠરાવો કરવાનો ગુજરાત સરકારનો નિર્ણય.

— ૨૭ ઓગસ્ટ. નર્મદા યોજનાને ભારત સરકારની મંજૂરી.

**૧૯૬૧**

— ૭ મે. અંકલેશ્વરમાં તેલ મળ્યું.

— ૭ જૂન. ગુજરાત યુનિવર્સિટીમાં ગુજરાતીનો ફરજિયાત ઉપયોગ. શિક્ષણના માધ્યમ તરીકે અંગ્રેજીને સ્થાને ગુજરાતી.

— ૧૬ જૂન. ગુજરાત સરકારની ભાગીદારીમાં જાહેરક્ષેત્રે સ્થપાનારી રીફાઈનરી.

— ૨૦ જુલાઈ. કોયલી ખાતે રીફાઈનરી ઊભી કરવાનો થયેલો અંતિમ નિર્ણય.

— ૨૧ ઓગસ્ટ. ઉકાઈ યોજનાને મળેલી મંજૂરી.

**૧૯૬૨**

— ૫ જાન્યુઆરી. કોંગ્રેસનું ૬૬મું અધિવેશન ભાવનગરમાં મળ્યું.

— ૨૦ જાન્યુઆરી. કોંગ્રેસી આગેવાન શ્રી રાવજીભાઈ પટેલનું અવસાન.

— ૨૧ ફેબ્રુઆરી. ગુજરાતમાં સૌ પ્રથમ ચૂંટણી.

— ૧ એપ્રિલ. ખેડે તેની જમીનના સિદ્ધાંતનો અમલ.

— ૧જૂન. ગુજરાતમાં પંચાયતરાજનો અમલ.

— ૧૭ ઓગસ્ટ. અમદાવાદમાં કોમી રમખાણ.

**૧૯૬૩**

— ૧૦ મે. કોયલી રીફાઈનરીનો શ્રી નહેરુએ કરેલ શિલારોપણવિધિ.

— ૫ ઓગસ્ટ. અમદાવાદમાં મોંઘવારી સામે હડતાલ.

**૧૯૬૪**

— ૧ સપ્ટેમ્બર. પારડીના ઘાસિયા જમીનના પ્રશ્નના થયેલા ઉકેલની ગુજરાત વિધાન સભામાં જાહેરાત.

— ૧૦ સપ્ટેમ્બર. વહીવટી પરીક્ષા ગુજરાતીમાં લેવાનો નિર્ણય.

— ૪ ઓક્ટોબર. મુખ્યપ્રધાન બળવંતરાય મહેતાએ પારડી તાલુકામાં ઘાસિયામાં હળ હાંકી ખેડ કાર્યક્રમનું કરેલ ઉદ્‌ઘાટન.

— ૪ ઓક્ટોબર. કોંગ્રેસમાં ભળી જવાનો ગુજરાતના પ્રજા સમાજવાદીઓનો નિર્ણય.

— ૧૭ ઓક્ટોબર. દાહોદમાં ફાટી નીકળેલું કોમી તોફાન.

**૧૯૬૫**

— ૨૩ માર્ચ. કચ્છમાં પાકિસ્તાને કબજે કરેલી ૧,૦૦૦ એકર જમીન.

— ૨ મે. ગુજરાત રાજ્યે અધિકૃત રાજ્યભાષા તરીકે ગુજરાતીનો ઉપયોગ સર્વત્ર કરવાની શરૂઆત.

— ૭ સપ્ટેમ્બર. જામનગર પર પાક હવાઈ હુમલા.

— ૨૦ સપ્ટેમ્બર. પાકિસ્તાને તોડી પાડેલું બળવંતરાય મહેતાનું વિમાન અને તેમનું મૃત્યુ.

— ૧ ઓક્ટોબર. શ્રી હિતેન્દ્રભાઈ દેસાઈની આગેવાની હેઠળની ગુજરાતની નવી સરકારનો સોગંદવિધિ.

— ૧૫ ડિસેમ્બર. ગુજરાતમાં ઊભી થયેલી ગંભીર અછતની પરિસ્થિતિ.

## ૧૯૬૬

— ૪ જાન્યુઆરી. મગદલ્લા બંદરનો પ્રારંભ.

— ૨ માર્ચ. ગુજરાતના ૫,૪૩૦ ગામોમાં અછતની પરિસ્થિતિ.

— ૨ ઓગસ્ટ. ઈંદુલાલ યાજ્ઞિક–મહાગુજરાત જનતા પરિષદના પ્રમુખ અને લોકસભાના સભ્ય અટકમાં.

## ૧૯૬૭

— ૨૩ મે. સૌરાષ્ટ્ર યુનિવર્સિટીનું ઉદ્‌ઘાટન.

— ૧૨ સપ્ટેમ્બર. તેલગેસ કર્મચારીઓની હડતાલ.

— ૨૯ ડિસેમ્બર. પ્રસિદ્ધ સંગીતશાસ્ત્રી પંડિત ઓમકારનાથ ઠાકુરનો દેહાંત.

## ૧૯૬૮

— ૧૬ મે. ઉમાશંકર જોષીને જ્ઞાનપીઠ એવૉર્ડ એનાયત થયો.

— ૧૦ ઓગસ્ટ. તાપી-નર્મદામાં આવેલાં મહાપૂર.

## ૧૯૬૯

— ૧૭ જૂન. કચ્છના રણનું સીમાંકન પૂર્ણ.

— ૧૯ સપ્ટેમ્બર. અમદાવાદમાં મોટા પાયા પર કોમી રમખાણો.

— ૨૯ સપ્ટેમ્બર. ભારત સરકારે મધ્યપ્રદેશ અને ગુજરાત વચ્ચેના નર્મદાયોજના જળવિવાદ માટે ત્રણ વ્યક્તિઓની ટ્રિબ્યુનલ સ્થાપવાનું નક્કી કર્યું.

— ૨ ઓક્ટોબર. કોમી એખલાસ માટેના ૧૧ દિવસના અમદાવાદ ખાતેના ઉપવાસનાં શ્રી મોરારજી દેસાઈનાં પારણાં.

## ૧૯૭૦

— ૨૩ માર્ચ. ગુજરાત સૌરાષ્ટ્રમાં સ્થળે સ્થળે ભૂકંપના લાગેલા આંચકા.

— ૩૧ માર્ચ. વલ્લભવિદ્યાનગરના વિશ્વકર્મા અને સ્વતંત્રપક્ષના ઉપપ્રમુખ તથા ગુજરાત વિધાનસભા વિરોધ પક્ષના નેતા ભાઈલાલભાઈ પટેલનું અવસાન.

— ૬ જૂન. ગાંધીનગર ખાતે ગુજરાત સરકારના વહીવટીતંત્રનો શુભારંભ.

— ૧૯ ઓગસ્ટ. ૯૦ કરોડના ખર્ચે ગુજરાતમાં રાસાયણિક ખાતરનાં બે કારખાનાં. (કંડલા, કલોલ)

— ૬ સપ્ટેમ્બર. નર્મદા અને તાપીમાં મહાપૂર.

— ૨૩ ઓક્ટોબર. અમદાવાદમાં ૧૦,૦૦૦ મિલ-મજૂરોની હડતાલ.

— ૧૭ નવેમ્બર. રાજ્યસરકારે જમીનવિહોણા અને ગ્રામીણ કારીગરો માટે અલગ હાઉસીંગ બોર્ડની રચના કરવાનો કરેલો નિર્ણય.

## ૧૯૭૧

— ૩૧ માર્ચ. શ્રી હિતેન્દ્ર દેસાઈના નેતૃત્વ હેઠળની ગુજરાત સરકારનું રાજીનામું.

— ૭ એપ્રિલ. શ્રી હિતેન્દ્ર દેસાઈની મુખ્યપ્રધાન તરીકે સોગંદવિધિ.

— ૧૩ મે. ગુજરાતમાં પ્રથમવાર રાષ્ટ્રપતિ શાસન, વિધાનસભા બરખાસ્ત.

— ૨૭ ઓગસ્ટ. ગુજરાતમાં કલોલ-નવાગામ-કોયલી પાઈપલાઈન તપાસપંચની નિમણૂંક.

## ૧૯૭૨

— ૨૬ જાન્યુઆરી. વડાંપ્રધાન શ્રીમતી ઇંદિરા ગાંધીએ સુરત નજીક ઉકાઈ ખાતે રૂ. ૧૦૮ કરોડની બંધયોજનાનું કરેલ ઉદ્‌ઘાટન.

— ૧૭ જુલાઈ. ઈંદુલાલ યાજ્ઞિકનું અવસાન.

— ૨૨ જુલાઈ. વડાપ્રધાનના નિર્ણયને માન્ય રાખી મધ્યપ્રદેશ, ગુજરાત, રાજસ્થાન અને મહારાષ્ટ્રના મુખ્યપ્રધાનોએ ૧૨ વર્ષના નર્મદા જળવિવાદ કરાર પર સહીસિક્કા કર્યા.

## ૧૯૭૩

— ૧૨ ફેબ્રુઆરી. રાજ્યસરકારે ડેરીઉદ્યોગ સ્થાપવા માટે ડેરી ડેવલપમેન્ટ કોર્પોરેશન સ્થાપવાનો કરેલો નિર્ણય.

— ૧ એપ્રિલ. લોકશાહી વિકેન્દ્રીકરણની ત્રિસ્તરીય પંચાયતીરાજ પ્રથાનો પ્રારંભ.

— ૧૫ જુલાઈ. અમદાવાદમાં કોમી રમખાણ.

## ૧૯૭૪

— ૨ જાન્યુઆરી. સરકારે અનાજની દાણચોરી માટે પોલિસને 'દેખો ત્યાંથી ઠાર'નો આપેલ આદેશ.

— ૧૦ જાન્યુઆરી. નવનિર્માણ આંદોલનની શરૂઆત.

— ૨૭ જાન્યુઆરી. સુરત જિલ્લામાં ફાટેલ અન્ન રમખાણ.

— ૯ ફેબ્રુઆરી. ગુજરાતમાં રાષ્ટ્રપતિ શાસન લદાયું.

## ૧૯૭૫

— ૭ એપ્રિલ. શ્રી મોરારજી દેસાઈએ દિલ્હીમાં પોતાની માંગના ટેકા માટે શરૂ કરેલ અચોક્કસ મુદતના આમરણાંત ઉપવાસ.

— ૮ જૂન. ગુજરાત વિધાનસભાની ચૂંટણી.

— ૧૮ જૂન. શ્રી બાબુભાઈ જશભાઈ પટેલનો મુખ્યપ્રધાન તરીકે સોગંદવિધિ.

## ૧૯૭૬

— ૧૨ માર્ચ. ગુજરાત રાષ્ટ્રપતિ શાસન હેઠળ, વિધાનસભા બરખાસ્ત.

— ૨૪ ડિસેમ્બર. શ્રી માધવસિંહ સોલંકીના નેતૃત્વ હેઠળની નવી કોંગ્રેસ સરકારનો સોગંદવિધિ.

## ૧૯૭૭

— ૧૧ એપ્રિલ. ૮મી એપ્રિલના ૧૫ અઠવાડિયાંની શ્રી માધવસિંહ સોલંકીની કોંગ્રેસ સરકારના રાજીનામા બાદ ગુજરાતમાં શ્રી બાબુભાઈ પટેલના નેતૃત્વ હેઠળ જનતાપક્ષના સભ્યોનો સોગંદવિધિ.

— ૩ ઑગસ્ટ. ૧૯૭૭નો કોમ્યુનીટી લીડરશીપ રેમન મેગેસ્યસ એવૉર્ડ સ્વરોજગારી મેળવતી મહિલાઓનાં સંગઠક ઈલાબહેન ભટ્ટને એનાયત થયો.

## ૧૯૭૮

— ૧૬ ઑગસ્ટ. પાર્લામેન્ટમાં નર્મદા જળ ટ્રિબ્યુનલની ઘોષણા.

— ૩૦ નવેમ્બર. વડોદરામાં ગેરકાયદેસર પીણું લીધા બાદ ૧૨નાં મૃત્યુ.

## ૧૯૭૯

— ૧૨ ઑગસ્ટ. મચ્છુબંધ હોનારતમાં સંખ્યાબંધ માનવીઓનો લેવાયેલ ભોગ.

## ૧૯૮૦

— ૧૭ ફેબ્રુઆરી. ગુજરાત વિધાનસભાનું વિસર્જન.

## ૧૯૮૧

— ૧૦ માર્ચ. અનામત વિરોધી આંદોલન.

— ૧૦ જુલાઈ. શાંતિનાથ સિલ્ક મિલ્સ હોનારતમાં લેવાયેલ ૭૬ માનવીઓનો ભોગ.

— ૧૦ જુલાઈ. વડાં પ્રધાન શ્રીમતી ઇંદિરા ગાંધીએ નવી દિલ્હી પત્રકાર પરિષદમાં કાકરાપાર–ગુજરાત ખાતે દેશનું પાંચમું અણુમથક સ્થાપવાની કરેલ જાહેરાત.

— ૧૩ એપ્રિલ. ગુજરાત તબીબી વદ્યાર્થીઓના ૧૦૫ દિવસના અનામત વિરોધી આંદોલનનો અંત.

— ૧ નવેમ્બર. રાજકોટ–ગુજરાતના દરિયાકાંઠાના વિસ્તારોમાં વાવાઝોડાંથી લેવાયેલ ૧,૪૦૦ માછીમારોનો ભોગ.

## ૧૯૮૨

— ૯ નવેમ્બર. સાગરી ઝંઝાવાતે રાજ્યમાં સેંકડો માનવીઓનો લીધેલ ભોગ.

— ૨૩ ડિસેમ્બર. ઈલાબહેન ભટ્ટને એન્થની પુરસ્કાર.

— ૨૬ ડિસેમ્બર. રતુભાઈ અદાણીના પ્રમુખપદે રાષ્ટ્રીય કોંગ્રેસની થયેલી રચના.

## ૧૯૮૩

— ૨૩ માર્ચ. ઉકાઈ વીજળી મથકમાં કામદાર અજંપો–તોફાન થતાં ગોળીબાર.

— ૨૪ જૂન. સૌરાષ્ટ્રમાં ભારે વરસાદ અને રેલ.

## ૧૯૮૪

— ૩૧ જાન્યુઆરી. અમદાવાદમાં ગુજરાતની પ્રથમ લેસરકિરણ શસ્ત્રક્રિયા.

— ૧ જુલાઈ. ગુજરાતના સર્વોદયવાદી મૂકસેવક સંતશ્રી રવિશંકર મહારાજનો સ્વર્ગવાસ.

— ૧૪ નવેમ્બર. ગુજરાતમાં તમામ પ્રકારનું કન્યા-શિક્ષણ મફત આપવાનો ગુજરાત સરકારનો નિર્ણય.

## ૧૯૮૫

— ૧૧ જાન્યુઆરી. શૈક્ષણિક–સામાજિક પછાતો માટે સરકારી નોકરી ને શિક્ષણસંસ્થાઓમાં ૨૮ ટકા અનામતનો ગુજરાત સરકારે રાણે પંચનો સ્વીકારેલો હેવાલ.

— ૧૮ ફેબ્રુઆરી અમદાવાદમાં અનામત વિરોધી આંદોલનનો કોલેજોના બહિષ્કારથી ભડકો.

— ૯ માર્ચ. ગુજરાતનું પુનઃ નેતૃત્વ સંભાળતા શ્રી માધવસિંહ સોલંકી.

— ૧૪ માર્ચ. ગાંધીવાદી જુગતરામભાઈ દવેનું નિધન.

  



KWALITY BOOK MFG. CO.
AHMEDABAD-380 016.

# ભાનુભાઈ અધ્વર્યુ

## સમાજ પરિવર્તનની રુદ્રવીણા

ગુજરાતમાં સંઘર્ષને માર્ગે સમાજપરિવર્તનનો મંત્ર ગુંજતો કરનાર આજીવન શિક્ષક, ઓજસ્વી પત્રકાર અને પદદલિતોના બેલી અને હામી સ્વ. ભાનુભાઈ અધ્વર્યુના અવસાન સાથે ગુજરાતના જાહેર જીવનનો એક અનોખો અધ્યાય સમાપ્ત થયો છે.

જંબુસરના બ્રાહ્મણ કુટુંબમાં આજથી ચોસઠ વર્ષ પૂર્વે જન્મેલા ભાનુશંકર મૂળશંકર અધ્વર્યુ શૈશવથી જ આઝાદીના સંગ્રામ સાથે સંકળાયા હતા અને ૧૯૪૨ની 'હિંદ છોડો'ની ચળવળમાં બે વર્ષનો કારાવાસ પણ તેઓએ ભોગવ્યો હતો. નાસિકના એ જેલવાસ દરમિયાન એક બાજુ તેઓ બંગાળી અને મરાઠી સાહિત્યના આસ્વાદક બન્યા અને બીજી બાજુ સમાજવાદી વિચારધારાના રંગે નખશિખ રંગાયા. આઝાદી પછી ઉચ્ચ અભ્યાસ અમદાવાદમાં પૂરો કરી તેઓએ ગુજરાતના વિશેષ કરીને આદિવાસી વિસ્તારોમાં કેળવણીના ક્ષેત્રે પદાર્પણ કર્યું તેમ જ સાથોસાથ ખેતમજૂરોને જાગૃત અને સંગઠિત કરવાનું કામ પણ ઉપાડયું. ભરૂચના વાગરા તેમ જ જંબુસર તાલુકામાં તેઓએ ખેતમજૂરોને સંગઠિત કર્યા અને ગરૂડેશ્વર વિસ્તારમાં 'સઘન વિકાસ યોજના' અમલમાં મૂકી. પાછળથી નવાગામ નર્મદા બંધના સ્થળે આદિવાસી વિસ્થાપિતોના સવાલો પણ તેઓએ ઉપાડયા.

આઠમા દાયકાના આરંભે શ્રીમતી ગાંધીના 'ગરીબી હઠાવ' સૂત્રથી આકર્ષાઈને તેઓ કોંગ્રેસ પક્ષમાં સક્રિય બન્યા પરંતુ કટોકટીકાળથી મોહભંગ થઈ તેમણે જયપ્રકાશ નારાયણના આંદોલનને વેગ આપવામાં સમય આપ્યો. આ ગાળામાં ગુજરાત માધ્યમિક શિક્ષક સંઘ તેમ જ ગુજરાત આચાર્ય સંઘને નેતૃત્વ આપી તેમણે ગુજરાત માધ્યમિક શિક્ષણ ધારો (૧૯૭૨) પસાર કરવામાં ચાવીરૂપ ભૂમિકા ભજવી.

કટોકટીકાળ પછી તેઓ પક્ષીય રાજકારણથી દૂર થતા ગયા અને ગરીબ લોકો જાતે જ સંગઠિત થઈ પોતાના અધિકારો સંઘર્ષને માર્ગે મેળવે તે દિશામાં ડગ માંડયાં. સાબરકાંઠામાં બામણાની હાઈસ્કૂલમાં આચાર્ય હતા ત્યારે જ તેઓએ હાથમતી જલાગાર યોજનાથી ડૂબમાં ગયેલી જમીન પદદલિત ખેતમજૂરોને મળે તે માટે પ્રવૃત્તિ ઉપાડી. ૧૯૮૦માં નિવૃત્ત થયા બાદ તેઓએ લાંબા સંઘર્ષને અંતે દલિતો, આદિવાસીઓ અને અન્ય પછાત વર્ગના ખેતમજૂરોને ૧૪૦૦ એકર જમીન મેળવી આપી, ભિલોડામાં 'શ્રમજીવી સમાજ'ની સ્થાપના કરી ખેતમજૂરોની આઠ ખેત સહકારી મંડળીઓ શરૂ કરી તથા સંઘર્ષ અને રચનાને માર્ગે સમાજ પરિવર્તનનો મંત્ર ચરિતાર્થ કર્યો.

૧૯૮૧ના પહેલા અનામત વિરોધી આંદોલન સમયે તેમણે પદદલિતોને પડખે રહી સમગ્ર ગુજરાતમાં તેઓને જાગૃત કરવાની જાણે કે ધૂણી ધખાવી. સભા, સરઘસ તેમ જ રેલીઓ યોજીને બંધિયાર ગુજરાતમાં નવી હવા ફૂંકી. તે ગાળામાં ગુજરાત વિષમતા નિર્મૂલન પરિષદની સ્થાપના કરીને કર્મશીલો તેમ જ વિચારશીલોને માટે સામાજિક ન્યાય માટેનો મંચ ઊભો કર્યો.

૧૯૭૭થી તેઓ જેટલી ધારદાર રીતે 'જનસત્તા'ની કોલમો દ્વારા તળ ગુજરાતના પ્રશ્નો તરફ આંગળી ચીંધતા હતા એટલી જ માર્મિક વાણીમાં પદદલિતોના પ્રશ્નોને સભાઓમાં વાચા આપતા હતા. સૌમ્યતા, નિખાલસતા અને નિરાડંબરતાને કારણે તેઓ ગુજરાતની ભિન્ન ભિન્ન ભૂમિકા ધરાવતી પરંતુ 'ગરીબ'ને કેન્દ્રમાં રાખતી સ્વૈચ્છિક સંસ્થાઓ વચ્ચે સેતુરૂપ બની શક્યા હતા. 'સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ', 'અર્થાત્', 'લોકાયન' તથા 'સેતુ' આ સૌ માટે તેઓ સહૃદયી સાથી રહ્યા અને ગુજરાતની કર્મશીલો તેમ જ વિચારશીલોની નવી પેઢીને પ્રેરણા આપતા રહ્યા. તેઓએ આદરેલું લોકજાગૃતિ તેમ જ લોકસંગઠનનું કાર્ય આગળ ધપતું રહે તે જ તેમને સાચી અંજલિ હશે.

**અચ્યુત યાજ્ઞિક**

**KWALITY BOOK MFG. CO.**

AHMEDABAD-380 016.

